# કવિલોક

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૫
વર્ષ ૪૮ : અંક : ૧
સળંગ અંક : ૨૮૩

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

**ધીરુ પરીખ**



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર વિ.સં. ૨૦૬૧ : વર્ષ ૪૮ : અંક ૧ સળંગ અંક ૨૮૩






તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને અર્થ

સાહિત્યનો એક પ્રકાર છે કવિતા. કોઈ પણ સાહિત્યપ્રકારની જેમ કવિતા પણ શબ્દની કલા છે. કાવ્યકૃતિનું ઉપાદાન શબ્દ છે. શબ્દનો એક અર્થ નાદ છે તો બીજો અર્થ છે કોઈ પણ ભાષકના વિચાર કે ભાવની અભિવ્યક્તિ માટેનો સંકેત. આ સંકેતરૂપ શબ્દ યૌગિક હોય, રૂઢિગત હોય કે યોગરૂઢિથી નિષ્પન્ન થયેલો હોઈ શકે. આથી શબ્દ સાથે અર્થ સંકળાયેલો છે. આ કારણે શબ્દોથી બનેલી કાવ્યકૃતિ પાસે ભાવક કે વાચકની અપેક્ષા અર્થમૂલક હોય તે સ્વાભાવિક છે, પરન્તુ શબ્દકોશમાં આપેલા કે આવેલા શબ્દો અને તેના અર્થ જ્યારે કાવ્યનિર્મિતિ સમયે કવિ ખપમાં લે છે ત્યારે એ કાવ્યકૃતિમાં વપરાયેલો પ્રત્યેક શબ્દ અર્થમૂલક હોવા છતાં તે કોશગત અર્થમાં જ મર્યાદિત રહેતો નથી. વળી, એકાધિક શબ્દોથી બનેલી કાવ્યકૃતિ પ્રત્યેક શબ્દના અલગ અલગ અર્થને જાળવીને પણ એ કૃતિગત સર્વ શબ્દો એક નવો અર્થ રચી આપે છે. આ રીતે કાવ્યમાં વપરાયેલો પ્રત્યેક શબ્દ પોતાનો સ્વતંત્ર અર્થ જાળવીને પણ અન્ય શબ્દોની સન્નિધિમાં રહી નવા અર્થની દિશામાં ગતિ કરે છે, અને કાવ્યાન્તે એ કૃતિગત સર્વ શબ્દોનો એક નવો જ અર્થ પામી શકાય છે. આને જ ભાવક કે વાચકની અપેક્ષાએ અર્થ કહી શકાય. આથી જ સામાન્ય ભાવક કે વાંચક કાવ્ય પાસે અર્થની અપેક્ષાથી જતો હોય છે. પરિણામે એ પોતાના મનને કે અન્યને પૂછી બેસે પણ ખરો કે આ કાવ્યમાં કવિને શું કહેવું છે, એટલે કે એ કાવ્યમાં અર્થ શો છે.

આવી પૃચ્છા કે અપેક્ષા સદાસર્વદા વ્યર્થ કહી શકાય નહીં. બ્રહ્માનંદ સહોદર આનંદ આપવો એ કાવ્યકૃતિનું અંતિમ લક્ષ્ય ગણાયું હોવા છતાં, એ વીસરવું ના જોઈએ કે આ આનંદના લક્ષ્ય સુધી

પહોંચવા માટે શબ્દના પુલ પર થઈને જવું પડે છે. આવા સાર્થ શબ્દોથી રચાયેલી કાવ્યકૃતિમાં પ્રત્યેક શબ્દનો પોતાનો પૃથક્ અર્થ હોય છે તો વળી પ્રત્યેક શબ્દ અન્ય શબ્દોની સહયોગિતામાં રહી નવ્યાર્થ પ્રકટ કરે છે. આવા અનેક નવ્યાર્થો સમગ્ર કાવ્યકૃતિમાંથી વળી તદ્દન ભિન્ન અને નૂતન અર્થ પ્રકટાવે છે. આમ, કાવ્યકૃતિમાં સર્જક પ્રત્યેક શબ્દના પૃથક્ અર્થની સાથે તેના સમવાય અર્થને સંર્જે છે. આ રીતે જે કાવ્યાર્થ પ્રકટે છે તે પ્રત્યેક શબ્દના પૃથક્ અર્થની સન્નિધિથી નિષ્પન્ન થેલો સામુચ્ચયિક અર્થ છે. આવો સામુચ્ચયિક અર્થ એ જ કાવ્યાર્થ છે, અને આવો સામુચ્ચયિક અર્થદીધો કાવ્યબોધ એ જ કાવ્યાનંદ છે. આમ આખરે તો કાવ્યાર્થ અને કાવ્યાનંદ એકબીજાના પર્યાય સમાન બની રહે છે. આ કાવ્યાર્થ કે કાવ્યાનંદ એ જ તેના સર્જકનું કથયિતવ્ય છે.

સમર્થ સર્જક પોતાના વિશિષ્ટ કથયિતવ્યને અભિવ્યક્ત કરવા સમ્યક્ શબ્દવિન્યાસ રચે છે, અને ક્યારેક તો શબ્દના કોશગત અર્થનો વિસ્તાર-વ્યાપ પણ કરે છે. નરસિંહની નીચેની પંક્તિઓ આ વાતની પ્રતીતિ કરાવશે :

*'લટકે ગિરિ ગોવર્ધન ધરિયો, લટકે પલવટ વાળી રે;*
*લટકે જળ-જમનામાં પેસી લટકે નાથ્યો કાળી રે.'*

આમ તો લટકાનો કોશગત અર્થ છે શરીરના અંગનો મોહક મરોડ. આવાં લટકાંનો અહીં નરસિંહની કવિપ્રતિભાએ કેવો અર્થવિસ્તાર કરી આપ્યો છે! કાવ્યનાયિકા ગોપીની ઉક્તિમાં અહીં કાવ્યનાયક કૃષ્ણ પ્રત્યેનું કામણ વ્યક્ત થયું છે. પરન્તુ અહીં કૃષ્ણની વિવિધ ક્રિયાઓમાં તેનું માધુર્ય નિરૂપાયું છે. કૃષ્ણે ગિરિ ગોવર્ધનને ટચલી આંગળીએ ઊંચક્યો તે પણ તેનો એક લટકો, તો વળી જમનાનાં નીરમાં કૂદતાં પહેલાં પીતાંબરની જે પલવટ વાળી તેનોય લટકો અને જમનાજળમાં કૂદકો માર્યો તે પણ લટકો; ને વળી એ જળમાં પ્રવેશી ભયંકર કાળીનાગને નાથ્યો તે પણ લટકો! કૃષ્ણનાં નાનાવિધ, રુદ્રરમ્ય પરાક્રમોને અહીં ગોપીની નજરમાં તેના સૌન્દર્યના પોષક વિક્રમ તરીકે નિરૂપાયાં છે. અન્તે સમગ્ર કાવ્ય કૃષ્ણની વિવિધ ભાવભરી લીલાઓને કેવળ માધુર્યમાં પલટાવી નરસિંહ આ પદને ભક્તિશૃંગારનું પદ બનાવી તેનો રસાનંદ કરાવી રહે છે તે તેનો સમગ્ર અને સમ્યક્ કાવ્યાર્થ છે.

આથી જ ભામહે 'કાવ્યાલંકાર'માં કહ્યું છે કે 'શબ્દાર્થૌ સહિતૌ કાવ્યમ્'. શબ્દ અને તેનો કોશગત અર્થ સાથે મળીને જે સર્જાય છે તે કાવ્યકૃતિ છે અને તેમાંથી નિષ્પન્ન થતો સમગ્ર અર્થ તે જ કાવ્યાર્થ છે. દણ્ડિએ 'કાવ્યાદર્શ'માં આ જ વાત કરી છે કે કાવ્ય એટલે સુંદર રીતે ઇષ્ટ અર્થ રજૂ કરતી પદાવલી :

'શરીરં તાવદિષ્ટાર્થવ્યવચ્છિન્ના પદાવલી.'

કાવ્ય પાસે કેવળ શબ્દાર્થની અપેક્ષાથી જનારને ક્યારેક પૂરો આનંદ ના પણ મળે તો કાવ્યમાં કવિને શું કહેવું છે, શું અભિવ્યક્ત કરવું છે તે કેવળ વ્યક્ત શબ્દોના સહારે શોધવાની મથામણ કરનાર ભાવકને નિરાશ પણ કરે. પરન્તુ એનો અર્થ એવો નથી કે કાવ્યકૃતિમાં પ્રયોજાયેલો પ્રત્યેક શબ્દ પૃથક્ પૃથક્ અર્થાવર્તનો રચીને વિરમી જાય છે. બલકે પૃથક્ પૃથક્ અર્થનો જે સામુચ્ચયિક પરિપાક કાવ્યકૃતિમાં ઊતરે છે તે જ કાવ્યનો સાચો અર્થ છે.

આ રીતે કાવ્યની મુખ્ય વાચના - main text - અત્યંત ઉપયોગી હોવા છતાં પણ તે જ કેવળ અને કેવળ અર્થપર્યવસાયી છે તેમ માનવું ભૂલભરેલું છે. આથી કાવ્યની - subtext - ગૌણ વાચના - જે વ્યક્ત નથી તે પણ કાવ્યાર્થને પામવામાં ખૂબ આવશ્યક બની રહે છે. આ રીતે આપણી પરિભાષામાં વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ દ્વારા અને વધુમાં તાત્પર્યાર્થ દ્વારા સમગ્ર કાવ્યનો સામુચ્ચયિક સમ્યક્ અર્થ ગ્રાહ્ય બને છે. આવાં વિવિધ સ્તરીય અર્થવલયો માત્ર એક જ વ્યક્ત વાચનામાંથી વ્યુત્પન્ન ભાવકે પરખી અને પામવાનાં હોય છે.

આમ, જ્યારે સબળ અને સફળ કાવ્યકૃતિ એની નિર્મિત્તિ બાદ ભાવક પાસે પહોંચે છે ત્યારે ભાવકે જ એના અર્થનું રહસ્યોદ્ઘાટન કરવાનું હોય છે. આથી જ કાવ્યશાસ્ત્રમાં જેમ કારયિત્રી પ્રતિભાનો મહિમા થયો છે તેમ ભાવયિત્રી પ્રતિભાનો પણ સમાન્તર મહિમા થયેલો છે. આવી કારગત ભાવયિત્રી પ્રતિભા પોતાની સમક્ષની કાવ્યકૃતિનો ફલિતાર્થ પામી-પકડી શકે છે, જેને દિવ્યાનંદ, અલૌકિક આનંદ, રસાનંદ જેવી વિવિધ સંજ્ઞાઓથી ઓળખવાનો-ઓળખાવવાનો પ્રયત્ન થતો રહ્યો છે. શું પશ્ચિમ કે શું પૂર્વના કાવ્યમર્મજ્ઞોએ એક યા બીજી રીતે કાવ્યાર્થને સમજવાનો કે સમજાવવાનો આ જ પુરુષાર્થ કરેલો છે. 'બેસ્ટ વર્ડ્ઝ ઇન બેસ્ટ ઑર્ડર'નો પણ આ જ મહિમા છે.

કાવ્યમાં અર્થની શોધ આ સ્તરે થવી ઘટે. કેટલાક અવ્યક્ત શબ્દોની કાવ્યવાચનવેળાએ ભાવકે નિજી વ્યુત્પન્નતાને આધારે પૂર્તિ કરી લેવાની હોય છે. આમ, કાવ્યમાં વ્યક્ત પદાવલી સાથે જે અવ્યક્ત છે તેને સાંકળીને, સંયોજીને, તેનું સંઘટન કરીને સમગ્ર કાવ્યકૃતિને ચિત્ત સમક્ષ ખોલવી એ જ કાવ્યાર્થ છે, એ જ ભાવકપક્ષે પરમ પુરુષાર્થ છે. કવિતા અને અર્થનો આ વિશિષ્ટ સંબંધ-સમન્વય જે પામી શકે છે તે જ કાવ્યને માણી શકે છે.

ફેબ્રુઆરી ૨૧, ૨૦૦૫ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઇલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૧૮.અકિલીઝ માટે બખ્તર

પણ ચળકતા શિરસ્ત્રાણધારી હેક્ટરે આ સલાહ સામે નારાજગી વ્યક્ત કરી. 'પોલિડેમસ', એ ઘૂરક્યો, 'જે માણસ આપણને રણ છોડીને ગામમાં પુરાઈને બેસવાની સલાહ આપે તે મારા મતનો નથી. આ દીવાલોના પાંજરાથી તું કંટાળ્યો નથી? પ્રાયમના પુરની સમૃદ્ધિ, એનું સોનું અને એનું કાંસું જગતની વાતનો વિષય હતું તે હું જાણું છું. પણ એ કાળ વીતી ગયો છે. આપણા આવાસોની. કલાસમૃદ્ધિ ખલાસ થઈ ગઈ છે. ઝ્યૂસનો ખોફ આપણે વહોર્યો હોઈ, આપણો મોટા ભાગનો ખજાનો આપણે ફ્રિજિયાને અને સુંદર મીઑનિયાને વેચી નાખવો પડ્યો છે. છતાં જે ઘડીએ સમર્થ દેવે જહાજો પાસે મને વિજય અપાવી અકીઅનોને દરિયા ભણી ધકેલવામાં સહાય કરી છે ત્યારે, તું મૂરખની માફક, અમને નગર બચાવવાની સલાહ આપે છે. લોકોનાં મનમાં આવા ખયાલો મૂકવાની હું તને મનાઈ કરું છું. એક પણ ટ્રોજન તારા સૂચનને અનુસરવાનો નથી. હું કોઈને તેમ નહીં કરવા દઉં.'

'એને બદલે તમે બધા મને સાંભળો. આખું લશ્કર પોતપોતાને રસોડે જઈ વાળુ કરે. ચોકી કરવાનું અને સાવધાન રહેવાનું કોઈ ભૂલે નહીં. દરમિયાનમાં કોઈ ટ્રોજનને પોતાના માલમિલકતની ચિંતા રહેતી હોય અને, જાહેર ઉપયોગ માટે એ રાજને સોંપી દેવા ચાહતો હોય તો અકીઅનો એ તો જાણે તેના કરતાં આ વ્યવસ્થા વધારે સારી છે. પછી પરોઢ ફાટતાં જ આપણે શસ્ત્રસજ્જ થઈશું અને ખોખર જહાજો પાસે જ દુશ્મનો ઉપર ત્રાટકશું. ને મહાન અકિલીઝે હથિયાર ધારણ કરી પોતાની છાવણી છોડવાનું નક્કી કર્યું હોય તો પણ શું? એ જો એમ કરે તો એટલું એનું દુર્ભાગ્ય યુદ્ધને ટાળવાં ને નાસી જવા હું ઇચ્છતો નથી. એથી મોઢામોઢ હું તેનો સામનો કરીશ અને તેમાં કોણ જીતે છે તે આપણે જોશું. યુદ્ધદેવને કોઈ પારકા-પોતાના નથી જે માણસ માનતો હોય કે પોતે હણવાનો છે તેને જ એ દેવે હણ્યો હોય એમ જાણવા મળ્યું છે.'

હેક્ટરે પોતાનું બોલવાનું પૂરું કર્યું અને મૂર્ખ ટ્રોજનોએ તેને વધાવી લીધું. પેલાસ એથીનીએ એમની વિવેકબુદ્ધિનો નાશ કર્યો હતો. જેની વ્યૂહરચના સાચી હતી તે પોલિડેમસને એક પણ મત ન મળ્યો, પણ એમણે હેક્ટરને અને એની ખોટી સલાહને વધાવી લીધાં. તે પછી આખું લશ્કર વાળુ માટે ગયું.

પેટ્રૉક્લસ માટે અકીઅનોએ આખીયે રાત આક્રંદ અને રુદન કર્યાં. કરુણ મરશિયાં ગાવામાં પેલ્યુઝનો પુત્ર એમનો નેતા હતો. કોઈ યાળવાળા વનકેસરીનાં બચ્ચાંને કોઈ શિકારી હરી જાય અને એ ખબર બોડમાં મોડા આવ્યે એને પડે અને, વિરહવેદનાથી ગ્રસ્ત દશામાં શિકારીનું પગેરું પકડતાં એ કરુણ ગર્જનાઓ કરવા લાગે તેમ; પોતાના સાથીની છાતીએ હાથ મૂકીને અકિલીઝ કરુણ ક્રંદન કરવા લાગ્યો. પેટ્રૉક્લસના ઉમદા પિતાને પોતે આપેલા મિથ્યા વચનની યાદ એને પીડા આપવા લાગી. એ બોલ્યોઃ

મેનીશિયસને મેં કહ્યું હતું કે તમારા પુત્રને કીર્તિથી વરાયેલો અને લૂંટના પોતાના ભાગથી લદાયેલો હું ઓપસ પાછો આવીશ પણ, માનવીની યોજનાઓને ઝ્યૂસ રગદોળી નાખે છે અને, અમારી જોડી ટ્રોયની ધરતીના એક ટુકડાને અમારા શોણિતથી લાલ રંગે રંગવાના છીએ. કારણ હું પાછો ઘેર જવાનો નથી અને વૃદ્ધ પિતા મેલ્યુઝ અને માતા થેટિસ તરફથી સ્વાગત પામવાનો નથી. જે ધરતી પર હું ઊભો છું તે મને ગળી જવાની છે. તો પેટ્રોક્લસ, જ્યાં સુધી હું બખ્તર અને તને હણનાર હેક્ટરનું માથું આણું નહીં ત્યાં સુધી તારી અંતિમ વિધિ હું નહીં કરું. અને તારી ચિતા પર ટ્રોયના પૂરા બાર કુલીન જવાનોનાં મસ્તક ચડાવી, તે મારી નાખવા માટેનો મારો ક્રોધ હું શાંત પાડીશ. ત્યાં સુધી, જે ટ્રોજન સ્ત્રીઓને અને સુસ્તની ડાર્ડેનસ પુત્રીઓને અમે પકડી આણી છે તે સૌ દિવસરાત તારાં મરશિયાં ગાશે.'

પછી અકિલીઝે પોતાના અનુચરોને એક ત્રણપગી દેગડી જલદીથી ચૂલે ચડાવવા કહ્યું જેથી પેટ્રોક્લસના દેહ પર જામી ગયેલા લોહીના ડાઘ દૂર કરી શકાય. એમણે એક મોટી દેગડી મૂકી, એમાં પાણી રેડ્યું અને લાકડાં આણ્યાં. પછી અગ્નિ પેટાવ્યો. ભડકા દેગડીને આંબવા લાગ્યા અને પાણી ગરમ થયું. એ ઊકળવા લાગ્યું ત્યારે, તેમણે શબને સાફ કર્યું, એને જૈતુનનું તેલ લગાડ્યું અને નવ વર્ષ જૂનો મલમ ઘામાં ભર્યો. પછી એને નનામી પર મૂકી, પગથી માથાઢંક સુંવાળી ચાદર ઢાંકી દીધી અને એની ઉપર એક ઝભ્ભો નાખ્યો. અને શેષરાત્રિ દરમિયાન અકિલીઝ સાથે મર્માઇડનો આક્રંદ કરતા રહ્યા.

પોતાની પત્ની અને ભગિની હીરી તરફ ફરીને ઝ્યૂસે કહ્યું, 'મારી બલિવર્દનત્રી સામ્રાજ્ઞી, તેં ફરી એક વાર તારું ધાર્યું કર્યું છે અને અકિલીઝને ઉત્તેજિત કર્યો છે. કોઈને પણ લાગે કે પ્રલંબકેશી અકીઅનો જાણે તારાં પોતાનાં સંતાનો છે!' એને હીરીએ ઉત્તર આપ્યો : 'ભયંકર ક્રોનોસસુત મેં શો અપરાધ કર્યો છે? આપણા જેવી બુદ્ધિ ધરાવતું કોઈ પણ મર્ત્ય માનવી પોતાના મિત્ર માટે કંઈક કરે જ. તો પછી જન્મના અધિકારથી અને દેવાધિદેવ એવા આપની સામ્રાજ્ઞી હોવાને નાતે ટ્રોયમાંના મારા શત્રુઓ માટે પીડા ઊભી કર્યા વિના શી વિધ રહી શકું ?'

આ બે વચ્ચે આમ ગોષ્ઠિ ચાલતી હતી ત્યારે રજતપાદ થેટિસ હેફીસ્ટસને મહેલે ગઈ, વાંકા પગવાળા એ દેવે જાતે બાંધ્યો હતો, અવિનાશી કાંસભો. તારાની જેમ ચળકતો એ મહેલ દેવોનાં આલયોથી જુદો તરી આવતો હતો. થેટિસે હેફીસ્ટસને કામમાં વ્યસ્ત જોયો, ભઠ્ઠીના અગ્નિને ધમણથી હવા પૂરતાં એ પરસેવે નાહી રહ્યો હતો. પોતાના વિશાળ ખંડ માટે પાયાવાળું મેજ એ બનાવી રહ્યો હતો. એના દરેક પાયાએ એણે સોનાનું પૈડું બેસાડ્યું હતું જેથી કોઈ પણ દેવસભામાં એ તરત જઈ શકે અને સૌને આશ્ચર્યચકિત કરી શકે. અને પાછો ગડગડ કરતો ઘેર આવી શકે. પૈડાં હજી પૂરાં તૈયાર થયાં ન હતાં. હજી શોભાના હાથા બેસાડવાના હતા અને, એ ખીલાથી જડીને ખીલાના છેડાને કાપતો હતો.

રજતપાદ થેટિસ આવી ત્યારે, પોતાની બધી ચતુરાઈ માગી લેતા આ કાર્યમાં હેફીસ્ટસ રોકાયેલો હતો. પ્રખ્યાત લંગડા દેવની પત્ની ચેરિસ પોતાના ચળકતા મુકુટ સાથે બહાર આવી અને એણે થેટિસને જોઈ. થેટિસનો હાથ પોતાના હાથમાં લઈને એ બોલી : લાંબો ઝભ્ભો ધારણ કરનારી થેટિસ, અમારે ત્યાં તું શું કામે આવી છો? તું આદરણીય અને આવકાર્ય અતિથિ છો, જો કે હમણાં હમણાં તું બહુ ઓછી દેખાય છે. પણ તું મારી સાથે અંદર આવ

અને થોડો નાસ્તો લે.'

આટલું બોલીને એ ઉદારમના દેવી થેટિસને અંદર લઈ ગઈ, એણે એને સુશોભિત ખુરશીએ બેસાડી અને પગ રાખવા માટે પાયટેકણિયું આપ્યું. પછી એણે લુહારરાજને બોલાવ્યો : 'હેફીસ્ટસ', અહીં આવો. થેટિસ તમારી પાસે કશુંક યાચવા આવી છે.' 'શું થેટિસ આપી છે?' લંગડો દેવ બોલ્યો : 'હું અવંશ હોઈને મારી પોતાની જનેતા મારું કાસળ કાઢવા માગતી હતી ત્યારે, મારી અણીની વેળાએ મને મદદ કરનાર થેટિસ માટે મને ખૂબ આદર છે. થેટિસે મને પોતાની છાતીએ વળગાડ્યો ન હોત તો મારે માથે શું ન વીત્યું હોત! થેટિસની અને સાગરપુત્રી યુરીનોમીની સાથે હું નવ વરસ રહ્યો હતો. સાગરજળથી સતત ભરેલી અને ફીણથી ઊભરાતી ગુફામાં એમને માટે હું કાંસાના, કમ્મર બંધનાં બકલ, ગુલાબિયાં અને કંઠાભરણો બનાવતો હતો. મને બચાવનાર થેટિસ અને યુરીનોમી સિવાય એ રહસ્ય બીજું કોઈ જાણતું ન હતું. ને એ થેટિસ આપણે આંગણે આવી છે. મારી પર ઉપકાર કરનારનો મારે બદલો વાળવો જ જોઈએ. એને બરાબર રાજી કર એટલામાં હું મારી ધમણને અને ઓજારોને આઘાં મૂકી દઉં.'

પોતાની તોતિંગ કાયાને હેફીસ્ટસે એરણ પાસેથી ઊંચી કરી. એ લંગડાતો હતો પણ એના પાતળા પગે એ ચપળતાથી ચાલતો હતો. ભઠ્ઠી પાસેથી એણે ધમણને અળગી કરી, ઓજાર બધાં એકઠાં કર્યાં અને એ સઘળાંને ચાંદીની પેટીમાં મૂક્યાં. પછી પોતાને મોઢે, બેઉ કાંધે, ગળે અને છાતીએ ભીનું કપડું ફેરવ્યું અને લાકડી સાથે, કોઢમાંથી લંગડાતો લંગડાતો એ આવ્યો. સ્વર્ણમયી દાસીઓ પોતાના શેઠની સહાયમાં ઉતાવળે દોડી આવી. સાચી કન્યાઓ જેવી એ લાગતી હતી અને માત્ર બોલી અને હાથપગ હલાવી જાણતી. એટલું જ નહીં પણ, અમર દેવોએ એમને બુદ્ધિની ભેટ આપી હતી અને કામ કરવાની તાલીમ આપી હતી. પોતાના શ્રમ કરતા સાથની સાથે હેફીસ્ટસ દેવ કઢંગી ચાલે ચાલતા થેટિસ પાસે આવ્યા અને, એનો હાથ પોતાના હાથમાં લઈ એણે એને આવકારી 'લાંબા વસવાળી થેટિસ તું અહીં શા કામે આવી છો?' એ બોલ્યો. તું આવકાર્ય અને આદરણીય અતિથિ છે. જોકે કેટલાક સમયથી તું બહુ ઓછી આવે છે. પણ મારી પાસે તારી શી અપેક્ષા છે એ મને કહે. મારાથી થઈ શકે તેવું હશે અને અશક્ય નહીં હોય તો તારે માટે હું બધું કરી છૂટીશ.'

થેટિસનાં નયનો આંસુથી છલકાયાં. 'હેફીસ્ટસ',એ બોલી, 'ઑલિમ્પસમાં મારા સમી બીજુ કોઈ પણ દેવી એવી છે જેને ક્રોનોસપુત્રને હાથેથી ભોગવવાનું આવ્યું હોય? એઇકસના પુત્ર પેલ્યુઝ સાથે લગ્ન કરવા માટે સમુદ્રપરી એવી મને એમણે પ્રથમ પસંદ કરી; મારી ઇચ્છા વિરુદ્ધ મર્ત્ય માનવીને પતિ તરીકે સ્વીકારી મારે સંસાર માંડવો પડ્યો; વયના બોજાથી આજે હવે એ ઘેર પડ્યો રહે એ પણ વાત ત્યાં પૂરી નથી થતી. ઝ્યૂસે મને એના એક પુત્રની માતા બનાવીને એ પુત્રને મારી પાસે ઉછેરાવ્યો, પોતાના સમવયસ્કો કરતાં ક્યાંય ચડિયાતો એવો એ છે. બગીચામાં નાના છોડને ઉછેરે એમ મેં એને ઉછેર્યો અને રોપાની જેમ એ વધતો ચાલ્યો. પોતાનાં ચાંચાળાં વહાણો સાથે ટ્રોજનો સામે લડવા માટે મેં એને ઇલિયમ મોકલ્યો; પણ હવે, પેલ્યુઝને નિવાસે હું એનું સ્વાગત કરી શકીશ નહીં. ને એ જેટલું જીવે છે તેટલી પીડા ભોગવે છે. હું એનો પક્ષ લઈ શકતી નથી. અકીઅન સેનાએ એને સન્માનવા આપેલી કન્યા રાજા ઍગામેમ્નૉને પડાવી લીધી. એ કન્યાનો વિયોગ એને ખૂબ સાલતો હતો અને એના વિરહથી એ પીડાતો હતો: પરિણામે

ટ્રોજનોએ અકીઅનોને એમનાં જહાજો-ભેગા કરી દીધા અને ત્યાંથી એ ચસી શકતા નથી. અકિલીઝને મનાવવા આર્ગાઇવ દૂતો ગયા. એની પાસે મોટો પ્રસ્તાવ મૂક્યો પણ એણે એના અસ્વીકાર કર્યો; એમને બચાવવા માટે જરાય કષ્ટ ઉઠાવવા એ તૈયાર ન હતો. પરંતુ પેટ્રોકલસને પોતાનું કવચ આપી મોટી સેના સાથે એને લડવા માટે અકિલીઝે મોકલ્યો. સ્કીઅન દ્વાર પાસે આખો દહાડો એ લોકો લડ્યા અને રાત ઉતરે તે પહેલાં એમણે ટ્રોયનો કબજો મેળવી લીધો હોત પણ ટ્રોજન સેનાને ખૂબ ઘમરોળનાર પેટ્રોક્લસને હણવા માટે હેક્ટરનો હાથ અપોલોદેવે ઉપર રાખ્યો. એટલે હું તમારે પગે પડવા આવી છું તે તુરત મરણ-શરણ થનાર મારા પુત્ર માટે ઢાલ, શિરત્રાણ, ઘૂંટણ, ઢાંકણીઓ સાથેનાં પગરક્ષકો અને ડીલનું બખ્તર-કવચ-માગવા માટે આવી છું. એના પહેલાંના શસ્ત્રો અને કવચ, ટ્રોજનોએ એના મિત્રને હંફાવ્યો તેની સાથે ગયાં; અને અકિલીઝ વેદનામાં ભોંયે આળોટે છે.'

'જરીય ચિંતા ન કર' વિખ્યાત પંગુ દેવ બોલ્યો. 'તું બધું મારી ઉપર છોડી દે. વાસ્તવમાં તો હું એમ ઇચ્છું છું કે એની આખરી વેળ આવે ત્યારે હું એને મોતની પીડામાંથી બચાવી શકું એવું કવચ હું એને આપું, જે બધા લોકો આંખો ફાડીને જોઈ રહે.'

આટલું કહીને હેફીસ્ટસ પાછો પોતાની કોઢમાં ગયો; ત્યાં જઈ એણે ધમણ ધમધપાવી, અગ્નિને જોરદાર કર્યો અને ધમણોને કાર્યરત બનવા કહ્યું. એની પાસે વીસ ધમણ હતી, એ બધી કૂલડીઓ પર ધપવા લાગી અને, જુદાજુદા પ્રમાણમાં સંતોષકારક હવા પૂરવા લાગી. હેફીસ્ટસની જરૂર પ્રમાણે ચોક્કસ સમયે તાપ વધતો અને ઘટતો રહેતો. એણે અવિનાશી કાંસાને ભઠ્ઠીમાં નાખ્યું, એમાં થોડી કલાઈ, મૂલ્યવાન સોનું અને રૂપું નાખ્યાં. પછી એણે પાટડા ઉપર મોટી એરણ મૂકી અને એક હાથમાં ઘણ અને બીજામાં ચીપિયો પકડ્યા.

મોટી અને મજબૂત ઢાલ બનાવવાથી એણે આરંભ કર્યો. ખૂબ સુશોભન કર્યું, ત્રેવડી તગતગતી કિનાર કરી અને ચાંદીનો પટ્ટો બેસાડ્યો. ઢાલના પાંચ પડ હતાં અને એના ઉપર પડને એણે કારીગરી વાપરી સુશોભિત કરી; ત્યાં પૃથ્વી, આકાશ અને સમુદ્ર હતાં. નિરંતર ફરતા સૂરજદેવ હતા. પૂનમનો ચંદ્ર હતો સાત બહેનો અને રોહિણી અને મહાન પારધી હતાં અને કદીયે સમુદ્રમાં ન ડૂબતો મહારી હતો.*

પછી લોકોથી ઉભરાતી બે નગરીઓ એણે કોરી એકમાં લગ્ન અને જમણસમારંભો હતા. લગ્નગીતોના રવ અને બળબળતી મશાલો સાથે કન્યાઓ માયરાંઓમાં પધરાવાઈ રહી હતી. બંસરી અને વીણાં વગાડતા યુવકો નર્તન કરી રહ્યા હતા અને, આ બધું જોવાને નગરનારીઓ પોતાને બારણે ઊભી રહી ગઈ હતી. પરંતુ એક માણસની હત્યાના બદલાના દાવા માટે પુરુષો બધા સામાસ્થાને ટોળે વળ્યા હતા. બચાવપક્ષ પૂરી રકમ વસૂલ કરવા માગતો હતો અને લોકો સમક્ષ પોતાની રજૂઆત કરી રહ્યો હતો. વિરુદ્ધપક્ષ એ દાવાને પડકારતો હતો અને કશું પણ આપવાની ના પાડતો હતો. આ વિવાદનો નિકાલ કોઈ લવાદ લાવે એવો બંને પક્ષોનો આગ્રહ હતો અને ટોળામાંના બંનેના પક્ષકારો તેમાં સૂર પુરાવતા હતા અને, ચોકીદારો એમને શાંત રાખવા કોશિશ કરતા હતા. ચકચકતા પથ્થરના અર્ધવર્તુળાકાર પવિત્ર આસન ઉપર ગલઢેરાઓ બેઠા હતા; અને, ચોકીદાર એ દરેકના હાથમાં ન્યાયદંડ આપે ત્યારે દરેક ગલઢેરો ઊભો

* કૃત્તિકા, મૃગશીર્ષ અને સપ્તર્ષિ માટે પશ્ચિમમાં જે નામો વપરાય છે તેમનો અનુવાદ અહીં આપ્યો છે.

થઈ પોતાનો ન્યાય પ્રગટ કરતો હતો. બે સુવર્ણમુદ્રાઓ કેન્દ્રમાં દેખાતી હતી. જે ગલઢેરાનો ન્યાય ઉત્તમ કરે તેનું એ મહેનતાણું હતું.

બીજું નગર બે એનાઓથી ઘેરાયેલું બતાવાયું હતું; એ સેનાઓનાં હથિયારો ચળકાટ કરતાં હતાં. ઘેરો ઘાલનારાઓમાં મતભેદ હતો - શહેરને સીધું ધમરોળવું કે એની બધી સમૃદ્ધિની ભાગ બટાઈ પોતે હુમલાખોરો અને પુરવાસીઓ વચ્ચે કરવી. પરંતુ પુરવાસીઓએ હજી સુધી શરણાગતિ સ્વીકારી ન હતી, એ લોકો છૂપી રીતે છાપા મારવાની તૈયારી કરતા હતા. પોતાની સ્ત્રીઓ અને નાનાં બાળકોને તથા વૃદ્ધોને નગરનું રક્ષણ સોંપીને એરીસ અને પેલાસ એથનીની સરદારી હેઠળ એ બહાર પડ્યાનું એ બંને દેવો સુવર્ણથી બનાવાયા હતા. એ દેવો શસ્ત્રસજ્જ હતાં. એમણે સોનેરી વસ્ત્રો પરિધાન કર્યાં હતાં અને, દેવો સમાન મહાન અને દેખાવડા હોઈ બીજાં લોકોથી એ જુદાં તરી આવતાં હતાં. સૈનિકો અને બીજાંઓ નાનાં બનાવવામાં આવ્યાં હતાં. સંતાવા માટે યોગ્ય સ્થાન ગોતી, નદીકાંઠે ઢોર પાણી પીવા આવતાં હતા ત્યાં બે બાતમદારોને દૂર ઊભા રાખ્યા હતા. સમય થતાં વાંકા શીંગડાંવાળાં ઘેટાં અને ઢોર ત્યાં આવ્યાં, એમની સાથે આવનાર બે જણ પાવા વગાડતા હતા અને એમને કશા અનિષ્ટની ગંધ ન હતી. છુપાયેલા લોકોએ એમને જોયા, બહાર ધસી આવ્યા અને એ બે ભરવાડોને મારી નાખી ઢોરના ધણને તથા સફેદ ઘેટાંઓને લઈ ગયા. પણ ઘેરાયેલાં લોકોએ આ ગોકીરો સાંભળ્યો તે ભેગા જ એ સૌ ઘોડે ચડ્યા અને, તરત જ ધણ ભાંભરતાં હતાં ત્યાં પહોંચ્યા. નદીકાંઠે ઝપાઝપી થઈ અને કાંસ્ય ભાલાંઓના સામસામા પ્રહારો થયા. કલહ અને ભયને પણ ઢાલ પર કામ કરતાં બતાવાયાં હતાં; મોતની ભેંકાર દેવી પણ દર્શાવાઈ હતી. તાજા જ ઘવાયેલા એક યોદ્ધા પર તથા, નહીં ઘવાયેલા બીજા યોદ્ધા પર એનો એક હાથ હતો અને બીજે હાથેથી એક શબને તાણી જતી બતાવાઈ હતી. એના દેહ પરનો અંચળાં માનવરક્તથી ખરડાયેલો હતો અને, સાચા માણસોની માફક સૈનિકોને લડતા અને મરેલાઓને તાણી જતા દર્શાવાયા હતા.

બીજું એણે એક ખેતર બતાવ્યું હતું - નરમ માટીનું અને પડતર અને ત્રીજી વાર ખેડાતું. કેટલાય હળખેડૂઓ પોતાનાં હળને અને જૂતેલા બળદોને આમથી તેમ ને તેમથી આમ હાંકતા બતાવાયા હતા. ખેતરને શેઢે એ સૌ પહોંચે ત્યારે, એક માણસ આવીને એમને સુરાની કટોરીઓ આપતો હતો. એ ગટગટાવી સૌ હળ હાંકતા પાછા આ છેડે આવતા હતા. સોનામાંથી જ બનાવાયેલું એ ખેતર કાળી માટીનું લાગતું હતું. કલાકારે ચમત્કાર સર્જ્યો હતો.

એણે રાજાની જાગીર પણ બતાવી હતી. એનાં ભાડૂતી લણનારા દાતરડાંઓ સાથે લણણી કરી રહ્યા હતા. ચાસની બાજુમાં ધાન્યના ઢગલા પડ્યા હતા. અને બીજા કેટલાક ડૂંડાંઓ ભેગાં કરી તેમણે પૂળા બાંધી રહ્યા હતા. એમાંના ત્રણ ત્યાં બાજુમાં ઊભા હતા અને પૂળા બાંધનારાઓ એક પછી એક તેમની પાસે આવી તેમની પાસે પૂળાઓ આપે રાખતા હતા. એમની વચ્ચે, હાથમાં દંડ ધારણ કરીને ખુદ રાજા ત્યાં ઊભો હતો. એના મુખ પર સંતોષ હતો. રાજા પાછળના એક વૃક્ષ નીચે રાજાના સેવકો ભોજનની તૈયારી કરી રહ્યા હતા. એમણે હલાલ કરેલા એક મોટા બળદને એ લોકો રાંધી રહ્યા હતા અને, દાડિયાઓના ભાણા માટે સ્ત્રીઓ એ માંસ ઉપર સફેદ જવ છાંટી રહી હતી.

બીજું દૃશ્ય દ્રાક્ષથી લચિત દ્રાક્ષમંડપનું હતું. આખું ઘડતર સોનાનું હતું પણ અંગૂરો શ્યામલ હતી અને

મંડપને ટેકો આપતા બધા થાંભલા રૂપાના હતા. એ મંડપ ફરતી ચોમેર નીલ મીણાની ખાઈ હતી અને એ ખાઈની પાર કલઈની બનાવેલી વાડ હતી. મંડપમાં દાખલ થવા માટે એક નાની ઝાંપલી હતી ને એ વાટે અંગૂર ચૂંટનારા ત્યાં પ્રવેશતાં, અને એ રસ ભરપુર ફળને લઈ જવા માટે ધોકાઓ અને છોકરીઓ ટોપલીઓ ભરીને જતાં દર્શાવાયાં હતાં અને, પોતાની મધુર લાયર સાથે સુરીલા સ્વરમાં લાઈનસનાં મીઠાં ગીત ગાતો એક છોકરો પણ હતો. એના સંગીત સાથે સૌ તાલમાં ચાલતાં હતાં અને એ સંગીત સાથે જાણે નૃત્ય કરી રહ્યાં હતાં.

સોના અને કલઈની બનાવેલી સીધાં શિંગડાંવાળી ગાયોનું પણ ધણ બતાવાયું હતું. ખળખળ વહેતા ઝરણાં તરફ પાણી પીવા જતા એ ધણ સાથે ચાર ગોવાળિયા હતા અને ધણનું ધ્યાન રાખવા માટે નવ કૂતરા પણ હતા. પણ એ ધણના મોઢા આગળ વિકરાળ સિંહજોડલી એક બળદને ફાડી ખાતી બતાવાંઈ હતી. એ સિંહો તાણી જતા હતા ત્યારે એ ભાંભરતો હતો. જુવાનિયાઓ અને કૂતરાઓ એને બચાવવા દોડ્યા. પણ સિંહોએ એ બળદનું પડખું ચીરી નાખ્યું હતું અને એનું લોહી પી રહ્યા હતા તથા એના આંતરડાંનું મારણ કરી રહ્યા હતા. ગોવાળોનો દોડી જવાનો અને કૂતરાંઓને સિંહ ઉપર છૂટા મૂકવાનો કશો અર્થ ન હતો. કૂતરાઓ સિંહોને કરડાવા જ માગતા ન હતા. જેટલા નજીક જઈને ભસી શકાય તેટલે અંતરેથી ભસતા એ કૂતરાઓ, સલામતી પૂર્વક સિંહજોડલીથી દૂર જ રહ્યા.

આ ચિત્રમાં, પ્રખ્યાત મંગુ દેવે સફેદ ઊનવાળાં ઘેટાંઓ માટે, સુંદર ખીણમાં મોટું ચરિયાણ બનાવ્યું; એમાં ઘેટાંને રહેવાના વાડા હતા, મકાનો હતાં અને ઢળતાં છાપરાંવાળા ઝૂંપડાઓ હતાં.

પછી, સુંદર કેશવાળી એરિયેડની માટે ક્નોસસની સંદર નગરીમાં ડીડેલર્સે બનાવેલી નૃત્ય-ભૂમિ જેવી નૃત્યભૂમિ બનાવી. જવાનો અને લગ્નોત્સુક કન્યાઓ એકબીજાના હાથ પકડીને એ ભૂમિ પર નૃત્ય કરી રહ્યાં હતાં; કન્યાઓ સુંદર વસ્ત્રોમાં સુશોભિત હતી અને એમણે પોતાના વાળને વેણીઓથી શણગાર્યા હતા અને યુવાનોએ બારીક વણાટવાળા વાઘા પહેર્યા હતા, એમાંથી તેલની સુગંધ ફૂટતી હતી અને, એમના રજત કમરબંધએથી સોનાની કટારો ઝૂલતી હતી. કુંભાર સીફતથી. પોતાનો ચાકડો ફેરવો એ સીફતથી એ જુવાનો ગોળગોળ ફરતા નાચી રહ્યા હતાં; અને એમ ફરતાં એમની બે હાર એકમેકને મળતી હતી. એમનું આ નૃત્ય નીરખતા લોકોનું મોટું ટોળું ત્યાં ઊભું હતું. લાયર સાથે એક ચારણ ગીત લલકારતો હતો અને એક નરજોડલી ગાડાનાં પૈડાં સાથે રમત કરી રહી હતી.

અંતે અદ્ભુત ઢાલની કિનારીએ એણે સમુદ્રના પ્રવાહને મૂક્યો. આ ધીંગીને મોટી ઢાલ તૈયાર કર્યા પછી ભડભડ બળતા અગ્નિથીયે વધારે તેજદાર કવચ એણે ઘડ્યું. પછી એના મસ્તક પર બરાબર આવી રહે તેવું શિરત્રાણ એણે તૈયાર કર્યું. એની ઉપર સુંદર નકશીકામ કરેલું હતું. અને, મથાળે સોનાની કલગી બેસાડી હતી. દેવે અકિલઝ માટે નરમ કલાઈનું બખ્તર ગોઠણથી નીચેના ભાગના પગ માટે પણ બનાવી આપ્યું.

પ્રખ્યાત મંગુ દેવે આ બધું તૈયાર કરી એને અકિલઝને માતા પાસે મૂક્યું. એણે એ કવચ લીધું અને, હિમાચ્છાદિત ઑલિમ્પસેથી બાજની જેમ એ નીચે ઊતરી. (ક્રમશ:)

## સ્મૃતિ-વિસ્મૃતિ / *રાજેન્દ્ર શાહ*

કંઈ.... કેટલોયે
ત્હારો માનું ઉપકાર
હે સર્જનહાર!
ઘણું ઘણું અનુભવ્યું
આ નૂતન જન્મે
ત્હેની
કાળક્રમે વિસ્મૃતિ... તો
વળી પ્રગટતી સ્મૃતિ.

કિન્તુ... જન્માન્તર ગત
તે સઞ્ચિત ઊંડે મર્મ.
ત્હેની
હવે નહીં સ્મૃતિ
કેવલ સંસ્કાર, સ્વભાવ,
જે કંઈ ક્રીડન
સંયોગ-વિયોગ, આનન્દ-વિષાદ,
એ સર્વનો સમ્પ્રમોષ*
એ જ મ્હારો તોષ.

એમ જ...
સહજ
ગોચર ને અગોચર ઉભય
જો
હૃદય-દહરે
યદિ થાય લીન
તો.. રાસ ને વિલાસ
અન્તરઙ્ગ
ભુક્તિ સહ મુક્તિ!

તદા...
તું...હું...કહી?
કેવળ આનન્દ
સમ્પ્રસાદ.

★ સમ્પ્રમોષ : ગોપાઈ જવું, વિસ્મૃતિ

## પાનખરની એક અનુભૂતિ / *ઉશનસ્*

આ ખરખર ખરખર શું ખરે છે કાનોમાં?
આ ખળખળ ખળખળ શું સ્ખલે છે પ્રાણોમાં
આ ગગન ખરે કે કાળ?
આ પરણ ખરે કે ડાળ?

શું પળપળ પલપલ કાળ ખરે છે કાનોમાં ?
શું પાન કે પૃથ્વી, ડાળ ખરે છે પ્રાણોમાં?

વિરાટ કોઈ ખરેખર બીચે,
કેમ કરી કો' કાનને મીંચે?

શું નિ:સ્વર નિ:સ્વર મૌન ઝરે છે કાનોમાં?
શું ભૂખરું ભૂખરું શૂન્ય ખરે છે પ્રાણોમાં?

એ કાં તો મુજને કરશે પાગલ,
વિરાટ આ વિફતરતો આંચલ!

જોને, ફરફર ચાળ અડે છે કાનોમાં?
ગહન ગગન શી - સૂના મન શી ફાળ
પડે છે પ્રાણોમાં!

## કવિઓ અને પ્રકાશકોને વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o. કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ : કવિલોક ટ્રસ્ટ

## યુધિષ્ઠિર / *બારીન મહેતા*

હિમ જ હિમ દિશાઓ, રહે હિમ જ દશ્યમાં,
મૂગા અફાટ આકાશે ને ઠંડાગાર સ્પર્શમાં,
હિમ જ હિમ સંસ્થાપે ઉષ્માહીન તૂરીયને
અને ધકેલતું બિમ્બે ઉષ્માપ્રેષક સૂર્યને.

જોતો હિમસ્થ હું પામું હૂંફ કેવળ શ્વાનની,
ઢળ્યા સહુ સહોદરો, શ્યામા સમીપ શ્યામની.
હું, યુધિષ્ઠિર, આશ્વાસું ધવલ રંગ આસ્વાદી
રહ્યા થીજેલ એકાન્તે અયુત સ્મરણો છાંદી.

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્ર પરિવર્તિત ના થયું,
પાંડવ રાજ્ય આરૂઢે ધર્મ-વર્તન ના રહ્યું,
રહી છાયેલ સર્વત્ર શોક-સંતપ્ત શર્વરી,
પ્રગટ દીપ ઓલાયા સજ્યું અંતર ભસ્મથી.

ને અશ્વમેધના અંતે સંપન્ન યજ્ઞ-રાખમાં,
નોળિયો એક આળોટી, અટ્ટહાસ્યે કટાક્ષમાં
વધ્યો, 'અપૂર્ણ અજ્ઞાને આ યજ્ઞ વા અધર્મથી
અન્યથા અંગ સોનાનું થતું આ રાખ-સ્પર્શથી,

'ધર્મ-સત્ય-તપ-નિષ્ઠા, કશુંક ખૂટતું અહીં
જે યજ્ઞ-રાખ સ્પર્શે આ અર્ધાંગ સોનું થૈ ગયું,
ના, નથી સ્પર્શ એવો આ યજ્ઞ-રાખે જરીય તે,
જે કાજ હું અહીં આવ્યો, રહી અધૂરી આશ તે.

'રાજન! યજ્ઞ આ કેવો? ધુમાડો જ નર્યો ઠર્યો?
ધર્મથી ખ્યાત છો, શાને પછી પ્રતાપ ઓસર્યો?'

મરમી હાસ્ય ને પ્રશ્નો ફૂટ, હૃદય વીંધતા,
ધખાવીને ધુણી જાણે સકામ કર્મ સીજતાં.

બસ, એ ક્ષણ થીજેલી, નહીં દુર્ગતિ વા ગતિ;
હિમ-આચ્છાદને આજે, ગળી-ઓગળી એ ક્ષતિઃ
અહીં ન ભૂત, ના ભાવિ, બધું ય સ્થિર સાંપ્રતે;
હું અહીં હું જ, ના ભ્રાતા, પુત્ર, પતિ, પિતા અને
ધર્મ પણ અહીં મુક્ત નીતિ-અનીતિ સર્વથી.
અહીં જે કંઈ સંયોજે ભગવાન-ભગવતી
દ્વંદ્વ ના, તંત્ર ના, મંત્ર માત્ર પ્રણવનો શ્વસે,
નર્યા આ દેહ-માટીમાં, નર્યો આત્મા હવે વસે,
નર્યા જળે ગ્રહી, નર્યા વાયુ ને અગ્નિ સંચરે
કેવળ વ્યક્ત અસ્તિત્વે, નર્યું આકાશ વિસ્તરે.

લાગતું લિપિ આત્માની અભીપ્સાલિપ્ત પાંગરે,
કાળવિહીન વ્યાપ્તિના અગમ ઓઘ લાંગરે :
કળાય મૂળ સૃષ્ટિનાં, કઈ લીલા સ્રવે, વહે;
નભ ગહન ઊંડાણે, સ્વર્ણિમ સત્યને લહે
બિન્દુ-ક્રમિકતા રેખા બનીને ગતિ ગહ્વરે
વીંધતી તળ સોંસરું જઈ ઠરે જ અંતરે,
અહો! દર્શાવતી જાણે જન્મ, જીવન, મૃત્યુમાં
એ જ જે સ્થિર ચૈત્યથી આચરે સર્વ કૃત્યમાં
ઋત પરમને, દ્યુતિ એની જ સંગ લાવતી
દુર્ગમ જડતા તોડી, ઋતસ્વિની વહાવતી.
આ જ કળાય કૈવલ્યે મગ્ન થયેલ દૃષ્ટિમાં,
હિમધવલ શાંતિમાં હું ય આત્મસ્થ તુષ્ટિમાં.

# ઉત્તરાયણ / *પ્રવીણ પંડ્યા*

૧

અંધકારથી
અંધકાર સુધી
એક દિવસના
ચોખ્ખાચટ્ટ આકાશ જેટલું જ ઊડવાનું હોય છે.
અને તોય
અમથે અમથાં
પોતાના જ દોરમાં
કેવા ગૂંચવાયા કરે છે પતંગ!

૨

આકાશમાં પતંગો દેખાય
એ પહેલાં જ
અમદાવાદમાં દેખાય છે
રંગબેરંગી સ્વેટર વેચતી
નેપાળી યુવતીઓ.
ઉત્તરાયણ આવે છે
અને શેરડીનાં ખેતરો
શહેરની ફૂટપાથ પર આવી જાય છે.

૩

બાળકો
કેટલા મમત્વથી
ગુંદરપટ્ટી લગાવીને
સાંધી લે છે
ફાટેલી પતંગ!
લીમડા,
પીપળા
અને વીજળીના તારથી બચાવીને
એને ઉડાડ્યા કરે છે આકાશમાં.

૪

શેરડીના બે સાંઠા,
તલના લાડુ
અને રૂપિયા-રડાના દાન માટે ભટકતો બ્રાહ્મણ
હમણાં જ ખાલી હાથે
અંધકારના પડદા પાછળ સરી ગયો.
કવચ-કુંડળથી રક્ષાયેલા
આ દાનવીર કર્ણને ય ક્યાં ખબર છે
કે
એના પડછાયાની જેમ જ
એની આસપાસ ફરી રહ્યા છે
છદ્મવેષી દેવ.

૫

ઉત્તરાયણની આ રાતે
તમે આકાશમાં
ચંદ્ર અને તારા પણ જોઈ શકો છો
અથવા
જોઈ શકો છો
ફાટેલી ચાદરમાં
જન્મોજન્મના ઉજાગરા વેઠતી આંખો
પણ પ્લીઝ,
ટુક્કલ ચડાવીને
આકાશમાં ભ્રમ ન ફેલાવશો.

૬

એ ઉત્તરાયણ ક્યારે આવશે
જ્યારે
લૂંટ-ફાટ કે છીના-ઝપટીને
યુદ્ધ નહીં કહી શકાય.
નહીં કહી શકાય

કપટયુક્ત ગોઠવણને
ઝળહળતી ફતેહ!
એ ઉત્તરાયણ ક્યારે આવશે
જ્યારે રાત અને દિવસની જેમ
થોડા સમય માટે
અંધાર અને ઉજાશ
એકસરખા થશે.

૭

ક્ષિતિજની અગાશીમાંથી
સૂર્ય જોતો હશે
રંગબેરંગી પતંગોથી ઉભરાયેલા નગરને !

૮

એ તારી આંખો હતી
ફેલાયેલા આકાશ જેવી
જ્યાં ખોવાઈ ગયેલો હું
હાથમાંથી છૂટી ગયેલા પતંગની જેમ
બાકી
નર્યા તડકાથી ભરાયેલી
આ ખાલીખમ્મ અગાશીમાં
વિખરાયેલા દોર વીંટવાને
જીવન થોડું કહેવાય?

૯

આ કયો જળદોર છે
જે છૂટ્યા કરે છે આંખમાંથી
અને
આ કયા પતંગ છે
જે ઊડ્યા કરે છે
સ્મૃતિના આકાશમાં?

## તણખો / નલિન પંડ્યા

સ્પર્શનો તણખો
ઓલવાયો, ન ઓલવાયો
ત્યાં એની કાળઝાળ આગ
આખી કાયા બાળે છે.
કોઈ શીતલ જળ ક્યાંય બચ્યું નથી,
હવે અગનશક્તિધારાઓ જ
સ્પર્શ્યા કરે છે.
કમ્મરે કમળ, હૃદયે કમળ
મસ્તિષ્કે કમળ શાંત પ્રશાંત...
પૂરે ચઢેલી નદી દેખાય દૂર સુદૂર...!
ગિરિશ્રૃંગોમાંથી નીકળતી
પ્રસ્તરો વટાવતી
વટેમાર્ગુ જેવી નદી
સળવળે ખળભળે મારામાં.
જળમાં દોડતો દીવો
નદી સાથે સરકે.
દીવો મારો ગુરુદરિયો
બોલાવે સાદ કરતો,
ભ્રમર જેવો મધુર સાદ!
હું અને મારું આકાશ ભલું
હવે તારાઓ ગણી ગણીને થાકવું નથી.
આ તણખો ઓલવયો જ નથી
ભલે એ નિત્ય ઝગ્યા કરે
અને મને સ્પર્શ્યા કરે...!

## હાઈકુ

*ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

ખેતરવચ્ચે
ખળખળ હસતો
ફરે ઢાળિયો.

## ગઝલ / જયંત 'સંગીત'

બારાખડી ન પૂછો ક્યાં ક્યાં સુધી જવાની,
શબ્દોની આ સવારી બ્રહ્માંડ ભેદવાની.

ફૂલો કશું કહે તો સાચો ખયાલ આવે,
આદત કદી પડેલી ફોરમ વહાવવાની.

વૃક્ષો ઊભાં અડીખમ સૌ કાળના પ્રવાહે,
કોણે જવાબદારી લીધી ટકાવવાની?

ફેલાવ હાથ તારા તો વિશ્વ બાથમાં છે,
આઘા રહી શું કામે બાજી બગાડવાની!

તારો વિચાર જગમાં સૂરજ બની પ્રકાશે,
એ તેજને સહેવા કઈ રાત ઓઢવાની!

## ફરું છું / *દિનેશ કાનાણી 'પાગલ'*

કોઈ રસ્તાની ઉદાસી લઈ ફરું છું,
રોજ હું તારી તલાશી લઈ ફરું છું.

જ્યારથી ઊડી ગઈ તું પંખી થઈને,
ત્યારથી ફળિયા, અગાશી લઈ ફરું છું.

બહુ સહી છે વેદનાઓ ખાનગીમાં,
તોય ફૂલો બારમાસી લઈ ફરું છું.

આ હતાશા, આ નિરાશા, પંથ લાંબો,
'ને ચરણમાં હું કપાસી લઈ ફરું છું.

એટલે કાયમ મળે જળ સાવ ખારા,
જન્મથી હું મીન રાશિ લઈ ફરું છું.

## આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી / *અશોક ચાવડા 'બેદિલ'*

બારણે સાંકળ દઉં, સામાન સઘળો પૅક છે પણ કોઈ કારણ પગ ન ઉપડે,
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી;
લોહી જેવું નીકળે ના, પણ રહે છે ઘાવ ઊંડા યાદના સઘળા ઉઝરડે,
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી.

આંખ મીંચી જોઉં છું તો જોઉં છું હું પોપડાં જૂની દીવાલેથી ખરેલાં,
ક્યાંક ચૂનો પણ નથી, છે ભેજ ઘરના હરખૂણે,
ઊંઘમાંથી એકદમ ઝબકી ઊઠું તો એમ લાગે છે સદીનો ભાર બરડે,
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી.

ઘર હતું એથી જ તો સુખદુઃખ સાથે આવતાં, હસતાં કદી રોઈ પડાતું,
તો કદી રડતાં હસાતું - એમ ચાલે રાખતું,
એ જ કારણ સાવ નાની વાતનો બોજો લઈ મન પર નજીવા કોઈ ઝઘડે
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી.

ધ્યાનથી જો ભીંત, છત, બારી અને ખૂણે પડેલાં મેજ-ખુરશી
ક્યારના ડૂસકે ચઢ્યાં છે 'ના જશો' એવું કહી થાકી જતાં,
એકદમ નિર્જીવ લાગે છો ભલે આ ચીજ પણ એને હટાવી એક ખરડે
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી.

તું સમજતો હોય કૈં એવી રીતે સહેલું નથી આ લાગણીના બંધનોને તોડવું
થોડું વિચારી લે હજી તું એક વાર,
નામ સરનામું લખેલું હોય કેવળ આપણું એવી જ કોઈ આંખ દદડે
આમ એકાએક ઘર છોડી જવું સહેલું નથી.

## ઘેરાયેલી આંખોનું ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

બધું હાથમાંથી વેરાતું જાય છે!
આંખોમાં મૂકવામાં આવી છે આંખ ને બધું એમાં બસ ઘેરાતું જાય છે!
બધું હાથમાંથી વેરાતું જાય છે.

કેટલાંયે યુગોને સરતા દેખીને
કેવું થર થર કાંપે છે આ કાળજું!
નિતનવા ચ્હેરાઓ ફરતા દેખીને
લાગે બદલાતું જાય છે રે માળખું!

પોત હોવાનું ચેરાતું જાય છે!
જિંદગી તો કોરોકટ્ટ સૂનો કેનવાસ, એમાં રોજ કૈંક ચિતરાતું જાય છે!
કૈંક કરવત સમ વ્હેરાતું જાય છે!

પ્રશ્નો અપાર છે, અહીં કોયડા અપાર
અને ઉત્તર પણ એના અપાર છે!
માણસ છે એક, એના જન્મો અપાર
આ તે કેવા માણસનો અવતાર છે!

સારું કે નરસું એ જે કૈં પણ હોય ચારેબાજુ તો ફેલાતું જાય છે!
બધું હાથમાંથી વેરાતું જાય છે!

## ગઝલ / *સાહિલ*

કાલ હશું ક્યાં - ના કંઈ નક્કી,
વાત કરી લ્યો આજે પક્કી.

લાગે છે ભોળી-ગભરુ પણ,
પ્રીત સ્વભાવે છે બહુ શક્કી.

ચોમાસાની ભીની સાંજે,
તડકાની પણ થોડી વક્કી.

એક જ જણ છે દર્પણ સામે,
ને દર્પણમાં ધક્કાધક્કી.

તલભારે ના ઓછુ ખપતું,
ચાહત પણ છે કેવી જક્કી.

ચોખા દાણાં ચણતાં ચણતાં,
પલકારામાં ઊડી ચક્કી.

અંધારે અટવાયો 'સાહિલ',
ઈચ્છા પણ છે હક્કી-બક્કી.

## ગઝલ / *કિશોર મોદી*

છાનું રડ્યા કરે છે દિવસોથી મિજાગરો,
મોં બંધ રાખીને સમય જોતો બહાવરો.

શેરીમાં દેખભાળ કરવાનું સૂઝ્યું નહીં,
મેં ઊંઘ વેઠીને કીધો કેવો ઉજાગરો.

આ જાતને અડપલું કરી જોઈ લઉં જરા,
મોઢું ખૂલે કાં? શબ્દ તો ક્યાં છે કહ્યાગરો.

વર્ષોથી મારી આબરું બહુ જાળવી છે તે,
કરતો નહીં હવે તું ઈજ્જતનો ધજાગરો.

ારીથી ધોધમાર વરસી પડવું છે 'કિશોર'
કહું છું કે આવવાનો મારો આજ સાંવરો.

## ગઝલ / *સાહિલ*

સાપ જેવું સરે છે નળિયામાં,
જિંદગી તોય મ્હાલે ફળિયામાં.

પાંખી ફફડ્યાં કરે છે પિંજરમાં,
આભ ઠલવાતું જાય સળિયામાં.

લીલું જંગલ ભરી ગયું કોઈ,
જોતજોતામાં એક ઠળિયામાં.

એક વીતેલી પળના સથવારે,
પાંગરી છે વસંત પળિયામાં.

હું સરું છું સપાટી પર 'સાહિલ'
બિંબ સરકી ગયા છે તળિયામાં.

## રોજેરોજની ગૂંચવણનું ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

હું તો રોજ રોજ ગૂંચવાતો જાઉં છું !
કોઈ મને ઉકેલશે આજે કે કાલ એવી આશાએ નંદ વાતો જાઉં છું!

હું તો રોજ રોજ ગૂંચવાતો જાઉં છું !

પાંચ-સાત લાગણીઓ ઊડતી હવામાં મને ઈજન આપીને ચાલી જાય છે!
પાંચ-સાત વારતાઓ ખુદમાં ગૂંથીને મને ગહેરાં મર્મોમાં તાણી જાય છે!

હું તો રોજ રોજ ધૂંધવાતો જાઉં છું!
હું તો પ્રકટીને બુઝાતો જાઉં છું !

રોજરોજ ઘેરી ગહનતાઓ તાગવી, નથી હૈયાંને હોંશ અને હામ!
લાગે છે સઘળું આમ ચાલ્યાં કરશે તો પછી થૈ જાશે સઘળું હે રામ!

હું તો રોજ રોજ અટવાતો જાઉં છું!
રસ્તાની શોધમાં રસ્તો ખોવાય હું તો પગલામાં ખોવાતોં જાઉં છું !
હું તો રોજ રોજ ગૂંચવાતો જાઉં છું!

## ગઝલ / *તથાગત પટેલ*

માગણી છે દાન જેવું કૈં નથી,
એક વિધિ છે માન જેવું કૈં નથી.

છેક નીચેથી નકલનું રાજ છે,
પૂછવું શું? જ્ઞાન જેવું કૈં નથી.

આશરે બે-ચાર જણ એવા હશે,
સો ટકા ઈન્સાન જેવું કૈં નથી.

એકલી તલવાર રાખે છે હજી,
ક્યાંય બીજે મ્યાન જેવું કૈં નથી.

છે શરત ભીતર ભરેલું હોય તો,
આંખમાં વેરાન જેવું કૈં નથી.

## અમથુંઅમથું સાંભળ / *પ્રકાશ બી. દવે*

ગીત

હું અમથેઅમથી વાત કરું, તું અમથું અમથું સાંભળ.

સંબંધ કેરો સાગર છલકે, મરજીવા થઈ તરીએ.
ભીંજાવાની ચિંતા છોડી, ચાલ જરા મધદરિયે.

તું અડધુંપડધું છલકે ત્યાં હું આખેઆખો જળજળ!
હું અમથેઅમથી વાત કરું, તું અમથું અમથું સાંભળ.

પનઘટ પરથી આવીને તું કહેતીઃ 'હેલ ઉતારો.'
બેડાંમાંથી શું છલકે છે? જળ છે કે અંગારો?

તું છાનુંછાનું મલકે ત્યાં હું આખેઆખો ખળખળ!
હું અમથેઅમથી વાત કરું, તું અમથુંઅમથું સાંભળ.

## ક્યાં જાવ છો / *ગિરીશ ભટ્ટ*

કંઠમાં રોપી તરસ, ક્યાં જાવ છો?
શ્વાસને સોંપી વરસ, ક્યાં જાવ છો?

ઈંટ, રેતીને ચૂનાથી ઘર બને?
વ્હાલની તોડી ફરસ, ક્યાં જાવ છો?

આ મિલનના કોઈ પણ કારણ હશે;
શક્યતા છોડી સરસ, ક્યાં જાવ છો?

રાતભર કોણે ભર્યા આ આંતરા?
આંખમાં રાખી અલસ, ક્યાં જાવ છો?

દૂર જાવાથી જવાશે દૂર શું?
કોણ રચશે સંતલસ, ક્યાં જાવ છો?

## આળ છે / ચંદ્રેશ મકવાણા 'નારાજ'

કૈં યુગોથી સાચવેલી ઝાળ છે,
આ નદી અમથી જ ક્યાં રેતાળ છે.

છૂટવાની સ્હેજ પણ કોશિશ ન કર,
આખરે એ આપણો ભૂતકાળ છે.

કોણ જાણે કોણ ક્યાં લપસી પડે?
શ્વાસના પ્રત્યેક પગલે ઢાળ છે.

કોઈના વિશે કહું તો શું કહું?
ક્યાં મને મારી જ પૂરી ભાળ છે.

નામ તો 'નારાજ' મારી પીઠ પર,
લાગતા લાગી ગયેલું આળ છે.

## ધારોધાર કરવાના / *સુધીર પટેલ*

સવારે જાગીને બસ એ જ કારોબાર કરવાના,
ગયા'તા જે કરીને એ જ લાખો વાર કરવાના!

ભલે કચડાઈ મરતી લાખ ઇચ્છાઓ નવી નક્કોર,
અમે યુગો જૂની ઇચ્છાનો જીર્ણોધાર કરવાના!

અણી વખતે જ કોઈ હાથ ઝાલીને ઉગારે છે,
અમારે ભાગ આવે કામ ધારોધાર કરવાના.

તમે જોશો નહીં ઉલ્લેખ મારો કોઈ પાના પર,
હયાતીની સફર આખી જ બારોબાર કરવાના!

ગઝલ સાથે વણાઈ જિંદગી એ રીતથી 'સુધીર',
રજૂ જીવન અમે ગઝલોની હારોહાર કરવાના.

## ગઝલ / *ખલીલ ધનતેજવી*

ક્યાંય મળો તો રોકી લેજો, બીજું શું?
તબિયત વબિયત પૂછી લેજો, બીજું શું?

આપ અમારી જોડે રહેજો -ના ફાવે તો,
વળતી ગાડી પકડી લેજો, બીજું શું?

માફ કરો, અંગૂઠો મારી પાસે નથી,
મારું માથું કાપી લેજો, બીજું શું?

આંગણું વાંકું સીધું જોવા ના રહેશો,
તક મળે તો નાચી લેજો, બીજું શું?

પરસેવાની સોડમ લઈને પત્ર લખું છું,
અત્તર છાંટી વાંચી લેજો, બીજું શું?

લડી લડીને તૂટ્યા ત્યારે વકીલ કે' છે,
તમે પરસ્પર સમજી લેજો, બીજું શું?

આજે અમને દાદ ન આપો, કાંઈ નહીં,
આજે અમને સાંખી લેજો, બીજું શું.

## જિંદગી થોડી મળી છે...! *કિરીટ ગોસ્વામી*

કૈંક સ્વપ્નો, ઝંખના, અરમાન સામે જિંદગી થોડી મળી છે,
જોઈતો દરિયો હતો આખ્ખોય ને એકાદ બસ, કોડી મળી છે.

હું પ્રતીક્ષાનાં બધાંયે દ્વાર પણ પૂરેપૂરાં વાસી ચૂક્યો છું;
લાગણી અનહદ મળી આખર તમારી કિન્તુ બહુ મોડી મળી છે.

એ અચાનક સાવ કરશે પંગુતા સાબિત તમારી કોઈવેળા;
આ ઘડીએ પારકી આશા તણી છોને સરસ ઘોડી મળી છે.

યાર, નક્કી આ ગઝલના રંગથી ક્યારેક તો રંગીન થાશે;
પળ બધીયે આમ તો આ જિંદગીની સાવ રાખોડી મળી છે.

# ચાર ગઝલો / *મનીષ પરમાર*

## ચણાયા કરું છું

સૂકી રેતમાં હું તણાયા કરું છું,
હવામાં હજી પણ ચણાયા કરું છું.

ધુમાડો સરી જાય છે હાથમાંથી,
દિવસના દિવસ ગણગણાયા કરું છું.

નથી નીકળી ચાંદની આંગણામાં,
હજી હુંય ઝાંખો જણાયા કરું છું.

સમય રોજ શ્વાસો પહેરી ફરે છે,
થઈ તાર ઝીણા વણાયા કરું છું.

હવે આંસુ એકેક વાગી ગયાં છે,
શબદના જ કોઠે હણાયા કરું છું.

## ફરતો હોઉં છું

ભરવસંતે ક્યાંક તમને ખોઉં છું,
છાંયડાની જેમ ફરતો હોઉં છું.

લાગણીનાં પાંદડાં લીલાં થયાં,
શબ્દમાં હું મૂળ નાખી જોઉં છું.

આયનો પણ સાથ આપે ક્યાં મને?
એકલો દીવાલ સાથે રોઉં છું.

બાગમાં સુગંધ છલકાતી રહે,
આ હવામાં હુંય પણ બંધાઉં છું.

ડાઘ લાગ્યો છે નિસાસાના 'મનીષ'
આયનાને આંસુઓથી ધોઉં છું.

## બચી છે

સામટું સળગી ગયું; હલચલ મચી છે,
રોશની યાદોતણી હૈયે બચી છે.

પી ગયો છું ઝેર હું આખા જગતનું,
ઝેરની માદક અસર અમને પચી છે.

છે પુરાવા ડાયરીમાં આંસુઓના,
એટલે તો પ્યારમાં ગઝલો રચી છે.

મ્હેકને લૂંટી પવન ચાલી જવાનો,
ઊઘડેલા ફૂલની મોસમ લચી છે.

સાંજ પડતાં કેટલી પગથાર ચઢવી!
આમ તારા નામની મેડી જચી છે.

## છલકાતું હતું

પ્હાડમાં પોલાણ પડઘાતું હતું,
સાદ પાડ્યો કોક છલકાતું હતું.

પાંદડેથી એક ઝબકારો થયો,
મુખ હવે તડકાનું મલકાતું હતું.

હાથમાં લીલાશનો ખોબો ભર્યો,
છાંયડાનું પોત રંગાતું હતું.

આજ ભેટો એમનો રણમાં થયો,
ઝાંઝવું જાણેય ભીંજાતું હતું.

જિંદગી સ્હેલી નથી હોતી 'મનીષ'
નીકળેલું આંસુ સમજાતું હતું.

## હુસેનનો અશ્વ / *પ્રફુલ્લ રાવલ*

બદલાયું છે ઘણું આ સપ્ટેમ્બરથી
તો ય હુસેનનો અશ્વ તો હજુય હણહણે છે.
ગયાં વર્ષે જોયું'તું પીકચર Come September.
આ સપ્ટેમ્બરે સાંભળું છું સવારથી કૂતરાના ભસવાનો અવાજ.
બારી બહાર જોઉં છું તો વૃક્ષ રડે છે
મને બોલાવતી પેલી ચકલી બેઠી છે ડાળ પર સાવ અબોલ.
જે જોઉં તે છે મ્લાન.
થાકીને બારી બંધ કરું છું
તો ભીંત પરના ચિત્રની આકૃતિ હસે છે ખડખડાટ મારી સામે
જેમ હસતો'તો ખડખડાટ
મારા મહોલ્લાના બહાર રહેતો રતિયો ઘોડાગાડી વાળો
એ અને એનો પાણીદાર ઘોડો સંગાથી હતા એકમેકના.
કમાઈ ખાતો'તો રતિયો રોટલો
એ રતિયો, સાલ્લો, પાગલ થઈ ગયો અચાનક
ક્યારેક રડતો,
ક્યારેક હસતો,
ક્યારેક કહેતો - 'હું ઘોડો છું.'
અને હણહણનો હુસેનના અશ્વની જેમ.
એક રાતે એનો હણહણાટ થઈ ગયો બંધ.
અને હુસેનનો અશ્વ તો હજુ ય હણહણે છે

## મુક્તક/ *દિલીપ શ્રીમાળી*

ખિલેલા ફૂલનું પ્રતીક છે ખૂશબુ,
અને આ જીવથી પણ અધિક છે ખૂશબુ.
હશે દુર્ભાગ્ય કે સ્પર્શી નથી શકતો,
નહીં તો કેટલી નજદીક છે ખૂશબું!

## બસ / હરદ્વાર ગોસ્વામી

લખવા ખાતર લખવું છે બસ,
એ રીતે પણ ટકવું છે બસ.

તીર અને તરકટનું કારણ,
એક અમસ્તું હસવું છે બસ.

એની બારી ખૂલી ગઈ છે,
એક નવું ઘર ચણવું છે બસ.

અંધારાનો અર્ક પામવા,
આખેઆખા બળવું છે બસ.

શ્વાસ થીજે છાતીની વચ્ચે,
એવી રીતે મરવું છે બસ.

## અશ્રુબિંદુને / *પ્રફુલ્લ રાવલ*

આંખમાં કાલની ચિંતા લઈને અંજીરિયા પર બાજરીનો
રોટલો શેકતી બા;
કાલાંની ધડીમાંથી સતત લાખ શોધતી સખી;
તૂટેલો માટલાંના તળિયેથી વૈશાખી બપોરે પાણી પીતી ચકલી;
રેતીમાં વેરાયેલા દાણાંને ચરતું ભોળું કબૂતર
કમળાકાકીના ઘરની પછીતના છાયે બેઠેલી સગર્ભ ગાય
સંધ્યાટાણે લાંબા લહેકે વાળુ માગતી સવલી;
આજીવિકા માટે રામલીલામાં મનોરંજન કરતી પેલી
ચબરાક બટાકી:
બધાં જ જાણે વર્ષો પછી અદૃશ્ય દ્વારથી પ્રવેશી રહ્યાં છે
મારી ભીતર ધીમે ધીમે .
અને હું મારું છું ટકોરા મારા જ બારણે.
સાંભળું છું અંદરથી આવતો મારો અવાજ,
**'All I ask all I wish - is a tear'**
અને મારી આંખનું પોપચું ચૂમી રહે એક અશ્રુબિંદુને.

# બે ગઝલ / *સતીન્ત દેસાઈ 'પરવેઝ'*

## ૧

ડરીડરીને સદા રાતપાળી દેવાનો,
એ સૂર્ય હોય ભલે, હાથતાળી દેવાનો.

હંમેશ મૂળને હું એમ વાળી દેવાનો.
ગગનના હાથમાં નિષ્પર્ણ ડાળી દેવાનો.

ધરીને હું જ સમંદર વહું હથેળીમાં,
તું એમ માની મને પ્હાડ ગાળી દેવાનો.

તને શું ચોળવી છે રાખ આ સુગંધોની,
ફરિશ્તા આવ, તને બાગ બાળી દેવાનો.

બળી-ઝળીને મૂરતમાં શમી જશે દર્શન,
મને તું ફેંકે, એ પથ્થર ઉજાળી દેવાનો.

ભલે હો ભિન્ન બધા ગોત્ર શાહીશાહીના,
તું ઐક્ય સાધ, કલમ હું સુંવાળી દેવાનો.

ગગનથી દૂર રહી ક્યાં સુધી પ્રજળવાનું!
જણસમાં હું ય તને મન વરાળી દેવાનો.

બધીય દિવ્યતા પ્રગટે ભલે મુખોમુખ પણ,
એ પળને આંજવાનું હું જ ટાળી દેવાનો.

જનમ-જનમના તને હોય જ્યારે ઉપવાસો,
તને ય રાતદિવસ એ ફરાળી દેવાનો.

ગઝલની વૃક્ષતા 'પરવેઝ' જો ખરે હરપળ,
હું શબ્દ-શબ્દને અંતે તો વાળી દેવાનો.

## ૨

હવામાં જેમ સુગંધોના ઘાવ હોવાના!
અમારા શ્વાસમાં એ હાવભાવ હોવાના.

જે અંધકારને વાસે છે લોખંડી તાળાં,
એ સૂર્યવંશી નમાલા જ સાવ હોવાના.

છતાંય તેડું અમે આપીએ તમાશાને,
ઘટે નહીં કદી એવો બનાવ હોવાના.

તમે વરસતા રહો એ શરતના બદલામાં,
અમે તો પત્રની કોરી જ નાવ હોવાના.

હુકમ જે જાતવટાનો બજાવી નાસ્યા છે,
ગગનના પાદરે એના પડાવ હોવાના!

અવર-જવર ભલે કરીએ તમારી રગ-રગમાં,
કદીય લાગણીનો ક્યાં વટાવ હોવાના.

ચબરખી રાખ તું ગજવામાં ડાહ્યો ડમરો થૈ,
લલાટે એમાં લખ્યા ધૂપ-છાંવ હોવાના.

નદી કે દરિયો નહીં વંશ હોય પરપોટો,
અમે તો માત્ર એ જળના સ્વભાવ હોવાના.

હટાવ કાફિયાની એકહથ્થુ સત્તાને,
અમે કયાં માત્ર ગઝલનો લગાવ હોવાના

પ્રલંબ ખેલના હકદાર હો ભલે 'પરવેઝ'
તમારા હાથમાં છેલ્લા જ દાવ હોવાના.

## ગઝલ / *ઉર્વીશ વસાવડા*

વાત આ સમજણની પેલે પાર છે,
એક દરિયો રણની પેલે પાર છે.

કેમ કરશું એ પ્રયોગો આપણે,
જે બધા તારણની પેલે પાર છે.

ઓળખી શકતા નથી એને કદી,
શખ્સ જે દર્પણની પેલે પાર છે.

એ સમયનો અર્થ સમજાઈ ગયો,
જે ખરેખર ક્ષણની પેલે પાર છે.

પામવા મથતી રહે કીડી સતત,
એ ક્ષુધા જે કણની પેલે પાર છે.

સાંભળી શકશો તમે પણ નાદને,
એ જ ઉચ્ચારણની પેલે પાર છે.

આ ગઝલ એની સ્મૃતિમાં મેં લખી,
જે સદા અર્પણની પેલે પાર છે.

## મુક્તિ / *કલાધર વૈષ્ણવ*

રે મન!
તેં જોતરી દીધા
આ તન - ખડખડતા ગાડે
પૈડાં તો સાપ જેમ સરકે.
ન પોરો ખાય દહાડે.
રે મન!
આ પછાડ અંગઅંગ તોડે,
તોય ઊતરે ન હેઠા;
છોડ્યું હવે નવ છૂટે
ગાડે બેઠા ઈ બેઠા.
રે મન!
ગાડું થઈ ગયું જાહલ,
કેમેય કરી ન ચાલે
રહી ગયા દૂર મુકામ
અંતરમાં કંઈ સાલે.
રે મન!
હવે તો કંઈક કર
મુક્ત કર ગાડાથી મને
જેવો ઊતર્યો હું
ગાડું સળગી રહ્યું એ જ ક્ષણે...

## પથ્થરમાં કે પરવાળામાં.
*જીતુ પુરોહિત*

જન્મ મરણના કુંડાળામાં;
પંખી બેઠું છે માળામાં.

ગણો ફરીથી શરૂઆતથી,
ભૂલ થઈ છે સરવાળામાં.

ચોરાશી ફેરાઓ ફરતો,
મેર તણો પારો માળામાં.

લૂથી અકળાઈને સૂરજ,
ગૂંચવાયો છે ગરમાળામાં.

અગમ-નિગમ ને દુનિયાદારી,
જીવ ઊભો છે વચગાળામાં.

મળી જશે એ તત્ત્વ તને પણ,
ભીતર કેરા અજવાળામાં.

ફકીરને શું ફેર પડે છે,
પથ્થરમાં કે પરવાળામાં.

## વૃક્ષ પડે છે ત્યારે / *ઉર્વીશ વસાવડા*

શું વીતે છે આભ, ધરા પર, વૃક્ષ પડે છે ત્યારે,
વ્યાકુળ થઈ જાતું સચરાચર, વૃક્ષ પડે છે ત્યારે.
ટહુકાઓ પણ દિશા ભૂલી, અફળાતા ચારે બાજુ,
રુદન કરે છે પંખીના સ્વર, વૃક્ષ પડે છે ત્યારે.
થોડી ઝાઝી અસર થવાની સંવેદન પર સહુના,
માણસ હો કે હો એ પથ્થર, વૃક્ષ પડે છે ત્યારે.
એમ મને લાગે કે ઓછું થયું કશું મારામાં,
હું પણ તૂટું મારી અંદર, વૃક્ષ પડે છે ત્યારે.
કોરી પાટી જેવી ધરતી નિરખો તો સમજાશે,
ભૂંસાતા ઈશ્વરના અક્ષર, વૃક્ષ પડે છે ત્યારે.

## રમત / પ્રફુલ્લ રાવલ

સંતાકૂકડીમાં ક્યારેક પકડાઈ જવાતું,
સાતતાલીમાં વાગતો ધબ્બો,
ગિલ્લીદંડામાં  ક્યારેક ખોવાઈ જતી મોઈ.
રમત આખરે રમત,
જિતાય પણ ખરું
ને હાટી પણ જવાય ક્યારેક.
અંચાઈ કયારેય ફાવી નથી, ફાવતી નથી.
મુનિનીસેરની ટેકરી પર
એક વાર સંતાકૂકડીની રમતમાં
સંતાઈ ગયો'તો જર્જરિત દેરીમાં.
સિંહના ચહેરાવાળો નિર્દય બાહુબલી ચીરતો'તો કોઈક
મનુષ્યને પોતાના ખોળામાં લઈને
હું હેબતાઈ ગયો'તો - પણ પકડાઈ ગયો'તો ત્યારે
પાછળથી મોટીબહેને કહ્યું'તું-
'એ મનુષ્ય નહોતો, રાક્ષસ હતો.
રાક્ષસને તો ચીરવો જ રહ્યો!'
ત્યારે મને થયેલું
જો મારો ચહેરો થઈ જાય સિંહનો
તો ચીરી નાખું મારી આજુબાજુના ઘણા રાક્ષસોને
પણ ચહેરો ન બદલાયો ત્યારે કે પછી ક્યારેય -
વળી વધતી વયે બદલાઈ રમત
બહારથી ઘરમાં રમવા માંડ્યો હું.
અઢી પગલે બદાલઈ જતી બાજી અચાનક
ભેરુ દઈ દેતો શેર મારા રાજાને
મારો દજીર મોં વકાસીને ઊભો રહેતો
ઊંટિયા જોડે હાથી સંગાથે, લાચાર બની જતું પાયદળ.
કેરમમાં બાઉન્સ કરીને કૂકરી પાડવા મથવું પડતું
પણ સ્ટ્રોક- ફર્યા કરતો બૉર્ડ પર આડો-અવળો
પાણીની રમતમાં ડૂબી જતાં રહી ગયો છું ઘણીવાર
ને વાણીની રમત તો છેહ દઈ ગઈ હવે?
હુસેન ટેકરી ચાલી શકાય છે સળગાતી આગ પર
વર્ષમાં એક વાર તોય દઝાવાતું નથી
ચાલ, રમી લઉં એ રમત પણ એક વાર

## ક્યારે આવશે આ બાજુ?/ પ્રફુલ્લ રાવલ

સૂતો છું ચત્તોપાટ ખુલ્લી આંખે ભરબપોરે
પડઘાય છે શબ્દો - 'આંખમાં તો ઊંઘ ભરાઈ છે'
પણ ક્યાં છે ઊંઘ?
મારે તો ઊંઘી જવું છે ઘસઘસાટ
દિવસોના દિવસો સુધી, કુંભકર્ણની જેમ
પણ...
કિશોરાવસ્થામાં
ખરી બપોરે એકવાર સાંભળ્યું'તું
'આંખ બંધ કરી દે, ઊંઘ આવી જશે'
મેં કરી દીધી હતી બંધ તરત આંખો
પણ નહોતી આવી ઊંઘ.
ઝડપી ટ્રેનની જેમ દોડતા રહ્યા'તા મારા
શેખચલ્લી વિચારો
અને લૂ વાતી વૈશાખી બપોરે
જોઈ'તી પિતાની ખુલ્લી આંખો
બોલ્યું'તું કોઈક - 'એ તો સૂઈ ગયા'.
ને ત્યારે બાની આંખમાં તૂટેલા છંદની જેમ
ખોડંગાતો'તો જીવનલય
એ રાત્રે જાણે જાગરણ કર્યું'તું નિદ્રાએ અમારી સાથે
નમતી એક સાંજે અમસ્તો આડો પડ્યો'તો દરિયાની
ભીની રેતમાં.
પેલી પારથી આવતી મંદ હવાએ
સુવાડી દીધો'તો મને ગાઢ નિદ્રામાં.
જાગ્યો ત્યારે રાત હતી.
દૂર ઊછળતાં મોજાંનો મંજુલ દર્વાન સંભળાતો હતો
અમાસનું અજવાળું હતું
તોય થયું'તું જાગ્યો જ ન હોત તો..
પણ ઘણીવાર જાગી જવાય છે આમ.
પછી ક્યારેક સાવ સવારે
ક્યારેક તપતી બપોરે
ક્યારેક શાંત સાંજે
ક્યારેક ખીલેલી સંધ્યાએ
ક્યારેક મેઘલી મધરાતે
ઊંઘના આશ્લેષમાં જવાનો યત્ન કર્યો છે મેં સતત
પણ... વર્ષો પસાર કર્યાં છે
ઓછી ઊંઘ ને ઝાઝાં સ્વપ્નોમાં
હવે ઇચ્છા કરું છું નિરાંતે ઊંઘી જવાની દક્ષિણ મુખે
પણ પેલી પારની હવા ક્યારે આવશે આ બાજુ?

## બે ગઝલ / સતીન દેસાઈ 'પરવેઝ'

ગઝલના શુદ્ધતમ સ્વાદો તને પરખાય ક્યાંથી!
હજી ભીતરના સંવાદો તને પરખાય ક્યાંથી!

તું તો વાદળ છે, વરસાદો તને પરખાય ક્યાંથી!
ગહન ભીંજાતી ફરિયાદો તને પરખાય ક્યાંથી!

તું જળ છે, જળની ભાષા પ્હાડને શિખવાડ કેવળ,
રણોમાં વ્હેતા અપવાદો, તને પરખાય ક્યાંથી!

રટે છે ફૂલદાનીમાં વસંતોના તું મંત્રો,
સુગંધોના એ પરસાદો, તને પરખાય ક્યાંથી!

હજી અટવાય છે એકાંતની પ્હેચાનમાં તું,
થનારા કૈંક અવસાદો, તને પરખાય ક્યાંથી!

તું તારી જાતને સુણતો રહે દીવાલ માફક,
અરવ પડઘાય જે સાદો, તને પરખાય ક્યાંથી.

બધું વ્હેતું મૂકી દે, ના કશું યે નાંગરે જે,
કિનારો એય એકાદો, તને પરખાય ક્યાંથી!

ભલે આવીને ઊભો ઊંબરે 'પરવેઝ' તારા
રહે નખશીશ જે સાદો, તને પરખાય ક્યાંથી.

પથ્થરને શ્વાસ, શ્વાસને પથ્થર થવું હતું!
પળ-પળની આવજા હતી એ, ક્યાં નવું હતું!

કે સાધવું નહોતું સમંદર ઉલેચીને,
તળિયાને વેંત ઊંચે જરા લાવવું હતું!

આ મંદ-મંદ ગાતા ત્વચાના અવાજને,
ટહુકો થયા પછી ય, સુરંગો થવું હતું!

લેતા ચલમનું નામ ગુફાઓ ખૂલી જતી,
જાણે શું પર્વતોને હજી ફૂંકવું હતું!

ભીની હવાની જેમ સભર થૈ વહું છતાં,
મારે સુગંધ જેમ કશે થાકવું હતું.

રસ્તો ય અંધકારનાં ધામે વળી ગયો!
પગલું અમારે ક્યાંક જો સંતાડવું હતું!

શું કામ મંદિરોમાં ઊપાડી ગયા તમે?
ફૂલોનું સાવ નોખું અહીં ત્રાજવું હતું!

બે પારના જહાજનો સોદો કરે છે કેમ?
દરિયાને અબઘડી જ અગર ચાલવું હતું!

'પરવેઝ' ઓલવાય ભલે રાત શબ્દની,
આંખે કરી ધુમાડો સતત જાગવું હતું!


ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ.માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો. લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : કવિલોક C/o કુમાર ટ્રસ્ટ લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ - ૩૮૦૦૦૧

## એકાકી ટાપુ / રાજેન્દ્ર પટેલ

ક્ષણમાં ભરતી
ક્ષણમાં છે ઓટ
નિજના કિનારા ખાલીખમ.

ક્ષિતિજ, જહાજ
લાગે ઝાંખાં-પાંખાં
દરેક પ્રવાસ છે અર્થહીન રઝળપાટ.

મોજાં વચ્ચે મોજું
ને તેની અંદર સ્વપ્ન આછું
પટકાય અને પાછું ભટકાય.
ફીણ જેવું ફસફસે
જાણે આખું આભ.

ભરચક અફાટ વિસ્તાર વચ્ચે
માત્ર નાળિયેરી તન્મય થઈ ડોલે.
જોઈ કિનારાને
અવાજની દીવાદાંડી ફૂટે.
અંધારાના ઘોડા હણહણે.
એનાં એ જ આવર્તનો
ચૂપ થઈ ફરી ફરી સરી જાય,
રેતમાં અવાજને ખડકી ચાલ્યાં જાય.
ચોફેર છવાય ખાલીપાની જાળ.

રાહ જુએ
બસ, કોઈ આવે, કોઈ આવે
પણ કોઈ આવે નહીં.
તાણા-વાણામાં કેદ જાત
..ણે સ્થગિત અનેક પ્રવાહ.
જેમ ઘૂઘવે દરિયો વધુ
તેમ જાળ મોટી થતી જાય
કિનારો સુદૂર થતો જાય.

ખારા ખાબોચિયા વચ્ચે
રહે છે માત્ર એકાકી ટાપુ
જાણે શુદ્ધ આંસુ.

## અજંપો / રાજેન્દ્ર પટેલ

(પૃથ્વી • સૉનેટ)

અચાનક જ જાગતાં, પડળ એ અજાણી પળે,
બધીય ભરતી હવે, સકળ હાંફ જે ઠાલવે.

મૂંગા પવન ત્રાટકે, ગગન ભેદી ભોરીંગ એ,
અકારણ ફરી વળે, ધસધસે તરંગો બધા.

અનેક તળિયાં ધસે, ઘુઘવતાં અવાજો ઘૂમે
રડે તટ તૂટતાં, કરગરે બિચારાં હવે.

અપાર ડૂસકાં.બની, પ્રસરતાં બધે કાળ આ,
કપોલ વિધવા કૂટે, ક્ષિતિજ પાંસળીઓ કળે.

જહાજ, દરિયો, ડૂબે મલક, માણસો સૌ બધાં
અવાચક બની જુએ, વમળ લોહી મધ્યે ભમે.

ભયાનક બની રહે, જીવન કાલ જે જે હતું,
છતાં કશુંય ના બને, તરત એ જ પાછું ફરે.

અવાજ અવશેષનો, તિમિરમાં સમાયો અને,
ધરા ઉપર સૌ હવે, અકળનો અજંપો સહે.

## એક કાવ્ય / રાજેન્દ્ર પટેલ

અમારા શહેરમાં નથી દરિયો
છતાં કાળમીંઢ પથ્થરો સાથે અફળાતાં મોજાનો
સંભળાય છે સતત ઘૂઘવતો અવાજ.

અમારા શહેરમાં નથી પર્વત
છતાં ભયાનક કરાળ ઉપર ચાલતાં હોઈએ
તેવી વહે છે પ્રત્યેક ક્ષણ.

અમારા શહેરમાં એક નદી છે.
તે પણ હતી સૂક્કી
સૂક્કી સૂક્કીય તે હતી રળિયામણી,
અમારી ભાષાની જેમ.
અમારી જેમ તેણે પણ લીધાં છે
ઉછીના ઘોડાપૂર.
તેમાં પાણી છે, છતાં નથી કશું
વહે છે છતાં વહેતું નથી કશું, અમારી વાણીની જેમ.

જ્યારી શરૂ થયું હશે, આ શહેર, આ નદી
કેમેય કરી કશું બદલાતું નથી.
અમે વધીએ છીએ
વધતાં વાહનો અને મકાનોની માફક
અદૃશ્ય થતો જાય છે
અમારા હોવાનો સમગ્ર અર્થ
અમે વાપરીએ છીએ શબ્દો, ભાષા અને
વીંધીએ છીએ, વીંધાઈએ છીએ
આ શહેરની જેમ
આ સમયની જેમ.

અમારા શહેરમાં
નથી દરિયો, નથી પર્વત
સૂકાઈ ગઈ છે નસ નસ, નદીની જેમ.

છતાં વધે છે આ શહેર
કારણ કે અમારી પાસે રહ્યાં છે.
સૂર્ય અને ચંદ્ર.

સૂરજ જોવાની રહી નથી આંખ,
તેના ધોધમાર પ્રકાશમાં
જોઈ શકાતી નથી કોઈ દિશા.

સમજણની બારી ખૂલી ત્યારથી
જોયા કર્યો છે એક માત્ર ચંદ્ર
સદા હસતો, રમતો.

મધ્યરાત્રિએ તેની સાથે
મૌની ભાષામાં વાતો કરતી હોય છે
અમારી એકલતા.

ભલે ના હોય
દરિયો, પર્વત કે નદી.

માત્ર ચંદ્ર ઉતારે છે થાક
ધીરે ધીરે ધૂએ છે કાટ.
લોખંડને કાષ્ટમાં રૂપાંતર કરવા મથે છે,
આખી રાત.
મનના અગણિત અણુને સફેદ પ્રકાશ બનાવતો,
બધું ઊજળું કરતો વહે છે, આ પારથી પેલે પાર.

સૂર્યના તાપથીય જલદ છે અમારા ઘા.
તેની ઉપર, ચંદ્રનો લાગે છે પાસ.
ચંદ્ર જેવી ભાષા બનાવતાં-બનાવતાં
અમે મૂક બની
ઘૂઘવીએ છીએ ખારાશ વગર, દરિયા વગર.
ઉત્તુંગ શિખર બની, જોઈએ છીએ, ક્ષિતિજ
પછીની ક્ષિતિજ.

ભલે ન હોય અમારા શહેરમાં
દરિયો, પર્વત કે નદી.
અમે લીલી ભાષા બની વહીએ છીએ
ચંદ્રએ બતાવેલી દિશા તરફ સતત.

## બે ગઝલ / *રિષભ મહેતા*

વિચારું છું આ કેવી જિંદગી છે;
ખરેખર બદદુઆ કે બંદગી છે.

તમે જે કંઈ કહ્યું, માની જ લીધું,
ગજબની આ અમારી સાદગી છે.

ખીલેલાં પુષ્પ જેવા છે વિચારો,
સતત તેથી જ મુખ પર તાજગી છે,

રુદનનો થાક લાગે તો હસું છું,
જગતને મન ભલે દિવાનગી છે.

અનેકો દુશ્મનો પેદા વાના,
જુઓ પેલી પતંગ આભે ચગી છે.

ભટકવાનું રઝળવાનું અકારણ,
મહોબત શું બીજું? આવારગી છે.

ફરી એક વાર ત્યાં જઈએ જ જઈએ,
ફરી એક વાર શમ્મા ઝગમગી છે.

એ જેવું લાગશે એવું જ કહેશે,
ગઝલ મારી ક્યાં કોઈની સગી છે?



તમને ભૂલી જવાની કોશિષ કરી હતી.
મેં આંખ ખોલવાની કોશિષ કરી હતી.

અળગાં રહ્યાં સફરમાં એ વાત છે અલગ,
મેં સાથ ચાલવાની કોશિષ કરી હતી.

આંસુ બનીને આખર શબ્દો ખરી પડ્યા,
મેં ખૂબ બોલવાની કોશિષ કરી હતી.

નીકળ્યું ઊંડાણ તારું પોતે જ છીછરું,
મેં તો ડૂબી જવાની કોશિષ કરી હતી.

તરવૈયો કાં કિનારે આવી ડૂબી ગયો
શું જળને માપવાની કોશિષ કરી હતી?

પાછા વળી જનારા! બતલાવું કઈ રીતે?
મેં દ્વાર ખોલવાની કોશિષ કરી હતી.

હાલત બૂરી બધાથી મારી થઈ ગઈ,
મેં પણ ભલા થવાની કોશિષ કરી હતી.

વંચિત રહી ગયો છું ટહુકાના સ્વાદથી,
મેં ઝાડ કાપવાની કોશિષ કરી હતી.

સોપો પડી ગયો'તો આખી સભા મહીં,
કોને પુકારવાની કોશિષ કરી હતી?

ઘેરાઈ હું ગયો છું મારા મકાનમાં,
દિવાલ બાંધવાની કોશિષ કરી હતી.

મારી ભીતરનું આલમ ઊંઘી ગયું હતું,
મેં વ્યર્થ જાગવાની કોશિષ કરી હતી.

આપી દીધું બધાએ એને ગઝલનું નામ,
ગમને મઠારવાની કોશિષ કરી હતી.

## એક વિસામો : ચૌભેટાનાં સ્વપ્નદશ્યો / *રામચન્દ્ર પટેલ*

(૧)

હું ચાલતો ચાલતો એક જગ્યાએ ચૌભેટે અટક્યો : ઉગ્યા આંબાએ ખેશ ધર્યો, ને રસ્તાએ દીધું પાથરણું, ત્યાં ગજ બની ગયો વિસામોઃ સૂંઢ વડે પાણી પાયું. શ્વાસ શ્વાસનાં ઊડ્યાં પરિંદાં જાણે દિવસનાં ચોઘડિયાં! સૂર્યએ લાભનું માદળિયું પ્હેરાવ્યું. ઘાસ ઘાસ લ્હેર્યું... મહેકી માટી વૃક્ષ વૃક્ષ તો એકસામટાં પાસે બેસી પડ્યાં : ટીપે ટીપે ટપકે વાદળ... ઝાંઝવાંમાં ઝાકળ ઝબકે. સામેનો પહાડ, ઘંડી નજીક તો ઘડી આઘેઃ પાછો થઈ મોરપિચ્છ ફરફરે... ડોલેઃ એમાં ટીલડી સમોવડી ગુફા ઝગમગવા માંડે. ગંગળ ગુંગળ ભઠ્ઠી, તેજ તેજ... કોક નારી હળવે હળવે... દાડમ કળિ શાં દંત દંત, પૂર્વદિશાનો ચહેરો દિસે, છેક નજીક આવીને ટગર ટગર... બેઠી એ સાવસમીપ અડોઅડ. હંસ સમી બે આંખો-પાંપણ-પાંખો હલાવે, પેડૂમાં મીણ, નાભિમાં પદ્મ, છાતીના થાનલે પયજ્યોતિ : એના સાથળ પરના મેઘધનુષ્યને ઓલવું ઓલવું ને ઊછળે કાળાં રુંછાં રુંછાં અંધારું : પાછો જાગું ઊંઘું, વળું પાછો વાટે...

(૨)

હું ચાલતો ચાલતો એક જગ્યાએ ચૌભેટે અટક્યો : લ્હેરાતા પીપળાએ છાંટી સુંવાળી છાયા : રસ્તાએ પાણી આપ્યું : ત્યાં વિસામો બની ગયો ઘોડો. મનગમતો આશરો મળ્યો. રુંવાટે રુંવાટે ફૂટ્યાં તરણાં પાંગરી લીલી વેલવેલીઓ, જંગલી મ્હેંક્યું ભરપૂર... પંખ-પતંગિયાં ઊડે, ઊડે મધમાખઃ સામે ઉત્તર દિશા છકાવે હાસ્યઃ પથ્થર પથ્થર પર ટાંકણાં બોલે... દદડે ઝરણાં, પીએ હરણાં. મધમઘાટ તરુવરો, ડાળે ડાળે રોપી ફળફૂલ લ્હેરે... તીરકામઠું તાકે. વાંસ વાંસ, દર્ભછાયી કેડીએ ઊડે વર્કિતતીતી... પાંદ પાંદ વલ્કંદ મઢી વનરાણી ડુંગરો ચઢે. કબીરામાં લઈ મધ ચાખું ચાખું ને ટપકે સીતાફળ : વાગે ડાકુલં ઘુવડ શો ધૂણે ભૂવો... અંબાડિયું પ્રકટે... એમાં મરઘું-બતકું કલ્લી. માથે ઉગી જાય પીછાં. મહુડો ઢીંચ્યા વિના મોડો છાપરે વળું. એકલો ફાકું ટોઠા ચૂસું શેરડી : ઢળું પરાળ પથારીમાં : અરણ્ય ઊંચકી દેખાડે તારામઢ્યું આકાશ : રાત જામે જામે ને ઉગે સવાર, પછી

## લૅન્ડ્સ્કેપ / *મુકુન્દ પરીખ*

પંખી કલરવ
સ્પર્શ અનિલના
તગતગ ઝાકળ
ફૂટતી કળીઓ નીરવ નીરવ...
વેલ, છોડને વૃક્ષ માંડતા
કથા વારતા...
મોર કંઠમાં
હરિત ભજનની ધૂન...
ગંધ મદિર
મઘમઘતી ચહુદિશ...
પતંગિયાંની રંગરેલિયાં
રવિ કિરણના રાસ...
દરશન અધીર
આખે આખું આભ
ધરાએ ઢળિયું...!
છેક લગોલગ
આવી ઊભું
નાહ્યું ધોયું ફળિયું...!

## બે ગઝલ / રિષભ મહેતા

વિચારું છું આ કેવી જિંદગી છે;
ખરેખર બદદુઆ કે બંદગી છે.

તમે જે કંઈ કહ્યું, માની જ લીધું,
ગજબની આ અમારી સાદગી છે.

ખીલેલાં પુષ્પ જેવા છે વિચારો,
સતત તેથી જ મુખ પર તાજગી છે,

રુદનનો થાક લાગે તો હસું છું,
જગતને મન ભલે દિવાનગી છે.

અનેકો દુશ્મનો પેદા વાના,
જુઓ પેલી પતંગ આભે ચગી છે.

ભટકવાનું રઝળવાનું અકારણ,
મહોબત શું બીજું? આવારગી છે.

ફરી એક વાર ત્યાં જઈએ જ જઈએ,
ફરી એક વાર શમ્મા ઝગમગી છે.

એ જેવું લાગશે એવું જ કહેશે,
ગઝલ મારી ક્યાં કોઈની સગી છે?



તમને ભૂલી જવાની કોશિષ કરી હતી.
મેં આંખ ખોલવાની કોશિષ કરી હતી.

અળગાં રહ્યાં સફરમાં એ વાત છે અલગ,
મેં સાથ ચાલવાની કોશિષ કરી હતી.

આંસુ બનીને આખર શબ્દો ખરી પડ્યા,
મેં ખૂબ બોલવાની કોશિષ કરી હતી.

નીકળ્યું ઊંડાણ તારું પોતે જ છીછરું,
મેં તો ડૂબી જવાની કોશિષ કરી હતી.

તરવૈયો કાં કિનારે આવી ડૂબી ગયો
શું જળને માપવાની કોશિષ કરી હતી?

પાછા વળી જનારા! બતલાવું કઈ રીતે?
મેં દ્વાર ખોલવાની કોશિષ કરી હતી.

હાલત બૂરી બધાથી મારી થઈ ગઈ,
મેં પણ ભલા થવાની કોશિષ કરી હતી.

વંચિત રહી ગયો છું ટહુકાના સ્વાદથી,
મેં ઝાડ કાપવાની કોશિષ કરી હતી.

સોપો પડી ગયો'તો આખી સભા મહીં,
કોને પુકારવાની કોશિષ કરી હતી?

ઘેરાઈ હું ગયો છું મારા મકાનમાં,
દિવાલ બાંધવાની કોશિષ કરી હતી.

મારી ભીતરનું આલમ ઊંઘી ગયું હતું,
મેં વ્યર્થ જાગવાની કોશિષ કરી હતી.

આપી દીધું બધાએ એને ગઝલનું નામ,
ગમને મઠારવાની કોશિષ કરી હતી.

## જડાવબા / રાજેન્દ્ર શાહ

સોમાં બે કંઈ ઓછાં એવું જડાવબા તો બોલે.
તો પણ
વાળુ કરી પરવારી, ઢળતે દિવસ ઓટલે બેસી
પોળનાં બધાં
વાત કંઈ માંડે ઠણ્ડા પ્હોર તણી જ્યાં
ત્યારે કોઈ ન એમની તોલે.

ભલે દાંત બેચાર, આંખની ઝાંખ છતાંયે
અવાજ ઓળખ બધું નીતર્યું,
વાત હિલોળે ચડતી, અહીંથી તહીંથી મળતાં વ્હેણ
કથામાં કથા આવતી એમ.
નહીં નિજ પરનું એવો ભેદ, પૂર્ણ બહલાવ-
આયખું આખું એમનું આવી ખેલતું ખોળે.
ઠણ્ડી પવન લહર-
જાણે ના હોય આંગળી વચલી એબી,
રહે આંજતી આંજણ આનું - નીંદરનું હો ઘેન-
ઊઠતાં રામનામની સાથે જડાવબા ને સૌયે:
દેવાય બારણાં ઘર-ઘરનાં...ને નીરવતા-
રાત-જનેતા તણો કોમલ કર સૌ ભાલ કપોલે.

## બમ્ બમ્ બોલે બોલ / રાજેન્દ્ર શાહ

બમ્ બમ્ બમ્ બમ્ બોલે બોલ,
ઢોલક બાજે પોલં પોલ.
કોણ હજી સૂતેલું ઘરમાં!
ઊઠીને દરવાજો ખોલ.

ચન્દુ નાચે, નન્દુ નાચે
તાલે તાલે ગોળ ગોળ,
એકલદોકલ અને બધાંયે
નાચે ઘેલાં સોળે સોળ.

આવો જે કોઈ રહેલ બાકી
રમીએ રાગે લોલં લોલ,
ઠુમક ઠુમક પગ ના માંડે તો
બેઠો બેઠો આંખો ચોળ.

બમ્ બમ્ બમ્ બમ્ બોલે બોલ
રમીએ રાગે લોલં લોલ.

# Cages

**Vassilis Vitsaxis**

**The speeches were over**
**The music died down...**

**Upon the window sill**
**Near the bell-tower of the church**
**The cages were flung open suddenly**
**-As was a long established custom**
**to this door-**
**And in a crazy fluttering of wings**
**Out flew the pigeons**

**Someone asked me:**
**`Why did they close the pigeons in the sky?'**
**Silent I walked away.**

## પીંજરાં

-વેસ્સિલિસ વિટ્સા ક્સિસ (અનુ. પ્રફુલ્લ રાવલ)

ભાષણો થયાં પૂરાં
સંગીત શમી ગયું...
બારીના લાકડાના પાટિયા ઉપર
ચર્ચના ટાવરના ઘંટ નજીક
એકાએક ખુલ્લાં મુકાયાં પીંજરાં
-આ અહીંના દીર્ઘકાલીન સ્થાપિત રિવાજ મુજબ-
અને પાંખોના ઘેલા ફફડાટમાં
કબૂતરો ઊડી ગયાં બહાર
કોઈકે મને પૂછ્યું:
'શા માટે એમણે કબૂતરોને આકાશમાં પૂરી દીધાં?'
નિઃશબ્દ હું ચાલી નીકળ્યો.

# હૈયાની વાત - શિખામણની સોગાત

નીતિન વડગામા

## હૈયાની વાત

કો'કનાં તે વેણને વીણી વીણીને, વીરા!
ઉછી-ઉધારાં ન કરીએ;
હૈયે ઊગે એવી હૈયાની વાતને
ફૂલ જેમ ફોરમતી ધરીએ.

કોયલ તો કોઈનો ટહુકો ન માગે ને
મોરલો કોની કેકા;
માનવીનું કાળજ તેં કેવું કર્યું?
પીડ પોતાની, પારકા લ્હેકા!

રૂડા-રૂપાળા શઢ કો'કના શું કામના?
પોતાને તુંબડે તરીએ-

કોઈ કોઈ સંભારે રામટકેરી
કોઈ ઓઢા-હોથલની ગુહા;
ચોમાસે ક્યાંક ક્યાંક શલોક ચગે
ક્યાંક દરદે નીંગળતા દુહા.

જીવતી ને જાગતી જીવનની ખોઈમાં
કોઈની ભભૂત ન ભરીએ-

પોતાની વાંસળી પોતે બજાવીએ ને
રેલાવી દઈએ સૂર,
ઝીલનારું એ ઝીલી લેશે, ભલે
પાસે જ હોય કે દૂર :

ઓલ્યા તો મોતમાં જીવી ગિયા, વીરા!
જીવતાં ન આપણે મરીએ-
કો'કનાં તે વેણને વીણી વીણીને, વીરા!
ઉછી-ઉધારાં ન કરીએ.

*-મકરંદ દવે*

કવિતા, ભાળકના ભાવલોકમાં આનંદ કે આહ્‌લાદનો આવિર્ભાવ કરે છે, તો સાથોસાથ સહૃદયના જીવનપંથમાં ભોમિયાની ભૂમિકા પણ ભજવે છે. કવિતા, એમ, આહ્‌લાદક બને છે અને પથપ્રદર્શક પણ બની રહે છે. કવિતાનું સૌન્દર્ય સહૃદયને સહજભાવે આકર્ષે છે, તો કવિના શબ્દનું અજવાળું ભાવકના ભીતરી પ્રદેશને ઝળાંહળાં કરી મૂકે છે. કવિની કવિતાની કે કવિતાના શબ્દની આવી આકર્ષકતા અને અસરકારકતા સર્વત્ર સ્વીકારાતી આવી છે.

પ્રસ્તુત કાવ્યમાં કવિશ્રી મકરંદ દવે, હૈયાની વાત કરે છે અને એ નિમિત્તે સૌ કોઈને શિખામણની સોગાત ધરે છે. અલબત્ત, આ શિખામણ શુષ્ક, રુક્ષ કે નીરસ નથી, પરંતુ માર્મિક અને સ-રસ છે. ઠાવકાઈથી કહેવાયેલી આ વાતમાં વડીલોની હેસિયતથી અપાયેલો આદેશ નથી; પરંતુ મમ્મટ કહે છે તેમ, 'કાન્તા'ની માફક અપાયેલો પ્રેમપૂર્વકનો ઉપદેશ છે. માણસમાત્રએ અંકે કરવા જેવી આ હૈયાની વાત સાવ હળવી નથી થોડી ભારે છે. જો કે, સહજ-સરળ શબ્દોમાં કહેવાયેલી હોવાથી એ ભારઝલ્લી વાતનો ચપટીકેય બોજ વરતાતો નથી.

કવિતાના ઉઘાડમાં કવિ 'વીરા'ને, મતલબ કે મને - તમને ને આપણને સૌને સંબોધીને કહે છે-

*કો'કનાં તે વેણને વીણી વીણીને, વીરા!*
*ઉછી-ઉધારાં ન કરીએ;*
*હૈયે ઊગે એવી હૈયાની વાતને*
*ફૂલ જેમ ફોરમતી ધરીએ.*

વેણ કે વિચાર, સાધન કે સમૃદ્ધિ-આપણને

તો આપણું જ ખપે. પારકું ગમે તેટલું હોય તો ય આપણને શા ખપનું? કો'કનાં વેણનો વૈભવ આપણી વ્યક્તિતાને ક્યારેય સમૃદ્ધ ન કરી શકે. અને તો પછી કોઈનાં વેણને ઉછીનાં લેવાની ચેષ્ટા શા માટે કરવી? કવિશ્રી હેમેન શાહ પણ, એમની એક ગઝલમાં આ વાત સુંદર રીતે કરે છેઃ

*કંઠમાં શોભે તો શોભે માત્ર પોતાનો અવાજ,*
*પારકી રૂપાળી કંઠી બાંધવાનું છોડીએ.*

હેમેનની ગઝલનો શે'ર કે મકરંદના ગીતની પંક્તિ, એક જ સરખો સૂર છેડે છે કે, આખરે તો આપણે આગવો અવાજ જ આપણી અસલી ઓળખ પસાવી શકે, આપણું પોતીકું પોત જ આપણી નિજી મુદ્રા પ્રગટાવી શકે. એટલે અન્યના એઠાં-જૂઠાં વેણને ઉછી-ઉધારાં કરવાનું છોડીએ એમાં જ આપણા જીવતરની ધન્યતા છે. અને ચપટીક પણ પોતીકો પ્રકાશ પાથરીએ એમાં જ આપણા અસ્તિત્વની સાર્થકતા છે. મહિમા મૌલિકતાનો છે, તો સહજતાનો પણ છે. ગજા મુજબનું જેટલું પણ, આપણું આગવું ને અલાયદું હોય એ અગત્યનું છે, તેમ જે કંઈ પણ હોય એ કૃતક કે બનાવટી નહિ, પરંતુ સાહજિક ને સ્વાભાવિક હોય એ મહત્ત્વનું છે. દંભ અને આડંબરના આવરણોથી અળગા થઈને, હૈયામાં સહજભાવે જે કંઈ અને જેવું કંઈ ઊગે એને ફૂલની ફોરમની માફક વહેતું મૂકવામાં જ મજા છે. *હૈયે ઊગે એવી હૈયાની વાતને ફૂલ જેમ ફોરમતી ધરીએ*એ પંક્તિ દ્વારા કવિ પણ, સહજતાના સંદેશની સુવાસ વહેતી મૂકે છે. ગીતમાં આગળ વધતાં કવિ, પ્રકૃતિ અને માનવસૃષ્ટિ વચ્ચેનો ભેદ આ રીતે ચીંધે છે :

*કોયલ તો કોઈનો ટહુકો ન માગે ને*
*મોરલો કોઈની કેકા,*
*માનવીનું કાળજ તેં કેવું કર્યું?*
*પીડ પોતાની, પારકા લ્હેકા!*

કોયલને પોતાનો ટહુકો છે કે પછી મોરલાને પોતાની કેકા છે. મતલબ કે, પ્રકૃતિનાં પ્રત્યેક તત્ત્વને પોતપોતાની આગવી ગુણસંપત્તિ છે. અને એનાથી એ સંતુષ્ટ છે. એટલે પશુ-પંખી-પ્રાણીની સૃષ્ટિમાં કોઈ પાસેથી કશું માગવાની વૃત્તિ નથી, બલ્કે પોતાની રીતે જ પ્રગટ થવાની એમની પ્રકૃતિ છે. સામે પક્ષે માણસજાત જાણે કે જુદી જ માટીની છે. શું પીડા કે શું પ્રસન્નતા - કશાનું પ્રગટીકરણ માણસનું મૌલિક નથી. પોતાની પીડાને પ્રગટ કરવા માટે પણ માણસ, લ્હેકા તો પારકા જ ખપમાં લેશે! આત્માભિવ્યક્તિ આગવી જ હોય અને હોવી જોઈએ એ વાત માનવસૃષ્ટિએ, નિસર્ગશ્રીની સૃષ્ટિ પાસેથી શીખવા જેવી છે. આ દૃષ્ટાંતો દ્વારા અહીં પણ કવિને એ બાબત રેખાંક્તિ કરીને કહેલી છે.

વળી પાછા કવિ, માર્મિક ઉપદેશ-વચન ઉચ્ચારે છે કે :

*રૂડા-રૂપાળા શઢ કો'કના શું કામના?*
*પોતાને તુંબડે તરીએ-*

વાત સાવ સાચી છે. કોઈના રૂડા-રૂપાળા શઢ કે કોઈની સમૃદ્ધિનો ઉછળતો સાગર; કોઈના આભઊંચા મહેલ કે પછી કોઈનાં સુંદર-સોહામણાં ઉદ્યાન - એ બધું જ, કોઈનું તો આખરે કોઈનું જ. આપણા માટે તો એ સઘળું નકામું ને નિરર્થક જ. આપણે તો આપણા તુંબડે જે તરવું પડે કે પોતાને ટેકે જ ઊભું રહેવું પડે. કોઈના મહેલને જોઈને આપણી જર્જરિત ઝૂંપડી બાળી નાખવામાં તો નર્યું ગાંડપણ છે. એવી જ રીતે, પારકા આશ્રયની પોકળ ઓથ લેવાને બદલે પોતાની શક્તિ-મતિ મુજબ જીવનની નૌકા જાળવવામાં જ ડહાપણ છે.

ગીતના પછીના અંતરામાં કવિએ, માણસની વૃત્તિ-પ્રવૃત્તિ અને પ્રકૃતિને કેટલાક સાહિત્યિક સંદર્ભો યોજીને ઉદ્ઘાટિત કરી છે :

*કોઈ કોઈ સંભારે રામટેકરી*
*કોઈ ઓઢા-હોથલની ગુહા,*
*ચોમાસે ક્યાંક ક્યાંક શલોક ચગે*
*તુંઆંત જકજે નીગળતા દુહા.*

રામગિરિ પર્વત પર ઝૂરતા 'મેઘદૂત'ના નાયક યક્ષનો વિરહઝૂરાપો કે ઓઢા અને હોથલની લોકવાર્તાનો આછોપાતળો વિસામો, ચોમાસામાં આશ્વાસક બનતા શ્લોકો કે પછી દર્દ નીતરતા દુહાઓ -એ બધાંની ટેકણલાકડીએ માણસ ઊભો રહે છે. પરંતુ કવિને એવાં કશાં જ અવલંબનો કે પ્રપંચો માન્ય નથી. તેથી તે સલૂકાઈથી કહી દે છે :

*જીવતી ને જાગતી જીવનની ખોઈમાં*
*કોઈની ભભૂત ન ભરીએ-*

ફરી પાછી કવિની નજર એ દિશામાં જ વળે ને ધ્રુવપંક્તિમાં કહેવાયેલી વાત કવિ જુદે રૂપે-રંગે કહે છે :

*પોતાની વાંસળી પોતે બજાવીએ ને*
*રેલાવી દઈએ સૂર,*
*ઝીલનારું એને ઝીલી લેશે, ભલે*
*પાસે જ હોય કે દૂર :*

સાધન આપણું પોતાનું હોય, સાધ્ય પણ જાતે જ નક્કી કરેલું હોય અને એમાં વળી પોતીકું સામર્થ્ય ભળે ત્યારે એનું રૂડું પરિણામ અવશ્ય આવે. પોતાની વાંસળીમાંથી પોતે જ પ્રગટાવેલો સૂર દૂર-સુદૂર સુધી પહોંચી શકે અને એને એનો ઝીલનારો પણ સાંપડે જ. આપણી વાંસળીમાંથી આપણે નિપજાવેલો એ સૂર સ્વયં જાણે કે એક પ્રકારનું અદ્વૈત રચી આપે. પરિણામે કોઈને પણ એનાથી પર રહેવું ન પાલવે. અંતે જતાં ફરી એકવાર કવિ આપણને ચેતવે છે કે :

*ઓલ્યા તો મોતમાં જીવી ગિયા, વીરા!*
*જીવતાં ન આપણે મરીએ-*

જીવન અને મરણ વિશેની સરેરાશ માણસની સામાન્ય સમજ કરતાં કવિની સમજ કંઈક જુદી છે, સૂક્ષ્મ છે. કવિને તો કહેવું છે કે મર્યા પછી પણ જીવી શકાય છે ને દેખીતી રીતે જીવતાં હોવા છતાંય મરી જવાય છે! સંતો-મહંતો-સાધુપુરુષો કે સાચા સમાજસેવકો સ્થૂળદેહે મૃત્યુ પામ્યા હોવા છતાંય પ્રજાના હૃદયમાં સદાય જીવતાં હોય છે. એમનાં કર્મો-આદર્શો કે આચાર-વિચારની સુવાસ એમને અમરત્વ બક્ષે છે. એટલે સૂક્ષ્મદેહે તેઓ ક્યારેય મરતાં નથી. સામે પક્ષે આપણે પ્રેમનું, માણસનું કે જીવનનું મૂલ્ય સમજ્યા વિના એમ જ યંત્રવત્ શ્વાસ લેતા રહીશું તો મરેલાં જ જાહેર થઈશું? આખરે તો શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા નહિ, પરંતુ માણસનાં કર્મો અને જીવનમૂલ્યો જ એને જિવાડે છે, એ મતલબની ઠાવકી શીખ ગીતની અંતિમ પંક્તિમાં કવિ, બોલચાલની ભાષાના લહેકામાં વહેતી મૂકે છે.

પરવશ, પરગજુ કે પરાવલંબી બની રહેવાને બદલે સ્વકીય શક્તિને જોરે સ્વાવલંબી બનીને જીવન જીવવાની શિખામણ એ આ કાવ્યનો કેન્દ્રવર્તી સૂર છે. માણસ માત્રને સ્પર્શની આ સમજ સમગ્ર કાવ્યમાં વ્યાપ્ત છે. ક્યારેક એ વાત કવિ પ્રચ્છન્ન રીતે કરે છે, તો ક્યારેક પ્રગટપણે પણ કશુંક કહે છે. કવિની ભાષામાં અનુભવાતું સોરઠી બાનીનું બળ અભિવ્યક્તિને વધુ વેધક બનાવે છે. નિજી વ્યક્તિત્વનો મહિમા કરતું આ ગીત, સહજ-સરળ રીતે મીઠી-મધુરી શીખ આપે છે અને તેથી નથી એનો ભાર વરતાતો કે નથી તો એને કારણે આસ્વાદમાં અવરોધ ઊભો થતો. ભાવકના ચિત્તમાં તો સર્જકે સહજભાવે કરેલી હૈયાની વાત સતત ગૂંજ્યા કરે છે કે :

*કો'કનાં તે વેણને વીણી વીણીને, વીરા!*
*ઉછી-ઉધારાં ન કરીએ,*
*હૈયે ઊગે એવી હૈયાની વાતને*
*ફૂલ જેમ ફોરમતી ધરીએ.*

# ગેબની થાપ - ભીતરના જાપ

ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

['એકરૂપ' (ગઝલસંગ્રહ) : હરજીવન દાફડા, પ્રકાશક : પર્યાવરણ અને સંસ્કૃતિ રક્ષક ટ્રસ્ટ, રાજકમલ ચોક, ફૂટમાર્કેટ, અમરેલી - ૩૬૫૬૦૧, પ્રથમ આવૃત્તિ : એપ્રિલ ૨૦૦૪, કિં. રૂ. ૭૦.]

*'જે સકળ બ્રહ્માંડને ગજવી રહી,*
*ગેબની એ થાપમાં ભળીએ હવે.' (પૃ. ૨૧)*

શબ્દાતીત અધ્યાત્મદર્શનનો ઉપક્રમ શબ્દસહજમાં વણી લેવાનો કસબ ગઝલને અનાયાસે જ સાંપડ્યો છે. જેની પુષ્ટિના સંવાહકો જે-તે ભૂમિના તપ-તાપ સાથે જ એનાં ગર્તમાં ઉતરે છે. પલાંઠી વાળે છે, ધ્યાનના ચરમને સ્પર્શે છે, અલૌકિક અવતરણ સાથે એકરૂપતા સાધે છે, નિરાકારી ગઝલ-પીંડ પામે છે. તેનાં નિર્લેપ તત્ત્વોને ખરલમાં ઘૂંટે છે. દરમિયાની અવકાશમાં વિહાર કરે છે.

હરજીવન દાફડા તેમનાં પ્રથમ ગઝલસંગ્રહ 'એકરૂપ'માં અમરેલીની અમીરાઈ અને રમેશાઈ સાથે પ્રથમ પૃષ્ઠે જ 'હું અને મારી ગઝલ' સાથે સંકલ્પબદ્ધ પ્રવેશે છે.

*'ઊભા હતાં કોઈ અતલમાં હું અને મારી ગઝલ,*
*ઘૂંટાઈને આવ્યા ખરલમાં હું અને મારી ગઝલ'*

'હું અને મારી ગઝલ' દ્વારા સાધક-સાધ્ય વચ્ચેના અબાધિત અવકાશને ખડું કરી આ કવિ અતલમાં જ સફર આરંભે છે. અતલથી ગઝલચરમની યાત્રાના માર્ગમાં, ભીતરના જાપ અને ગેબની થાપના અવકાશમાં, વિભિન્ન મનઃસ્થિતિના કેવા કેવા બિંબ-સંવિધાન પ્રગટાવે છે. તે તેમના જ શેરમાં તપાસીએ.

*'તંત બધાયે તોડો મનવા,*
*ભીતર નાતો જોડો મનવા.' (પૃ. ૬૦)*

*

*'એક માળા ભીતરે ઝંખી રહે,*
*કોઈ આવીને અહીં જાપે મને.' (પૃ. ૩૩)*

*

*'તું જ આસન લગાવ અંતરમાં,*
*તું જ તારા કબીરને ઓળખ.' (પૃ. ૨)*

ઉપર્યુક્ત અશ્આર સ્વયં સૂચક છે કે આ સાધકે આરંભથી જ શબ્દને ભગવા રંગે રંગ્યો છે. 'સ્વવાચકની શોધમાં નીકળેલ રાજેન્દ્ર શુક્લની જેમ એ પણ આત્મ સંવાદ વડે ધ્યાન-મંત્ર-રટણની અમૂર્તતા ઝંખે છે. દુન્યવી પ્રાગટ્યની ચેતના એમને ગ્રાહ્ય નથી. તેથી જ ભીતરી આવકાશમાં નિજ જાતનો વિદેહી પ્રવેશ ઝંખે છે. પરંતુ અધ્યાત્મ પ્રાગટ્યનો અવસર ત્યારે જ રચાય છે જ્યારે ભીતરના સાજ સાથે ઈન્દ્રીયાતીત સાયુજ્ય રચાય છે. એક એવા સાયુજ્યની મથામણ કે જે મીરાં, કબીર, નરસિંહ વિગેરે. ના સત્ત્વ-તત્ત્વની અલપ-ઝલપ ઝાંખી કરાવી જાય. એવી મથામણોનો ચિતાર 'એકરૂપ'માં નિશ્ચે જોવા મળે છે.

મહદંઅશે અધ્યાત્મદર્શનની આડે ઈન્દ્રીયજન્ય વિકારો વિસ્મયના ધુમ્મસ ખડા કરે છે. જેનાં સ્વરૂપોમાં જ ગઝલ-સાધક એના અંતિમને તાકે છે. પરંતુ સદ્ભાગ્યે

ગઝલઅધ્યાત્મને ઉપકારક એવાં પરિબળો આ કવિને હાથવગાં છે જેને સહજ વણી આ કવિ કેટલાક ચમત્કૃતિજન્ય ચિતારો આપણને આપે છે.

*'બહાર અંદર પવન સ્વરૂપે ફર્યા કરે છે,*
*અગમ મુસાફર મને અચંબે ભર્યા કરે છે. (પૃ. ૮)*

*

*'માત્ર અડધી વેંતનું અંતર હતું,*
*તોય ના દેખાય શું ભીતર હતું.' (પૃ.૪)*
*'ઝળાંહળાં થઈ જવાય એવો,*
*ઈલમ હજી ક્યાં મને જડે છે. (પૃ. ૪૦)*

અગમ-સહજનો વિસ્મય એ જ 'એકરૂપ'નું ચાલકબળ છે. વિસ્મયથી વિસ્ફારિત ઇન્દ્રિયો અગમના તંત-તંતને ફંફોસે છે. ઇન્દ્રિયાતીત પરિમાણજન્ય અવસ્થાઓને ઝંખે છે. પરંતુ જેમ એક આખો જન્મારો ઝબકારના અણસારમાં જ વીતી જાય તેમ આ કવિની ચેતનાને પણ કોક અકળ તત્ત્વ તંતોતંત ઘેરી વળે છે. અગમ્ય આવાસનો બંદી બનાવે છે. એથી જ આ કવિ ક્યારેક કુંઠિત (suppressed) આંતરનાદનાં વિભિન્ન સ્વરૂપનિર્માણ કરે છે.

*'વારાફરતી વારામાંથી નીકળવું છે,*
*મારે આ જન્મારામાંથી નીકળવું છે.' (પૃ.-૩)*
*'અજવાળાંના સ્વામી થોડો ટેકો કરજો, (પૃ.-૩*
*ભીતરનાં અંધારામાંથી નીકળવું છે.'*

*

*'વસ્ત્ર મારા ખૂબ ભીંસે છે મને,*
*સ્હેજ અમથું સળવળાતું હોત તો.' (પૃ. ૬૮)*

આ અશ્આરમાંથી પસાર થતા ભાવકને એવી પ્રતીતિ અવશ્ય થશે કે, આ કવિ નક્કર અવતારના સ્વરૂપને ય પડકારવાની મથામણમાં છે. નિરાકાર સમસસ્તનો યાચક આ જન્મારાની અજંપ લીલાનો વાહક હવે થવા માગતો નથી. તેથી જ જીવ-પ્રાણ-જન્મ-જન્મારા વગેરે સંકલિત પ્રતીકોનો વિચ્છેદ ઝંખે છે. પરંતુ જેમ મિરજા ગાલિબ ફરમાવે છે :

*'ગમે-હસ્તી કા 'અસદ' કિસસે હો જુઝ મર્ગ ઈલાજ,*
*શમ્આ હર રંગ મેં જલતી હૈ સહર હોને તક.'*

(અર્થાત્ : અસ્તિત્વના ગમનો મૃત્યુ સિવાય બીજો શું ઇલાજ હોય, દીવાને દરેક રંગમાં સવાર સુધી બળવું પડે છે.)

તેમ, આ કવિ પણ આત્મજન્ય વિસ્મયની ભરમાળ તળે એક સનાતન તત્ત્વને પામી શક્યા છે, કે જીવનપર્યંત ઘૂંટાતી મથામણોનો મર્મ વિવશ ચિત્કાર, કે ફરિયાદમાં નહીં પણ, આત્મસંકલ્પ અને પ્રબળ લક્ષસંવિધાનમાં કોળે છે. તેથી જ જેમ સફર આગળ ધપે છે, તેમ કવિની ઊર્ધ્વગામી ચેતના શબ્દઅજંપના ખીલા તોડી પ્રબળ વેગે સંચાર પામે છે.

*તલ્લીનતા છે કેવી એનો ખયાલ આવે,*
*કાંડા સુધી સળગતી જ્યારે મશાલ આવે. (પૃ. ૫૬)*

જે એના પર ચિત્ત પર નરસિંહી અવસ્થાના બિંબ નિર્માણ કરે છે. આત્મરતિથી પર એવા આત્મવિરક્તિના સૂક્ષ્મ સંવેદનાત્મક ચિત્રો ખડા કરે છે. જેમાં ગહન-ગેબની બાબત એમનું આંશિક સંવિધાન પણ દૃષ્ટિગોચર થાય છે.

*'તમસનો તાગ મેળવતા ખબર પણ ના પડી ક્યારે,*
*નર્યો ઉગી ગયો અજવાસ ચારેકોર મારામાં' (પૃ.૭૬)*
*'જન્માંતરોથી જે હજી જડતી નથી,*

*અજવાસની એ ખાણ મારામાં જ છે.' (પૃ.-૨૦)*
*'લખચોરાશી જનમ કરે,*
*હરજીવનમાં અવર-જવર.' (પૃ.-૧૭)*

અજવાસની અગાધ જણસનો આ માલિક ઉદ્‌ગમની ચેતના સાથે એકરૂપતાના અતૂટ પરિમાણ સાથે છે. વળી, સ્વયં હરજીવનમાં જ ચોરાશી લાખ ફેરા અવરજવર કરે છે કહી અકળ-સકળની એકરૂપતામાં હાસિલે દીવાન શેર રચે છે. આમ 'સ્વ'નું બ્રહ્મ સાથે નિરાકાર સાયુજ્ય કેટલાક શેરમાં રચી, સૂફીવાદનો અગમ્ય સ્પર્શ કરાવે છે. તેમ તાં મહદંશે આ સંગ્રહમાં કવિનો રહસ્ય સાથે તંત-તંત સંઘર્ષ છતો થાય છે. જે રહસ્ય સંકુલ પર આજે હજીયે આધિપત્ય પામવામાં સક્ષમ નીવડ્યો નથી. તેથી જ કવિ ક્યાંક-ક્યાંક અનુગ્રહ-વિગ્રહના શૈથિલ્યમાં આમ પણ ચિત્કારી ઊઠે છે.

*'ઘણું સારું થયું મારા સુધી આવી ગયા સાંઈ,*
*હવે ચાલી શકું એવુંય ક્યાં છે જોર મારામાં.' (પૃ.૭૬)*
*'દિવસ રાત ખેંચીને થાકી ગઈ છે સમજ,*
*રહસ્યોની ચાદર સમેટાય એવી તો દે.'*

રહસ્યની અનંત ચાદરને પળ-પ્રતિ-પળ ખેંચી-ખેંચીને થાકતો આ કવિ, રહસ્યની ગડી વાળી, રહસ્ય પછીતે શું અનાવૃત્ત થાય છે, તે હજી પામી શક્યા નથી. તેમ છતાં સફરના આરંભથી જ અગમના પંથે ચાલી પડેલ આ મુસાફર એની એકાદ ટૂંક પર હાલ વિરામ કરી રહ્યા છે. જે આજે નહીં તો કાલે એની ગર્ભિત ચેતનાનો સાક્ષાત્કાર કરશે જ એવી શ્રદ્ધા એમનો આ શેર કરાવે છે :

*'શરમાં જ લક્ષવેધનો નિર્ધાર છે ભર્યો,*
*આંખોય અંધકારની ફોડી બતાવશું.' (પૃ.-૪૩)*

□

# કવિલોકનાં પ્રકાશનો

| | | | | |
|---|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | | ૨૨.નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | | ૨૩.અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ.રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | | | |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | | | |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

**C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧**

**ફોન : ૨૨૧૪૩૭૪૫**

# પ્રાર્થના

તું પૂછે છે પ્રશ્ન, પ્રશ્નોની મના છે;
મૌન પણ ક્યારેક મોટી પ્રાર્થના છે.

એમની સામે ઊભો રહે આંખ મીંચી,
આંખ સાચી મીંચવી તે પ્રાર્થના છે.

આખો દિવસ મહેનત કરી તું પ્રેમની,
ઊંઘી જ જા, ઊંઘવું પણ પ્રર્થના છે.

તું કશું માગીશ ના, જો એ મળે તો;
તું વાટ જોજે, વાટ જોવી, પ્રાર્થના છે.

કોઈનું કે એમનું, ના કંઈ બને તો;
અફસોસ કર, અફસોસ એ પણ પ્રર્થના છે.

કોઈ ક્ષણ ના વ્યર્થ જો તારી ભલા!
જિંદગી આખી જ તો પછી પ્રાર્થના છે.
ને જિંદગી જો થાક છે અવિરામ 'ઉશનસ્'!
મૃત્યુ પણ અંતિમ ઉત્તમ પ્રાર્થના છે.

- ઉશનસ્

('ગઝલને વળાંકે'માંથી)

---

**સ્થાનસમર્પિત**
**'કવિલોક'ના એક ચાહક તરફથી**

પગલું માંડું હું અવકાશમાં,
જોઉં નીચે હરિવરનો હાથ,
અજંપાની સદા સૂની શેરીએ
ગાતો આવે અદીઠો સંગાથ.
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.
ભયની કાયાને ભુજા નથી,
નથી વળી સંશયને પાંખ,
ભરોસે ચાલ્યા જે અનભે રંગમાં,
ફૂટી એને રૂંવે રૂંવે આંખ.
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.
ઊંઘતાને માથે ઓળો મોતનો,
ઊંઘતાને પાયે જગની જેલ.
આઘાતે ભાંગે છે કોઈ અહીં ભોગળો,
ને આંસુડે વાવે છે અમરવેલ.
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

- મકરન્દ દવે
('બૃહત્ ગુજરાતી કાવ્યસમૃદ્ધિ'માંથી)

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને પ્રેરણા

વિશ્વભરમાં પ્રત્યેક કલાના ક્ષેત્રમાં જે તે કલાક્ષેત્રની કલાનિર્મિતિ જોઈજાણી સામાન્ય જન તે નિમિત્તે પોતાના ચિત્તમાં સર્જક પ્રત્યે અહોભાવ અને સન્માનભાવ અનુભવે છે, અને મનોમન પ્રશ્ન પણ પૂછી બેસે છે કે કલાકારને આવી કલાનિર્મિતિ કેવી રીતે સૂઝી હશે. કવિતાક્ષેત્રની વાત કરીએ તો પ્રત્યેક કાવ્યવાચકને કાવ્યકૃતિથી ઉપર કહ્યા તેવા જ ભાવો થતા હોય છે, અને ઉપર કહ્યો તેવો જ પ્રશ્ન પણ થતો હોય છે. કવિને પૂછવામાં આવે તો કવિ મોટે ભાગે બે પ્રકારના ઉત્તરો આપે છે : એક, મને ખબર નથી કે આ કેમ સૂઝે છે અને કોણ સુઝાડે છે; તો બીજો ઉત્તર એવો પણ હોય છે કે આ બધું ચિત્તના અંતરતમમાંથી સ્ફુરે છે.

આમ, કવિની સિસૃક્ષાને ધક્કો આપનારું આ જે તત્ત્વ છે તેને વ્યાપક અર્થમાં પ્રેરણા કહેવામાં આવે છે. પ્રેરણાના આ પ્રાકટ્યના બે સ્થાનો ગણાયાં છે : બહિર્ગત અને અંતર્ગત. પ્રેરણા ક્યાંક બહારથી આવે છે એવો મત દિવ્યવાદ અને અજ્ઞેયવાદ કે રહસ્યવાદની નીપજ છે. આવી અજ્ઞેય તત્ત્વથી પ્રેરિત સર્જકસિસૃક્ષા કાર્યરત બને છે અને પછી એ પ્રેરણા પર નિર્ભર પોતાના સર્જકપુરુષાર્થથી કલાકૃતિની પૂર્ણતા તરફ આગળ વધે છે. હોમરના 'ઑડિસિ' મહાકાવ્યમાં ફેમિયસ નામનો ચારણકવિ કહે છે :

`...the god has put into my heart all manner of lays, and methinks I sing to thee as a god...'

(...દેવ મારા હૃદયમાં ગીતોની સકલ રીતરસમો જગાડે છે, અને હું ધારું છું કે હું તારા પ્રતિ દેવની જેમ ગીત ગાઉં છું...)

હીસિઑડ અને પિન્ડાર પણ આ પ્રેરણાને દિવ્યતા સાથે સાંકળે છે. સિસેરોએ 'ઑન ધી ઑરેટર' ગ્રંથમાં આવી જ વાત કરી છે. 'I have often heard that - as they say Demorcritus and Plato have left on record - no man can be a good poet who is not on fire with passion and inspired by something like frenzy' (ડિમીક્રિટસ અને પ્લેટોએ નોંધ્યું છે તેમ મેં વારંવાર સાંભળ્યું છે કે કોઈ માણસ સારો કવિ બની શકતો નથી, જ્યાં સુધી તે ઊર્મિઆવેગ એ જુસ્સા જેવા કોઈ તત્ત્વથી પ્રેરિત ન થતો હોય.)

પ્રેરણા એ કોઈ પણ કવિ માટે દૈવી દેન છે તેવું પરાપૂર્વથી મનાતું આવ્યું છે. કોલરિજે તેમનું પ્રસિદ્ધ કાવ્ય 'કુબ્લા ખાન' પોતાને કેવી રીતે સ્ફુર્યું તે અંગે આવી દૈવી પ્રેરણાને જ નિમિત્ત ગણી છે. લગભગ અઢારમી સદી સુધી પશ્ચિમમાં આ માન્યતા દૃઢ રહી છે. ફ્રેન્ચ કવિ વાલેરી જેવાએ 'પ્રભુદત્ત તો એક પંક્તિ જ હોય છે' એમ કહી પ્રેરણાના આ દૈવી અંશની જ વાત કરી છે.

આપણે ત્યાં પણ પ્રેરણાનો આ જ રીતે મહિમા થતો આવ્યો છે. વેદોને તો અપૌરુષેય ગણાવ્યા છે તો ઉપનિષદ-ષડ્દર્શન ઇત્યાદિની મંત્રવાણીમાં મૂળ તો આવી દૈવી પ્રેરણાનો જ અંશ રહેલો છે તેમ સર્વસ્વીકૃત અભિપ્રાય છે. આમ, પ્રેરણા ક્યાંક બહારથી આવે છે, એટલે કે તે બહિર્ગત છે એવો પ્રલંબકાલીન અને પ્રમુખ અભિપ્રાય પ્રવર્તે છે.

આવા અભિપ્રાયના પ્રવર્તનની પાછળ સંભવ છે કે એક તરફથી સર્જકની વિનમ્રતા પ્રકટ થતી હોય તો બીજી તરફથી સંભવ છે કે સર્જકની સિસૃક્ષાનું ગૂઢતામાં બીજારોપણ કરી તેને દેવાંશી ગણાવવાની અસંપ્રજ્ઞાત મનોદશા પણ હોય. એ ગમે તે હોય પણ આ ચાલી આવતી માન્યતાની સામે છેલ્લી બે-અઢી સદીમાં એક નવો વળાંક આવ્યો છે. આ નવ્ય વળાંકાધીન માન્યતા માનસશાસ્ત્રના વિકાસ સાથે સંકળાયેલી છે. ફ્રૉઇડ અને યુંગના માનસશાસ્ત્રીય વિચારવિમર્શ અને સંશોધન-સંશ્લેષણને કારણે પ્રેરણાતત્ત્વ વિશે નવેસરથી વિચારણા થઈ. એમાં માર્કસવાદી વિચારસરણીએ પણ પૂરક ભૂમિકા ભજવી. આ માનસશાસ્ત્રીય સંશોધનો પ્રમાણે પ્રેરણા વિશે એક એવો અભિપ્રાય અસ્તિત્વમાં આવ્યો કે તે બહિર્ગત નહીં, પણ અંતર્ગત છે. એટલે કે પ્રેરણા ક્યાંય બહારથી આવતું તત્ત્વ નથી, બલકે તે સર્જકના નિજી ચિત્તમાંથી જ ઉદ્ભવે છે. એ પરાવાસ્તવની ભૂમિકાએ સક્રિય બની સર્જકને વાસ્તવની ભૂમિમાં સ્થિર કરી આપે છે. અર્ધજાગ્રત ચિત્તાવસ્થામાંથી તે પૂર્ણ જાગ્રત ચિત્તાવસ્માં મુકાય છે, અને આમ પૂર્ણ જાગ્રતિ પામતું ચિત્ત સર્જકને સર્જન કરવા ઉદ્યુક્ત કરે છે.

આ રીતે જોવા જઈએ તો પ્રેરણા અંતઃસ્થિત છે, અંતર્ગત છે. તો પછી આ પ્રેરણા જાગ્રત કેવી રીતે થાય છે? માનવચિત્ત, આજની ટેક્નિકલ પરિભાષામાં, એક વિરાટ કમ્પ્યૂટર છે. ઇન્દ્રિયસંવેદ્ય અનેક સ્થળકાળના અનુભવોને તે સંઘરી રાખે છે. હવે એવું બને કે માનવચિત્ત પુનઃ કોઈ ઐન્દ્રિક સંવેદનના

સંપર્કમાં મુકાય ત્યારે પેલો પૂર્વસંચિત્ત ચિત્તકોષમાંનો અનુભવ ક્રિયાન્વિત બને અને ચેતનાના પ્રવર્તમાન જાગ્રત સ્તરે સર્જકને તે ઢંઢોળે. જાગ્રત ચેતના પરનો આ કોઈ સંચિત અનુભવનો ઘસારો એ જ એક માનવશાસ્ત્રીય તથ્ય તરીકે પ્રેરણા છે. જેમ ધરતીના પેટાળમાં વહેતો પ્રવાહ તીવ્રતા ધારણ કરતા ધરાના ઉપરનાં સ્તરને ધ્રુજાવી દે છે ત્યારે જે અદૃષ્ટ કંપ હતો તે ભૂસ્તર પર દૃશ્યમાન થાય છે, ઉપરના ભૂસ્તરને હચમચાવી દે છે અને ક્રિયાશીલ કરે છે તેમ સર્જકચેતનાના અંતઃસ્તરેથી ક્રિયાશીલ બનેલો આવેગ બહિસ્તરે પહોંચે છે તે બે બિન્દુઓની વચ્ચેની ચિત્તાવસ્થાની જે સ્થિતિ છે તે પ્રેરણાત્મક સ્થિતિ છે, એટલે કે એ જ પ્રેરણા છે. આ રીતે જોવા જઈએ તો પ્રેરણા દૈવી, અજ્ઞેય કે ગૂઢ છે તે અવ્યાખ્યેય સ્થિતિમાંથી માનસશાસ્ત્રીય અભ્યાસને આધારે પ્રેરણા પાર્થિવ, જ્ઞેય અને અ-ગૂઢ હોય છે તેવી વ્યાખ્યેય સ્થિતિ અને સમજ સર્જાય છે.

આજની તારીખે પણ પ્રેરણા બહિર્ગત છે એવો મત ધરાવનારની સંખ્યા અલ્પ નથી. પરન્તુ વૈજ્ઞાનિક અને તાર્કિક વિશ્લેષણ ચોક્કસપણે એમ માનવા પ્રેરે છે કે પ્રેરણા અંતર્ગત છે. બાહ્ય કોઈ ઘટનાનું ઘટવું એ વર્તમાનકાલીન હકીકત ચિત્તમાં ધરબાયેલા પૂર્વકાલીન કોઈ અનુભવ સાથે સંકળાય છે અને સર્જકચેતના જે ભીંસ અનુભવે છે તે જ પ્રેરણા છે. પણ આથી માનસશાસ્ત્રીય રીતે વ્યતીતકાળના સંયોગે વર્તમાનકાળ મુકાય છે તે હકીકત બરાબર નથી. ખરેખર તો આ પ્રેરણાની ઘટના પણ ચૈતસિક સ્તરે વર્તમાનકાલીન ઘટનાનુભવ જ છે. આથી સ્થૂળ કાળમાં એવું જણાય કે કોઈ ભૂતકાલીન ઐન્દ્રિક સંવેદન વર્તમાનકાલીન સમસંવેદનાત્મક ઘટના સાથે સંકળાય છે ત્યારે પ્રેરણાની પ્રતીતિ થાય છે; જ્યારે હકીકતે તો ચૈતસિક કાળની દૃષ્ટિએ સ્થળ-કાળથી પરની એ સમયચેતનામાં અનુભવોની અને એમાંથી પાંગરેલા વિચારની અવરજવર છે. આ ચૈતસિક સ્થિતિ એ જ પ્રેરણા તત્ત્વ છે. સર્જકને સ્થૂળ કાળમાં સર્જનપ્રવૃત્ત કરનારું એ અલૌકિક નહીં, પણ મનોલૌકિક સૂક્ષ્મ સંચલન છે. પ્રશિષ્ટતાવાદીઓ આથી જ આવી એકાદ પ્રેરણાક્ષણને સ્વીકારીને વાસ્તવમાં વધુ મહિમા તો કલાપુરુષાર્થનો જ કરે છે. આથી કવિતાના ક્ષેત્રમાં પણ પ્રેરણાના પ્રારંભિક પ્રાકટ્ય પછી ખરો મહિમા કલાપુરુષાર્થનો જ છે. આથી પ્રેરણા એ કવિતાના ક્ષેત્રમાં કાવ્યનિર્મિતિના વટવૃક્ષનો બીજનિક્ષેપમાત્ર છે.

એપ્રિલ ૨૪, ૨૦૦૫ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૧૯. કલહ પૂરો થયો

પ્રભાત પોતાના કેસરિયા વાઘા ધારણ કરીને દેવોને અને માનવોને દિવસનો પ્રકાશ દેવા માટે સમુદ્ર સરિતામાંથી બહાર આવ્યું ત્યારે દેવદીધી ભેટ સાથે થેટિસ વહાણો પાસે પહોંચી ગઈ. એણે જોયું તો એનો પુત્ર પેટ્રોક્લસના દેહને પોતાના બાહુઓમાં લઈ જમીન પર લાંબો લસરક પડ્યો હતો. એ ખૂબ આક્રંદ કરી રહ્યો હતો અને, એના ઘણા સેવકો એની આસપાસ રુદન કરતા ઊભા હતા. કરુણામયી દેવી ત્યાં ગઈ અને, પોતાના પુત્રનો હાથ પોતાના હાથમાં લઈ એ બોલી, 'બેટા, અહીં જે માનવ સૂતો છે તે દેવની ઇચ્છાથી વધ પામ્યો છે. આપણું કોઈ પણ ક્રન્દન એને બેઠો નહીં કરી શકે. તો એને ત્યાં જ રહેવા દે અને, હેફીસ્ટસ પાસેથી તારે માટે આણેલું આ કવચ તું લે; કોઈ મનુષ્યે એવું કવચ કદી પહેર્યું નથી.'

આમ બોલીને એ દેવીએ પોતાની સાથે આણેલો સુંદર સરંજામ અકિલીઝ સમક્ષ મૂક્યો. એનો ખણખણાટ જોરદાર હતો અને બધા મર્માઇડનોમાં એથી અહોભાવ જાગ્યો. એની સામે દૃષ્ટિપાત કરવાની હિંમત કોઇનામાં ન હતી અને સૌ ત્યાંથી પાછા હટી ગયા. પણ અકિલીઝ જેમ એની ઉપર દૃષ્ટિપાત કરતો ગયો તેમ તેમ, એની પાંપણો પાછળથી એનાં નેત્રોમાં આવેશની અગ્નિશિખાઓ ઊઠવા લાગી. દેવોની ભવ્ય ભેટને એણે ઊંચકી લીધી અને, આનંદથી એને એ રમાડવા લાગ્યો. એનું પૂરું સૌન્દર્યપાન કર્યા પછી એ થેટિસ તરફ ફર્યો અને બોલ્યો; 'મા, દેવે બનાવેલું આ કવચ - સ્વર્ગ પાસેથી આવા જ કામની આશા રખાય. કોઈ મર્ત્ય માનવી એ બનાવી શકે નહીં. એમાં સજ્જ થઈને હું હવે રણે ચડશ. પણ વીર પેટ્રોક્લસના ખુલ્લા ઘા ઉપર માખીઓ બેસે ને ઘામાં જીવાત પડે એનો મને મોટો ભય છે. એનો પ્રાણ ઊડી ગયો છે અને એનું માંસ સડવા માંડે.'

'બેટા', રજતપાદ દેવી થેટિસે કહ્યું, 'તું એની જરાય ચિંતા કરમા. માખોને દૂર રાખવાની અને, યુદ્ધમાં મરણ પામનારાઓના દેહને ખાઈ જતાં જંતુઓથી હું એનું રક્ષણ કરીશ. વર્ષની બધી ઋતુઓમાં એ શબ ભલે અહીં પડ્યું હોય તો પણ એનું માંસ સુરક્ષિત રહેશે. અરે, અત્યારે છે એના કરતાં એ વધારે સારી સ્થિતિમાં હશે. તો ઊઠીને સૈન્યને ભેળું કર, સેનાધિપતિ એ ગાપેમ્નોન સાથે સમાધાન કરી લે ને પછી જંગ માટે જલદીથી શસ્ત્ર-સજ્જ થઈ જા અને તારી બધી શક્તિથી તૂટી પડવા તૈયાર થા.'

આટલું બોલીને એણે પોતાના પુત્રમાં અજેય શુરાતન પૂર્યું અને, પેટ્રોક્લસને સડતો અટકાવવા, એના દેહને એણે અમૃત અને લાલ રસ એના નાક વાટે ભર્યાં. એ દરમિયાનમાં બૂમો મારી અકીઅન સૈનિકોને ઍકિલીઝ સમુદ્રતટે ફરવા લાગ્યો. પરિણામે, જહાજોમાં જ રહેતા ખલાસીઓ હતા તે પણ સભામાં જોડાવા આવ્યા કારણ, પોતાની લાંબી અનુપસ્થિતિ પછી અકિલીઝ જંગે ચડતો હતો. ધીર

ટાઈડીડિઝ અને ઉત્તમ ઓડિસ્યુસ, એરીસના બેઉ લાડકા, લંગડાતા અને ઘાથી પીલાતા, ભાલાંઓને ટેકેટેકે આવ્યા. બંને પહેલી હરોળમાં બેઠા. છેલ્લે આવ્યો માનવોનો રાજા એગામેમ્નોન યુદ્ધના ઘમસાણમાં, એણ્ટિનોરના પુત્ર કૂને મારેલા ભાલાના ઘાથી એ પણ પીડાતો હતો.

બધા અકીઅનો એકઠા થયા ત્યારે, દોડવીર અકિલીઝ બોલવાને ઊભો થયો. 'નામદાર એટ્રયુસ પુત્ર', એણે આરંભ કર્યો, 'આપણી બેઉની વચ્ચે બિયાંબારુ છે. પણ એક છોકરડી માટે આ મરણિયો મતભેદ પાસુ રાખવો એ તમારે કે મારે માટે હિતાવહ પુરવાર થયો છે? લાઈર્નેસસને ઘમરોળી, આર્ટમિસને મારે માટે મેં પસંદ કરી તે જ દહાડે, બતેલા પર એણે આપઘાત કર્યો હોત તો સારું થયું હોત એમ મને લાગે છે. ગુસ્સે થઈ હું અળગો બેઠો હતો તે દરમિયાન મરાયેલા અકીનનોની સંખ્યા એથી ઘણી નાની થઈ ગઈ હોત. અમારા ઝઘડાનો લાભ હેક્ટરે અને ટ્રોજનોએ ઉઠાવ્યો; એ લાંબા સમય સુધી યાદ રાખવાનું કારણ અકીઅનોને મળશે. પણ આપણે ગઈગુજરી ભૂલી જવી જોઈએ, આપણા અણગમાઓ દૂર કરવા જોઈએ અને આપણાં હૈયાંઓને પરાણે વશમાં રાખવાં જોઈએ - મારી કડવાશને હું હવે ચાલુ નહીં રહેવા દઉં. ને આજે, મને લાગે વળગે છે ત્યાં સુધી, અમારો ઝઘડો પતી ગયો છે અને, લાંબા વાળવાળા અકીઅનોને યુદ્ધે ચડવાના પણે વગડાવો એમ હું સૂચવું છું એટલે, શત્રુઓ જો જહાજો પાસે પડાવ નાખવા વિચારતા હોય તો, એમની તાકાતનો સામનો કરવા હું જઉં. હું ખાતરી આપું છું કે, મારા ભાલાના વારમાંથી છટકીને ટ્રોજન આ યુદ્ધમાંથી બચી જશે તે, પોતાના પગ પર ખડો રહેશે ત્યારે જાતને ભાગ્યશાળી માનશે.'

પેલ્યુઝના ઉમદા હૃદયી પુત્રને પોતાની મમત પર છોડી દેતો ભાળી અકીઅન સૈનિકોએ આનંદની કિકિયારી કરી પણ છેવટનો શબ્દ બોલી, વાતે વાળી લેવાનું તો એગામેમ્નોનને ભાગે આવ્યું. પોતાને આસનેથી એ ઊભો થયો પણ મધ્ય તરફ જતાં, જ્યાં પોતે ઊભો હતો ત્યાંથી જ એ બોલ્યો.

'મિત્રો, ડનાન શસ્ત્રધારીઓ, એરીઝના સેવકો, એણે વાત માંડી, 'કોઈ માણસ બોલવા ઊભો થાય ત્યારે, ખલેલ પાડ્યા વિના એને બોલવા દેવામાં વિવેક છે. ઉત્તમોત્તમ વસતા પણ આવા ઘોંઘાટમાં કશું હાંસલ કરી શકે નહીં. દરેકે દરેક માણસ વધારેમાં વધારે શોર મચાવતો હોય ત્યાં નામદાર અકિલીઝને હું શી રીતે કશું કહી શકું? હું અકિલીઝને જ કહેવા માંગું છું પરંતુ, તમે બધા જ તે સાંભળો એ ગળે ઉતારો.

'અકીઅનોએ વારંવાર મારી વિરુદ્ધ સૂર ઉઠાવ્યો છે, ને તમે જે યુદ્ધથી આરંભ કર્યો તેને જ તેમણે ઘૂંટ્યો છે. પણ દોષ મારો નથી. ઝ્યૂસ અને ભાગ્યદેવી અને, અંધારામાં ચાલતી ક્રોધ દેવીએ મારી વિવેકબુદ્ધિને અંધ બનાવી દીધી ને તે દહાડો ભરસભામાં અકિલીઝનું ઇનામ મેં ઝૂંટવી લીધું. હું શું કરી શકું? આવી વેળાએ કોઈ શક્તિ બધો દોર પોતાના હાથમાં લઈ લે છે, એ શક્તિ એટી છે, ઝ્યૂસની સૌથી મોટી પુત્રી, એ આપણને સૌને અંધ બનાવે છે, એ પોતે શાપિત આત્મા છે, પોતાના અપાર્થિવ ચરણો એ પૃથ્વી પર કદી મૂકતી નથી પણ માનવીઓનાં મસ્તકોમાં આવજા કર્યા કરે છે અને એમને વિકૃત કરી, એકને કે બીજાને એ પછાડે છે. અરે, એણે એક વાર ઝ્યૂસને પણ અંધ કરી દીધા હતા તે એ તો બધા માનવોથી અને દેવોથી

પર છે. મહાન ગઢવાળી થીબ્ઝ નગરીમાં એલ્કમીની હેરાક્લિસને જન્મ આપવાની હતી ત્યારે, હીરી અને એની નારીચેષ્ટાથી ઝ્યૂસ ભોળવાઈ ગયા હતા. દેવસભામાં એમણે ગંભીર જાહેરાત કરી હતી : ‘બધાં દેવદેવીઓ, મને સાંભળી લો. પ્રસૂતિની દેવી ઇલીથિયા આજે મારા લોહીમાંથી ઉત્પન્ન થયેલા વંશમાં ઉત્પન્ન થયેલા એક માનવશિશુને આજે જન્મ આપશે. એ બાળક પોતાના બધા પડોશીઓ ઉપર આધિપત્ય ભોગવશે. આ સાંભળી હીરીએ ઝ્યૂસને માટે એક છટકું ગોઠવ્યું. એ બોલી : ‘આ જુઠાણું છે; સમય દર્શાવી આપશે કે આ ભવિષ્યવાણી તમે સાચી નહીં પાડી શકો. ચાલો, ઑલિમ્પિસ, મને તમારું ગંભીર વચન આપો કે, નારીના ઉદરમાંથી જે બાળક આજે જન્મ લેવાનો છે અને જે તમારા લોહીના વંશની પેદાશ છે તે પોતાના પડોશીઓ ઉપર આપિત્ય જમાવશે! ઝ્યૂસને એમાં કશું વાંધાજનક જણાયું નહીં અને એણે ગંભીરતાપૂર્વક સોગન લીધા; એમને પૂરા અંધ બનાવાયા હતા. પણ હીરી ઑલિમ્પસથી વેગેથી ઊતરી અને ખાર્ગોસમાં આવીઃ એ જાણતી હતી કે પર્સ્યુઝના પુત્ર સ્થેનેલસની પત્નીને બાળક જન્માવાનું હતું પણ હજી એને સાતમો મહિનો ચાલતો હતો. પૂરો સમય થયા પહેલાં હીરીએ એ બાળકને જન્માવ્યું અને, પ્રસૂતિની દેવીને આજ્ઞા કરી, એલ્કમીનીની પ્રસૂતિ પાછળ ઠેલાવી દીધી. પછી એ ક્રોનોસ પુત્ર ઝ્યૂસ પાસે ગઈ અને, એણે જાતે જ એ સમાચાર એને આપ્યા. ‘દેવ ઝ્યૂસ’, એણે કહ્યું, ‘વીજ ઝબકારના દેવ, મારે વધામણી ખાવાની કે આજે એક બાળક અવતર્યો છે જે આર્ગાઇવોનો અધિરાજ થશે. એનું નામ યૂરિસ્યુઝ પાડવામાં આવ્યું છે. પર્સ્યુઝનો પુત્ર સ્થેનેલસ એ બાળકનો પિતા છે. એ તમારા લોહીમાંથી ઊતરી આવ્યો છે ને એ આર્ગાઇર્વાનો અધિરાજ બને એ સર્વથા યોગ્ય છે.” ઝ્યૂસને ઊંડો આઘાત લાગ્યો. ક્રોધમાં આવી જઈ એણે એટીને એનાં વાળથી પકડી અને, મનનો આ મહા વિનાશક કદી સ્વર્ગમાં પગ ન મૂકે એમ સોગન ખાઈ એમણે એને તારા મઢ્યા સ્વર્ગેથી ફંગોળી. પણ ઊંહકારા વિના ઝ્યૂસ એનો વિચાર કરી શક્યા નહીં ખાસ કરીને, પોતાના પ્રિય પુત્ર હેરાક્લિસને, યૂરિસ્યુઝે સોંપેલા કામ માટે મથામણ કરતો જોયો ત્યારે મારી બાબતમાં પણ તેવું જ હતું. ઝગમગતા શિરંત્રાણવાળો હેક્ટર વહાણોના મોરાઓ પાસે આર્ગાઇવોને વાઢી રહ્યો હતો ત્યારે, એ એટીએ જ મને આંધળો કરી મૂક્યો હતો એ હું ભૂલી શક્યો નથી. પણ મે અંધ કરી મૂકવામાં આવ્યો હતો અને ઝ્યૂસે મારી બુદ્ધિને હરણ કરી લીધું હતું એટલે, હું બગડી બાજી સુધારવા અને તમને પૂરતું વળતર આપવા તૈયાર છું. તો યુદ્ધ માટે તમે કમ્મર કસો, અને આખી સેનાને નેતૃત્વ પૂરું પાડો. ભેટોની વાત કરું તો, ગઈ કાલે, તમારી કુટિરે આવી ઓડિસ્યુસે તમને આપેલા વેણ મુજબ બધું આપવા હું તત્પર છું. તમને એ જરાય ગમવાનું નથી તે છતાં, તમને ઠીક લાગતું હોય તો, યુદ્ધે ચડતાં પૂર્વે તમે થોભી જાઓ અને મારા સેવકો મારા વહાણમાંથી બધીયે ભેટસોગાદો લાવશે એટલે તમને ખાતરી થાય.

ચપલપાદ અકિલીઝે ઉત્તર વાળ્યો, ‘સમ્રાટ એટ્રીડીઝ, માનવરાજ એગામેમ્નોન, ભેટો ભલે રહી. તમને યોગ્ય લાગતું હોય તો એ બધી તમારી સગવડે રજૂ કરો અથવા તમારી પાસે જ રહેવા દો. પણ આ ઘડીએ તો યુદ્ધ સિવાય બીજી બાબત આપણે વિચારીએ જ નહીં. મહાન કાર્ય આપણી સામે પડ્યું હોય ત્યારે આપણે દલીલો કરતા, સમય બગાડતા

અહીં બેસી રહેવું જોઈએ નહીં.' અકિલીઝ ફરી વાર, મોરચે જઈ પોતાના કાંસ્ય ભાલે ટ્રોજનોનો નાશ કરતો દેખાવો જોઈએ. તમારા શત્રુની સામે બાથ ભીડો ત્યારે, તમે દરેકે દરેક જણ એનો વિચાર કરજો.

આના પ્રત્યુત્તરમાં શાણા ઓડિસ્યુસે ઠપકો આપ્યો. 'પરમ પૂજ્ય અકિલીઝ,' એણે કહ્યું, 'માણસોએ હજી શિરામણ પણ નથી કર્યું અને તમે શૂરવીર છો તો પણ, તમારે એમને ટ્રોય પર હલ્લો કરવાનું અને શત્રુઓ ઉપર આમ તૂટી પડવાનું કહેવું જોઈએ નહીં. બે સેનાઓ સામસામી અથડાય અને એમનો જુસ્સો જાગ્યો હોય ત્યારે, લડાઈ તરત પૂરી ન થાય તો જહાજો પાસે જઈ સૈનિકોને થોડું પેટમાં નાખવાનું અને થોડું સુરાપાન કરવાનું કહો - એમની હિમ્મત અને તાકાત પોષણ પર નિર્ભર છે. દુશ્મનની સામે સાંજ સુધી આખો દિવસ ભૂખ્યા ઊભા રહેવું અશક્ય છે. એનું ચિત્ત યુદ્ધમાં લાગ્યું હોય પણ, અજાણતાં અને થાક ઘેરી લે, એ ભૂખ્યોતરસ્યો થાય અને એના ટાંટિયા ઢીલા થઈ જાય. પણ માણસનું પેટ ભર્યું હોય અને એણે સુરાપાન કર્યું હોય પછી આખો દિવસ એ જુસ્સાથી લડી શકે તે યુદ્ધ થંભે ત્યાં સુધી. તો હું તમને સૂચવું છું કે તમે સૈનિકોને અહીંથી છૂટા કરી પોતાનું પેટ ભરવાનું કહો અને ભેટોની વાત કરીએ તો, રાજા એગામેમ્નોન એને સભા સમક્ષ મૂકે જેથી બધા એ જુએ અને તમને પણ સંતોષ થાય. ઉપરાંત આખી સેના સામે ઊભા થઈ મહારાજ સોગનપૂર્વક કહે કે, 'હું એ છોકરીની શય્યામાં અને એની સાથે કદી સૂતો નથી.' બદલામાં તમે પણ ક્ષમા દાખવો. પછી શાંતિના બલિદાન તરીકે મહારાજા તમને મિજબાની આપી તમને સાચા ઠેરવે. ને નામદાર અકિલીઝ, તમારા ભાવિ વહેવારમાં વધારે જાગ્રત રહેવા તમને વિનંતી કરું ? રાજાએ કોઈને દુઃખ લગાડ્યું હોય તો એ રાજા આગળ આવી ખાઈ પૂરે તેમાં કંઈ નીચાજોણું નથી.'

'નામદાર ઓડિસ્યુસ', રાજા એગામેમ્નોન વધ્યા, 'તમારું આ વચ્ચે બોલવું મને ખૂબ ગમ્યું છે. એક પણ બાબત રહી જવા નથી પામી,' તમે દરેક યુદ્ધને ન્યાય આપ્યો છે. તમે જણાવો તે સોગન લેવા હું માત્ર તૈયાર જ નહીં ઈંતેજાર પણ છું - હું મારી જાતને જૂઠી નહીં પડવા દઉં. પણ એ દરમિયાન જંગે ચડવા તત્પર હોવા છતાં અકિલીઝ અહીં રહે અને, એ ભેટસોગાદો અહીં આણવામાં આવે ત્યાં સુધી તમે સઘળા પણ તમારે આસને બેઠા રહો, પછી આપણે વિધિપૂર્વક સંધિ કરીએ. ને ઓડિસ્યુસ, હું આ કામ તમને જ સોંપું છું. આખા સૈન્યમાંથી ઉત્તમ એવા થોડા જવાનોને લઈ મારે જહાજે જાઓ અને, ગઈ કાલે આપેલા વચન મુજબની બધી ભેટસોગાદો આણી લાવો. પેલી કન્યાને પણ ન ભૂલતા. અને આ વિશાળ અકીઅને સેના સમક્ષ ઝ્યૂસને અને સૂર્યદેવને બલિ આપવા માટે ટેલ્થિબિયૂસ એક મોટો ભૂંડ તૈયાર કરે!

પણ મહાન દોડવીર અકિલીઝ તરત ઊભો થયો અને બોલ્યો : 'સમ્રાટ એગામેમ્નોન, માનવરાજ, તમે યોગ્ય પગલાં જ લો છો પણ, યુદ્ધ જરા ધીમું પડે અને મારું લોહી અત્યારે છે એવું ગરમ ન હોય ત્યારે એ લેજો. હેક્ટરની વિજયની ઘડીએ આપણા જે સાથીઓ પડ્યા હતા તે બધા રણમેદાનમાં રગદોળાતા પડ્યા છે - અને આપ અને ઓડિસ્યુસ ખાણા માટે આ ઘડીની જાહેરાત કરો છો!' મારો માર્ગ જુદો છે. હું સેનાને ભૂખ્યે પેટે જ લડવાનું અને યુદ્ધ પછી સાંજે નિરાંતે, આપણું કલંક આપણે ભૂંસી નાખ્યું હોય ત્યારે,

પેટપૂજા કરવાનું કહીશ. ત્યાં સુધી હું રોટલાના ટુકડાને કે સુરાના ઘૂંટડાને હોઠ વચ્ચેથી પસાર નહીં થવા દઉં, મારો મિત્ર મારી કુટિરમાં મરેલો પડ્યો છે, અણિયાળા કાંસાથી લોહીલુહાણ થઈને, એના પગ દરવાજા તરફ છે અને એના સાથીઓ વિલાપ કરી રહ્યા છે. મારા ચિત્તમાં આ બાબત હોઈ, લોહી, કાપાકાપી અને મરતા માણસોનાં ડૂસકાં સિવાયના તમારા કોઈ કાર્યક્રમમાં મને રસ નથી.

'અકિલીઝ, પેલ્યુઝયુસ, અકીઅન અશ્વદળના ઉત્તમ મુખ્ય,' ચપળ બુદ્ધિવાદ ઑડિસ્યુસે કહ્યું, 'તમે મારા કરતાં બલવત્તર છો અને ભાલાયુદ્ધમાં ચડિયાતા છો પણ, મારી મોટી વય અને વધારે અનુભવને આધારે વધારે સમજણ હોવાનો દાવો હું કરીશ. એમ કોઈને મારા વચનને તમારે માન્ય રાખવું પડશે. પાક લણાઈ ગયા પછી ખેતરમાં વાઢતા દાતરડા જેવી બની રણક્ષેત્રમાં તલવાર વાઢતી હોય અને યુદ્ધોનાં નિર્ણાયક ઝ્યૂસે પોતાનું ત્રાજવું નમાવ્યું હોય ત્યાં સામસામાં જંગમાં લડતાં આદમી વધારે ઝડપથી થાકી જાય છે.' એક માણસના મોત માટે સૈનિકો ભૂખ્યા રહીને પોતાનો શોક પ્રકટ કરે એમ તમે ઇચ્છો છો પણ એ અશક્ય છે. રોજ ને રોજ, સેંકડોની સંખ્યામાં લોકો મરે છે - આવા તપનો અંત જ નહીં રહે. નહીં, આપણાં હૈયાંને વજ્રનાં કરવાં જ રહ્યાં, આપણા મરેલા માણસોને દફનાવવા રહ્યા અને એ સૌને માટે આંસુ સારવાનો એક જ દહાડો રાખવાનો. વિશેષમાં જે કાપાકાપીમાંથી જીવતા રહ્યા છે તેમણે પોતાના ખાનપાન ઉપર લક્ષ આપવું જ જોઈએ, તો જ આપણે હથિયાર ધારણ કરી શકશું અને, કડવા અંત સુધી લડી શકશું. તો, કોઈ રોકાય નહીં અને બીજા તેડાની વાર જુએ નહીં. આ જ તનને હાકલ છે. વહાણે કોઈ રોકાયો તો તેની વલે બૂરી થશે. આપણે બધાનું સવળું કરવું છે. અને, આ ઘોડાં કેળવતા ટ્રોજનો ઉપર પૂરી તાકાતથી ત્રાટકવું છે.

પછી વધારે કશું બોલ્યા વગર, પોતાંને સોંપાયેલા કાર્ય માટે ઓડિસ્યુસે પોતાના સાથીઓ ચૂંટ્યા - રાજા નેસ્ટરના પુત્રો, ફાઇલ્યુસનો દીકરો મેજીઝ, થોઆસ, મેરિયોનેસ, ક્રીઓનનો પુત્ર લાઇકોમિડીઝ અને, મેલેનિપ્પસ અને એ સૌ રાજા એગામેમ્નોનની કુટિરે જવા રવાના થયા. ત્યાં ગયા પછી થોડી શીઘ્ર આજ્ઞાઓ ભેગું કામ થઈ ગયું. રાજા એગામેમ્નોને અકિલીઝને આપેલાં વચન મુજબ એ લોકોએ સાત ત્રિપાદો, ચળકતા તાંબાની વીસ દેગો અને બાર અશ્વો લીધો, ને તે પછી તરત જ, તેમણે સાત કુશળ બાંદીઓ, ખરી રીતે તો સુગામી બ્રાઇસેઇસ સાથે, આઠ બાંદીઓ લીધી પછી ઓડિસ્યુસે દસ સુવર્ણમહોરો લીધી અને ભેટ ઊંચકતા જુવાનો સાથે એ પાછો આવવા નીસર્યો. એ બધું ત્યાં સભા સામે વચ્ચે મૂકવામાં આવ્યું અને એગામેમ્નોન ખડો થયો. રાજાની પડખે, પોતાના બે હાથ વડે ભૂંડને પકડીને દેવ જેવા સ્વરવાળો ટેલ્થિબિયસ ઊભો હતો. પોતાની તલવારના મ્યાનની પડખે જે છરો એગામેમ્નોન રાખતો હતો તે તેણે કાઢ્યો અને, ભૂંડના માથા પરથી થોડા વાળ કાપીને એણે વિધિ આરંભ્યો; રિવાજ મુજબ બધા આર્ગાઇવો શાંત બેઠા હતા ત્યારે રાજાએ પોતાના પોતાની ભુજાઓ ઊંચી કરી ઝ્યૂસને પ્રાર્થના કરી, આર્ગાઇવોએ સાંભળી ખુલ્લા આકાશ સામે જોઈએ બોલ્યો : 'દેવાધિદેવ ઝ્યૂસનું પ્રથમ આવાહન કરું છું પછી, પૃથ્વીનું, સૂર્યનું અને આ લોકોમાં જૂઠું બોલનાર પાસેથી કિંમત વસૂલ કરનારી ક્રોધદેવતાઓ, તમને હાજરનાજર રાખીને હું કહું

છું કે કન્યા બ્રાઈસેઈસને મારી શય્યામાં આણી લાવવા માટે કે બીજા કોઈ હેતુથી મેં કદી એને હાથ લગાડ્યો નથી.' મારી કુટિરમાં એ હતી એ બધો સમય એ મારાથી અસ્પૃષ્ય રહી છે. આમાંનો એક પણ શબ્દ જૂઠો હોય તો, પોતાનું નામ જૂઠી રીતે લેનાર એ દેવો જે સજા કરે છે તે મને કરો.'

આમ બોલીને એણે ધારદાર કાંસા વડે ભૂંડનું મસ્તક કાપ્યું. ટેલ્થિબીઅર્સ એ શબને ઉપાડી એનો ઘા સમંદરના ખારા પાણીમાં કર્યો, ત્યાં માછલાંઓ એ કોરી ખાવાનાં. પછી આર્ગાઈવ યોદ્ધાઓને સંબોધવા અકિલીઝ ઊભો થયો. એ બોલ્યો: 'પિતા ઝ્યૂસ વડે માણસ કેવો તો આંધળો બનાવી દેવાય છે! ઝ્યૂસે અકીઅનોના સંહારની યોજના ન કરી હોત તો, મહારાજા એગામેમ્નોને મારામાં આટલી કટુતા જન્માવી ન હોત તેમ જ તેમણે જોરપૂર્વક બ્રાઈસેઈસને મારી પાસેથી ન છીનવી હોત! પણ હવે તમે જઈને ખાઈ આવો અને પછી જંગે ચડો!'

સૈનિકો ઝડપથી વિખેરાયા અને પોતપોતાને વહાણે ગયા. એવે મિજાજી મર્માઈડનોએ ભેટસોગાદો સંભાળી અને એમને અકિલીઝની કુટિરે લઈ ગયા. ત્યાં તેમણે ભેટની ચીજવસ્તુઓ નીચે મૂકી અને સ્ત્રીઓને કુટિરમાં રાખી અકિલીઝના સ્કવાયરો ઘોડાઓને તબેલાઓમાં લઈ ગયા.

સ્વર્ણમયી એફ્રોડાઈટી જેવી સુંદર બ્રાઈસેઈસ પાછી આવી. પણ એણે ભાલાથી ચૂંથાયેલા પેટ્રોક્લસને ત્યાં સૂતેલો જોયો અને એણે તીણી ચીસ નાખી. એના દેહ પર એ પડી અને પોતાની છાતીએ, ગરદને, રૂપાળા ગાલે ખોડિયાં ભરવા લાગી. દુઃખાર્ત દેવી જેવી સુંદર એ બોલી ઊઠી : 'મારા હૃદયના આનંદ પેટ્રોક્લસ હાય! હાય મને આ કુટિરમાંથી હું ગઈ ત્યારે તમે જીવંત હતા, ને હું પાછી આવું છું ત્યારે તમને મૃત્યુ પામેલા જોઉં છું. આવું છે મારું જીવન અનંત દુઃખની સાંકળ મારાં માતાપિતાએ મને આપેલા પતિને પોતાની નગરી આગળ લોહીલુહાણ હાલતમાં રગદોળાતો જોયો. મારી જનેતાને ઉદરેથી જન્મેલા મારા ત્રણ ભાઈઓને મૃત્યુ પામતા જોયા. પણ રાજા માઈનેસની નગરી અકિલીઝે ધમરોળી અને મારા પતિનો એણે વધ કર્યો ત્યારે તમે મને રોવા પણ દીધી ન હતી અને મને કહ્યું હતું. 'હું તને અકિલીઝની વિધિસરની પત્ની બનાવીશ' મને અમારાં વહાણોમાં અમારે વતન લઈ જશું અને મર્માઈડનો વચ્ચે તમને લગ્નગોઠ આપશું. 'તમે મારી પ્રત્યે ખૂબ વિનમ્ર હતા. તમારે માટે રુદન કરતી હું કેમ અટકી શકું?'

બ્રાઈસેઈસ આમ વિલાપ માંડ્યો અને બીજી સ્ત્રીઓએ એમાં સાથ પુરાવ્યો; લાગતું હતું કે એ રુદન પેટ્રોક્લસ માટે હતું પણ એ બધી રડતી હતી પોતાના દુર્ભાગ્યને. અને અકીઅન સેનાપતિઓએ અકિલીઝને ખાવા કહ્યું પણ, ડૂસકા સાથે એણે ના પાડી. 'પ્રેમાળ મિત્રો,' એ બોલ્યો, 'મારી ઈચ્છાઓ માટે તમને જરી પણ આદર હોય તો, મારી આ ભયંકર વેદનામાં મને ખાણીપીણીનો આગ્રહ કરશો નહીં. સૂર્યાસ્ત સુધી હું એમ જ રહેવા માગું છું.'

બધાથી એને અળગો કરવા આ બસ હતું પણ બંને એટ્રયુસ પુત્રો રોકાયા, ઉત્તમ ઓડિસ્યુસ રોકાયો તેમ જ, નેસ્ટર, આઈગેમેન્યઝ અને વૃદ્ધ મહારથી ફીનિક્ષ પણ રોકાયા. એમણે અકિલીઝને સાંત્વન આપવા કોશિશ કરી પણ યુદ્ધના વિકરાળ જડબામાં એ પડે નહીં ત્યાં સુધી એના હૈયાને ટાઢક થવાની ન હતી. એના મનમાં જૂની સ્મૃતિઓ જાગ્રત

થતી હતી. 'ઘોડાં કેળવતા ટ્રોજનો ઉપર હલ્લો કરવાનો પ્રસ્તાવ આવે ત્યારે, કેટલી બધી વાર, મારા દુર્ભાગી અને મને છોડી ગયેલા મિત્ર, તે આ કુટિરમાં મારે માટે વિવિધ વાનગીઓ મને પીરસી છે! હવે તું અહીં વીંધાયેલો પડ્યો છો અને મારે ઉપવાસ છે. કુટિરમાં અનાજનાં ઢગલાં છે પણ, તને ગુમાવ્યા પછી મને ખાવાનો વિચાર સુદ્ધાં આવતો નથી. ખરે જ, આના કરતાં વધારે ક્રૂર ઘા મને લાગી શકે નહીં, ક્ષુદ્ર હેલનને ખાતર, પછી ભૂમિ પર ટ્રોજનો સામે લડવા આવ્યો છું તેથી, પોતાના પ્રિય પુત્ર માટે રડતા મારા વૃદ્ધ પિતાના મૃત્યુના સમાચારથી પણ મને એવો આઘાત નહીં લાગે, સ્કાઇરોસમાં ઉછરતા મારા પુત્ર નીઓટોલેમસના મૃત્યુના સમાચારથી પણ મને એવો આઘાત નહીં લાગે ને મને વિચારવું ગમતું હતું કે, આર્ગેસથી દૂર આ ટ્રોયભૂમિ પર હું મરી જવાનો છું અને તું ઘેર પાછો જઈ, મારા દીકરા સ્કાઇરોસને વેગીલા કાળા બતેલામાં આણી, એને મારી બધી મિલકત, મારાં દાસદાસીઓ અને મારું ઊંચું ઘર બતાવશે. કારણ, મને વહેમ છે કે, વૃદ્ધ પેલ્યુઝ જો હજી મૃત્યુ નથી પામ્યો તો, ઘડપણના ભારથી કચડાયેલા અધજીવતા રહ્યા છે અને રોજ મારા મૃત્યુના સમાચારની એ વાટ જુએ છે.

આમ બોલતી વેળા અકિલીઝ રડી રહ્યો હતો અને પોતાનું સર્વસ્વ છોડીને આવનાર એની પ્રત્યે સેનાપતિઓ સાંત્વન વ્યક્ત કરી રહ્યા હતા. એ સૌની વ્યથા નિહાળીને ક્રોનોસપુત્ર ગ્લાનિ અનુભવવા લાગ્યા. એથિની તરફ તરત ફરી એ બોલ્યાઃ બેટા, તારા પ્રિયપાત્રનો તેં ત્યાગ કર્યો છે? બીજા સૌ પેટપૂજા માટે ગયા છે ત્યારે, પોતાના બતેલા પાસે બેસી પોતાના મૃત મિત્ર માટે આંસુ સારતા, ખાધાપીધા વગર બેઠેલા અકિલીઝ માટે તારા અંતરમાં જગ્યા જ નથી શું? જા જલ્દી અને એના મોંમાં થોડું અમી રેડી એને ભૂખે મરતો બચાવ.'

આવા ઉત્તેજનની જેને ભાગ્યે જ જરૂર હતી એવી એથિની ચીખતી, મોટી પાંખાળી શિકારી પંખિણીની અહીથી નીચે ઊતરી આવી. સમગ્ર પડાવમાં બધા અકીઅનો શસ્ત્રો સજતા હતા ત્યારે, ભૂખના ચાસકાથી અકિલીઝને બચાવવા માટે એણે એની છાતીમાં અમી ભરી દીધું. આ આટોપીને એ પાછી પોતાના સર્વશક્તિમાન પિતાને મહેલે આવી પહોંચી અને વહાણોમાંથી સૈનિકો બહાર નીકળ્યા.

ઓતરાદા વાયરાની સાથે હિમના મોટા કરા જોશથી વાદળોમાંથી વરસવા લાગે તેમ, ચમકતા શિરત્રાણો, કોતરકામ પંડિત ઢાલો, ઢોળ ચડાવેલાં બખ્તરો અને રાખોડી ભાલાંઓ વહાણોમાંથી ઢગલામોઢે બહાર પડવા લાગ્યાં. એમનાં શસ્ત્રોના તેજે આકાશ ચમકવા લાગ્યું. ખાંડાનો ખખણાટ જાણે ભૂમિને હાસ્યથી ભરી દેતો જણાયો અને કૂચ કરતા સૈનિકોના ડાબલાના પડઘા પૃથ્વી પાડવા લાગી.

આ બધાની વચ્ચે અર્જિક્ય અકિલીઝે શસ્ત્રો ધારણ કર્યાં. ટ્રોજનોનું અહિત વાંછતા હૃદય સાથે પોતાના મનમાં ભરાયેલા ક્રોધ સાથે દાંત કચકચાવતાં અને આગ ઝરતી આંખો સાથે હેફીસ્ટસે બનાવેલા દિવ્ય ભેટો અકિલીઝ પોતાને અંગે ધારણ કરવા લાગ્યો. પગનાં બખ્તરો ચડાવી એમની ચાંદીની પાંખો ભીડવાથી એણે સજ્જ થવાનો આરંભ કર્યો. પછી એણે વક્ષસ્થળે કવચ ધારણ કર્યું અને, ચાંદીની મૂઠવાળી તલવાર પોતાને ખભે લટકાવી દૂર ચંદ્રમા જેવી ઝગમગતી અથવા, સામો વાવટો નાવિકોનો પોતાની બંદરગાહથી

મત્સ્યોને માર્ગે ઘસડી જાય અને એ નાવિકોનો કોઈ ઊંચેરા ઢોરા પરના વાડામાંથી ડોકાતા દીવા જેવી લાગતી પોતાની મોટી ધીંગી ઢાલ એણે ધારણ કરી. અકિલીઝના સુશોભનપંડિત ચર્મમાંથી આવું તે જ ફૂટ્યું હતું. પછી એણે તોતિંગ શિરત્રાણ ઉપાડી શિરે ધારણ કર્યું. તારાની જેમ એ ઝબકતું હતું અને એની ઉપર હેફીસ્ટસે બનાવેલી સોનાની કલગી નાચી રહી હતી. બખ્તર ધારણ કર્યા પછી અકિલીઝે કોશિશ હતી ખાતરી કરી લીધી કે પોતાના ભવ્ય અવયવોને હલનચલનમાં એ બાંધારૂપ નથી. પાંખની જોડ જેવું એ હલકું હતું અને પાંખની જેમ એણે અકિલીઝને ઉપાડી લીધો. પછી એણે પોતાના પિતાના તોતિંગ ભાલાને એના મ્યાનમાંથી બહાર કાઢી ગ્રહણ કર્યું, એના સિવાય બીજો કોઈ અકીઅન એ ઊંચકી શકે એમ ન હતો અને એને કેમ વાપરવું તે એ જ જાણતો હતો. પેલિયોન પહાડ ઉપરના એક એશ વૃક્ષના લાકડામાં એ બનાવવામાં આવ્યું હતું અને પોતાના શત્રુઓના વધ માટે, પિતા પેલ્યુઝને પીરોને તે આપ્યું હતું.

દરમિયાનમાં ઓટોમીડોને અને એલ્સિયસે ઘોડા જોતર્યા. એમની છાતીએ પટ્ટાઓ બાંધ્યા, એમનાં મોઢાંઓમાં ચોકડાં ચડાવ્યાં અને રાશને રથ સાથે તાણીને બાંધી પછી ઓટોમીડોને ચમકતો ચાબુક હાથમાં લીધો અને ઘોડાઓની પાછળ હાંકનારની જગ્યાએ એ બેઠો. યુદ્ધ માટે પૂરો સજ્જ એવો અકિલીઝ એને અનુસર્યો. ધોમધમતા રવિના તેજ જેવો એના કવચનો ઝગઝગાટ હતો. ભયંકર સ્વરથી એણે પોતાના પિતાના તોખારોને ધમકાવ્યા. 'ઝેન્યસ અને બેલિયસ પોડાર્જેના પ્રખ્યાત વછેડાઓ, આ વેળા વધારે સારું કામ કરીને તમારા સ્વામીને પોતાના મિત્રો પાસે જીવતો પાછો લાવવા પ્રયત્ન કરજો, યુદ્ધ પૂરું થાય ત્યારે, પેટ્રોક્લસને છોડી દીધો હતો એમ તમારા સ્વામીને રણભૂમિમાં જ ન છોડી દેતા!'

શ્વેતહસ્ત દેવી હીરીએ જે અશ્વને માનવવાચાની ભેંટ આપી હતી તે ઝેન્થસે ધુરા નીચેથી ઉત્તર આપ્યો. ઝેન્થસે પોતાની ડોક નીચી નમાવી હતી એટલે એની કેશવાળી ધુરાની ગાદી પરથી નીચે ધસી આવી ધરતીને સ્પર્શી રહી હતી. મારા ભયંકર માલિક, અમે આજે તમને સહીસલામત પાછા અહીં આણીશું. પણ તમારી મોતની ઘડી પાસે આવી રહી છે, એનું નિમિત્ત અમે નહીં હોઈએ પણ એક મહાન દેવ અને વિધાતા હશે. વળી અમારા આળસને લઈને કે અમારા વેગના અભાવને લઈને ટ્રોજનો પેટ્રોક્લસના ખભા ઉપરથી બખ્તર સેરવી શક્યા ન હતા. એ કાર્ય સુકેશી લીટોના પુત્રનું હતું, આગલી હરોળમાં અણે પેટ્રોક્લસનો વધ કર્યો હતો અને હેક્ટરને યશ ખાટવા દીધો હતો. અમે ભલેને આથમણા વાવડાને વેગે દોડતા હોઈએ એના કરતાં વધારે વેગીલું બીજું કશું નથી - એક દેવ અને એક માનવને હાથે રણભૂમિમાં પડવાનું તમારે માટે પણ નિર્ધારાયું છે.

એ આટલું બોલ્યો એટલામાં તો વેરની દેવીઓએ એને મૂંગો બનાવી દીધો. ચપળપાદ અકિલીઝ એની ઉપર ક્રોધે ભરાયો અને બોલ્યો. 'ઝેન્થ, મારા મૃત્યુની આગાહી કરવામાં તું થૂંક ઉડાડે છે. મારાં પ્રિય પિતા અને માતાથી દૂર, અહીં હું મૃત્યુ પામવાનો છું તે હું જાણું છું. છતાંય ટ્રોજનોને ધરવ જાય એટલું યુદ્ધ આપ્યા પહેલા હું અટકવાનો નથી.'

આટલું બોલી એણે યુદ્ધગર્જના કરી અને પોતાના શક્તિશાળી તોખારોને મોરચા તરફ મારી મેલ્યા. (ક્રમશઃ)

## સરસ ક્ષણ ખીલી છે / *ઉશનસ્*

(વાસંતી સૉનેટ સપ્તક • હરિણી)

### ૧. ભોજશું ઉદાર થઈ ગયેલું પ્રભાતે મન

સરસ ક્ષણ ખીલી છે તડ્કે કસુંબી વસંતલ :
સઘળું ખીલી ઊઠ્યું છે જ્યાં ત્યાં, બધે સચરાચરે!
ગગન ઊતર્યું છે ઊંડું'ડું નીલાં નીતર્યાં જળે!
સમય નીતર્યો છે પોતામાં બિલોરી સુનિસ્તલ!

પવન નીકળ્યો છે ફૂલોમાં સુગંધી વનેવન,
કુસુમ ઊઘડ્યાં ગુચ્છે ગુચ્છા સળંગ ગૂંથાઈને
ક્ષિતિતર લગી દૃષ્ટિદોરે! હલે વળ ખાઈને,
નીતરી ગયું છે પૂરી ઊંઘે પ્રભાત થતાં મન,

મન પણ અહો, અચ્છોદાયું દિસે તડકામહીં,
ઊજળી ઊજળી આભાવાળી અહો, પ્રગટી પળ,
ન હતું કદીયે આવું તો એ ઉદાર અનર્ગળ,
અખિલ પ્રતિ ઉદ્‌ગારી બેઠું, 'અરે, કુણ છે અહીં?'

મનગમતું માગી લો, આજે શકીશ બધું દઈ
સરસ તડકામાં આવામાં કશાની ય ના નહીં.

### ૨. ઉત્કટ સિસૃક્ષુ મન રાત્રે

સરસ ક્ષણ ખીલી છે, જાણે ખીલે ન અશી ફરી:
વન-મન નિશિગંધા જેવું ખીલી ગયું ફૂલ શું:
સમય વિષયે સ્થાયિત્વે તો શકાય ન ક્હે કશું
તરત પલટે ! સમૂજાયો છે કદી પણ એ વળી?

ક્ષણ જ ખીલી છે : હાથા'વી છે ક્ષણું ક્ષણ આજ,
અનુકૂલ બધું અત્યારે છે, ન વેડફી એ દઉં,
પ્રભુ! તું ય કંઈ માગી લે; જો, તને પણ હું કહું:
અગર તું ચહે, સોંપી તો જો કંઈ તવ કાજને.

રુધિર ધસતું વેગે વ્હે છે રગેરગ ઊછળી,
વિરલ અધરું આપો કોઈ કશું સૃજવા મને;
શકીશ બદલી જે આપો તે પ્રસર્જક આ ક્ષણે,
મુજ હદથી યે આઘે ક્યાંયે ગયો છું હું નીકળી!

સરસ ક્ષણ છે, આજે કોઈ સ્વીકારીશ ના સીમા,
પતલી પડવારેખે બાંકી,
આંકી દઈશ હું પૂર્ણિમા.

### ૩. રતિય સમુદારામાં

સરસ ક્ષણ ખીલી છે આજે, ઉદાર વધુ મધુ,
શુભ સમય છે સંકેતાયો : પ્રફુલ્લન પર્વણીઃ
ફૂલફૂલ થઈ ગૈ છે પૃથ્વી! હવા નહીં રણઝણી
વગર નખલીએ; પુષ્પિતા ભૂ સલજ્જ યથા વધૂ;
સરસ ક્ષણ છે ખીલી ઊઠી : તું યે ફૂલના સમી
જરીક સુરભિભારે આછે વળાંક ગઈ નમી,
કદી પણ નહીં એવી આજે વયસ્ક વધુ ગમી,
લઉં અમીઝરી રેખા તારી હું ચુશ્કીથી આચમી,

સરસ ક્ષણ છેઃ પોલાણોઆ ઊંડા વરમાણ્ડનાં
તરત વળતા પડછંદા દે, સવાઈ સ-જીવ થૈ,
ગહનનભ પ્રત્યે બોલી જો, નથી જ અ-જીવ કૈં
અણુ'ણુ જીવતું જાળું છે આ વિરાટની જૃંભણા,

રતિય સમુદારામાં આજે ભૂલો સહુની ક્ષમા,
જીવનભર ઉવેખ્યાં, તે સૌ લઈ લઉં બાથમાં!

### ૪. અફળ્યું ફળશે

સરસ ક્ષણ ખીલી છે શંભુ-શિરે પડવા સમી,
નિરખી શકું છું એ આભામાં જટાલટઝાંખરાં
ભભૂતવરણાં ઝીંટાયેલાં ઉડાઉડ ભૂખરાં,
નિરખું ખુદ શંભુની કાયા પગે પડવા સમી;

સરસ ક્ષણ છે, જૂનું તોડી, નવું ઘડવા સમી;
વિરલ ક્ષણ ખીલી છે, આરે વસંતની પંચમી!
ધરતી રજ છે રોમેરોમ મધુકણમાં ઝમી!
સ્ફુરતી રતિ કાયા જાણે કે સ્મરે અડવા સમી!

સરસ ક્ષણ છે : લાગે છે કે છૂટી જ બધી જશે
ધરડી થઈ તે ગાંઠો, જૂની જશે જીદ પીગળી.
અમથી ચઢી તે રીઢી રીસે જશે અવ ઊતરી,
થતું : તવભણી ગમ્મે ત્યારે વળી પડી આ જશે,

સરસ ક્ષણ છે : સામે ચાલી પુકારીશ હું તને,
અફળ્યું ફળશે; મારે માટે તું યે ત્યહીં આ ક્ષણે.

### ૬. બધું જ ફૂલમય થવાની ક્ષણ

સરસ ક્ષણ ખીલી છે ઊભી તિરાડ શી આભમાં
તપસ-ભીંતમાં ફૂટી જાણે રતૂંબડી કૂંપળ!
રવરવ થતી પ્રાણે, આભા પ્રસારતી ઉજ્જ્વળ!
ઘુતિટશર શી ટીલી ઘૌના વિરાટ લલાટમાં!

તરડ પડી ગૈ શૂન્યે તીણી, ઝીણો રણકો થયો
પ્રસવપળનો, મૌનાવસ્થા તડાક તૂટી ગઈ,
શબદ પ્રગટ્યો જ્યોતિર્ જેવો રહસ્ય ધ્વનિ લઈ;
ગહન ઊંઘતા વીણાતારોમહીં રણકો થયો:

ઋતુ કુસુમની આ તો, લાગે બધું ફૂલ થૈ જશે
અબઘડી; હશે ફૂટ્યા શબ્દે સુગંધની વ્યંજના,
નરતી ઊઠશે રંગે છંદે લયાન્વિત ગુંજના!-
સઘળું જીવતા તાણેવાણે વણ્યું ઝૂલ થૈ જશે.

સ્પરશ ફૂટશે ફૂલો જેવો પ્રલંબિત ટેરવે
તું-હું-ની બિચ રેખાયે ફૂલે ભૂંસાઈ જશે હવે.

### ૫. પંચભૂતોમાં પ્રકર્ષ

સરસ ક્ષણ ખીલી, દેવો જે સુદુર્લભ સેવતા,
સમથળ સપાટી તૂટી છે ક્ષણાગ્ર અણી થકી
સ્થિર સમયના પટ્ટાકેરી; ક્ષણું ટકી ના ટકી
ચલિત કરી જાશે - લાગે છે - અવશ્ય તદેવતા,
ક્ષણિક ક્ષણિકાઓ આજે શું અહો, રૂપ છે ધર્યું!
ઉપહસી રહી છે જાણે તે સનાતનને પણ,
ક્ષણિક અમથું મિથ્યા, તેનું અદમ્ય પ્રલોભન!
રૂપ મૃગજળી માયાજાળે દિગંત ફરી વળ્યું!

નિજનિજ તણી પાંચે ભૂતો ઉલંઘી હદો ગયાં,
ગગનપણ છે હંમેશાં કંઈક ઊંડું વધુ
ધરતી-પવને માધુર્યોમાં જરીક વધુ મધુ!
અગન-અજવાળાં, બન્નેમાં પ્રમાણ વધુ રહ્યાં,

હૃદય પણ છે આજે ઝાઝું ઉદાર વસંતનું,
રુધિર વધુ કૈં રાતું આજે ગૃહસ્થનું, સંતનું!

### ૭. મધુમદનો વિજય

સરસ ક્ષણ ખીલી છે વિશ્વે અખિલ ખીલ્યુંખીલ્યું!
કશું જ નથી આજે નિઃસંગી અકેલડું, તોછડું,
સઘળું ખસ્યું છે ખેંચાઈને નજીક અડુંઅડું,
નથી કશુંય પાંચે ભૂતોમાં પરસ્પર ના ભળ્યું:

વિષય ભણી કૈં લંબાઈ ગૈ દિસે બધી ઇન્દ્રિયો,
રૂપ-શ્રુતિ રસે, ગંધે સ્પર્શે ઘૂંટેલ પી આસવે,
જનનું ગજુ શું? નાચી ઊઠ્યો જયહીં ખુદ વાસવે
લથડત પદે આમંત્રે : કહે, 'પિયો, સહુ કો પિયો'
સમય ખુદ છે પીધેલા શો સ્ખલંત ગતિમય,
સ-મય મય જેવો છે જાતે, મધુ મહુડા તણો
સઘન રગડો કાચોપાકો સ્રવ્યો વગડા તણો,
વય સમયની વાસંતી છે, મદોદ્ધત છે લય;

સરસ ક્ષણ, વાસંતી યજ્ઞે મૂકેલ છૂટો હય,
મધુભૂપતિનો આરે વિશ્વે
લાગે નિશ્ચે અબાધિત છે જય.

## બે કાવ્યો / *લાલજી કાનપરિયા*

### ૧. કોણ હંકારે હોડી?

અસમી આ દરિયામાં અવિરત ખેપું ખેડી ખેડી,
કોણ હંકારે હોડી મારી ગીત ઘૂઘવતાં છેડી?

વાદળ વરસે અનરાધારે,
પવન કરે તોફાન
વાંભ વાંભ મોજાંમાં ઊછળે
મહાકાળનાં ગાન!

કોણ રચી દે જળની ઉપર રઢિયાળી એક કેડી?
કોણ હંકારે હોડી મારી ગીત ઘૂઘવતાં છેડી?

સફર ઘણી લાંબી ને ઝીલશે-
ઝીંક કેમ આ કાયા?
કેમ કરીને છૂટશે અહીંયા
પોતીકાંની માયા?

કોણ આવીને હળવે હાથે લે અચાનક તેડી?
કોણ હંકારે હોડી મારી ગીત ઘૂઘવતાં છેડી?

### ૨. પ્રગટે રૂપ હજાર

પ્રગટે રૂપ હજાર અહીં તો પ્રગટે રૂપ હજાર
ક્યાં ક્યાં જોડું તાર નજરના, ક્યાં ક્યાં જોડું તાર?

છે રૂપ પંખી, રૂપ ટહુકા, રૂપ તરુઓ લીલા,
છે રૂપ નદિયું, રૂપ વગડો, રૂપ પુષ્પ રસીલાં.

ઝરણાંની કલકલમાં ઝીણી ઝરે રૂપની ધાર!
પ્રગટે રૂપ હજાર અહીં તો પ્રગટે રૂપ હજાર.

રોજ સવારે રૂપ નવાં લૈ વાદળ રમવા આવે,
રાતે નવલખ તારા ઝલમલ દીવડાઓ પ્રગટાવે.

રાત-દિવસની અવિરત વ્હેતી જાય આ વણજાર
પ્રગટે રૂપ હજાર અહીં તો પ્રગટે રૂપ હજાર.

ઘૂઘવતા દરિયાને દેખી ચડે જીવમાં ભરતી,
સૂર્ય-ચંદ્રની રમણાઓમાં સૃષ્ટિ સારી સરતી!

પળ પળ નજરું નીરખે હરિની લીલા અપરંપાર!
પ્રગટે રૂપ હજાર અહીં તો પ્રગટે રૂપ હજાર.

## બે ગઝલ / *રિષભ મહેતા*

ફૂલો સમું ખીલી શકાતું હોત તો?
ખુશબુ રૂપે જીવી શકાતું હોત તો?

કોઈ નદીની જેમ ગાંડાતુર થઈ,
મન ફાવે ત્યાં ભાગી શકાતું હોત તો?

તું સૂર્ય છે ઊગી શકે જરૂર તું,
પડછાયાથી ઊગી શકાતું હોત તો?

નિજ નામની માફક કદી નસીબ પણ,
જાતે લખી, ભૂંસી શકાતું હોત તો?

હે મિત્ર! ઘરનું દ્વાર તે ખોલ્યું છતાં,
તારાથી પણ ખૂલી શકાતું હોત તો?

મળ્યા છે હમકદમ એવા, મને જે ચાલવા ના દે,
એ રસ્તા ય કંઈ એવા સફર પૂરી થવા ના દે.

જમાનો રોજ માંગે છે ખુલાસા મૌનનાં મારા,
અને કંઈ શબ્દ છે એવા જે મોઢું ખોલવા ના દે.

શરમ સંકોચ ના સંયમ, ન તો પહેરો જમાનાનો,
છતાં એ કોણ છે જે ઉંબરો ઓળંગવા ના દે?

ગમન કે આગમન એનું સદા ઝાકળના જેવું છે,
ફૂલોને પણ જરા એ ગંધ એની આવવા ના દે.

લખી લે એ જગા ઉપર હશે તું એકલો કેવળ,
અગર તારાથી તું કોઈને પણ આગળ જવા ના દે.

## એક્સપોઝ ન કર મારી અભિવ્યક્તિની નેગેટિવ્ઝને! / *યશવંત ત્રિવેદી*

એકવીસમી શતાબ્દીના બારણા ઉપર ડૉરબેલ વગાડીને નિયતિ ઊભી છે -

અંદરથી એક પ્રૌઢ સ્ત્રી બારણાના આઇ-ગ્લાસમાંથી જુએ છે,
અને ઊંડા જખ્મની જેમ સહમીને અટકી જાય છે-
એ જાણે છે કે નિયતિ શું પૂછવા આવી છે...
પણ એનો ઉદાસ કંઠ રુદ્ધ છે... એ શો જવાબ આપી શકે એમ છે?
નિયતિએ એની પાસેથી શું શું છીનવી લીધું નથી...!

એનું યૌવન, એની વસંત, એના ઊંડા જખ્મમાંથી વહી જતી જિંદગી...!
એ કેટલી બધી પરિપક્વ થતી ગઈ છે નહિ જીવાયેલા યૌવનથી,
કેટલી બધી પરિપક્વ થતી ગઈ છે શિશિરની ડાળ પર
કે શિશિર અને વસંત વચ્ચે જ ખરી ગઈ છે સ્વપ્નની ડાળ પરથી!

ખોવાયેલાં વિસ્મય અને ભાષાએ કૂખમાં એક દીકરી આપી છે-
એ પણ જિંદગીની કરુણાંતિકા સમી!
હવે સ્મૃતિઓને સામે છેડેથી ભાગ્ય સમો કોણ પ્રવેશતો જાય છે
શતાબ્દીના મધ્ય ભાગમાં...?

પણ ઓહ, નિયતિ, આમ આઇ-ગ્લાસની બહાર રોજ ઊભી રહીને
તું મને એમ્બેરેસ કેટલી હદ સુધી કર્યા કરીશ?
મારા સ્વપ્નમાં હું હજીય હઠપૂર્વક મને એક એવા
કેન્દ્રમાં ગોઠવી રહી છું-
જ્યાં તું ક્યારેય તોડી ન શકે દેવદર્શિની સમા મારા - માતાના મૌનને
અને ક્યારેય શોધી ન શકે મારી દીકરીના રહસ્યને!

એક પડછાયાની આડશમાં ભીની ડાળ પર ક્ષણેક્ષણે ઊગતાં
વેદનાનાં પુષ્પોની માલા મને ગૂંથ્યા કરવા દે, નિયતિ!
હઠ કરીને તારે મૌનનું બારણું ખોલીને શા માટે
એક્સ્પોઝ કરી નાખવી છે મારી સંતાડેલી અભિવ્યક્તિઓની નેગેટિવ્ઝને!

## પાંદડું / *રાજેન્દ્ર પટેલ*

વિના કશીક ડાળ એ, લટકતું રહ્યું પાંદડું,
છતાં કણકણે, ઘણી તરસ, મૂળસોંતી રહે.

કદીક વરસાદમાં પલળતું, ટહુકો કરે,
પછી અકળ મૌનમાં, સરી જઈ ઉનાળો સહે.

ધરા, અગન, વાયુ ને કિરણ, એ જ પાણી વહે,
કશુંય અડકે નહીં, પળપળે સડ્યે જાય એ.

લહેર સઘળી વહે, અવનવી સુગંધો ભરી,
નહીં ફરકતું, જરા પણ અતીત ઝાંખો છતાં.

હવે પથ પરે, અમૂલ્ય નજરે ચડે ના કશું,
દશે તરફથી, રહે વમળ કાળના ભીંસતાં.

અને તણખલુંય ના ફણગવા ફરીથી ચહે,
છતાં દિવસ-રાત, એ જ અવકાશમાં, ઝૂલતું.

ક્ષણે, મરણની ક્ષણે, જનમ ધારતું લાગતું,
અને તરફડી પળે પળ, જીવે હવે પાંદડું.

## બોલાયેલા શબ્દો / *પ્રફુલ્લ રાવલ*

મારા બોલાયેલા શબ્દો તો ઘુમરાઈ ઘુમરાઈને
ઊભા છે પ્રશ્ન થઈને પહાડ જેમ એકાકી.
હવે તો પડઘા પણ ગયા છે શમી,
ઊડતાં પક્ષીએ ગુમાવી દીધો છે કલશોર,
વેરાઈ ગઈ છે વાત રાઈના દાણાની જેમ.
આ ચૈત્રી બપોરે ખોડાઈ ગઈ છે
'ઉત્તરામચરિત'ના એક પાનાં પર મારી નજર
જે બોલી રહ્યું છેઃ તે હિ નો દિવસાઃ ગતાઃ'
તોય બારણા પરના કોઈ ટકોરાના આભાસે ખોલું છું,
મારું બારણું
અને ધસી આવ્યો છે પવન રડતો રડતો મારા ખંડમાં
સાથે લઈ આવ્યો છે મારા જ બોલાયેલા શબ્દો.

## ચકલીઓ / *પ્રવીણ પંડ્યા*

આપણને ખબર પડે
તે પહેલાં જ
આપણા મનમાં
મળો બાંધી લેતી હોય છે
આ લાલ-પીળી
ગુલાબી-જાંબલી
કાળી-ધોળી
સોનેરી-રૂપેરી
જાતજાતના રંગની ચકલીઓ!
નજરના કેમેરાને
એકસેકન્ડમાં
અસંખ્ય પોઝ આપી શકે છે,
અને તોય
પોતાની એકાદ ખૂબસૂરત મુદ્રા
કોઈક માટે સંતાડીને રાખી શકે છે!
એ સાચવતી હોય છે સાવધાનીથી
બાજના આકાશમાં પોતાની જગ્યા
અને જમીન પર,
કોઈ પ્રાણી એના પર ત્રાટકે
એ પહેલાં જ
પોતાના દાણા ચણીને
ત્વરાથી ઊડી જાય છે.
આપણે રચીએ છીએ
એના માટે પિંજર
અને એ પિંજરમાંય
પોતની આગવી દુનિયા રચી શકે છે!
આપણે અનંતકાળથી
એની દુનિયામાં પ્રવેશવાનો માર્ગ શોધી રહ્યા છીએ,
અને આપણા અંતહીન રઝળપાટને જોઈને
કેવું મોહક-માર્મિક હસતી હોય છે ચકલીઓ!

## રસ્તા / *બારીન મહેતા*

રસ્તા
રસ્તા જ હોય છે
રસ્તા
ચાલવા માટે જ હોય છે.

ના,
પ્રાસ માટે
રસ્તા
સસ્તા હોય છે
એમ નહીં જ નહીં કહું
કારણ
જે જે હોય
તે જ હોય
તો તો સસ્તા-મોંઘાનો સવાલ જ ન
હોય.
એટલે તો રસ્તા
ખયાલ હોય છે,
કમાલ હોય છે,
એ જતા હોય છે,
આવતા હોય છે.
એ સીધા હોય છે,
સપાટ હોય છે.
ઢાળ-ઢોળાવવાળા હોય છે
વાંકા-ચૂકા ય હોય છે.

રસ્તા રસ્તાની રીતે વર્તે છે
ચાલનારની રીતે નહીં
એટલે સ્તો
યુગાંતરોના પગલાંનો ભારે ય ખમી
શકે છે
ને રસ્તામાં ક્યાંય અટકી પડતાં નથી.

રસ્તા સૌના હોય છે
પણ રસ્તા કોના હોતા નથી.
જે ચાલે છે
સૌને ખબર હોય છે રસ્તાની
જે પગલે પગલું ગણીને મૂકે છે
એની ઉપર નજર હોય છે રસ્તાની.

રસ્તા મારગ આપે છે સૌને.
કોઈને કશું ચીંધતા નથી.
એને દિશા હોય છે પોતાની,
પણ કોઈની દિશા હોતા નથી એ.
એનું પહોળાવું
કે સાંકડા થવું,
એની ગતિ-લીલાનો અંશ
છતાં સ્થિતિ બદલતા નથી એ.

એ આડા હોય
ઊભા ય હોય
અવળા હોય
સવળા હોય
એના હોવાપણામાં જ એનો અર્થ હોય છે.
એ એકબીજાને છેદતા હોય છે.
ક્યારેક ભેદતાં પણ હોય છે,
પરંતુ રસ્તા, રસ્તાને ખેડતા નથી.
એ વધે તો કેડી પાડે,
પગદંડી રચે,
અથવા બે રસ્તા ય બને.
પછી ચાર, બાર, બોંતેરમાંય ગણાય
પછી બોંતેર, બાર, ચારથી ભાગી ય શકાય.
એનું દૈવત એનું એ રહે.
ન વટલાય

ન પલટાય
સૌએ ખાધી છે
પણ રસ્તાએ પલટી ખાધાનું જાણ્યું નથી.
એવું નોંધાયું છે કે
પથિકોને હંમેશાં રસ્તા જડે
પછી પથિકો પોતપોતાના પંથે ચડે.
આરંભાય પછીથી જ
પગ, પગલાં, રસ્તાની યુતિ
વેગ, સંવેગ, પ્રવેગની દ્યુતિ
આવી યુતિ-દ્યુતિના
સૂર-તાલમાં
રસ્તા
પથિકને વીંટળાય
ક્યારેક પથિકે ય
રસ્તામાં વણાય
પછી એની કથા ગળાય
એના પગલાંને
રસ્તા પરથી ખોતરાય
આમ રસ્તા ચીરાય
તોય રહે અડીખમ,
કારણ
રસ્તા
હોય છે રસ્તામાં અકબંધ

રસ્તા હમેશાં જીવતાં હોય છે.
ક્યારેક સમેટાય ખરાં
પણ ફરી પ્રગટ થતાં હોય છે
એ વેળાએ
એ નદી જેમ વહે છે
ને જેની સામે પ્રગટ થાય છે
એને ય વહાવે છે
લઈ જાય છે
ઠેઠ સમુદ્ર સુધી

રસ્તા
ધરતીના ગર્ભમાંથી આવે છે
તો આકાશની ઑરમાંથી ય આવે છે

રસ્તા
ધરતીના ગર્ભમાં લઈ જાય છે
તો આકાશની અનંત ઑરમાંય લઈ જાય છે

કહે છે :
સૌને સૌના રસ્તા હોય છે
આ રસ્તા
પહોંચાડે છે સૌને સૌના લક્ષ્ય સુધી
પણ રસ્તા તો લક્ષ્યની ય આરપાર રસ્તાય છે
કારણ
રસ્તા
રસ્તા હોય છે
રસ્તા હોવું એ જ એનું તથ્ય છે
એ જ એનું સત્વ છે
એ જ એનું સત્ય છે...

# બે કાવ્યો / *મહેશ દવે*

## ૧. એક નગરવાસીની સવાર

સૂર મેળવેલી સિતાર જેવું લાગે આજ શરીર
ને ઊછળે કોયલના ટહુકા સરખો ઉમંગ
મલકાતા મુખે ઝીણા-ઝીણા ગીતની મધુર ગુનગુન
ને સ્ફૂર્તિ નાચે અંગેઅંગ
ચરણ ચલે હળુ-હળુ ને ચાલ મારી થનગન.

સૃષ્ટિએ પહેર્યાં છે વસ્ત્ર અનંગ અનંગ
જુઓ ઊંચે ઝૂલે ચંપાના ગુચ્છ
જાસૂદ ઝળૂંબે મબલક
ને ખેતરે લહેરાય મકાઈનાં પુચ્છ.
એકમેક સાથે કરતા ગુફતગૂ
બેઠા છે પોપટ હાર વિદ્યુતમાં તાર પર
ને નીચે મોર મેઘ-મલ્હાર.
વેરાયું છે સોનું કેટલું બધું મારા માર્ગ પર
કેશિયાના ફૂલથી.
કરેણ-લાલ, પીળા, ગુલાબી, શ્વેત-અવર્ણ
કેના ને સૂરજમુખીનું સુવર્ણ.
કાબર, કપોત, ચકલાં ચણે ચકચક
ઠેકી ચાલે કટ, કટક, કટ

નીકળું સવારે સોસાયટી બહાર ફરવા
મળે સામાં, નીકળી પડ્યા છે ખીલેથી છૂટ્યાં ઢોર ચરવા
બહાર પડી પેલી બિલ્લી ખૂણેથી
ને કરે ગેલ ગલૂડિયાં - નિર્દોષ વહાલા લાગે એવા.

શહેરમાં સૌને કેમ દેખાય છે હંમેશાં જંગલ સિમેન્ટનાં?
હુંયે વસું છું નગરમાં
ને નિહાળું છું વૃક્ષો, ફૂલો, પક્ષી, પ્રાણી,
કૃપા ઈશ્વરની વરસે સર્વત્ર
જેમ હવા, પ્રકાશ ને પાણી,
હો પછી ખેતર, જંગલ કે ખુલ્લી ધરા
ગામ, ધામ કે નગર આ.

## ૨

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
કોણે, કેવી રીતે, ક્યા અંગે
કર્યું હશે આકર્ષણ અન્યને અનંગે,
ને કોણે કરી હશે પહેલ?

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
શુભ્ર, ચોખ્ખા, ચમકતા
નિર્વસ્ત્ર, નયનરમ્ય.
ક્યાંથી પ્રવેશ્યું આ અને આવું.

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
વહાલા, પ્યારા,
સહારો એકમેકના.
થયાં ક્યાંથી દાખલ
ઈર્ષ્યા, દ્વેષ ને હત્યા?

આદમ અને ઈવ પુરુષ અને પ્રકૃતિ
બે ભલા જણ
વહેંચે સૌને શ્વાસ, પ્રકાશ ને પાણી,
ક્યાંથી પેસ્યું અકલ્યાણ આ?

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
જાણે તેવું કહે
જુએ તેવું બોલે
નહોતો કોઈ વિકલ્પ
અનુભવ કહેવો સાચો.
ક્યાંથી રે આવ્યું અસત્ય?

પૂછું આદિ પ્રશ્ન
ઉત્તરઃ નિરુત્તર

કવિલોક : માર્ચ-એપ્રિલ-૨૦૦૫

ન પલટાય
સૌએ ખાધી છે
પણ રસ્તાએ પલટી ખાધાનું જાણ્યું નથી.
એવું નોંધાયું છે કે
પથિકોને હંમેશાં રસ્તા જડે
પછી પથિકો પોતપોતાના પંથે ચડે.
આરંભાય પછીથી જ
પગ, પગલાં, રસ્તાની યુતિ
વેગ, સંવેગ, પ્રવેગની દ્યુતિ
આવી યુતિ-દ્યુતિના
સૂર-તાલમાં
રસ્તા
પથિકને વીંટળાય
ક્યારેક પથિકે ય
રસ્તામાં વણાય
પછી એની કથા ગળાય
એના પગલાંને
રસ્તા પરથી ખોતરાય
આમ રસ્તા ચીરાય
તોય રહે અડીખમ,
કારણ
રસ્તા
હોય છે રસ્તામાં અકબંધ
રસ્તા હમેશાં જીવતાં હોય છે.
ક્યારેક સમેટાય ખરાં
પણ ફરી પ્રગટ થતાં હોય છે
એ વેળાએ
એ નદી જેમ વહે છે
ને જેની સામે પ્રગટ થાય છે
એને ય વહાવે છે
લઈ જાય છે
ઠેઠ સમુદ્ર સુધી

રસ્તા
ધરતીના ગર્ભમાંથી આવે છે
તો આકાશની ઓરમાંથી ય આવે છે

રસ્તા
ધરતીના ગર્ભમાં લઈ જાય છે
તો આકાશની અનંત ઓરમાંય લઈ જાય છે

કહે છે :
સૌને સૌના રસ્તા હોય છે
આ રસ્તા
પહોંચાડે છે સૌને સૌના લક્ષ્ય સુધી
પણ રસ્તા તો લક્ષ્યની ય આરપાર રસ્તાય છે
કારણ
રસ્તા
રસ્તા હોય છે
રસ્તા હોવું એ જ એનું તથ્ય છે
એ જ એનું સત્વ છે
એ જ એનું સત્ય છે...

## ૧. એક નગરવાસીની સવાર

સૂર મેળવેલી સિતાર જેવું લાગે આજ શરીર
ને ઊછળે કોયલના ટહુકા સરખો ઉમંગ
મલકાતા મુખે ઝીણા-ઝીણા ગીતની મધુર ગુનગુન
ને સ્ફૂર્તિ નાચે અંગેઅંગ
ચરણ ચલે હળુ-હળુ ને ચાલ મારી થનગન.

સૃષ્ટિએ પહેર્યા છે વસ્ત્ર અનંગ અનંગ
જુઓ ઊંચે ઝૂલે ચંપાના ગુચ્છ
જાસૂદ ઝળૂંબે મબલક
ને ખેતરે લહેરાય મકાઈનાં પુચ્છ.
એકમેક સાથે કરતા ગુફતગૂ
બેઠા છે પોપટ હાર વિદ્યુતમાં તાર પર
ને નીચે મોર મેઘ-મલ્હાર.
વેરાયું છે સોનું કેટલું બધું મારા માર્ગ પર
કેશિયાના ફૂલથી.
કરેણ-લાલ, પીળા, ગુલાબી, શ્વેત-અવર્ણ
કેના ને સૂરજમુખીનું સુવર્ણ.
કાબર, કપોત, ચકલાં ચણે ચકચક
ઠેકી ચાલે કટ, કટક, કટ

નીકળું સવારે સોસાયટી બહાર ફરવા
મળે સામાં, નીકળી પડ્યા છે ખીલેથી છૂટ્યાં ઢોર ચરવા
બહાર પડી પેલી બિલ્લી ખૂણેથી
ને કરે ગેલ ગલૂડિયાં - નિર્દોષ વહાલા લાગે એવા.

શહેરમાં સૌને કેમ દેખાય છે હંમેશાં જંગલ સિમેન્ટનાં?
હુંયે વસું છું નગરમાં
ને નિહાળું છું વૃક્ષો, ફૂલો, પક્ષી, પ્રાણી,
કૃપા ઈશ્વરની વરસે સર્વત્ર
જેમ હવા, પ્રકાશ ને પાણી,
હો પછી ખેતર, જંગલ કે ખુલ્લી ધરા
ગામ, ધામ કે નગર આ.

## ૨

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
કોણે, કેવી રીતે, ક્યા અંગે
કર્યું હશે આકર્ષણ અન્યને અનંગે,
ને કોણે કરી હશે પહેલ?

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
શુભ્ર, ચોખ્ખા, ચમકતા
નિર્વસ્ત્ર, નયનરમ્ય.

ક્યાંથી પ્રવેશ્યું આ અને આવું.

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
વહાલા, પ્યારા,
સહારો એકમેકના.
થયાં ક્યાંથી દાખલ
ઈર્ષ્યા, દ્વેષ ને હત્યા?

આદમ અને ઈવ પુરુષ અને પ્રકૃતિ
બે ભલા જણ
વહેંચે સૌને શ્વાસ, પ્રકાશ ને પાણી,
ક્યાંથી પેસ્યું અકલ્યાણ આ?

આદમ અને ઈવ
પુરુષ અને પ્રકૃતિ
જાણે તેવું કહે
જુએ તેવું બોલે
નહોતો કોઈ વિકલ્પ
અનુભવ કહેવો સાચો.
ક્યાંથી રે આવ્યું અસત્ય?

પૂછું આદિ પ્રશ્ન
ઉત્તરઃ નિરૂત્તર

## અવરોધ / *રાજેન્દ્ર પટેલ*

ટાંકણીનું ટોચકું ટળવળે
લોહીના ટીપા માટે.

ટેરવાંનો સદા સ્પર્શ
છતાં તે રહે માત્ર ટાંકણી.

કોરો કે લખેલો કાગળ
શબ્દ કે ભાષા
ચર્ચા કે ગીત
બધું જ સંકલે
બધાને સાથે લઈ જોડવા મથે,
છતાં તે રહે
નક્કર, અડગ, એકાકી.

સમય જતાં
માત્ર કાટ વધે
ઝેર વધારે ને
છેવટે કચરા ભેગી મળી જાય.

ટાંકણી
જીવે તો જીવાડે
મરે તો મારે.

પણ, આટઆટલી ટાંકણીઓ
ક્યાં થાય અલોપ?

ઘડીભર તે વિચારતી નથી આમ.
બીજાનું કલેવર ભેદવામાં
તે જ રહી જાય અકબંધ.

ટાંકણી ટાંકણીની માત્ર ટીકા કરે
ટોળે ટોળાં ભેગી મળી
એકબીજાને
બસ ભોક્યાં કરે, બસ ભોક્યાં કરે.
તે અડીયલ ટટ્ટુ બની જડાઈ રહે.
ન આગળ વધે ન વધવા દે.
ટાંકણીઓ અવરોધે ટાંકણીઓને.

ટાંકણી તો
ઇસુ ખ્રિસ્તના હાથપગમાં જડેલાં
ખીલા જાણે.



## શીદને? / *મુકુન્દ પરીખ*

કોઈ
ગઈકાલે
ખરી પડેલું
પીંછું છું...
ક્યાં
ક્યારે
ને કેમ
જન્મ્યું?
ગગન ઊડતાં પંખી ટોળાં
કોણ હશે માબાપ?
ક્યા વૃક્ષની ડાળે
કર્યો વિરામ
કે સુક્કા તૃણ
ને પર્ણ માળામાં
કાઢી રાત...
ના કોઈ સ્મરણ
કે અણસાર
આખું આકાશ છે પ્રશ્નાર્થ!
આશ્રય
ખખડધજ
નીમ વૃક્ષની છાંય...
સૂર્ય કિરણની બાણશય્યાએ
ભળી રહ્યું છે
માટી ભેળું
હળવે હળવે
શિથિલ શ્વાસ ધબકતું હાડ...
હવે શીદને...
પીંછાનું પારેવું કરવું?

## હંસચાલ / *નલિન પંડ્યા*

હંસલો ચાલશે
ત્યારે બધાંની સાથે ચાલશે;
હંસચાલ ચાલી ઘણું ઘણું
પાર કરવું છે.
ભલે મસ્તિષ્ક આકરા તાપ ઝીલીને
આંખે અંધારાં કરી દે,
છતાં હંસ શાંત થતો જાય છે.
તું તાર તાર થઈ જાય
ને વાર વાર બચી જાય.
તું સેંકડે સરી જઈને
સહજભાવે ખસી જાય.
જાત જોતર, ભાત જોતર
દંડ દેવાની પ્રથાનું
એક પાતક દૂર કર,
છતાંય
દૂર કંઈ જ થાય નહીં
નાદનો આસય ઢળતો સાદ કરે છે
કોઈ અગોચર સ્નાત-નવસ્નાત
આનંદવિભોર સૃષ્ટિ અનુભવે કોણ
અંદર બહાર?
પંચ અશ્વે પિંડ પિંડ બ્રહ્માંડ જેમ
આપણે ટકી જવું યાત્રામાં!

## ગઝલ / *મૌન બલોલી 'ખામોશ'*

સૂકી નદીમાં કેડીઓ પડતી રહી,
ડૂબી ગયેલી હોડીઓ જડતી-રહી.

કાંઠા હજી અકબંધ ઊભેલા હતા.
વચલી જગામાં આંધીઓ ચડતી રહી.
જળ બ્હારનું પલવાર પણ શી રીતે ટકે?

અહીં ભૂગર્ભમાં ભીનાશ તરફડતી રહી,
એ ભીની માટીના ભરોસે જીવતો,
પણ છેહની છારી સતત નડતી રહી.

ત્યાં શી રીતે એકાદ વાદળ અવતરે?
જેની કૂખે કોરાશ કડકડતી રહી.

કેવળ હવે એ રેતની રાશિ હતી.
ભીની થવા એ વાયુથી લડતી રહી.

'ખામોશ'ની વાણી ઘણી તીક્ષ્ણ હતી.
એ વજને પણ વ્હાલથી ઘડતી રહી.

## ગઝલ / *અંકિત ત્રિવેદી*

મ્હેંકની માફક ફૂલો વચ્ચે ફરીશું,
ક્યાં સુધી ભમરો બનીને કરગરીશું?

ભીંતના આંસુ અરીસો થઈ ગયાં છે,
એ જગાને રોજ થોડી ખોતરીશું.

એક હોડી ક્યારની જીદે ચઢી છે,
સ્હેજ પણ પાણી નથી તો પણ તરીશું.

સૂર્ય કહે છે આગિયાઓને લીધે છું,
વાત આ સાચી હશે તો શું કરીશું?

ભીડમાં જો બ્હાર અટવાતા હશે તો,
થોડા ચ્હેરાઓને ઘરમાં નોંતરીશું.

## બે ગઝલ / *ભરત વિંઝુડા*

૧

સૌથી વધુ ગમે છે તને શું, તો શાયરી.
કહીને અટકવું કેમ, તરત તું ય સાંભરી!

આ પ્રેમ પણ ન ગણ કે હવસ પણ સમજ નહીં,
નજદીક આવ નહીં કે ન જા દૂર ઓ પરી!

ચહેરાની સૌમ્યતાઓ નિહાળીને ચૂપ છું,
હું શાંત જળમાં ફેંકી શકું કેમ કાંકરી?

તું સત્યને જ સત્ય સમજવાની ભૂલ કર!
અગણિત હાર બાદ થશે જીત આખરી.

સૃષ્ટિમાં ક્યાંય પણ ન કશાની ય ભીડ છે,
જ્યાં જ્યાં જુઓ ત્યાં ખાલી જગાની છે હાજરી.

૨

કાવ્ય અથવા એવું કંઈ આવી રહ્યું છે,
જે મને ભીતરમાં બોલાવી રહ્યું છે.

ચારેબાજુએ વહેંચાઈ રહ્યો છું,
ચો તરફથી કોઈ લલચાવી રહ્યું છે.

ડાળ પર બેસીને સરખું બેસવામાં,
એક કબૂતર પાંખ ફફડાવી રહ્યું છે.

મેળવું ખુદનો પરિચય એ પહેલાં,
એ વિષે પણ કોઈ સમજાવી રહ્યું છે.

દ્વાર ભીતરથી ને કોઈ બહારથી પણ,
બેઉ બાજુએથી ખખડાવી રહ્યું છે.

છે અસર મારી નજરની એમાં નહીં હો,
આયનામાં કોણ શરમાવી રહ્યું છે!

## બે ગઝલ / *ભાવેશ ભટ્ટ 'મન'*

૧

જો પડ્યા એકાંતને વાંધા હવે,
કોઈ ખખડાવો ન દરવાજા હવે.

કેમ તું વરસાદથી ગભરાય છે,
રંગ તારા થઈ ગયા પાકા હવે.

હું થયો ચ્હેરા વગરનો જ્યારથી,
ભીંતની સમજાય છે ભાષા હવે.

ચાલવાનું ક્યારનું છોડી દીધું,
છોને જીવનમાં પડ્યા ખાડા હવે.

આ તરસ મારી સમજણી થઈ ગઈ,
તું લઈ લે વાદળો પાછાં હવે.

૨

ચિંતા કરવાની મેં છોડી,
જેવું પાણી એવી હોડી.

ચોક્કસ ઘટના જેવો છું હું,
તું આવે છે વ્હેલી મોડી.

બારી એવા દૃશ્ય બતાવે,
ભીંતો કરતી જીભાજોડી.

ટુકડા શોધું અજવાળાંના
કોણે મારી સવાર તોડી.

એક જન્મની વાત નથી આ,
કાયમની છે માથાફોડી.

## તારું ધ્યાન ક્યાં છે? / *જયંત કોરડિયા*

જળ ગયું, જળનું ગયું ખેંચાણ તારું ધ્યાન ક્યાં છે?
પ્હોંચવાને પાર ઊભા ભાણ તારું ધ્યાન ક્યાં છે?

ખૂબ ઊંડે વ્હેણ સ્મરણોનું મને ખેંચી ગયેલું,
વ્હેમનાં તૂટી ગયેલાં વ્હાણ તારું ધ્યાન ક્યાં છે?

છેક ભીતરથી મને તોડ્યો, પછાડ્યો અંત લગ
સાવ ખૂંપેલાં સમયનાં બાણ તારું ધ્યાન ક્યાં છે?

તર્ક ભેદ્યા છેક તળિયે પ્હોંચવા માટે મનોમન
બહુ ઝઝૂમ્યાં તોય લાગ્યાં તાણ તારું ધ્યાન ક્યાં છે?

આંગળીનો સ્પર્શ તો પારસમણિ એવી પ્રતીક્ષામાં
ક્યારની સૂની પડી છે માણ તારું ધ્યાન ક્યાં છે?

## ગઝલ / *અનિલ ચાવડા*

એ જ આશાએ બધી ગઈ'તી અમારી લ્હાય તો.
હાથમાં આવેલ મોકો ક્યાંક છટકી જાય તો?

શ્વાસને ઈસ્ત્રી કરી મેં સાચવી રાખ્યા હતા,
ક્યાંક અણધાર્યા પ્રસંગે જો જવાનું થાય તો.

સાંકડી દીવાલમાંથી ગીત ફૂટી નીકળે પણ,
જો હવાઓ આ ફરી ધીમે રહીને વાય તો.

ને ચરણ આ છેક કૂવા પાસ જઈ ઊભા રહ્યા,
કોક જો એકાદ ટીપું ક્યાંક પાણી પાય તો.

સાવ ટૂંકા છે બધા રસ્તા છતાં લાચાર છું,
શું કરું હું જો અમારાથી જ ના પ્હોચાય તો?

## પાણી તર્યા કરે છે / *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

મારી અભાનતાથી એ પણ ડર્યા કરે છે;
કાળી ડીબાંગ રાત મને કરગર્યાં કરે છે.

સૂરજ ડૂબ્યા પછી પણ જો આગિયા સ્વરૂપે,
રાતોની આંખમાંથી તડકા ખર્યા કરે છે.

હોવાપણા વિશે હું પૂછ્યા કરું છું પ્રશ્નો,
તું વાતવાતમાં શું ઈશ્વર ધર્યા કરે છે.

થઈ ગ્યો છે મૂળમાંથી નૌકાવિહીન દરિયો,
પાણી ઉપર હવે બસ પાણી તર્યા કરે છે.

'નારાજ'માં આ કોની શ્રદ્ધા ભરાઈ ગઈ છે,
એ પાળિયાની આગળ-પાછળ ફર્યા કરે છે.

## ગઝલ / *દિલીપ શ્રીમાળી*

એમનું કહેવુંય સમજાણું નહીં;
પૂછવું'તું એ ય પૂછાણું નહીં.

જીવ ખુશ્બુનો ભળ્યો તો બેઉમાં,
એટલે તો ફૂલ ચૂંટાણું નહીં.

આખરે બેઉ તરી આવ્યા અલગ,
સ્મિતમાં રૂદન આ ઘૂંટાણું નહીં.

એ હવે શું કામ શોધે છે મને?
આ 'દિલીપ'નું કોઈ ઠેકાણું નહીં.

## બે ગઝલ / *કિરીટ ગોસ્વામી*

૧

જિંદગી સંજોગ છે,
સઘળું બનવાજોગ છે.

આપણે સરખાં સહુ,
કોઈ પર ક્યાં છોગ છે?

કાં હરિ અડતા નથી,
સામે છપ્પન ભોગ છે.

મંત્ર સાચો જીતનો,
આપસી સહયોગ છે.

ના, દવા આપો નહીં,
પ્રેમ ગમતો રોગછે.

૨

સાવ ટૂંકી વાત છે,
ઓસ જેવી જાત છે.

સ્વપ્ન ગૂંથ્યું રાતભર;
ખૂબ ઝીણી ભાત છે.

ક્યાં કદી ટહુકી શકે :
ઠોઠ માણસ-જાત છે.

આભ ને ધરતી મળ્યાં:
ભવ્ય બે સોગાત છે.

મુજ કલમ, કરશે ઈલમ,
આ હજી શરુઆત છે.

## ગઝલ / *ઈલિયાસ શેખ*

રાતનાં એકાંતમાં એવા ઘડાતા મનસૂબા,
કેટલું કોને સમર્થન, કેટલાં કોને દગા?

એક તો તારો ઝરૂખો, આંબતો આકાશને,
ને બીજું ચ્હેરો છુપાવે, વાળ લ્હેરાવી હવા.

કાતરાં ખાતી ફરી ત્યાં, બેસ તું જો ડાળ પર,
આંબલી આખી બને, આ દર્દની કારક દવા.

'આ સૂરજ તો રાતપાળી કોઈ દિ' કરતો નથી.'
રોષમાં ચાંદો ભરે, તાકીદની નભમાં સભા.

જ્યાં કબૂતર ભય વિના, બાંધે અનોખું એક ઘર
આ નગરમાં એક માણસ શોધતો એવી જગા.

## ગમતી નથી / *કિરણ ચૌહાણ*

જે ન હો ઉન્નત સ્વરૂપે જિંદગી ગમતી નથી,
આ ઝુકાવી નાખતી દીવાનગી ગમતી નથી.

આ શિખર છોડી તળેટીમાં ફરી આવી જવું,
જાત સામે રોજ આ શર્મિંદગી ગમતી નથી.

આપણી પ્રત્યેક પળ પર આપણો અધિકાર નહિ?
કોઈની લેવી પડે પરવાનગી ગમતી નથી.

મારું થઈને મારા વશમાં કેમ એ રહેતું નથી?
આ ભટકતા ચિત્તની આવારગી ગમતી નથી.

હું ય તારા ભવ્ય સપનાઓથી ચિંતિત હોઉં છું,
ને તને મારા હૃદયની સાદગી ગમતી નથી.

## ગઝલ / *'દોસ્ત' મેર*

સરોવરો સમી મને ન પાળ દો,
ખુદા મને તમે હૃદય વિશાળ દો.

ભલે રહું સદા ગબડતો હું છતાં,
સરસ ઘડાય ઘાટ એવો ઢાળ દો.

પહાડ જેવું મોટું મન દિયો અને,
ગુલાબ જેવી મુજ હૃદયમાં ડાળ દો.

તરસ છે કૈંક યુગથી જેમની મને,
એ જીવની હવે તો 'દોસ્ત' ભાળ દો.

## બે ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

### ૧. ડાહી ડાહી જિંદગીનું પ્રશ્ન ગીત

એવું તે કરવું છે શું?
'જેવું કરીશ' તું 'એવું પામીશ' એવું ગણગણતા રહેવાથી શું?

કરવાનું હોય બધું કારણ વિના જ અરે કારણની પૂંછડીને છોડ;
તોડવાનું હોય બધું તારણ વિના જ અરે તારણની તૂંખડીને તોડ!

તોડીને ફોડીને તરવાનું હોય તો એવું તે તરવું છે શું?

તરવાનું ચક્કરડું જોરથી જો ફેરવ્યું તો સોય મારી સામે મને તાકતી;
મને ચારેબાજુથી કૈંક અણદીઠ ભોંકાય, કૈંક અણધારી આર મને વાગતી.

હવે જિંદગીને કરવું છે શું?

રોજ રોજ તોફાનો માંડી બેસે છે, પાછી ડાહી થઈ પૂછે છે શું?
કહો, આનું તે કરવુંયે શું?

### ૨. સ્ટેશન વિનાના 'હું'નું ગીત

નથી રોકાઈ શકતો હું હવે મારામાં.
ચાલ્યાં કરું છું હું તો દિવસને રાત, નથી મારા પૈડાંઓ હવે મારામાં.
નથી રોકાઈ શકતો હું હવે મારામાં!

મોટર બનીને હું સરક્યો છું રોડ ઉપર, રેલવે બનીને કાપ્યાં પાટાં,
કલ્પનાની પાંખે હું ઉડ્યો છું આભમાં ને જંગલ ખૂંદ્યા તો વાગ્યાં કાંટા!

નથી હોલવાઈ શકતો હું હવે મારામાં.
સળગ્યાં કરું છું હું તો દિવસ ને રાત, નથી એન્જિન કે ગિયર કૈં મારામાં...

મને રસ્તાની વચ્ચે કોઈ લેવા આવે તો હું તાક્યાં કરું છું મૌન વચ્ચે!
પછી કલ્પના કરું છું કે લૈ જાશે ક્યાં? કોઈ પર્વત, તળાવ, નદી વચ્ચે?

નથી ખોવાઈ શકતો હું હવે મારામાં.
નથી રોકાઈ શકતો હું હવે મારામાં.

કવિલોક : માર્ચ-એપ્રિલ-૨૦૦૫

# બે ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

૧

એકદા એના ફક્ત અણસારમાં આવી ચઢ્યા,
ને જનમભર કેટલી ભરમારમાં આવી ચઢ્યા!

આંખ બ્હારે આવવું કપરું જ છે અંધાર લૈ,
સ્વપ્નના આગોતરા ઝબકારમાં આવી ચઢ્યા!

પાર તો ઊતરી ગયા સઘળું ત્યજીને આપણે,
પણ અચાનક એ જ પાછા દ્વારમાં આવી ચઢ્યા!

શું અજંપે જાત તાણી ઢોલના બે ચર્મ પણ,
છેદ કરતા શૂન્યના ધબકારમાં આવી ચઢ્યા!

આંખ, રસ્તા ને દિશાઓ ગુમ થયા અજવાસમાં,
એ ગઝલ, સારું થયું અંધારમાં આવી ચઢ્યા!

તત્ત્વ બેધારી જ કોઈ જાગતું'તું મૂળમાં,
મંત્રી ભણતા-ભણતા એ તલવારમાં આવી ચઢ્યા!

કૈ જનમનો થાક જેની ભીતરે કણસે હજી,
એ મુકામે ભાગ્યવશ પળવારમાં આવી ચઢ્યા!

શબ્દ વણજારા હતા પણ રાજવી બે કૂળના,
જો વિના ફરમાન એ દરબારમાં આવી ચઢ્યા!

કોઈ પણ કારણ વિનાયે થાપ આપી ગેબને,
ચાકડા વિણ આખરે આકારમાં આવી ચઢ્યા!

જીતના ઘંટારવોમાં ફંજતો 'પરવેઝ' પણ,
ક્યાં તિલકનું નામ લૈ ભેંકારમાં આવી ચઢ્યા!

૨

ગઝલને ઘાટ આપે, એ જ ભીતરને જગાડી જો;
સુગંધો જેમ વ્યાપે, એ જ ભીતરને જગાડી જો.

હું તો માગું છું અધ પળ, ક્યાં યુગોનું જાગરણ માગું!
સમયને જે ન જાપે, એ જ ભીતરને જગાડી જો.

પ્રગટ થાશે પછી સાચે જ સાંઈ પારનો મહિમા,
લહર વિણ સઘળું કાપે, એ જ ભીતરને જગાડી જો.

નથી કૈં ઓલવાતું તાપણું સંતૃપ્તિની માફક,
તરસને નિત્ય તાપે, એ જ ભીતરને જગાડી જો.

હંમેશા આંખની ભીતર કથા ચીતરાય ચ્હેરાની,
કશે મનને ન છાપે, એ જ ભીતરને જગાડી જો.

સમંદર-વ્હાણના અકબંધ અનુસંધાન સ્થાપીને,
વહે કેવળ તરાપે, એ જ ભીતરને જગાડી જો.

પછીથી ક્યાં રહે 'પરવેઝ' કો પરવાય આસનની
તખત સઘળાં ઉથાપે, એ જ ભીતરને જગાડી જો

**ગ્રાહકો - લેખકો - એજન્ટોને**

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : **કવિલોક C/o** કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧

## બે ગઝલ / *મનીષ પરમાર*

### ૧. રાખું છું

હવામાં લ્હેરતી હું શ્વાસની સુવાસ રાખું છું,
ભલા હું પાનખરનો ક્યાં કદી વિશ્વાસ રાખું છું?

કહોને ઝાંઝવાની મ્હેરબાની હોય છે કેવી!
તરસ છીપાવવાને રેતમાં ભીનાશ રાખું છું.

ગુલાબોએ ઘણોયે છેતર્યો છે ભરવસંતોમાં,
હવે છૂટી ગયો, ક્યાં બાગનો સહવાસ રાખું છું.

ફૂલોના શ્વાસ લેવામાં ઘણી તકલીફ પ્હોંચી છે,
છતાં લીલોતરીની જેમ હું હળવાશ રાખું છું.

હવે અંધારનાં પગલાં જ ચાલ્યાં આવતાં સામે,
ઘણું તાકી ગયેલો હાંફતો અજવાસ રાખું છું.

### ૨. ડૂસકું

આંસુનો હિસાબ કરતાં નીકળે છે ડૂસકું,
જિંદગીના ચોપડામાંથી ચળે છે ડૂસકું.

કોઈ પથ્થર જેમ હું હાંફી રહ્યો છું રાતના-
બસ અભાવોના વિચારે ઓગળે છે ડૂસકું.

એક બળતા છાંયડે આવી અને ઊભો રહ્યો,
છે જલન એવી ધુમાડામાં બળે છે ડૂસકું.

સૂસવાટા કાળજે અફળાય છે લખતાં ગઝલ,
ડાયરીના અક્ષરોને સાંભળે છે ડૂસકું

આગ પણ ઓકી શકું છું પાછલા ભવની 'મનીષ',
આજ ઈચ્છાની વરાળોમાં ભળે છે ડૂસકું.

## આ જાત પણ મૂરખી / *યોગેશ પંડ્યા*

ચાલે નમઃ શિવાયની ચરખી જરી જરી,
મનમાં પમરતી પ્રેમની સુરખિ જરી જરી.

એનાં સ્મરણમાં ભાન પણ રહેતું નથી જરી,
એનાં મનનમાં સૃષ્ટિને પરખી જરી જરી.

તરવા પડું તો સ્હેજમાં ડૂબી જવાય છે,
કોણે કરી છે જાતને સરખી જરી જરી.

કોઈ મને કહેતું રહે વેદો તણી ઋચા,
કાનોમહીં ગેબી ફરે તિરખી જરી જરી.

ભજવ્યા કરીશ ક્યાં સુધી ભવની ભવાઈને,
સમજી નહીં આ જાત પણ મૂરખી જરી જરી.

'યોગેશ' કોઈ ખ્યાલમાં ખોવાઈ પણ ગયો,
પાડે છે કોણ સાદ આ હરખી જરી જરી.

## ગઝલ / *'પ્રણય' જામનગરી*

ઝીણી ઝાકળો જેવું ઝિલાય તો!
સુગંધો સકળ માંહ્ય ફેલાય તો!

યુગોનાં રહસ્યો પ્રકટ થાય તો!
જીરણ દ્વાર અમસ્તુંય ઠેલાય તો!

ગયાં શ્રીફળો સાવ નિષ્ફળ અહીં,
હવે મારી ઈચ્છા વધેરાય તો!

ન મલમલ હો ઢાકાની, એવી જ ક્ષણ!
ક્ષણોની ક્ષણોમાં સમેટાય તો!

પ્રયત્નો કરું છું જીગરથી છતાં,
તમારી શુભેચ્છા ઉમેરાય તો!

નથી કામ મોટું 'પ્રણય' પ્રેમનું,
લિપિ લાગણીની ઉકેલાય તો!

## એક રાત એક અનુભૂતિ / *ફિલિપ ક્લાર્ક*

ઘડી ઘડી ખૂલી જતી ઊંઘની સ્ટોપરો
ખૂલી જતી સપનાની બારીઓ
ને ઇચ્છાઓને મળી જતો છૂટ્ટો દોર,
પાસાં ઘસી ઘસીને થાકી, જતાં સ્મરણો
અનિન્દ્રાની ડાળીએ આવીને બેસી, જતું મનપંખી
જોઈએ તે હોય નહીં, હોય તે જોઈએ નહીં.
'હોવું' ને 'ના હોવુ' ના પ્રદેશમાં
દ્વિધાઓનો દરિયો મારી રહ્યો છે ઉછાળા
ખયાલોના ખાબોચિયામાં અડી રહ્યાં છે
પડખે ઊભેલી હયાતીના વૃક્ષ પરથી ખરતાં પાન.
કોઈને કંઈ કરી શકાય નહીં
કહેવાની વાતોના શબ્દો
વારંવાર કરે હુમલો આતંકવાદીઓની જેમ.
મનને મનાવવા જતાં ભભૂકી ઉઠે તનની જવાળાઓ,
રાત બની જાય બેબાકળી,
રજાઈ ફગાવી, બેઠી થઈ જાય વિહ્વળતાઓ
ઘડિયાળની એકધારી ટક..ટક..થી
કરચલીઓ પડી જાય. શાંતિની ચાદરમાં
ને અંધારાની સરવણો
ડહોળી નાખે માંડ નિતર્યાં જળને..
ઊંઘવાનો ડોળ વારંવાર પડી જતાં કરોળિયા જેવો લાગે.
બારીએ આવી આવીને માથું પછાડતા સન્નાટા
ને ઘડીઘડી સરકી જતાં વૃત્તિઓનાં વસ્ત્રો.
ક્યાંકથી આવતો કૂતરાં ભસવાનો અવાજ
પીંડીએ દાંત, થઈને બેસી જાય.
રોજ રોજ નિર્ણયના કિનારે આવવું
ને જોયા કરવા ડૂબી જતાં, ઇચ્છાઓના વ્હાણને.
આદતોમાં ગોટમોટ થવું છે યાદોમાં ખોવાઈ જવું
કમોસમી વરસાદ જેવું બની જાય.
ફરકતા હોય રૂમાલ અને કોઈ દેખાય નહીં.
ઇચ્છાઓની વાવમાં વળ્યા કરે લીલ,
ને લપસ્યા કરે પરિસ્થિતિના પગ વારંવાર-વારંવાર.

## એ જે લખાવે / *ગિરીશ ભટ્ટ*

એ જે લખાવે - લખું,
કલમ ગ્રહી પણ નથી જાણતો, શું નીપજશે,
કશું ય કવિતા સરખું?

શબ્દોનો મહાસાગર ઘૂઘવે,
પ્રાસોનો ક્યાં તોટા?
લયના ખેતર હિલ્લોળાતાં,
વિચારના ગલગોટા.

એક પળે વિસ્તરતો કેવો, બીજી પળે તો
વળગે છે લખલખું!
એ જે લખાવે-લખું.

નીચે લખું છું નામ ટેવવશ,
રચયિતા છું - એવું!
નથી જાણ આ વર્ષા કેરું
ક્યાંથી નીતરે નેવું!

અવશ ફળીમાં એમ નથી કે અવતરતું
જે કાજ, આટલો વલખું,
એ જે લખાવે - લખું.

કલમ ચાલવા લાગે જાણે
કોઈ લખે મુજ વતી!
કુંજ વિસ્મયે નીરખું સઘળું,
હતી મારી આ મતિ?
પ્રસન્નતાના તેજભવનમાં ચમકી ઊઠતું
અંગ, અને અંગરખું.
એ જે લખાવે-લખું.

## બે કાવ્યો / *પ્રીતમ લખલાણી*

૧

સૂર્યને બાજુ પર રાખી
એકલવાયું પંખી
અંધકારમાં ડૂબે.
વૃક્ષ ચૂપચાપ
ટગર ટગર
ખિસકોલીની
ચડઊતરને જુએ.
પલટાયેલું સ્વરૂપ
જાંબલી માહોલમાં
ઝાખો પાંખો તડકો ચલકે
વહેતા પવને
સ્તબ્ધ આકાશ.
બિચારું
સુખ કે દુઃખ
કશું જાણી શકતું નથી.
બારી ખોલું તો
મારી અંદર
કલરવ કરતું એક પંખી ઝૂલે
ને
ક્ષિતિજે
થાકેલો સૂર્ય
બગાસા ખાતો ઢળે!

૨

મારું નામ
વહી જતી નદીનાં
પડછાયામાં
એક ઉદાસ હોડી!
ધૂળભર્યા
સીમાડાના માર્ગે
પાતાળે સુકાઈ ગયેલું જળ
મારી આંખોના ઊંડાણે.
મારા ઉજ્જડ મનના ગોળે
ચૂપચાપ બેસેલું પંખી.
હું કોણ છું?
હું ક્યાં છું?
વગેરેનું નક્કી કરવા
શૂન્યતાનો
રેઇનકોટ ઓઢી ઊઠી જશે!
ઢળતી એક સાંજે
દૂર ધૂમ્મસના દરિયા તરફ!

## હમણાં હમણાં / *ચંદ્રેશ મકવાણા*

હમણાં હમણાં હાથ ફૂટ્યા
ને હમણા ફૂટી આંખો

કાલ સુધી ક્યાં કશું કર્યાની
ઇચ્છા સ્હેજ થતી
દશ્યો તો છે યુગોયુગોથી
પણ દષ્ટિ ક્યાં હતી.

કાલ સુધી ક્યાં હરામથીયે
હલી માંદલી પાંખો. ૦હમણાં હમણાં

મોડા મોડા તોય મરેલી
ભોમે તરણાં ફૂટ્યા
હતા પીડના પ્હાડ અડીખમ
હાશ! હવે તો તૂટ્યા

હવે હરખથી અડો આભને
હવે ન કેવળ ઝાખો. ૦હમણાં હમણાં

## નીકળી / *બ્રિજ પાઠક*

વાતમાં ને વાતમાં જો વાત તારી નીકળી.
સાંજવેળા મ્હેકતી ત્યાં રાતરાણી નીકળી.

ભાગ્યરેખા પર ભરોસો હું કરું શી રીતથી?
બંધ મુઠ્ઠી હાથમાંની સાવ ખાલી નીકળી.

ચાંદનીમાં આપનો ચ્હેરો જરા જોવો હતો,
કમનસીબે રાત આખી સાવ કાળી નીકળી.

કેટલા વરસો વીત્યા છૂટ્ટા પડી ભેગા થતા,
તે છતાં કેવી સહજતા સામસામી નીકળી ?

પ્રેમની ખાતાવહી વાંચી વહીવંચો કહે,
કેમ સરવાળે પછી તો બાદબાકી નીકળી.

## બે કાવ્યો / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

### ૧. અજાણી વાતે

કોક અજાણી વાતે નેણાં ઝરમર ઝરમર ઝરે,
બંધ પાંપણે બેઠા અર્થો નજરોમાં જઈ તરે,

સ્મરી સ્મરીને દ્રવતી આંખો મર્મ અનેરા ખોલે,
હરી ફરી વળ ખાતી આશા, મૌન મનોમન બોલે,
શયણાનાં વાવેતર કો' દી' ફૂલ બની અવતરે,
કોક અજાણી વાતે નેણાં ઝરમર ઝરમર ઝરે.

આજ ઊભા વેરાને જાતે કંડારી કેડીને,
કોક ભીતરથી જાગેલાને ચાલ્યું ત્યાં તેડીને,
હાથવગુ હૈયું લઈ સાથે અનહદમાં જઈ સરે,
કોક અજાણી વાતે નેણાં ઝરમર ઝરમર ઝરે.

મૂંગાં મૂંગા વહેતાં ઝરણાં, વહેતાં નભ ને તારા,
સાવ અવાચક અરમાનોની ગૂપચૂપ વહેતી ધારા,
એકલતાને પંથે અવળું કોણ હવે કરગરે!
કોક અજાણી વાતે નેણાં ઝરમર ઝરમર ઝરે.

### ૨. અંત ક્યાં?

સાંજની વેળા ઢળે પણ આરદાનો અંત ક્યાં?
હાશની આશા છળે પણ આરદાનો અંત ક્યાં?

આયખાનો અર્થ ક્યાં સમજાય છે એના થકી !
વૈખરી તો ખળભળે પણ આરદાનો અંત ક્યાં?

એક પીંછું આભ ઊભું વેતરી આવ્યું કને,
ચીસના પડઘા બળે પણ આરદાનો અંત ક્યાં?

ધૂળ, ઢેફાં, ઠીબ-પાણી કે મજાની મ્હેફિલો,
કોક દી' વેળા ફળે પણ આરદાનો અંત ક્યાં?

સાંજ સૂરજ આભ તારા : તેજ તો સાપેક્ષ છે,
આગિયાં તો ઝળહળે પણ આરદાનો અંત ક્યાંક?

## થઈ ગયાં / *ડૉ. મહેશ રાવલ*

થીજી ગયાં જો સ્વપ્ન ઠંડાગાર થઈ ગયાં,
ને ઓગળ્યાં, તો આંસુઓની ધાર થઈ ગયાં.

મેં તો લખી'તી માત્ર મારી જિંદગી અને,
અકબંધ કિસ્સા અન્યનાં, પુરવાર થઈ ગયા.

અત્તર વિષે ચર્ચા થતી કાને પડી હશે?
ફૂલો, બગીચો ત્યાગવા તૈયાર થઈ ગયા!

પામ્યો નહીં જ્યાં લાગણી હું રોઈરોઈને,
ત્યાં અન્ય હળવા હાસ્યથી સ્વીકાર થઈ ગયાં!

નક્કી કરેલાં લક્ષ્યથી બહુ દૂર ક્યાં હતો?
મારાં હતાં, એ અન્યનાં આધાર થઈ ગયાં!

કોણે દુઆની આડમાં અવળી દુઆ કરી?
સુખનાં પ્રસંગો, દર્દથી ચિક્કાર થઈ ગયા!

શ્રદ્ધા હજુયે કેટલાં આશ્ચર્ય સર્જશે?
અમથાં ગણાતાં શખ્સ પણ અવતાર થઈ ગયાં!

## Like Candle Drops

**Vassilis Vitsaxis**

*Ardent and bathed in light*
*Like clear transparent candle drops*
*Words*
*Dribble*
*From my inner torch aflame*
*On to the paper's blank*
*Like melted wax*
*Which curdles and lies dull*
*When dripping dows the candlestick*
*So words congeal*
*And lose their shine*
*When touching lifeless paper*
*Rough, shapless chunks*
*Become the dreams*
*And light*
*Rests frozen*
*Inside the waxen*

*Hidden there*
*It is awaiting you*
*O sister soul*
*To take and mould it*
*In the warmth*
*Of your life-giving palm*

*Put inte it a snow-white wick*
*And lend a spark from your own soul*
*To light the flame*
*That was*
*Let our dreams blend in the glow*
*And Hand in hand*
*Let's tread upon their golden avenues...*

## મીણબત્તીનાં ટીપાં જેમ

વેસ્સિલિસ વિટ્સાક્સિસ (અનુ. પ્રફુલ્લ રાવ

ધગધગતાં અને પ્રકાશમાં નહાતા
ચોખ્ખા પારદર્શક મીણબત્તીનાં ટીપાં જેમ
શબ્દો ટપકતાં
મારી આંતરમશાલમાંથી
કાગળની કોરાશ પર
ઓગળેલા મીણ જેમ
જે જામે છે અને નીરસ આડા પડે છે
જ્યારે શમાદાનમાં ટપકે છે
તેમ શબ્દો ઠરે છે
અને તેમની કાન્તિ ગુમાવે છે
જ્યારે નિર્જીવ કાગળને સ્પર્શે છે
બરછટ, આકાર વગરના ટુકડાઓ
બને છે સ્વપ્નો અને પ્રકાશ
થીજીને પડે છે શાંત
મીણના પડની ભીતર
ત્યાં છુપાયેલું તે પ્રતીક્ષા કરી રહ્યું છે
ઓ ભગિની આત્મા
તેને લે અને ઘડ
તારી હૂંફાળી જીવનદત્ત હથેળીમાં
તેમાં મૂક બરફ જેવી શુભ્ર દીવેટ
અને અગ્નિજ્વાળા સળગાવવા
તારા પોતાના આત્મા પાસેથી તણખો ઊછીનો આપ
જે હતો
આપણા સ્વપ્નો ને ધગધગતા તાપમાં ભેળવીએ
આપીએ હાથમાં હાથ વડે
ચાલો, પગલું પાડીએ તેમની સોનેરી વીથિઓ પર...

# કાવ્યાસ્વાદ

## વિનોદ જોશી

### જેસલમેર

મરુથલે મોતી મઢ્યું આ નગર,
એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી,
ઝરૂખે ઝરૂખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ બુઠ્ઠી તલવારોનાં તોરણ.
સાંજના અજવાળે ભીંતો નારંગી ચૂંદડીની જેમ
ફરફરે,

બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો.
ફળિયે ફરે બે ચાર બકરાં શ્યામ
ડેલી બ્હાર ડ્હેકાર દે કામઢું ઊંટ.

વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે ફુગાઈ ગયેલાં અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચુંદડીના અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

*-ગુલામ મોહમ્મદ શેખ*

કવિતા આમ તો ભાષાનું ફરજંદ છે અને ભાષા સાંભળવાની ચીજ છે. પણ કોઈ કોઈ વાર કવિ ભાષાને એવા રૂપે ઘડે છે કે એ સાંભળવાની મટીને જોવાની ચીજ બની જાય છે: કાનનું કામ આંખો કરવા લાગે છે. એવે વખતે કવિ શબ્દકાર મટીને જાણે ચિત્રકાર કે તસવીરકાર બની ગયો હોય તેવું ભાસે છે. કવિતા પાસેથી કે કવિતાની ભાષા પાસેથી આવું કામ લેવું એ કીમિયાગર કવિ સિવાય અઘરું છું. આ કાવ્ય, નામે 'જેસલમેર'ના કવિ ગુલામ મહોમ્મદ શેખ કવિ તો છે જ પરંતુ દેશના વિખ્યાત ચિત્રકાર પણ છે. એક ચિત્રકારની કલમેથી અવતરતી કવિતા કેવા રંગો દાખવે છે તે અહીં જોઈ શકાશે. રાજસ્થાનના રણપ્રદેશની બારી સમું જેસલમેર અહીં એક કવિ ચિત્રકારની કલમે બહુ વિલક્ષણ રીતે ઝિલાયું છે.

કાવ્યની પ્રારંભિક પંક્તિથી જ કવિ આ નગર વિશેની એક ઓળખ કંડારી આપે છે. મરૂથલ તો ખરું જ, પણ આ નગર તો મોતીમઢ્યું છે. અહીં રેતીમઢ્યું એમ નથી કહેવાયું. આ નગર વિશે કવિને જન્મેલું વિસ્મય પ્રગટ કરવા માટે, કહો કે રોમાંચ પ્રગટ કરવા માટે કશું નકારાત્મક ન કહેતા કવિ આખું નગર જાણે કે એક આખો મહેલ હોય તેવી વ્યાપ્તિ રચી દે છે. પછી તો 'એને ટોડલે' એમ કહી આ નગરના સર્વ પ્રાસાદોને કવિ મહિમા બક્ષતા રહે છે. અને 'એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી' જેવી સાંસ્કૃતિક ઓળખ સ્થાપે છે. વાત આગળ વધારતાં કવિ લખે છે :

*'ઝરૂખે ઝરૂે પથ્થરનું હીરભરત*
*બારીએ બારીએ બુઠ્ઠી તલવારોનાં તોરણ'*

એક સમયનું ઝળાંહળાં કૌવતથી દબદબો દાખવતું આ શહેર ટોડલે, ભીંતે અને ઝરૂખામાં એની આછેરી છબી લઈને બેઠું છે. જે તોરણ લટકે છે તે બુઠ્ઠી તલવારોનાં છે. એનાથી યુદ્ધ ખેલાયાં હશે. શૌર્યની ગાથાઓ લખાઈ હશે. વીરોની આશંકા લેવાઈ હશે. એ જ વીરોની આહુતિના પગલે અનેક ચુંદડીઓ ભડભડ બળી મરી હશે. કવિ જુએ છે તેમ સાંજનાં અજવાળે ભીંતો નારંગી ચુંદડીની જેમ ફરફરે છે. આ મહોલાત ભલે પથ્થરોની રહી પણ એની

સાથે સમયનાં અનેક પડ વળગેલાં છે. ભીંતોની જડતાને ચુંદડીના ફરકાટમાં સાંજ પડ્યે પરિવર્તિત થતી જોતાં કવિને ખબર છે કે ઇતિહાસ વર્તમાનમાં પણ જીવતો જ રહે છે. એક સાવ સ્થૂળ એવા નિરીક્ષણમાં પણ આ વાત બહુ ધારદાર રીતે કવિ અભિવ્યક્તિ કરે છે.

*'બારણે લોઢાના કડે*
*આઠ પેઢીના હાથનો ઘસરકો'*

આઠ આઠ પેઢીઓના હાથ જેના પર ફરી ચૂક્યા હોય તે લોઢાના કડાંનો ઘાટ આપણે કલ્પી શકીએ. પણ આ કડાં બારણે વળગેલાં છે. કડાં ઘસાયાં છે. એટલું જ નહીં પણ અહીં જે આવનજાવન થયા કરી હશે તેનો લાક્ષણિક નિર્દેશ પણ અહીં સાંપડે છે. બારણાની નિયતિ એ છે કે આવનાર કે જનારને કેવળ સાક્ષીભાવે જોઈ રહે છે. એ તટસ્થ છે. એ ક્યારેય સામેલ થઈ શકતું નથી. એની પાસે આવનજાવનનો દીર્ઘ ઇતિહાસ કશીયે ગતિ કર્યા વિના પણ મોજૂદ હોય છે. કવિ લોઢાના કડાંનો ઘસારો સ્થૂળ આંખે જુએ છે, પરંતુ પેઢીઓની પેઢીઓનું પસાર થઈ જવું અહીં સૂક્ષ્મ રીતે વ્યક્ત થયું છે.

ફળિયે ફરતાં બે-ચાર બકરાં કે ડેલી બહાર ડહેકાર દેતું ઊંટ મરુભૂમિની આબાદ છબી તો રચી આપે છે પરંતુ ઘરેબાહિરેની નાનામોટાની સ્થિતિ પર પણ પ્રકાશ પાડે છે. આખો માહોલ જે રીતે આંખો સામે આકાર ધારણ કરે છે તેમાં કામઢું ઊંટ ડેલી બહાર દેખાય છે. અને ફળિયામાં કે ઘરમાં સ્થાન નથી. ચિત્રફલકને અનુરૂપ એવું આ દૃશ્ય આપણી આંખોને, મરુભૂમિથી એ અજાણ હોય તો પણ જાણે પરિચિત લાગે છે.

સાંજનો સમય છે. એ ઢળતી જાય છે તેમ નારંગી પ્રકાશ ધીરે ધીરે ઘેરો બનતો જાય છે. આ સાંજના આમ તો રોજની સાંજ જેવી જ છે. પણ એ કવિની આંખે જોવાયેલી સાંજ છે. અંધારે ઓગળથી જતી સાંજથી નજર ફેરવી કવિ વચલી વંડીએ સૂકાતાં રાતાં ચીરને જોઈ લે એટલો પ્રકાશ હજી બચ્યો છે. એ રંગ હજી કવિને કશોક છાક ચડાવી શકે તેમ છે. પણ વચલી વંડીથી સરકતી કવિની નજર અંદરના ઓરડે જઈ પહોંચે છે, જ્યાં ફુગાઈ ગયેલા અંધારે ફરફરતી ઢીલી વાટ એમની નજરે ચડે છે. એક રાતા રંગથી ઘેરા અંધકાર સુધીની દૃષ્ટિની યાત્રાને થતો શિથિલ એવો, ઢીલી વાટનો અનુભવ જાણે અહીં સુધી પહોંચીને થાકી ગયેલા ઇતિહાસનો પરિચય આપે છે. એક તરફ શિથિલ સમયની કંપારી છે તો બીજી તરફ છે.

*'લાલચટક ચૂલાની ઝાળ અને ચુંદડીના અજવાળે*
*રોટલા ટીપતી સોનેરી કન્યા'*

જાણે કોઈ ઘેરા ગૂઢ રંગથી આળેખાયેલું ચિત્ર જ જોઈ રહ્યાં હોઈએ તેવી કાવ્યભાષા કવિ અહીં સિદ્ધ કરે છે. ક્યાંક લાલચટક રંગની તેજ લકીર છે તો ક્યાંક ચુંદડીની આભામાં વગર કહ્યે ઝળુંબતું નમણું રૂપ ઝલકે છે. વળી એ નમણાશ અક્રિય નથી. કવિ કહે છે તેમ 'રોટલા ટીપતી' એ કન્યાની ગતિશીલ મુદ્રા આપણને હરી લે છે.

રાજસ્થાનના એક નગરની સાંસ્કૃતિક વિરાસતનો આછેરો પુટ આપી કવિએ એક સાંજને આ નગરના પરિસરમાં જે રીતે ઊતરતી જોઈ અને એની અંધકાર લગીની ગતિને જે રીતે નિહાળી તેનું હૂબહૂ ચિત્ર અહીં આલેખાયું છે. વર્ષોનાં અંતરે કપાઈને પડેલો ઇતિહાસ વર્તમાનનું એક સ્મરણબિંદુ બનીને કેવું વળગી પડતું હોય છે તેનો આસ્થાવાદી રણકો પણ અહીં સંભળાય છે. ભાષાને પણ રંગ હોય છે અને ભાષા પણ ચિત્ર ચિતરી શકે છે તે આ કાવ્ય વાંચતાં કોઈને પણ લાગશે.

## ૨. અભિતયી સંવેદનાનાં કલ્પના-રૂપો

રાધેશ્યામ શર્મા

### મૃત્યુ ગંગાજળિયું દે

મેલું ઘેલું ફળિયું દે
સાવ તૂટેલું નળિયું દે.

દૂર રહું ભારે નજરોથી,
એવું બસ માદળિયું દે.

પરવા ક્યાં છે ઊંચાઈની,
પોચું પોચું તળિયું દે.

ધોધમાર તો માત્ર કલ્પના,
હવામાન વાદળિયું દે.

છીનવી લે તમરાનું દળ,
અંધારું ઝળહળિયું દે.

છો ને તરસ્યો છું જીવનમાં,
મૃત્યુ ગંગાજળિયું દે.

('આપણી કવિતાસમૃદ્ધિ', સીબક ૫, પૃ. ૩૭૬)

*-એસ.એસ. રાહી*

મૃત્યુના જમઘાટે, રચનાના મથાળાથી જ પહોંચવાની કાવ્યનાયકની અભિલાષા વિ-ચિત્ર વરતાય તોય દેખાડા પૂરતી નથી.

નાની બહરની ગઝલ-આકૃતિનો પ્રત્યેક શેઅર અનુકૂળ યાચનાની એક મિસાલ છે. યાચના માત્ર અનુકૂળ જાતની નથી પણ નાયકના વ્યક્તિત્વને અનુરૂપ અધિક છે. કૃતિમાં આવો કલ્પનારસેલો મિજાજ સાદ્યન્ત અનુસ્યૂત છે.

ભૂખ છે, તરસ છે વિવિધ અપેક્ષાઓની, ભલે તેવી ચીજ ના-ચીજ હોય, નાયકને મન મોટી બસ છે. જીવનના હરેક સોપાને ઊભા રહી ભિન્ન ભિન્ન ઇચ્છાઓની માત્ર, અદૃશ્ય અપ્રકટ દાતા પાસે યા નાની રજૂ કરી પણ નિયતિની રીતિવિધિ એવી નીકળી એક જીવનતૃષા એવી ને એવી રહી.

મતલાનો પ્રથમ મિસરો-અને બીજો પણ દીનહીન દસામાં કરવા પડેલા સમાધાનનો નાયાબ નમૂનો છેઃ ફળિયું દે ભલે મેલું ઘેલું, અરે! ફળિયાની પ્રતિછવિ શું સાવ તૂટેલું નળિયું પણ દે. ચલાવી લઈશ.

નાયાબ તો છે આ એક કલ્પન. મેલા ઘેલા ફળિયામાં ભાવકનું 'ટ્રાન્સપોર્ટેશન' થાય છે - ને સાથોસાથ ફળિયામાં ભાગ્યાં તૂટ્યાં નળિયાંનો સઘ અહેસાસ પણ.

'ફળિયું'ના અનુસરણમાં નળિયું એટલું બંધબેસતું છે કે એને માત્ર પ્રાસક્રીડા નહીં માનીએ.

નળિયું પછી માદળિયું-તળિયું-વાદળિયું, ઝળહળિયું ને ગંગાજળિયું જેવા રદીફના પ્રાસ એક વિશિષ્ટ શબ્દરાસનો અનુભવ ઘૂંટતા આવે છે.

પ્રસ્તુત ગઝલનો પ્રત્યેક શેઅર તદ્દન સ્વતંત્રણપણે માણવાની સમુચિત તક પૂરો પાડતો ખડો છે.

નજરું કોની લાગે? જેની ભારે નજરો હોય એનાથી દૂર રહેવાની ખેવના લીટીના આછા લસરકાથી કવિએ 'એવું બસ માદળિયું દે' માં બોલતી કીધી છે. લોકમાન્યતાનો અત્રે સચોટ ઉપયોગ લેવાયો.

ઊંચાઈ ગમે તેટલી હોય, સ્પૃહા નથી. પડતું મેલવાનું થાય તોય કાહું કઠોર તળિયું નહિ ખપે. ઊંચાણની પડી નથી તો નીચાણની તો ક્યાંથી હોય? ભલે, ઊંચાઈનો સામનો થઈ જાય, જરી અકુદરતી લાગે તોય નાયક પોચું જ નહીં, 'પોચું પોચું તળિયું દે'ની કામના સેવે છે.

ઊંચાઈનો ડર નથી એટલે નાયક વિશે એવું ધારવાને અવકાશ નથી કે તે સાવ પોચટ છે, પોચો છે. પરન્તુ પસંદગી પૂછવામાં આવે તો તળિયું તો તે

'પોચું પોચું' જ વાં છે!

મનુજ પ્રકૃતિની વૈયક્તિક વિશિષ્ટતા નિર્દેશવા આ શેઅ્ર કામ લાગે એવો ઘડાયો છે.

સેમ્યુઅલ બેકેટે એક અણુ-નવલ રચેલી ડેડ ઇમેજિનેશન ડેડ...

જ્યારે અહીં કલ્પના, ધોધમાર વરસાદની જેમ અવતરી છે; પણ પહેલા મિસરાનું 'સ્ટ્રક્ચર' ધ્યાન ખેંચે છે, 'ધોધમાર તો માત્ર કલ્પના.' અહીં 'તો' અને 'માત્ર' શબ્દનો વિનિયોગ કેવો ભિન્ન ભાવ-અર્થ પેશ કરે છે. ધોધમાર તો કેવળ કલ્પનાની કક્ષાએ જ છે, અને એમ હોવાથી બીજું કશું નહિ તો હવામાન વાદળિયું તો દે. ધોધમાર ઝડી પાડતો વરસાદ ના મળે તો કાંઈ નહિ, વાદળિયા હવામાનથી ચલાવી લઈશું પણ દે...

પસંદીદા 'હાસિલે-ગઝલ-શેઅ્ર' કહેવો હોય તો આ રહ્યો.

*છીનવી લે તમરાનું દળ,*
*અંધારું ઝળહળિયું દે.*

તમરા નહિ 'તમરાં' દળ જોઈએ. નિશાચર જંતુ તમરાંનું દળ એવું ઘેરી વળે ને કર્ણરન્ધ્રમાં ગણગણાટ કરે એ સહ્ય નથી, માટે છીનવી લેવાનું કહ્યું. તમરાં કરતાં તમસ - અંધારું વાંછ્યું પણ એ ય તે ઝળહળ ઝળહળાટવાળું.

'તમરાંનું દળ'નું શ્રુતિ કલ્પન (audible image)અને 'ઝળહળિયું અંધારું'નું દશ્ય કલ્પન યાદગાર બને છે.

અહીં સુધી કવિએ વ્યંજનાનો સંગાથ સાચવવાનો રચનાપુરુષાર્થ કર્યો છે.

પણ ક્યારેક અતૃપ્તિ સઘન સંગીર થઈ હદ અંડોળી જાય ત્યારે અભિધાપ્રધાન વિધાન પણ ઉપયોજાય.

*છોને તરસ્યો છું જીવનમાં,*
*મૃત્યુ ગંગાજળિયું દે.*

ગમે તેમ તોય મકતો ચોટદાર છે. વિધાતાને આહ્વાનના સૂરમાં મૃત્યુ અને તેય ગંગાજળિયું દેવાની ઉદ્‌ઘોષણા તારસ્વરે સુણાવવા માટે ગઝલ-સર્જક એસ.એસ. રાહીને સલામ.

પ્રતિષ્ઠિત વિવેચક ડૉ. ચંદ્રકાન્ત ટોપીવાળાએ હમણાં જ પ્રકાશિત 'આપણી કવિતાસમૃદ્ધિ' સમ્પાદનમાં પ્રસ્તુત ગઝલ પસંદ કરી કૃતિની 'દુબારા' પ્રતિષ્ઠા કરી છે!

## કવિઓ અને પ્રકાશકોને વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o. કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ : કવિલોક ટ્રસ્ટ

# તિરાડનો વૈભવ

## ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

*'મેં માપી છે મારી સરહદ*
*બેસીને અનહદની પાળે. (પૃ. ૬૯)*

ગઝલ આજે એવા વળાંકે ઊભી છે જ્યાં પરંપરા-આધુનિકતાનો ભેદ પામવો વિકટ થઈ પડ્યો છે. આમે ગઝલ જેવાં નિરાકારી પાત્રમાં બ્રહ્મસમસ્તના દશ્યમાન-અદશ્યમાન તત્ત્વો સહજ ઠલવાતા હોય છે. આવા તત્ત્વોની જ્યારે નિર્ભેળ તદ્રુપતા સધાય છે ત્યારે પરંપરાના પિંડમાં ય કૈંક એવા ઝબકાર ઉદ્ભવે છે, જેને આંજતાવેંત સ્વયં સર્જકને ઇન્દ્રીયાતીત ધ્રુતિના પરિમાણો સાંપડે છે. જેની ચેતનાના બળે, તે અનંતની પાળે બેસીને ય હોવાપણાની હદોને માપે છે. રિષભ મહેતા પણ એક એવી જ સરહદે બિરાજી સમાધિરત થઈ ધ્યાનસ્થ શબ્દના ઋષિને જગાડવાના યત્ન કરે છે.

*'કોણે તને કહ્યું'તું કલમ તું ઊપાડને,*
*ધ્યાનસ્થ શબ્દના ઋષિને તું જગાડને. (પૃ. ૮૦)*

'તિરાડ'ના અંતિમ પૃષ્ઠે અંકિત્ત આ ગઝલ ત્રીસ વર્ષની ગઝલયાત્રાના પરિપાક રૂપે તેમના અસ્ખલિત ચૈતન્યનું દૃષ્ટાંત ટાંકે છે. આજકાલ ગઝલસર્જનમાં જોવા જડતી કલમ-શબ્દની ચૈતન્યહીન સ્થૂળતાને માર્મિક રીતે પડકારે છે. અહીં પરસંવાદના નિર્દેશમાં ય ગહન આત્મસંવાદની લીલા પ્રગટે છે. 'શબ્દના ધ્યાનસ્થ ઋષિત્વનો' સંદર્ભ ન તો પરંપરા છે, ન તો આધુનિકતા છે. એ તો સનાતન-શાશ્વત સર્જનતત્ત્વની આવશ્યકતા છે.

આ સર્જક ભલેને તેમના ઉસ્તાદે 'બેફામ'ની જેમ પરંપરાના પરિવેશમાં ડોકાતા હોય, પરંતુ ગઝલની નવ્ય આબોહવાને ભરપૂરશ્વસે છે. વસ્મય-સહજની અનુભૂતિઓને શ્વાસ-પ્રાણમાં ઝીલે છે. કોઈ કાળકર્મની થપાટે ભલે ને તેઓ વેદનાના ગર્તમાં વલોવાયા હશે. પરંતુ તેમની વેદના, આક્રોશ અને ચિત્કારનો લાવા અહસાસની ગર્મીઓમાં નહીં. પણ નર્મીઓમાં શેરસ્થ થાય છે. આમ કવિની અંગત વેદના જ 'તિરાડ'નો મૂળાધાર છે. તેમ છતાં વેદનાનો વ્યાપ અંગત ન રહેતા અનંતમાં વિલિન થતાં કવિ જે મોક્ષત્વની અનુભૂતિ કરે છે તે તેમના અશ્આરમાં તપાસીયે.

*'ઊંચાણમાં નથી કે હું નીચાણમાં નથી.*
*સાચું કહું તો કોઈને પણ જાણમાં નથી.' (પૃ. ૮)*

*

*'વેરી દીધી છે જાત મેં છૂટ્ટા જ હાથથી*
*હું ત્યારથી જુઓ તો કશી તાણમાં નથી.' (પૃ. ૮)*

*

*'ના રહ્યા પ્રત્યક્ષ એ 'બેતાબ' એથી એમને,*
*બંધ આંખે ભાળવાનો યત્ન હું કરતો રહ્યો. (પૃ. ૧૧)*

*

*'હું ભીંસાઉં' ભીડમાં ઘોંઘાટની,*
*ને તે બ્રહ્માંડનો હું નાદ દઉં. (પૃ. ૧૪)*

વેદના ને વૈફલ્યના ઘોંઘાટની ભીંસ વચ્ચેય બ્રહ્મનાદને પામતો આ કવિ ક્ષણિક નરસિંહી અવસ્થામાં રાચતો ભાસે છે. નરસિંહે સાક્ષાકારની ચેતના કાજે હાથ બાળી ભક્તિનું ઐશ્વર્ય દાખવ્યું છે જ્યારે આ કવિ ઐશ્વર્યસાધનાનો ભિન્ન માર્ગ સૂચવે છે. ઐશ્વર્યની અનુભૂતિને માર્મિક રીતે પડકારે પણ

છે. છતાં એમની શ્રદ્ધા અતૂટ-અવિભાજન્ય જોવા જડે છે. ઈશ્વર સંદર્ભે જે અશ્આર પ્રગટ્યા છે તેનું વૈવિધ્ય ખરેખર માણવા જેવું છે.

*'હવે તો ખુદાને કોઈ એ સમજ દે,*
*રૂપાળી સૂરતને નકાબો ન આપે.'*

*

*'ઈશ્વર ખરે જ તુંય ખુશામત પસંદ છે,*
*ક્યાં તું પ્રસન્ન થાય કદી પ્રાર્થના વગર.' (પૃ. ૯)*

*

*'શિલ્પ શ્રદ્ધાનું પછી 'બેતાબ' ઊભર્યું,*
*આજે એક પથ્થરને ઈશ્વર સાંભર્યો, લે. (પૃ. ૨૬)*

*

*'મારી દુઆ જે સાંભળે ને દે નહીં જવાબ,*
*તો નક્કી માનજે કે એ મારો ખુદા નથી.' (પૃ. ૬૦)*

અહીં ઐશ્વર્ય સાથે કવિનો બાળસહજ અનુબંધ દૃષ્ટિગોચર થાય છે. ફરિયાદના સ્વર-સૂર મધ્યે પણ ઈશ્વરના અસ્તિત્વ બાબતે, અને ઐશ્વર્યના રહેમો-કરમ બાબતે નક્કર શ્રદ્ધાના નાદ જગાવે છે.

તો વળી દર્શન સંદર્ભે આત્મજાગૃતિનો જે ઊઘાડ તેઓ પ્રગટાવે છે. તે પણ કાબિલે-દાદ છે.

*'જોતા જ એનું રૂપ નઝર અંધ થૈ જશે,*
*બેહતર તો એ જ છે કે તું છાયાને જોઈ લે.' (પૃ. ૨૦)*

*

*જિંદગીભરનો અંધાપો હું ખુશીથી માંગતે,*
*જોઈ લે તેઓ ખુદા એકવાર જો ક્ષણભર તને. (પૃ. ૭૨)*

ઉપર્યુક્ત અશઆર ઇસ્લામના પુરાકલ્પનો ઉજાગર કરે છે. જેમાં નબી મુસા અને તૂર પર્વતના સંદર્ભો પ્રગટે છે. ખુદાના દીદારની જીદમાં મુસાના અનુયાયીઓ, ખુદાઈ નૂરના પ્રાગટ્ય સાથે જ તૂર પર્વત પર બળીને ખાક થઈ ગયા હતાં, એ તલ્લી-એ-તૂરના સંદર્ભો આ કવિએ સાર્થક વણીને, જીવનભરનો અંધાપો વેઠવાની શ્રદ્ધા દાખવી છે.

*'કહાં તક તસલ્લી દિખાતે રહોગે,*
*કહાં તક કોઈ હોશ ખોતા રહેગા'*
*(કાલિદાસ 'રઝા' ગુપ્તા)*

પુરાકલ્પનો ન માત્ર પરંપરામાં, પણ આધુનિક ગઝલનાય આધારસ્તંભ સમા નીવડ્યા છે. જેની સજાગતાના બળે આ સર્જકે એમના અનેક અશઆરમાં સાંદર્ભિક વિનિયોગ કરવાની મથામણ કરી છે. જેના સાફલ્યની પરિમિતિય ખરેખર પામવા જેવી છે.

*'હું ય છું 'બેતાબ' એક મોંહ-જો-દડો.*
*શું દટાયું મારી ભીતર જોઈ લે.' (પૃ. ૧૩)*

*

*શંકા કરી રહી છે સ્વયં જીંદગી હવે,*
*હોવું આ મારું અગ્નિપરિક્ષા બની જશે. (પૃ. ૫૩)*

*

*'વાંસળીનું સ્થાન લેશે જો સુદર્શન ચક્ર તો.*
*એક ઉજળો યુગ કાળો કાળ થઈને રહી જશે.' (પૃ. ૪૯)*

*

*'દેહની નગરમાં છે જે પાંચ જણ,*
*એ બધાં છે હસ્તિનાપુરના સ્વજન.' (પૃ. ૩૮)*

અગમ-અગોચરથી વાસ્તવદર્શન અને પુરાકલ્પનની ત્રિ-વિધ પાંખે વિહરતા આ કવિ દરમિયાનના અનેક અવકાશને પણ ખેડે છે. પ્રાપ્ય ને અપ્રાપ્ય એવા તત્ત્વ-સંવેદન ઝીલવાની અવિરત કોશિષમાં રાચે છે. જેના ફળસ્વરૂપે 'તિરાડ'નો ગઝલવૈભવ તિરાડમય ન રહેતા સત્ત્વ-તત્ત્વના અકબંધ સ્વરૂપોય પામે છે. મૂળ સ્વરકાર હોવાના નાતે શબ્દનાદનું આધિપત્ય એમને અનાયાસ સાંપડ્યું છે. જેથી શબ્દસ્વરની એકરૂપતામાં અનેક

શેરો ગૂંથાય છે. વળી મૌલિકતાના ભેખધારી પર ચમત્કૃતિજન્ય તત્ત્વો સ્વયં અવતાર પામે છે. આ કથનને સાકાર કરતા શેર જોઈએ.

*'એ રીતે પણ કોઈ વેળા રાત વીતી જાય છે,*
*ચાંદ ઉગ્યો હોય ને સૂરજમુખી દેખાય છે.' (પૃ. ૫૧)*

*

*'સતત એક શબ્દનો ચહેરો નજરમાં ઝલમલ્યો,*
*સતત એક અર્થની છાયા દીઠી ચોપાસ મેં.' (પૃ. ૨૮)*

*

*'જે તરસ આંસુ વડે છિપાવતો,*
*સૌને એ પ્યાસા ઉપર શંકા પડી.' (પૃ. ૧૮)*

*

*'ધૂળમાં મારા ચરણની છાપ મળવાની નથી,*
*ચાલ છે એવી ખબર કોઈને પડવાની નથી.' (પૃ. ૪૯)*

*

*'ન જાણે કઈ જગાએ જિંદગી મૂકી ગઈ મને*
*ન તો પ્રતિબિંબ દેખાતું, ન પડછાયો મને.' (પૃ. ૪૪)*

આમ જીવનના તાપ-પરિતાપ વચ્ચે આદરેલ તિરાડની ગઝલ-સફર પિંડ-પ્રતિબંબ-પડછાયા તથા પદ, પદચિહ્ન, ધૂળ-પગરવ વગેરેથી પર થઈ ક્યાંક અગમ્ય સ્થળે વિહાર કરવાના સંકેતો પમાડે છે. તેમ છતાં સર્જક મનુષ્ય હોવાના નાતે ઇન્દ્રીય વૈફલ્યના અહસાસને તેમના અનેકાનેક શેરમાં દોહરાવે છે સદભાગ્યે ગઝલને ઉપકારક એવા સંવેદનો કલ્પન-પ્રતીકની યથાર્થતામાં આ કવિ મઢી શક્યા છે તેનો અદ્‌ભુત ચિતાર પ્રશ્ન અજંપ વચ્ચેય મઢી ભાવકને વૈફલ્યના પંથે પણ અગમના અણસાર પમાડે છે.

*'કોણ છે જે આંખને નીંદર તો દે સૂવા ન દે,*
*રોજ સૂરજ લઈને આવે તે છતાં ઉષા ન દે.' (પૃ. ૨)*

*

*એક બાજુ આંખ કે જેને જગત નાનું પડે.*
*એક બાજુ આંખનો અહસાસ જે જોવા ન દે. (પૃ. ૨)*

તેમ છતાં, ગઝલમાં સાધનોના લોપની મથામણો, સાયાસ ગતિના પરિબળો ક્યાંક-ક્યાંક છંદદોષ નિર્મે છે. તો ક્યારેક વૈવિધ્યની મથામણો એકના એક પ્રતીક-સંવેદનની પુનરૂક્તિઓ નિર્મી ગઝલ શૈથિલ્યને વરે છે. આટલી ત્રુટિઓ બાદ કરતા 'તિરાડ' તેની આત્મસમૃદ્ધિથી જીવન સમસ્તની કેટલીયે તિરાડો સાંધે છે.

જેમ ડૉ. ઇકબાલ એક ઉર્દૂ શેરમાં ફરમાવે છે

*'ગુઝર જા અકલ સે આગે કિ યે નૂર,*
*ચરાગે-રાહ હૈ મંઝિલ નહીં હૈ.'*

(અર્થાત્ - એ રાહી, તું તારી બુદ્ધિથી પર થઈ જા. કારણ કે જે પ્રકાશ તને જોવાય છે તે પંથનો દીપક માત્ર છે. મંઝિલ નથી.)

તેમ આ કવિ પણ, બુદ્ધિજન્ય અજવાસમાં અટવાતા ગઝલ-સાધકોને એમના બે માર્મિક શેરથી ચેતવે છે.

*'એક કુંડાળામાંથી નીકળાયું નહીં,*
*મેં હદો તો ખૂબ વિસ્તારી હતી.' (પૃ. ૨૯)*

*

*'લખચોર્યાસીની પાછી જાતરા,*
*પંથ પહેલેથી જ ચૂકી ગઈ જિંદગી.' (પૃ. ૭૯)*

ગઝલમાત્રના કુંડાળામાં લખચોરાશી ફેરાનું પરિભ્રમણ કરતા સાધકોમાં જવલ્લે જ કોક બડભાગી સાધક ઇલહામ (દૈવી શક્તિ)ને વરી મોક્ષ પામે છે. 'તિરાડ'ના આ સર્જકને એ મોક્ષની લીલા ક્યારે સાંપડશે એ કહેવું અઘરું છે છતાં એ તરફની ગતિના કેટલાક પ્રમાણો આ ગઝલસંગ્રહમાં અવશ્ય દૃષ્ટિગોચર થાય છે. □

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | | |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | | |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

કવિલોક ટ્રસ્ટ

C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

ફોન: ૨૨૧૪૩૭૪૫

## જિંદગી જીવી ગયો

ઊતર્યા શણગાર માફક જિંદગી જીવી ગયો,
હું તૂટેલા તાર માફક જિંદગી જીવી ગયો.

જેમ ઢાળ્યો છે મને એમ જ ઢળ્યો છું હું સદા,
પાણીના આકાર માફક જિંદગી જીવી ગયો.

ફૂંક મારીને તમે ઝાઝું ટકાવી ના શકો,
બૂઝતા અંગાર માફક જિંદગી જીવી ગયો.

જે અહીં આવ્યા નિસાસા નાખતા પાછા ગયા,
હું ભીડેલા દ્વાર માફક જિંદગી જીવી ગયો.

શબ્દમાં તો વ્યક્ત ક્યાંથી થઈ શકે મારી વ્યથા?
ચીસ કે ચિત્કાર માફક જિંદગી જીવી ગયો.

('પીછાનું ઘર'માંથી) -ઉર્વીશ વસાવડા

---

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

## ઑહવાયો

કાવ્યે હતો સહજ લીન અને સફાળો
દ્વારે સર્યો ખત શિશુ સમ સાદ પાડે.
તેડી રટે 'સમય લૈ ઝટ આવ..' આંખો
ને ભીતરે હલમલે ઘર-ગામ પાંખાં.

ટૌકા કરે હિરત સીમ સદા સુહાગી
વ્હેતી નદી વમળમાં શમણાં રમાડે
ચીલા વળી ચગળતા વિસરેલ વાતો
ત્યાં 'થૈ સવાર?' કરતી ઝબ રાત જાગે.

આ સીમ કેમ લથડી સસલી જણાતી?
ને કાં નદી નયનમાં પટકે રજોટી?
સુક્કા નળો હૃદયને ડસતા હટ્યા ત્યાં
શય્યા પરે કણસતી ઘરમાં મળી મા.

દીવા-સમે હરખતાં ઘર-ગામ પૂછે:
'આયો ભલો! પણ ભિયા, ચમ ઑહવાયો?'

('શબ્દમુદ્રિકા'માંથી) -હસમુખ પાઠક






Super

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ
ગ્રીષ્મ
વિ.સં.૨૦૬૧




# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી
**ધીરુ પરીખ**

મે-જૂન ૨૦૦૫
વર્ષ ૪૮ : અંક : ૩
સળંગ અંક : ૨૮૫



કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ વિ.સં. ૨૦૬૧ : વર્ષ ૪૮ : અંક ૩ સળંગ અંક ૨૮૫




તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

# કવિલોક

॥ . वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાકટ્ય મુજ અન્તરે.






## કવિતા અને લોકપ્રિયતા

આદિ માનવ પણ પોતાની રીતે પોતાના વિચારો, પોતાની લાગણીઓને કલારૂપ આપતો હતો. ગુફાચિત્રો કે પ્રાગૈતિહાસિક કલાકારીગરીની ચીજો આજે આપણી પાસે એના દસ્તાવેજી પુરાવા રૂપે છે. ચિત્રાલેખન અને સુરાવલિની કલા પછી, કાલક્રમે ઘણી મોડી, શબ્દની કલા અસ્તિત્વમાં આવી છે. તેમાંય પદ્ય ધીમે ધીમે વિકસતું ગયું હતું. જીવનાં વિવિધ ક્ષેત્રોની માહિતીને કંઠસ્થ કરવામાં પદ્યનું માધ્યમ અનિવાર્ય અને અમૂલ્ય સાબિત થયું.

પ્રાચીન અને મધ્યકાલીન યુગમાં આ પદ્ય સાહિત્યિક અભિવ્યક્તિનું પણ માધ્યમ બન્યું હતું. ત્યારે તેમાં લોકાભિમુખતા હોય તે સ્વાભાવિક હતું. વળી, તે તે કાળે તેના રચયિતાનું દર્શનવિશ્વ તેમજ કલ્પનોડ્ડયન તેમાં ભળતું ગયું અને વિશ્વને વેદોપનિષદોની મંત્ર્યાત્મક કવિતા પ્રાપ્ત થઈ. મધ્યકાલમાં વળી અંધકારયુગ આવતાં અનેક કળાઓ પાછી પડી. પરંતુ તેમાંથી જાગ્રતિનું પ્હો ફાટતાં ફરી પાછી સર્જકતા સક્રિય બની. પરન્તુ તે કાળે આમજનતાંના મનોરંજન અને કંઈક અંશે ઉપદેશ માટે પદ્યનો વિનિયોગ થવા કાળે આમજનતાના મનોરંજન અને કંઈક અંશે ઉપદેશ માટે પદ્યનો વિનિયોગ થવા લાગ્યો. આથી ત્યારની પરિસ્થિતિમાં પદ્ય = કવિતા એવું એક અનિવાર્ય સમીકરણ મંડાયું અને કવિતા તે લોકાભિમુખ હોય તેવું આધારબીજ રોપાયું. આમ, કવિતા અને લોકપ્રિયતાનો નાતો બંધાયો.

કવિતા અને લોકપ્રિયતાના આ સંબંધનો એક આત્યંતિક છેડો એવો આવ્યો કે કવિતા માત્ર લોકપ્રિય હોવી જોઈએ. અર્થાત્ કહો કે લોકપ્રિય ન હોય તે કવિતા નહીં આવી એવી ધારણા પ્રચલિત બની. આવી

વિચારધારાનું એક અરોચક પરિણામ એ આવ્યું કે કવિતા-તત્ત્વને ભોગે પણ લોકોને કેન્દ્રમાં રાખીને કાવ્યરચનાઓનું નિર્માણ થવા લાગ્યું. આ છે કવિતાની પતનાભિમુખ ગતિ. પરંતુ કવિતા-તત્ત્વની જિકર કરતાં લોકેષણાની જિકરના સર્જનધખારાએ સર્જકને કલાભિમુખ કરવાને બદલે કલાવિમુખ કર્યો. સસ્તી લોકપ્રિયતાના લોભમાં કવિ માત્ર પરવાળા કે શંખલાં-છીપલાંની જેમ ઊછળવા લાગ્યો. પોતાની સર્જકતાનું કૌવતમૌક્તિક જાણે ક્યાંય ફેંકાઈ ગયું! રોમૅન્ટિકતામાંથી અતિરોમૅન્ટિકતામાં સરતો સરતો સર્જક છેક કૃતક રોમૅન્ટિકતામાં ભરાઈ પડ્યો. પરિણામ એ આવ્યું કે કવિતા ગરવી ઊંચાઈ કે ઊંડાઈને તાકવાને બદલે વરવી સપાટી પર છબછબિયાં કરવા લાગી. આ બધું બન્યું પેલી લોકપ્રિયતાની લપસણી પર લપસવાથી.

તો હવે પ્રશ્ન એ થાય કે શું કવિતાએ લોકપ્રિય ન થવું? જવાબ સાવધાનીપૂર્વક શોધવા જેવો છે. આ 'લોકપ્રિય' એટલે શું? આ સામાસિક શબ્દમાંનું પૂર્વપદ 'લોક' તે કોના માટે છે? જ્યારે આ 'લોક' પદ આમલોકના પર્યાય તરીકે વપરાય ત્યારે તે વાંધા અને વિવાદજનક બને છે. શબ્દકલામાં કવિતાની કલા સૌથી શ્રેષ્ઠ અને સૂક્ષ્મ છે. આવી શ્રેષ્ઠ અને સૂક્ષ્મ કલાનો ભાવકવર્ગ સદાસર્વદા વિશ્વસમાજમાં લઘુમતીમાં રહ્યો છે: કલાપીએ સંભવતઃ આ જ અર્થમાં સમ્યક્ કથન કર્યું છે કે-

*'કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહીં.'*

વ્યાપક અર્થમાં કલામાત્રનો ભોક્તાવર્ગ અલ્પસંખ્યક રહ્યો છે. એમાંય જ્યારે કવિતાકલાની વાત આવે ત્યારે તો તે અતિઅલ્પસંખ્યક હોય તે સ્વાભાવિક છે. આથી કવિતાના ભાવન માટે જ્યારે 'લોક' પદનો પ્રયોગ કરીએ ત્યારે, જેમ અધ્યાત્મમાર્ગમાં 'અધિકારી' વિશેષણપદનો ઉપયોગ કરાય છે તેમ, 'લોક'ની પૂર્વે 'અધિકારી' એ વિશેષણ પદ ગૃહીત છે. આમ, અધિકારી ભાવક તે કવિતાના ભાવકલોકનો એક સભ્ય બને છે. અને કવિતાની કલાને જાણનારો-માણનારો આવો ભાવકવર્ગ અલ્પસંખ્યક હોય તે સ્વાભાવિક છે. આવા અધિકારી ભાવકોને જે રીઝવી શકે છે તે જ કવિતાકલાની કસોટીએ ખરી ઊતરે છે. અને આવી ખરી કસાયેલી તથા કવિતાતત્ત્વથી રસાયેલી કાવ્યકૃતિ 'આમલોકપ્રિય' કેવી રીતે બની શકે? આમ ન બનવાનું કારણ એ છે કે આમજનતાની રુચિ વ્યાપક અર્થમાં સર્વસાધારણ હોય છે, વિશેષ નહિ. કોઈ પણ કલાના ઊંડાણમાં આમલોકરુચિ પહોંચી ના શકે. નરી વિશદતા જ એને સ્પર્શી શકે. નરી કે નકરી વિશદતા ઊંચી કવિતાકલા સિદ્ધ ના પણ કરી શકે. આથી જે સર્જકને સાચી અને ઊંચી કવિતાકલા સિદ્ધ કરવી હોય તેને આમલોકરુચિની તમા કરવી પાલવે નહીં.

બળવન્તરાય ઠાકોરે તો એક સૉનેટમાં લોકપ્રિયતાને ખુલ્લું બારણું બતાવી દીધું છે! જેમ જેમ મનુષ્યની કલાભિરુચિનો વિકાસ થતો જશે તેમ તેમ ભાવકવર્ગ પણ વિકસતો જશે. આથી સર્જક કવિએ આમલોકની દયા ખાઈને કવિતા કલાના ધોરણો નીચે ઉતારવાનાં નથી. કબીરે કથ્યું છે કે-

*'પાની પિલાવત ક્યા ફિરો ઘર ઘર સાયરરાજ,*
*તૃષાવંત જો હોયગા આયેગા ઝખ માર.'*

આમ, કવિએ ઉત્તમ કવિતાના અવતરણની ચિંતા કરવાની હોય છે, નહીં કે સામાન્ય એવા લોકાભિવાદનની. હા, સમાજ એના ઉત્તમ સર્જક કવિનું સન્માન કરે તે વાત જુદી છે. આવા ઉત્તમ સર્જક કવિના સન્માન દ્વારા જ ઉત્તમ કવિતાનું સન્માન થતું હોય છે. આને જો રૂઢ અર્થમાં લોકપ્રિયતા ગણવી હોય તો ભલે ગણો, પરન્તુ કવિએ લોકચાહના માટે કવિતાના ઉચ્ચ શિખરેથી પડતું મૂકવું જોઈએ નહિ. લોકપ્રિયતાનો અહીં એટલો જ અર્થ ઘટાવવો જોઈએ કે જે થોડાં લોકો ઉચ્ચ અભિરુચિથી ઉત્તમોત્તમ કવિતાને માણી શકે છે તે વર્ગમાંની કવિની ચાહના તે જ તેની 'લોકપ્રિયતા' છે, તે જ તેની 'લોકમાન્યતા' છે.

આ રીતે જોવા જતાં કવિતા અને લોકપ્રિયતાને બાપે માર્યા વેર છે એવું તારણ કાઢવાને બદલે કવિતાનો જે ઉત્તમ ભાવકવર્ગ છે તેમની ચાહના રળવી તે જ સર્જક કવિને માટે સાચી 'લોકપ્રિયતા' છે એવા તારણ પર આવવું ઉચિત છે. ક્યારેક એવું પણ બને કે કવિતાનો ચોક્કસ ભાવકવર્ગ જે કોઈ સર્જક કવિને બિરદાવતો હોય તેમાં આમવર્ગ પણ જોડાઈ જાય! આવી ઘટનાઓ દુર્લભ નથી. પરન્તુ આવી ઘટનાઓથી સર્જક કવિએ છેતરાવું નહીં તે દુર્લભ છે. ઘણુંખરું આમજનતાની તાળીઓના ગડગડાટમાં બહેરો બનેલો સર્જકકર્ણ અવદશા તરફ ગતિ કરી બેસે છે. આથી ઘણી વાર એવું બને છે કે સર્જનના પૂર્વાર્ધમાં ઉત્તમ રચનાઓ આપનાર કવિ 'લોકપ્રિયતા'ની મોહજાળમાં ફસાઈને આડે રસ્તે ફંટાઈ જાય છે. આવું બને ત્યારે બેવડી દુર્ઘટના સર્જાય છે : એક, ઉત્તમ કવનરાશિને હાનિ પહોંચે છે અને બે, સર્જકની સર્જકતા પાછી પડે છે.

આથી કવિતા સાથે જ્યારે 'લોકપ્રિયતા'ને જોડવામાં આવે છે ત્યારે તે 'લોકપ્રિયતા'ની અર્થચ્છાયા 'આમલોકપ્રિયતા' નહીં પણ 'વિશિષ્ટલોકપ્રિયતા'માં ઢળવી જોઈએ. સાવધ સર્જક કવિ વ્યાપક અર્થની 'લોકપ્રિયતા'થી બચીને ચાલતો હોય છે; અને એમાં જ સર્જક તથા ઉત્તમ કવિસર્જન બન્નેનો જયવારો છે.

જૂન ૯, ૨૦૦૫ — ધીરુ પરીખ

કોલોનિયા, ન્યૂ જર્સિ
અમેરિકા

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૦. દેવો રણે ચડે છે

ચાં ચાળા બતેલાઓ પાસે અકીઅનો પેલ્યુઝપુત્રની પડખે યુદ્ધ માટે ગોઠવાયા અને, સામે પક્ષે, મેદાનના ઊંચેરા ભાગમાં ટ્રોજનોની હરોળો ખડી રહી. એ જ સમયે, ઓલિમ્પસ પહાડ પર ઝ્યૂસે દેવસભા બોલાવવા માટેની આજ્ઞા થેમિસને આપી, એ ચોમેર ઘૂમી વળી અને સૌ દેવોને ઝ્યૂસને મહેલે એકઠા કર્યા. સમુદ્રદેવને બાદ કરતાં કોઈ પણ સરિતાદેવતા દૂર ન રહી તેમ જ, પ્રસન્ન વનોમાં સરિતાસ્રોતોમાં અને ઘાસનાં મેદાનોમાં વિહાર કરતી કોઈ પણ પરી આવ્યા વિના ન રહી. એ સૌ વાદળસ્વામીને ગૃહે આવ્યાં અને મકાન સ્થપતિ હેફીસ્ટસે બાંધેલી આરસની વિશાળ પરસાળમાં ગોઠવાયાં.

મહેલમાં બધા દેવો આવી ગયા પછી ધરતીપૂજક પોઝેઈડોને (દેવીના આમંત્રણને અવગણ્યા વિના સાગરમાંથી બહાર આવી બધા દેવોની વચ્ચે એણે સ્થાન લીધું હતું તેણે) સભા બોલાવવા પાછળનો ઝ્યૂસનો હેતુ શો છે તે જાણવા માંગ્યું. 'વીજ ઝબકારના દેવ', એણે કહ્યું, 'શા માટે તમે દેવોને ભેગા કર્યા છે? આ ઘડીએ ફરી વાર ટ્રોજનો અને અકીઅનો બાથ ભીડી રહ્યા છે તેની તમારે ચિંતા છે.'

'ભૂકંપના દેવ,' વાદળોના અધિપતિ ઝ્યૂસે જવાબ આપ્યો, 'મારું મન તમે બરાબર વાંચ્યું છે અને આ સભા મેં શા માટે બોલાવી છે તે તમે જાણો છો. મને એમની ચિંતા છે જ, એમના વિનાશમાં પણ આમ છતાં હું અહીં જ રહેવા અને, કોઈ ઓલિમ્પિયન ખીણમાં બેસીને દૃશ્ય માણવા વિચારું છું. ટ્રોજનો અને અકીઅનોને પક્ષે જોડાવાની અને,' તમારી સહાનુભૂતિ અનુસાર, તમને ગમતા પક્ષને સહાય કરવાની છૂટ હું તમને સૌને આપું છું. કારણ, આડખીલી વિના અકિલીઝને ટ્રોજનો સામે લડવા દીધો તો, એમનું લડાયક ખમીર એક ક્ષણ પણ નહીં ટકી શકે. પહેલાં પણ એને જોઈને ટ્રોજનો ફફડતા અને નાસી જતા; અને હવે પોતાનો મિત્ર ગુમાવ્યાથી એ ખારો ઝેર થઈ ગયો છે ત્યારે મને ડર છે કે, ભાગ્યને હાથતાળી આપીને એ ટ્રોયનો ગઢ ભાંગે.

ક્રોમોસસુતના આ બોલોએ યુદ્ધના શ્વાનોને છૂટા મૂકી દીધા. રણક્ષેત્ર પરની બે વિરોધી છાવણીઓમાં જોડાવા માટે અમરો નીસરી પડ્યા. હીરી અને પેલાસ એથિની અકીકન કાફલા તરફ ગઈ. પૃથ્વીની કટિમેખલા સમો પોઝેઈડોન અને શુભનો આણનાર હર્મિસ પણ એ પક્ષે ગયા; એ લંગડાતો હતો છતાં એના પાતળા પગે એ વેગથી ચાલતો હતો અને અસાધારણ બળ ધરાવતો હતો. ટ્રોજન પક્ષે ગયાં, ઝગમગતા શિરત્રાણવાળો એરિઝ, ઊડતા કેશવાળો ફીબસ, ધનુર્ધારી દેવ આર્ટેમિસ, લીરો, નદ ઝેન્થસ અને હાસ્યપ્રેમી એફ્રોડાઈટી.

માનવો વચ્ચે દેવો ઊતરી આવ્યા ત્યાં સુધી અકીઅનો આગળને આગળ ધપતા હતા. મોરચે લાંબો વખત ગેરહાજર રહ્યા પછી અકિલીઝે ફરી

દેખા દીધી હતી તેથી ટ્રોજનોના ગુડા ગળી ગયા હતા અને, પેલ્યુઝના વાયુવેગી પુત્રને જોઈને ભયથી એ ભાગતા હતા, પોતાનાં તેજોમય અસ્ત્રશસ્ત્રોમાં અકિલીઝ યુદ્ધદેવ જેવો લાગતો હતો. પરંતુ ઓલિમ્પિયનો રણમેદાનમાં આવતાં રંગ બદલાયો અને, મહાન લડાઈખોર સંઘર્ષ દેવે દોર પોતાને હાથ લીધો. ગઢની સામેની ખાઈમાંથી એથિનીએ યુદ્ધગર્જના કરી અને એના પડઘા સાગરતટેથી ઊઠ્યા તે છતાં, સામે પક્ષેથી એરિઝે જવાબ વાળ્યો : અચિંતી તૂટી પડતી કાળી વાઝડીની માફક એ તૂટી પડ્યો હતો અને એક પળે એ ગઢની રાંગ પરથી, બીજી પળે સિયોઇસ સરિતાના કાંઠા પરથી, કેલિકોલોનની પરથી હડિયાપટ્ટી કરતાં ટ્રોજનોને ઉશ્કેરી રહ્યો હતો.

આમ, એ પવિત્ર દેવોએ બેઉ પક્ષોને એકબીજાનાં ગળાં કાપવાને કામે લગાડ્યા અને તેની સાથે પોતાનામાં બે દુઃખદાયક તડાં પાડ્યાં. ઉપર સ્વર્ગેથી ધમકાવતી ગર્જના દેવમાનવોના નાતે કરી અને અહીં ધરણી ઉપર પોઝેઇડોને ધરતીને અને પહાડોને ધ્રુજાવ્યાં. અનેક ઝરણોવાળા ઇડા પહાડની દરેક ટુક અને દરેક ખીણ કંપી ઊઠી. ટ્રોય નગરી અને અકીઅન બતેલાઓ કંપ્યા. અને પાતાળ હેડીઝમાં મૃત્યુના દેવ ગભરાઈ ગયા અને પોતાના સિંહાસન પરથી ત્રાડ સાથે કૂદી પડ્યા. અને ભય લાગ્યો કે પોઝેઇડોન અને એના ભૂકંપો એના પોતાના શિર ઉપરની ભૂમિને ખુલ્લી કરી નાખે અને જેનાથી દેવો પણ ડરે છે તે ત્રાસખંડો મર્ત્ય અને અમર્ત્ય આંખો સમક્ષ ઉઘાડા કરી મૂકે.

દેવોએ યુદ્ધ આરંભ્યું ત્યારે એવું ઘમસાણ મચી ગયું હતું. પોઝેઇડોન દેવની મન્યૂએ પોતાના પાંખળાં શરો સાથે ફીબસ અપોલો આવે અને, તેજ ઝરકતાં મંત્રોવાળી એથિની સાથે એરિઝ આવે એમાં પછી નવાઈ નથી. પોતાના કૃતક જેષ્ટિકા સાથે બાણાવળી અને મૃગયાની દેવી, અપોલોભગિની આર્ટેમિસ હીરીની સામે ખડી થઈ ગઈ, લીટોની સામે પ્રારબ્ધનો દેવ અજેય હર્મિસ આવી ઊભો અને દેવો જેને ઝેન્થસ કહે છે અને માનવો સ્કેચેણ્ડર નામે ઓળખે છે તે વમળવાળો મહાનદ હેફીસ્ટસનો સામનો કરતો ઊભો.

આમ, દેવની સામે દેવ યુદ્ધો ચડ્યા. પ્રાયમપુત્ર હેક્ટરની ભેટ સિવાય બીજું કશું અકિલીઝ વાઝૂછતો ન હતો. જિદ્દી યુદ્ધદેવીની તરસ હેક્ટરના લોહીથી છિપાવવા એ માગતો હતો. પરંતુ સેનાને દોરનાર અપોલો તરત જ આડા પડ્યા અને એ દેવે, ઈનિયાઝમાં હામ પૂરીને એને પેલ્યુઝના પુત્ર સાથે ધક્કેલ્યો, પ્રાયમના એક પુત્ર લાઇકેઓનના વેશમાં જાતને છુપાવીને અને એના જેવા જ સ્વરમાં અપોલોએ ઈનિયાઝને કીધું, 'ટ્રોજનોના સલાહકાર ઈનિયાઝ, તારી બડાશભરી ધમકીઓ ક્યાં ગઈ? સુરાની કટોરીઓ પીતાં તેં ટ્રોજન રાજકુમારોને નહોતું કહ્યું કે તું એકલો પેલ્યુઝના પુત્ર અકિલીઝને ભરી પીશે?'

'લાઇકેઓન,' ઈનિયાઝે ઊત્તર વાળ્યો, 'પેલ્યુઝના મિજાજી પુત્ર સાથે લડવા માટે તું મને શા માટે ધકેલી રહ્યો છો? એના વિચારની પણ મને નફરત છે. કારણ, ચપળ અકિલીઝ મારી સામે પહેલી વાર જ આવતો નથી. અગાઉ એક વાર એણે આપણાં ઢોર વાળી લીધાં હતાં અને, લાઇનેસસ તથા પેડેસમને ઘમરોળ્યાં હતાં ત્યારે, પોતાના ભાલા સાથે એણે મારો પીછો પકડ્યો હતો. એ વેળા મારા પગમાં બળ પૂરીને ઝ્યૂસે મારું રક્ષણ કર્યું હતું નહીં તો, અકિલીઝ અને એથિનીને હાથે હું મરાયો હોત.

કારણ, એથિની એની આગળ ગઈ અને એને માટે બધું સલામત બનાવી એને ભાલે, લેલેઝીઝ અને ટ્રોજનોનું કાસળ કાઢવા એથિનીએ એને ઉશ્કેર્યો હતો. એ જોઈ મને લાગે છે કે, કોઈ માનવી માટે અકિલીઝ સાથે યુદ્ધ કરવું અશક્ય છે. એની જાતની રક્ષા માટે એની સાથે હંમેશાં એક દેવ હોય છે. અને તે ઉપરાંત અટક્યા વગર સીધું ઊડી માણસના માંસમાં પેઠા વગર શોભતું નથી. તેમ છતાં, દેવો અમારી વચ્ચે પ્રામાણિક લડત જોવાનું નક્કી કરતા હોય તો, પોતાની જાતને કાંસાની બનેલી એ માનતો હોવા છતાં એનો વિજય આસાન નહીં થાય.'

ઝ્યૂસ પુત્ર અપોલો દેવ વદ્યા, 'નામદાર, અમર દેવોનું આવાહન તમે પોતે શા માટે નથી કરતા? ઝ્યૂસની દુહિતા એફ્રોડાઇટીના પુત્ર તરીકે તમે ખ્યાત નથી શું? અકિલીઝની માતા તો, ઝ્યૂસની તુલનાએ સમુદ્રના વૃદ્ધ માનવની પુત્રી નથી શું? તો સીધા એની પર હલ્લો કરો, કઠણ કાંસા વડે! અને એની ધમકીઓ કે એનાં અપમાનો મનમાં આણશો ના.'

આટલું બોલીને અપોલોએ કુંવર ઈનિયાઝના હૈયામાં હામ પૂરી, ઝગારા મારતાં શસ્ત્રો અને બખ્તર ધારતો એ હવે મોરચાની આગળ આવ્યો. પણ શ્વેતહસ્ત હીરી આનાથી અજાણ ન હતી. માણસોના ઝમેલામાંથી એડકાઇઝીઝનાં પુત્રને પેલ્યુઝ પુત્ર ઉપર હલ્લો કરવા ધપતો એણે જોયો ત્યારે, પોતાનાં મિત્રોને એણે પોતાની પાસે બોલાવ્યાં અને કહ્યું : 'પોઝેઇડોન અને એથિની, આ બાબત સંભાળવાનું હું તમને સોંપું છું. પોતાનાં ઝળકતાં શસ્ત્રો સાથે અને ફીબસ અપોલોના પીઠબળ સાથે, અકિલીઝ પર હુમલો કરવા ઈનિયાઝ આવે છે. આવો, આપણે એને તરત જ પાછો વળાવી દઈએ. અથવા, આપણા વિરોધીઓને પગલે ચાલી આપણામાંથી એક અકિલીઝની પડખે ઊભીએ અને એની શક્તિમાં વૃદ્ધિ કરીએ. એને ઢીલો થવા જ ન દેવો. અમરોમાંના ઉત્તમ એને ચાહે છે અને, પરાભવથી અત્યાર સુધી ટ્રોયને બચાવનારની કશી ગણતરી નથી એમ, એને લાગવું જોઈએ. ઓલિમ્પસથી આ સંગ્રામમાં જોડાવા આપણે એ માટે આવ્યાં છીએ કે, ટ્રોજનોને હાથે આજે અકિલીઝનો વાળ વાંકો ન થવો જોઈએ. જો કે માના ઉદરમાંથી એ બહાર નીકળ્યો ત્યારે, જીવનના પ્રથમ તંતુ સાથે વિધાતાએ એને માટે જે વણ્યું હોય તે એણે ભોગવવું જ રહ્યું. પણ આ સ્વર્ગસંદેશ એને કહેવામાં નહીં આવે તો કોઈ દેવને પોતાની સામે જોઈને એ ગભરાઈ જવાનો. ખુલ્લંખુલ્લા દેવો સામે આવે ત્યારે, એમની સાથે કામ પાડવું મનુષ્ય માટે કપરું છે.

પણ ધરતીધ્રૂજક પોઝેઇડોને એને વારી : 'હીરી,' એ બોલ્યો, 'તારી જાત તારે વશમાં રાખવી જોઈએ અને આમ ભયંકર રીતે આક્રમક બનવું જોઈએ નહીં. મારા પૂરતી વાત કરું તો, દેવોને એકબીજાનાં ગળાં કાપતા જોવા હું આતુર નથી અને, હું સૂચન કરું છું કે, આપણે વચ્ચેથી ખસી જઈ, કોઈ સગવડવાળે સ્થાને બેસી મનુષ્યોને લડતા જોવા જોઈએ. અલબત્ત, એરીઝ કે અપોલો યુદ્ધ માંડે અને અકિલીઝ પર હાથ ઉગામી એને યુદ્ધથી અળગો કરી મૂકે તો, આપણે તરત જ અંદર સંડોવાના. પણ, મને લાગે છે કે, એ લાંબું નહીં ચાલે. આપણાથી પરાભૂત થઈને આપણા શત્રુઓને યુદ્ધ અટકાવીને, ઓલિમ્પસવાસી બીજા દેવો સમક્ષ જવું પડશે.'

વધુ કશું કહ્યા વિના, સેબલ પ્રાણીના જેવા વાળવાળા દેવ પોતાના સાથીઓને, વીર હેરાક્લિસ માટે ટ્રોજનોએ અને એથિનીએ બનાવેલા ઊંચા

ઢોરા પર લઈ ગયાં, રાક્ષસી દરિયાઈ પ્રાણીના હલ્લાથી હેરાક્લિસને બચાવવા માટે એ ઢોરો કરવામાં આવ્યો હતો. પોઝેઇડોન અને અન્ય દેવો ત્યાં બેઠાં અને એમણે પોતાની ફરતું ગાઢ ધુમ્મસ રચી દીધું. એમના દિવ્ય વિરોધીઓ પણ કેલિકોલોનીની ધાર પર, ફીબસ અને નગરો ધમરોળનાર એરિઝ ફરતે બેસી ગયાં. આમ, બંને પક્ષો પોતપોતાની છાવણીઓમાં બેસી વિચાર વિમર્શ કરવા લાગ્યા. યુદ્ધની ભીષણતામાં ઝંપલાવવામાંથી દરેક દેવ આમ આઘો રહ્યો અને, પોતાને ઉચ્ચાસનેથી ઝ્યૂસ હજી અંકુશ રાખતા રહ્યા.

હવે, માનવ યોદ્ધાઓથી અને, પાછળ અને અશ્વદળના કાંસાના ચમકાટથી રણક્ષેત્ર ભરાઈ ગયું. બંને પક્ષો એકમેક સાથે ધસ્યા ત્યારે એમની નીચેની ધરા ધણધણી ઊઠી. ને હાવાં, વચ્ચેના ખૂલ્લા પટમાં, એમના બે મહારથીઓ, એડકાઇનિઝસુત ઇનિયાઝ અને દેવસમો અકિલીઝ; દ્વન્દ્વયુદ્ધ કરવાના હેતુથી એકમેકની નિકટ આવ્યા. ઉઘાડા અનાદરના ભાવ સાથે પહેલો ઇનિયાઝ આવ્યો. એનું મોટું શિરત્રાણ એને શિરે ઝૂલી રહ્યું હતું, પોતાની શૂરી ઢાલને એણે આગળ ધરી હતી અને પોતાનું ભાલું એ ફરકાવતો હતો: સામે પક્ષેથી એનો સામનો કરવાને પેલ્યુઝ પુત્ર કૂદ્યો. ગામ આખાના લોકો રંજાડનાર સિંહને મારવાને એની ઉપર ધસે તેના જેવો એ લાગતો હતો. પહેલાં એ સિંહ પોતાને પંથે ચાલ્યો જતો હોય અને પેલા લોકો પ્રત્યે તિરસ્કાર દાખવતો હોય, પરંતુ એક હિમ્મતકઢા જુવાને એને ભાલું માર્યું હોય ત્યારે, એ ઘુરકાટ કરી, મોઢામાં ફીણ લાવી, પોતાની પાંસળીઓ અને પોતાનાં પડખાંઓ ઉપર પોતાની પૂંછડીના પ્રહારો કરી ક્રોધ જાગ્રત કરે અને પછી આંખોમાં આગ સાથે 'મરું કાં મારું' ના ભાવ સાથે હલ્લો કરે; ઇનિયાઝ પર હલ્લો કરવા માટે અકિલીઝને એના ક્રોધે અને અભિમાને આમ પ્રેર્યો. એ બંને એકબીજાની નિકટ આવ્યા ત્યારે મહાન દોડવીર અકિલીઝે બોલવાનો પ્રારંભ કર્યો. ઇનિયાઝ, એણે કહ્યું, તારા સૈનિકોથી છૂટા પડીને મારો સામનો કરવા આવવાની પ્રેરણા તને શાને લઈને થઈ છે? પ્રાયમનાં પગરખાંમાં પગ ઘાલી તું શું ઘોડાં કેળવતાં ટ્રોજનોનો રાજા થવા ચાહે છે ? તું મને મારશે તેથી કંઈ પ્રાયમ તારી તરફેણમાં ગાદી-ત્યાગ નહીં કરે. એને પોતાના પુત્રો છે, એની તબિયત સારી છે, ને એ અધગાંડો પણ નથી. તો શું મને હણવામાં તને ફતેહ મળે તો, ટ્રોજનો તને દ્રાક્ષમંડપોથી ભરપૂર અને ખૂબ અનાજનાં ખેતરોવાળી જમીન આપવાના છે? ભલે, પણ મને લાગે છે કે એ કાર્ય તને મુશ્કેલ જણાશે. મારા ભાલાના ભયથી તું એક વાર નાઠો હતો તે મને યાદ આવે છે. ઇડાના ઢોળાવો પર તને એકલાને આંબી, તારાં ઢોરથી તને વિખૂટો પાડી તને ગબડાવ્યો હતો એ તું ભૂલી ગયો શું? પાછું વાળીને જોયા વગર જ તું નાઠો હતો એટલે, મારા હાથમાંથી છટકી ગયો હતો. તેં લાઇર્નેસસમાં આશરો લીધો હતો તો એથિની અને ઝ્યૂસની સહાયથી મેં એ ભાંગ્યું અને, મેં પકડેલી સ્ત્રીઓને બાંદીઓ તરીકે ઉઠાવી ગયો ત્યારે, ઝ્યૂસ અને બીજા દેવોની કૃપાથી તું છટકી ગયો હતો. પણ આ વેળા તું ભલે મૂર્ખામીથી આશા રાખતો હો પણ એ તને બચાવે તેમ મને લાગતું નથી. તું હજીયે પાછો ભેગો થઈ જા અને મારી સામે ખ તો તું તકલીફમાં આવી પડીશ.

થવું તે મૂર્ખામી છે!

'નામદાર અકિલીઝ', ઈનિયાઝે જવાબ આપ્યો : 'હું નાનો બાળ હોઉં એમ માની તમારાં વેણથી તમે મને ડરાવી મારશો એમ તમે નહીં ધારતા. કારણ, અપમાન અને ગાળોથી જ વાત કરવી હોય તો મને પણ તમને ચોપડાવતાં આવડે છે. આપણે બંને એકબીજાનાં કુળને જાણીએ છીએ. એકબીજાનાં માબાપને જાણીએ છીએ, કારણ, ભલે આપણે પરસ્પરનાં માતાપિતાને જોયાં ન હોય, એમનાં નામ ઘેરઘેર જાણીતા બોલની જેમ, આપણે કાને પડેલાં છે. તમે પેલ્યુઝના અને સાગરપુત્રી સુકેશા થેટિસના પુત્ર છો એ ખૂબ જાણીતું છે અને મારા પિતા મહાન એઠાકાઈઝિઝ અને મારી માતા એફ્રોડાઈટી હોવાનો દાવો હું કરું છું. એ બે જોડીઓમાંથી એક આજે પુત્રવિરહની વેદના અનુભવવાની છે. કારણ, માત્ર આવી ક્ષુલ્લક શાબ્દિક આપ-લે કરીને આપણે છૂટા પડવાના નથી. તમારે મારી આખી કુળકથા સાંભળવી હોય તો, એ પ્રખ્યાત હોવા છતાં, તમને કહી બતાવું. એનો આરંભ થાય છે ડાર્ડેનસથી; વાદળોના સ્વામી ઝ્યૂસના એ પુત્ર હતા. ઈલિયમની પવિત્ર નગરી હજી બંધાઈ ન હતી અને લોકો ઈડાના જલપ્લાવિત ઢોળાવો પર વસતાં હતાં ત્યારે, ડાર્ડેનસે ડાર્ડેનિયા ઊભું કર્યું હતું. એમને એરિકથાનિયસ નામે એક પુત્ર હતો. એ જગતનો સૌથી સમૃદ્ધ માનવી હતો. એની પાસે ત્રણ હજાર ઘોડીઓ હતી; એ મેદાનોમાં ચરતી અને પોતાનાં વછેરાંઓમાં આનંદ માણતી. એક દહાડો એ ઘોડીઓ ચરતી હતી ત્યારે, એમના રૂપથી આકર્ષાઈ ઉત્તરના વાયરાએ કાળા ઘોડાનું રૂપ લઈ એમને પ્રેમ કર્યો અને પરિણામે બાર વછેરાંઓ જન્મ્યાં. આ વછેરાંઓ જમીન ઉપરની પોતાની ગેલમાં ધાન્યના ખેતરમાં દોડાદોડી કરે પણ એક પણ ડૂંડાને મોં ન લગાડે; ને ઉછળતા સાગરને એમણે પોતાનું કીડાંગણ બનાવ્યું ત્યારે મોજાંઓ ઉપરના ફીણને એ ઉતારી લેતાં. એરિકથોનિયસને એક દીકરો હતો; નામે ટ્રોસ. એ ટ્રોજનોનો રાજા હતો, અને એ ટ્રોસને ત્રણ ઉત્તમ પુત્રો હતા, ઈલસ એસેરકસ અને દેવસમાન ગેનીમિડીઝ; જગતના સૌથી રૂપાળા યુવાન તરીકે એ મોટો થયો અને દેવો એનું હરણ કરી ગયા અને એને ઝ્યૂસના સાક્ષીની કામગીરી સોંપી; ત્યાં એ દેવોને મળતો રહ્યો. ઈલસનો પુત્ર લેઓમિક્રોને હતો અને લેઓમિડોનના પુત્રો હતા ટિથોનસ, પ્રાયમ લેમ્પસ, ક્લિટિયસ અને એરિઝનો ફણગો હિસેટેઓન. પરંતુ એસેર્કસ કેપિઝના પિતા હતા અને કેપિઝના પુત્ર એડકાઈઝિઝ મારા પિતા છે. રાજકુમાર હૅક્ટર પ્રાયમનો પુત્ર છે. તો સાહેબ મારા, આ મારું કુળ છે ને આ લોહી મારામાં વહે છે.

'યુદ્ધમાં શૌર્ય તો સર્વશક્તિમાન ઝ્યૂસની બક્ષિસ છે. પોતાની મરજી મુજબ એ કોઈ માનવીને વધારે ને કોઈને ઓછું આપે છે. પણ ચાલો, અવિચારી છોકરાઓની માફક, યુદ્ધના કેન્દ્રમાં આપણે વાર્તાલાપ કરતા ઊભા ના રહીએ - એકબીજાને ખૂબ વાંકા વેણ આપણે સંભળાવી શકીએ એમ છીએ.' એક નૌકા ડૂબી જાય એટલાં. જીભમાં હાડકું નથી. પુષ્કળ બોલોની સ્વામિની કોઈને કોઈ પણ શૈલીમાં આપણા વિચારો વ્યક્ત કરી શકે છે, અને આપણે માગીએ તેવો જ જવાબ આપણને મળે તે નિયમ છે. પણ ગુસ્સે થયેલી અવંકાદેખી નારીઓ શેરીની વચ્ચે આવીને સાચુંખોટું શું છે તે જાણ્યા વિના એકમેકને ગાળો ભાંડે તેમની જેમ અહીં ઊભા રહીં આપણને

એકમેકને ભાંડવાનો આદેશ કોણ આપ્યો છે? ગમે તેમ પણ મારે યુદ્ધ કરવું છે અને આપણે ભાલેથી હિસાબ ન ચૂકવીએ ત્યાં સુધી તમારો કોઈ શબ્દ મને ચલાયમાન નહીં કરી શકે?

આમ કહીને ઇંનિયાઝે પોતાનું વજનદાર ભાલું સામેવાળાની ઢાલ ઉપર ફેંક્યું. મહાન ઇંનિયાઝનું પ્રલંબ પ્રતિબિમ્બવાળું એ ભાલું પોતાની ઢાલને ભેદી નાખશે એ ભય સાથે અકિલીઝે આગળ ધરેલી ઢાલ સાથે એ અફળાયું. પણ એનો ડર ખોટો હતો, એ ભૂલી ગયો હતો કે દેવોની ભવ્ય ભેટો ઉપર માનવ હસ્તો હલ્લો કરે ત્યારે એ ભેટો નાકામિયાબ થઈને કડડભૂસ કરતી તૂટી પડવાની નથી. એ ઘડીએ જ એને એ અનુભવ થયો. હઠીલા ઇંનિયાઝનું વજનદાર ભાલું એ ઢાલને ભેદી શક્યું પણ, હેફિસ્ટસે ઢાલમાં જે સોનું નાખ્યું હતું તેણે એમ થતું અટકાવ્યું હતું. ઢાલનાં બે પડ તો ભાલે ભેદ્યાં હતાં. પણ હજી ત્રણ બાકી હતાં. કારણ, વાંકા પગવાળા દેવે પાંચ પડ મૂક્યા હતાં : બે કાંસાના, બીજા બે અંદરની બાજુનાં અને એક સોનાનું. આ પડમાં ભાલું અટકી ગયું હતું.

હવે અકિલીઝનો વારો હતો ને એણે પ્રલંબ પ્રતિબિમ્બવાળા ભાલાનો પ્રહાર કર્યો. ઇંનિયાઝની ગોળ ઢાલની કિનારને એ લાગ્યું, ત્યાં કાંસાનું પડ અને બળદનું આપડું બેઉ એકદમ પાતળાં હતાં, પેલિયોનના એશ લાકડાનો હાથો જોરદાર અવાજ સાથે ભટકાયો. ડરી જઈને, નીચા નમી જઈને ઇંનિયાઝે જાતને ઢાલથી ઢાંકી દીધી. ચામડાંને કાંસાથી નોખું તારવતું ભાલું ઇંનિયાઝની પીઠ ઉપરથી ગયું અને જમીનમાં ખોડાઈને થંભ્યું. ભાલાનો લાંબો હાથો ઇંનિયાઝને સ્પર્શ્યો ન હતો પણ ઘાની નિકટતાથી એ એવો તો ભયત્રસ્ત બની ગયો હતો કે કશું ન નિહાળી શકતે ડોળે એ ઊભો, અને એ તદ્દન હતાશ થઈ ગયો. પણ પોતાની તાતી તલવાર તાણતો અકિલીઝ તુમુલ રવ સાથે ઇંનિયાઝ પર ધસ્યો. ઇંનિયાઝે એક શિલા ઉપાડી. આજના યુગમાં ઉછરેલા બે માનવીઓની ઊંચકવાની તાકાતની બહારની એ શિલાને ઇંનિયાઝે એકલે હાથે અને પ્રયત્ન વિના ઉપાડી. અકિલીઝ ધસી આવતો હતો ત્યારે એના શિરત્રાણ કે, એનો જાન બચાવનાર એની ઢાલ ઉપર એ શિલા ફેંકી હોત અને નજીક આવીને પોતાની અસિ વડે ઇંનિયાઝને વાઢી નાખ્યો હોત; પણ પોઝેઇડોનની તીક્ષ્ણ દૃષ્ટિએ એ અટકાવી દીધું. એ આ જોઈ રહ્યો હતો અને, ચિન્તાની ચીસ સાથે એ પોતાની બાજુમાંના બીજા દેવો તરફ ફર્યો. 'ઉદારદિલ ઇંનિયાઝ માટે ખેદ પામ્યા વગર હું રહી શકું એમ નથી. એ બોલ્યો, 'એક ક્ષણમાં તો એ અકિલીઝના હાથે પણે એને હેડિઝના આવાસો ભણી ગતિ કરશે. કારણ, મૂર્ખની માફક એણે અપોલોની વાત માની લીધી હતી - કેમ જાણે એ ધર્નુધારી દેવ એને બચાવવાના હતા! જે વિશાળ વ્યોમના દેવોને બલિ ધરવામાં સદા ઉદાર રહ્યો છે. તો નિર્દોષ મનુષ્યે શા માટે કશા કારણ વિના સહન કરવું જોઈએ? સિવાય કે, બીજાઓની પીડા વહોરવામાં એ પડ્યો છે. ચાલો, આપણે પગલાં ભરીએ અને એને મોતથી બચાવીએ. અકિલીઝ ઇંનિયાઝનો વધ કરે તો ક્રોનોસપુત્ર પણ ક્રોધ કરે. કારણ, મર્ત્ય નારીથી જન્મેલા પોતાના બાળક ડાર્ડેનસના વંશનું રક્ષણ કરવા ઇંનિયાઝ સર્જાયો છે. પ્રાયમનો વંશ ઝ્યૂસની અવકૃપાનો ભોગ બન્યું છે. અને હવે મહાન ઇંનિયાઝ ટ્રોયનો રાજા બનવાનો છે અને એની પછી એના બાળકો ને પછી એમના બાળકો એ ગાદીએ

આવવાના છે.'

'ભૂકંપરાજ', હીરીએ કહ્યું, 'ઇનિયાઝને બચાવવો કે એના ભાગ્ય પર છોડી દેવો તે તમારે જ નક્કી કરવાનું છે.પેલાસ, એથિની અને મેં તો વારંવાર સોગન ખાધા છે કે ટ્રોજનોને એમના નાશમાંથી બચાવવા નહીં. તે અકીઅનોના યુદ્ધવીરો ટ્રોયને ધમરોળીને નગરની હોળી કરે ત્યારે પણ નહીં.'

ધરણીધ્રૂજક પોઝેઇડોને એને સાંભળ્યા પછી સીધું ઝંપલાવ્યું. એ ધમસાણમાં અને ભાલાંઓના વરસાદમાં અને ઇનિયાઝ અને પેલ્યુઝપુત્ર લડતા હતા ત્યાં એ આવી પહોંચ્યો. ત્યાં આવીને પહેલું કામ એણે કર્યું અકિલીઝની દૃષ્ટિ આડે ધુમ્મસ રચવાનું. પછી એશના હાથાવાળું ભાલું ઇનિયાઝની ઢાલમાં પેસી ગયું હતું તેને ખેંચી કાઢ્યું. એને અકિલીઝના પગ આગળ રાખ્યું અને ઇનિયાઝને ધરતી પરથી અદ્ધર હવામાં ઊંચક્યો. એટલા વેગથી ઇનિયાઝને એમણે ધકેલ્યો હતો કે, પાયદળ અને અશ્વદળની બધી હારો કૂદીને રણમેદાનના છેડા પર એ પડ્યો, ત્યાં કોકોનેઓ યુદ્ધમાં ઝંપલાવવા તૈયારી કરતા હતા. ઇનિયાઝ પાસે પોઝેઇડોન ત્યાં પહોંચી ગયા અને એણે એનો ઉધડો લીધો. 'ઇનિયાઝ' એ બોલ્યો, આ બેપરવાઈનો હેતુ શો છે? તારા કરતા ચડિયાતા લડવૈયા અને દેવોને વધારે પ્રિય એવા ગર્વીલા અકિલીઝ સામે યુદ્ધ ચડવાનું ક્યા દેવે કહ્યું હતું? કદીયે તું એની સામે આવી જા તો તુરત પાછો વળી જજે; નહીં તો, તારી નિર્મિત ઘડી પહેલાં તું હેડિઝ ધામ ભેગો થઈ જશે. પણ એ મરી જાય તે પછીથી તું મોરચે રણ ખેલજે. કારણ, અકીઅન પક્ષમાંથી બીજો કોઈ તને મારવાનો નથી.

આટલો ખુલાસો કર્યા પછી, ઇનિયાઝને ત્યાં જ છોડીને પાછા રણભૂમિમાં આવી પોઝેઇડોને અકિલીઝની દૃષ્ટિ ધુમ્મસ દૂર કર્યું. અકિલીઝ એથી અચરજ પામ્યો હતો. એ હવે ફાટી આંખે ચોમેર જોવા લાગ્યો અને એણે મનોમન નિર્ણય કર્યો કે પોતે એક ચમત્કાર જોયો હતો, કારણ એનું ભાલું સામે ભોંયે પડ્યું હતું અને, જે માણસને એ ખતમ કરવા માગતો હતો એ ક્યાંય દૃષ્ટિએ પડતો ન હતો. એને ઘૃણા થઈ. એણે વિચાર્યું કે, 'અમર દેવોનો ઇનિયાઝ પણ ખૂબ લાડકો લાગે છે. જોકે એ જે બડાઈ મારતો હતો તેમાં મને બહુ વિશ્વાસ ન હતો. સારું. એ ભલે જતો રહ્યો. આ વખતે એ બચી ગયો તેથી એ એટલો આભારવશ થશે કે ફરી વાર એ મારી આડો નહીં ઊતરે. હવે ડનાનો હું પાનો ચડાવીશ અને પછી બીજા ટ્રોજનો સામે હું શું કરી શકું છું તે જોઈશ.'

સેનાની હારોમાં ઝડપથી ફરીને અકિલીઝે દરેકને પાણી ચડાવ્યું. 'બહાદુર અકીઅનો', એ બોલ્યો, 'ટ્રોજનોની વાટ જોતા અહીં ઊભા ના રહો પણ તમારામાંનો દરેક પોતાના શત્રુને પસંદ કરી એની સાથે દિલ દઈ લડવા લાગે. હું ભલે બળવાન હોઉં પણ આવડી આખી સેના સામે હું એકલો લડી અને પહોંચી શકું નહીં. એરિઝ કે એથિની સમાન અસહ્ય દેવો પણ, માણસોના આવડા સમુદાય સામે ઝાંઝું કરી શકે નહીં. હું આરામ કરવાનો છું એમ નથી પણ ચપળ પગ અને ધીંગા હાથ જે કરી શકશે તે તો કરવાના જ. એમની હરોળો હું સીધો ભેદીશ અને જે ટ્રોજન મારે ભાલે ચડ્યો તેની ખેર નથી.'

અકિલીઝે આમ પોતાના માણસોનો પ્રેરણા આપી. પણ સામે પક્ષે પ્રખ્યાત હૅક્ટર પણ ટ્રોજનોનાં પૂંછડાં આમળતો હતો. અકિલીઝ ઉપર હુમલો લઈ જવાની વાત પણ એ કરતો હતો. એણે કહ્યું 'વીર

ટ્રોજનો, પેલ્યુઝના પુત્રથી ડર નહીં. દેવો સામે હું પણ વાગ્યુ કરી શકું છું - જો કે ભાલા વડે લડવું આસાન નહીં થાય. કારણ દેવો આપણા કરતાં અનેકગણા બળવાન છે. રથોનાં પૈડાંથી ચચ્ચદાઈને ટુકડે ટુકડા થવા એને રહેવા દઈને, એ ડીમોલિયોને હણવા ગયો; ડીમોલિયોન એણ્ટિનોરનો એક પુત્ર હતો અને, અનુભવી ને નીવડેલો ધીર હતો. એના કાંસ્ય શિરત્રાણની બાજુમાં એના લમણા પર અકિલીઝે પ્રહાર કર્યો. શિરત્રાણની ધાતુ એ આતુર ભાલાને અટકાવી શકી નહીં. ફળું અંદર પેસી ગયું, એણે અંદરનાં હાડકાંને વીંધ્યાં અને એના શિરત્રાણનો અંદરનો ભાગ એના મગજના ટુકડાઓથી ભરી દીધો. ડીમોલિયોનનો ઉત્સાહ સંતોષાઈ ગયો. પછી હિપ્પોડેમસનો વારો આવ્યો. પોતાના રથમાંથી ઠેકડો મારીને એ નાસતો હતો ત્યાં જ એના વાંસામાં અકિલીઝે પોતાનો ભાલો ભોંક્યો. દેવ હેલિકોનની વેદી પાસે લઈ જવાના બળદની જેમ એ ભાંભર્યો. એ દેવના અર્ચનમાં પોઝેઇડોન રાચે છે. હિપ્પોડેમસનો જીવ એનો દેહ છોડી ગયો ત્યારે એવો રવ ઊઠ્યો હતો. પણ અકિલીઝ તો તરત પોતાના ભાલા સાથે પોલિડોરસની પાછળ પડ્યો હતો. એ રાજા પ્રાયમનો એક પુત્ર હતો અને સૌમાં એ ઝડપી દોડનાર હતો. પિતાનો સૌથી નાનો અને લાડકો પુત્ર હોઈને પિતાએ એને લડવાની મનાઈ કરી હતી. પણ મૂર્ખ છોકરાએ પોતાનો વેગ બતાવવાની તક ઝડપી લીધી અને મોરચાના માણસો સાથે એ આમતેમ અથડાતો અંતે મૃત્યુને ભેટ્યો. કારણ, અકિલીઝે પોતાનું ભાલું ભોંક્યું, ત્યાં આગળ એના પટ્ટાના સોનાના અંકોડા ભીડાતા હતા અને કેડિયું ઉપર ઢળતું હતું. ભાલું એની નાભિ પાસે આરપાર નીકળી આવ્યું. ઊંહકાર કરતો એ ગોઠણભર જે કંઈ અકિલીઝ બોલે છે તે સઘળું કંઈ એ નહીં કરી શકે. અમુક હદ સુધી એ જીતે પણ ત્યાં એ અટકી જવાનો ને હું એની ભેટ કરવાનો છું, ભલે એના હાથ અગ્નિ જેવા રહ્યા અને એનું હૈયું ગજવેલ જેવું રહ્યું.

હૅક્ટરના આ ઉત્તેજનથી ટ્રોજનોએ પોતાનાં ભાલાં તૈયાર રાખ્યાં અને બેઉ સેનાઓ એક એક પર ત્રાટકી અને યુદ્ધનિનાદ ઊઠ્યો. પણ દેવ ફીબસ અપોલો હૅક્ટર પાસે ગયો અને બોલ્યો 'અકિલીઝ સામે લડવા ન જતો. બીજા બધાંની સાથે જ રહેજે અને એ ભલે તને સેનાના સમૂહમાંથી શોધી કાઢે. નહીં તો એ તને ભાલાના ઘાએ પાડશે કે નજીક આવીને તને તલવારથી વાઢશે. આ ચેતવણીએ હૅક્ટરને પાછો સેના ભેગો કરી દીધો; દેવને સાંભળીને એના હૃદયમાં આશંકા જાગી.

પરંતુ અકિલીઝના હૃદયમાં ભીતિને સ્થાન ન હતું અને તુમુલ યુદ્ધગર્જના સાથે એ ટ્રોજનો ઉપર ત્રાટક્યો. ઓટ્રિણ્ટ્યુસના બહાદુર પુત્ર અને મોટી ટુકડીના નાયક ઇફિટિયોન એને હાથે પહેલો હણાયો. એની માતા એક પરી હતી; હાઇડની ફળદ્રુપ ભૂમિમાં મોલસની હિમાચ્છાદિત પહાડી ઉપર પુરંદર ઓટ્રિણ્યુસનાથી એ જન્મ્યો હતો. એ જેવો આવ્યો તેવો જ અકિલીઝે પોતાના ભાલાથી એને વીંધ્યો અને એની ખોપરીના બે ટુકડા કરી નાખ્યા. એના પડવાથી મોટો અવાજ થયો અને અકિલીઝે એની ઠેકડી ઉડાડી : 'એકદમ અજાન્ય એવા ઓટ્રિણ્ટ્યુસના પુત્ર તું ખૂબ નીચે ઢળી પડ્યો છે. હર્મસ અને હાઇલસ નદીઓના તટ પરની જાઇગીઅન સરોવરને કાંઠે તારા પિતાની જાગીર પર ભલે તારો જન્મ થયો હ

પામે છે.'

અકિલીઝ આમ વિજયવાણી બોલતો હતો ત્યારે, ઇફિટિયોનની આંખે મૃત્યુનો અંધકાર છવાઈ ગયો. બે મોરચાઓ મળતા હતા ત્યાં જ, અકીઅન પડ્યો, એનાં નેત્રો સામેનું જગત અંધકારમય થઈ ગયું અને, પોતાના હાથમાં પોતાનાં આંતરડાં પકડતો એ પડ્યો.

પોતાનાં આંતરડાં પકડીને પોતાના ભાઈને હૅક્ટરે પડતો જોયો ત્યારે એની આંખો આંસુથી છલકાઈ ગઈ. હવે યુદ્ધથી અળગા રહેવું ઠીક નથી એમ લાગતાં, દાવાનળની માફક એ ભાલું ઉગામતો અકિલીઝ તરફ ધસ્યો. એને ભાળતાંવેત એને મળવાને અકિલીઝ કૂદ્યો. પોતાની જાતને એ આનંદથી કહેતો હતો : 'મારા પ્રિય મિત્રને હણીને મને ક્રૂરતમ ઘા મારનાર જણ આ છે. યુદ્ધની ખટવીઓમાં સંતાવાનું હવે પૂરું થયું. અને કરડી નજરથી હૅક્ટરનું સ્વાગત કરી એણે એને કહ્યું : 'તરત આવ અને, તારા નિર્ધારિત અંતભેગો તરત થઈ જા.'

જરા પણ ગભરાયા વિના ચમકતા શિરત્રાણ-વાળા હૅક્ટરે ઉત્તર આપ્યો : 'નામદાર અકિલીઝ હું નાનો બાળક હોઉં એમ માની મને શબ્દોથી ડરાવો મા; કારણ, અપમાન અને ગાલિપ્રદાન જ કરવાં હોય તો તેમાં હું પાવરધો છું અને તમને સામું એવું જ ચોપડાવીશ. હું જાણું છું કે તમે કુશળ, મારા કરતાં ક્યાંયે કુશળ, યોદ્ધા છો. પણ એ બધી બાબતો તો દેવને અંકે પડી છે અને ભલે, હું તમારા જેવો તાકાતવાન ન હોઉં તો પણ મારા ભાલાના એક વારથી તમને મોતને ઘાટ ઉતારવાનું દેવો ધારે; મારું ભાલું કોઈ પણ ભાલા જેટલું જ ધારદાર પુરવાર થયું છે.

આટલું બોલી પેંતરો લઈ એણે ભાલાનો પ્રહાર કર્યો પરંતુ, માત્ર એક શ્વાસ જેટલા શ્રમથી એથિનીએ એ ભાલાને પાછું ઉડાડી મેલ્યું અને એ હૅક્ટરના પગ આગળ પડ્યું. મારી નાખવાની ઉત્કંઠાથી ભયંકર ગર્જતા ગર્જના સાથે અકિલીઝે વાર કર્યો પણ અપોલોએ ગાઢ ધુમ્મસ રચ્યું અને હૅક્ટરને આઘો ઊંચકી લીધો. દેવને માટે એ રમત વાત છે. મહાન, વેગીલા અકિલીઝે ત્રણ વાર પોતાના ભાલાનો પ્રહાર કર્યો પણ, ત્રણેય વાર એણે ધુમ્મસમાં બાચકા ભર્યા. રાક્ષસની જેમ ચોથી વાર ચડી આવી એણે હૅક્ટર પ્રત્યે ઘોર ગર્જના કરી. 'કુત્તા ફરી એક વાર તેં તારી જાત બચાવી છે - પણ, જરાકને માટે જ. ફીબસ અપોલોએ તારી ફરી વાર વહાર કરી ભાલાઓનો રવ સંભળાય એટલે અંતરે આવવાની હિમ્મત કરતાં પૂર્વે તું બેશક તારી પ્રાર્થના કરે છે. પણ આપણે ફરી એક વાર મળશું ને ત્યારે, કોઈ દેવની સહાય હું મેળવી શક્યો તો હું તને ખલાસ કરી નાખીશ. હાલ પૂરતું, હું બીજાઓ સામે ભાગ્ય અજમાવીશ.'

એ આમ બોલી રહ્યો હતો ત્યારે જ એણે ડ્રાયોપ્સની ગરદનમાં ભાલું ઘોંચી દીધું. ધબ્બ દેતોકને એ ભોંયે પડ્યો. એને ત્યાં જ પડ્યો રહેવા દઈ અકિલીઝે ફિલેટોરના ઊંચા ને દેખાવડા પુત્ર ડેયુકસ ઉપર પ્રહાર કર્યો. એના ગોઠણ પર ઘા મારી, એને ભોંયે પાડી, પોતાની લાંબી તલવારથી અકિલીઝે એને પૂરો કર્યો. પછી, બિયાઝના પુત્રો લેઓગોનસ અને ડોર્ડિનસ પર એણે હલ્લો કર્યો અને બંનેને એમના રથમાંથી નીચે ધકેલી દીધા. એકને ભાલાંના ઘાએ અને બીજાની નિકટ આવી એને તલવાર વડે મારીને. પછી વારો આવ્યો એલેસ્ટરના પુત્ર ટ્રોસનો. એ અકિલીઝના પગ

પકડવા ગયો, તે એ આશાએ કે, પોતાની સમાન વયનાને હણતાં એ અટકશે અને પોતાને કેદી બતાવી દઈ જીવતો રહેવા દેશે. એ જવાન મૂર્ખે જાણવું જોઈતું હતું કે, એની યાચના નિષ્ફળ જવાની છે. અકિલીઝ દયાળુ કે કુમળા હૃદયનો ન હતો પણ તીવ્ર આવેશવાળો હતો, અને, દયા માગવાની આતુરતામાં એણે અકિલીઝને ઘૂંટણે હાથ મૂક્યો તેવે જ, અકિલીઝે એના કાળજામાં પોતાની કરતાલ હુલાવી દીધી. એનું કાળજું બહાર નીકળી આવ્યું અને એનો ખોળો લોહીલુહાણ થઈ ગયો. એને તમ્મર આવ્યાં અને એની આંખે અંધારાં છવાઈ ગયાં. અકિલીઝ પછી મુલિયસ પાસે ગયો અને એના કાન ઉપર ભાલો માર્યો. એવો તો જોરદાર કે ભાલાનું કાંસ્ય ફળું બીજા કાન પાસેથી બહાર આવી ગયું. પછી વારો આવ્યો. એજીનોરના પુત્ર એચિકલસનો. એના મસ્તક ઉપર અકિલઝે તલવારનો જોરદાર ઝાટકો માર્યો. લોહીથી તલવારની ધાર આખી ગરમ થઈ ગઈ. વિધાતાએ એચિકલસ પર પોતાની મહોર મારી દીધી અને એની આંખો પર મોતના ઓળા ઊતરી આવ્યા. પછી વારો આવ્યો. - ડ્યૂકેલિયનનો. પોતાના ભાલાના કાંસ્ય ફળાને અકિલીઝે એના હાથમાં કોણી  આગળનાં ભાગમાં ઘોંચી દીધું. ભાલાના વજનથી નમેલા હાથ સાથે ડ્યૂકેલિયન મોતને જોવા લાગ્યો. પછી અકિલીઝે એની ડોક પર તલવાર ચલાવી અને એના માથાને તથા શિરત્રાણને ઉડાડી નાખ્યાં. કરોડરજ્જુમાંથી મેદ ઊભરાયો અને શબ ધરતી પર લંબાયું. ટ્રોયસની ફળદ્રુપ ભૂમિમાંથી આવેલો, પેઇરોસનો ઉમદા પુત્ર રિહગમસ અકિલીઝનો પછીનો શિકાર બન્યો. અકિલીઝે એને ભાલું માર્યું અને એને પૂરો પકડ્યો. કાંસાનું ભાલું એના ફેફસામાં જઈ અટક્યું અને એ રથમાંથી ગબડી પડ્યો. પછી પોતાના તીક્ષ્ણ ભાલા વડે, રિહગસના સ્કવાયર એરેઇથાઉસને હણ્યો. એ ઘોડા વાળતો હતો અને એ રથમાંથી ગબડી પડ્યો એટલે ઘોડાઓ નાઠા.

સૂરજથી તપેલી પહાડની નીકોમાં દાવાનળ પ્રગટે અને ઊંચાં વનોને ઓહિયાં કરાવતા જોરદાર વાયરાની જેમ,. અકિલીઝ, આમ ઉત્પન્ન થઈ ભાલાના પ્રહાર કરવા લાગ્યો. નૃશંસના ઝનૂનથી એ પોતાના શિકારોની પાછળ પડતો અને ધરતી લોહીથી ખરડાઈ ગઈ. જવ ઉપણવાની જગ્યા પર કોઈ ખેડૂત પોતાના બળદોને ફેરવે અને એ વધું કચરતા ચાલે તેમ, પોતાની મસમોટી ખરીઓ સાથે, અકિલીઝના અશ્વો, એમના ધણીના આદેશથી પહેલાઓમાં શબ અને ઢાલો કચડતા ચાલ્યા. રથ નીચેનો ધરો થોડાઓના પગના પડવાથી અને પૈડાંઓના ચાલવાથી લાલ રંગે રંગાઈ ગયો. અને, પોતાના અજેય હાથને રક્તરંજિત કરી પેલ્યુઝનો પુત્ર વધારે કીર્તિની શોધમાં આગળ ચાલ્યો. (ક્રમશઃ)

□

## હે વિદેહ! / *રાજેન્દ્ર શાહ*

પ્રિય હે વિદેહ!
અનન્ત આ અમ્બર ત્હારું ગેહ.

ત્હને દિશાનું નહિ કોઈ વારણ,
મનોજવે શીઘ્ર બધે પ્રસારણ.
લોકાન્તરો કેવળ ખણ્ડ ખણ્ડ,
સમષ્ટિ ત્હારે ઉર અન્તરંગ

પ્રિય હે વિદેહ!
ત્હને અજાણ્યોં કંઈ છે ન વ્રેહ.

અદીઠ છો સંમ્મુખ-પૃષ્ઠ માંહી
તું વામ ને દક્ષિણમાં છવાઈ.
ને પિણ્ડ આ સીમિત તે છતાંય,
અતીતનો સ્પર્શ લહી શકાય.

પ્રિય હે વિદેહ!
અનન્તને બિન્દુ કરન્ત નેહ.

## એકદા... / *રમેશ પારેખ*

એકદા સૂની શિશિરરાતે
હું બંસીમાં ધીમા,
એકાકિતાના ક્લાન્ત સ્વર
રેલાવતો નીકળ્યો હતો...

વામ ને દક્ષિણ
બારીબારણાં વાસેલ સઘળાં ઘર
ઊભાં'તાં સ્તબ્ધ.
ઠંડોગાર રસ્તો
ડંખ મારી મારી
મારી શ્લથ ગતિ રુંધી મને
કરતો હતો મૂર્ચ્છિત,
છતાં વણથંભ હું છેડ્યે જતો'તો
બંસીસ્વર ધીમાધીમા.

કાજળલિપ્યા આકાશમાં
છૂટાંછવાયાં મ્લાન ચાંદરણાં
હવે હમણાં જ ઠરશે - એમ ટમટમતાં હતાં.

એવે સમે કોઈક ઘરની બારી
સહસા ઊઘડી ને
ને પ્રકાશિત દીપ બારીમાં મૂકીને
મારા બંસીસૂરમાં કરતાલ દેતી
એક અવગુંઠનવતી કામિની કો' આવી ઊભી.
તેનાં રણકતાં કંકણોના સ્વરમાં
મારાં શ્રોત્ર ને ગાત્રો ડૂબ્યાં.
નખશિખ હું રોમાંચિત ને
બંસીમાં સ્ફુરી કૈં કૈં અનુપ્રાણિત નવરસ - રેલ...
હું બજવ્યે ગયો બંસી
અને એ કામિની કરતાલ પુરાવ્યે ગઈ...
-બસ, આમ ભવ પૂરો થયો...

આ ભવે પણ
હું અજાણ્યા શહેરમાં રઝળું છું એકાકી.
પંરતુ મારી ક્યાં છે એ અનુપ્રાણિત બંસી?
ક્યાં એ અવગુંઠનવતી કામિની?
ક્યાં કંકણભર્યા કરતાલ?

- આ બધા પ્રશ્નોના ઉત્તર
દે નહીં મીંઢો-નમેરો કાલ...

# બે ખડક-કાવ્યો / રાજેન્દ્ર પટેલ

૧

કોણ જાણે
મનમાંથી ખસતા નથી એ ખડક,
જ્યાં કદીક રહ્યાં હશે, ડાયનેસોર.

તેમાં શાંત થયેલો લાવા
વનસ્પતિ અને જીવસૃષ્ટિ
સુષુપ્ત બની
અનાદિ પળથી રાહ જુએ છે અમારી..

આ ખડક
કેમેય કરી ભૂલાતાં નથી.
કદાચ તેથી જ અમે ભૂલી શકતા નથી
અમારો ચહેરો.
વહેતી હવા
વાંદરાઓની કૂદાકૂદ
તેને જાગતો રાખે છે.
જાણે આંખ બંધ કરી
સાંભળી રહ્યો કશુંક અગોચર,
અને મૂળ વિસ્તારી રહ્યો છે
અમારા પગ તળે.

ક્યારેક ખાતર થઈ
ઊગાડે છે અમારામાં
એક રાખોડી વૃક્ષ.
તે શાખા-પ્રશાખા લંબાવી
જડમૂળથી અમારામાં સ્થાયી થયો છે.

ક્ષિતિજ પારનું ઊડતું પંખી
તેને લલચાવે ડગલું વધવા,
પણ તે સમયનો ખડક બની
ખસવા દેતો નથી
અમને તસૂય.
ખડક જાણે
વહેતાં પાણીમાં
ઢસડાતો, ઘસાતો પથ્થર
તેને વહેવાના યાસ
તેથી કદાચ તે લાગે છે
પૃથ્વીનું અણમોલ આંસુ.

ખડક છે, તો અમારા પગ
નક્કર છે.
અમારા સુધી પહોંચવાનું
તે જ અસલી પગેરું.

આ ખડક જોયાં પછી
અમે મૂક થઈ જઈએ છીએ. -
અને ધીરે ધીરે તે મ્હેક બની
ઉદ્‌ભવની ક્ષણથી આ ક્ષણ સુધી
ફેલાય છે અમારામાં.

ખડક સર્વત્ર છે
અને તે ધીરે ધીરે ખરે છે,
નિતનવાં ખડક રચતો.

૨

કંઈ સમયથી ખડક
અસ્થિર પ્રવાહનો આડબંધ બની
અસ્થિર ઊભો છે.

તેના કણકણમાં કલરવે
નિતનવા નાદના નવીન પંખી.
છતાં ખડક ઊભો છે અવાચક
અમારી જેમ.

તેની એકાકી કંદરાઓમાં
પદાર્થ માત્રના પડે છે પડઘા.
ઇતિહાસમાં ગળાડૂબ ખડક
ખરતાં પીંછાને જોઈ
ખરતો નથી સ્હેજ.

અનાદિ કાળ,
તેનામાં લપલપતો લાવા બની
ફૂટું ફૂટું થતો ફૂટતો નથી.
જાણે બધા જ દ્વાર ઠરી ગયા છે
ખડકની જેમ.

પણ સતત પ્રજવળ્યાં કરે છે
અજાણ્યાં પેટાળના મૂળ.

આ ખડક
સતત ખડક ના બનવા તરફડી રહ્યો છે,
ને તાકી રહ્યો છે અનિમેષ
અમારામાં ખડકાયે જતાં ખડક.

આ ખડક
કેમ અંધકારના ગર્ભનો
ગુપ્ત ખજાનો લાગે છે? અને અમને લલચાવે છે?
કેમ તેની લીસ્સી - ખરબચડી સપાટી
અમારી હથેળી જેવી લાગે છે?
કેમ તે પ્રાચીન જનાવરો અને પૂર્વજોની
આભા જેવો લાગે છે?

કેમ, ક્યારેક તે,
ભળભાંખળનો ઉજાસ લાગે છે?
કેમ તેની બખોલમાં બેસતાં પંખીને
પંપાળતો લાગે છે?
અમારી તરફ કેમ, સ્હેજ ખસતો લાગે છે?
કેમ ભમતો લાગે છે
ઘણાં વર્ષોથી તરસ્યાં વટેમાર્ગુની જેમ?
અને પીવે છે
અમારી પ્રત્યેક ક્ષણ?

તે ઘણી વખત
સ્વપ્નનો રાજા બની કરે છે રાજ
અમારાં અસ્વપ્નિલ મનમાં.
તે બહુરૂપી બની, ભજવે છે અવનવાં વેશ
ક્યારેક મૃત પિતા બને
તો ક્યારેક વૃદ્ધ મા.

તેના રૂપ રંગ ગંધ
અમારા બની જાય ત્યાં સુધી તે
ઘમરોડે છે અમને.
તેથીસ્તો
જ્યારે જ્યારે પથ્થર જોઈએ છીએ
ત્યારે ત્યારે યાદ આવે છે નવનીત.

*

નાનપણમાં માટી ખાવી ગમતી હતી
તે જાણતો હશે ખડક?
બાળપણમાં ધૂળમાં રમવું ગમતું હતું
તેય તેને ખબર હશે?

યુવાનીમાં નદીની રેતમાં પાડેલાં પગલાં
સાચવવાનું ગમતું હતું.
તેનોય તેને ખયાલ હશે?
હજી હમણાં બારી બહારથી ઊડી આવતી ધૂળ
રોકવા
બંધ કરેલી બારીની તિરાડમાંથી પ્રવેશેલી
એકાદ રેતકણ અમને ટગર ટગર જોયાં કરે છે
તે શું ખડક હશે?

*

આ ખડક
અમારા હાડકાંનો મસમોટો ઢગલો લાગે છે.
તે નાનો અને નાનો થતો જાય
તેની રાહમાં ને રાહમાં
બધી દિશાઓ, બધા મારગો
અજાણી કેડીમાં
લુપ્ત થઈ જાય છે.
છતાં
જ્યારે જ્યારે પાંદડું ખરે છે
ત્યારે ત્યારે તેનામાં સર્જાય છે, એક નવો ફણગો.
જ્યારે જ્યારે કોઈ કળી ખીલે છે
ત્યારે ત્યારે તેનામાં મ્હોરે છે એક નવું આકાશ.
જ્યારે જ્યારે કોઈ પતંગિયું ફરફરે છે
ત્યારે ત્યારે તે વહે છે
ખળ ખળ... ખળખળ... ખળખળ...

*

આ ખડક
અજાણ્યો પ્રવાહ બની
વહે છે અમારામાં નિરંતર

## છે / *તથાગત પટેલ*

ધારણાને ચાળવાની હોય છે,
જે વધે તે બાળવાની હોય છે.

એ ગયાં તો શું થયું? જીવી જશું,
યાદને પંપાળવાની હોય છે.

લાગણી પોચી પડે તો શું કરે?
એ ઘડીને ટાળવાની હોય છે..

શ્વાસની જેમ જ જરૂરી છે બધે.
ટેવ સારી પાળવાની હોય છે.

ક્યાંય સરખી જિંદગી મળતી નથી?
મન મુજબ એ ઢાળવાની હોય છે.

## મજા ઑર હોય છે / *અંકિત ત્રિવેદી*

કેવળ દુઆનો દોર ઉપર દોર હોય છે,
સાથે ગઝલ લખ્યાની મજા ઓર હોય છે.

સૂક્કા થયેલ ફૂલ કહે રંગ ક્યાં ગયાં?
સાચ્ચે જ ખૂશ્બુઓના અલગ ન્હોર હોય છે.

કાં તો ખૂટી જશે ને નહીતર તૂટી જશે,
યાદો જૂનીપુરાણી ને કમજોર હોય છે.

દિવસની જેમ રાત પડે આંખમાં ઉગે,
સપનું દઝાડવાનો નવો પ્હોર હોય છે.

ચૂકવું છું ક્યારનોય વિરહ રોકડો કરી,
તારું મિલન તો ખૂબ નફાખોર હોય છે.

## ઝાકળિયું ગામ / *મુકુન્દ પરીખ*

મારા ઝાકળિયા ગામને
લાગ્યો છે રોગ મૃગજળનો :
હૈયું ખોલીને હવે નાચવાનું ક્યાં
એ તો આઘું ને આઘું જાય?
એ તો દા'ડે સૂકાય ને રાતે સૂકાય
ને સૂરજના તડકે જેવું તેવું ના'ય....!
મેં તો ભૂવા બોલાવ્યા ને વૈદો તેડાવ્યા
ને દાક્તર આવ્યા દસબાર
હારી થાકીને પાછા વળ્યા સૌ
રોગનો ના અણસાર..!
મેં તો અષાઢ તેડાવ્યા ને શ્રાવણ તેડાવ્યા
ને ભાદરવે લખિયા કાગળ
આવો વાદળ ચઢીને કે વાયરે ઊડીને
કે વીજળીના તેજ તોખાર
ને એવું તો વરસો ધોધમાર
કે દરિયાના દરિયા છલકાય
ને રણના રણ ડૂબી જાય
ને મૃગજળનો વંશવેલો આકાશે જાય..!
ને ઝાકળિયું ગામ પછી હોવે :
હરખના અશ્રુએ ચૂવે
ભીનું ભીનું ડોલે
ને કાલું કાલું બોલે
લીલું લીલું કોળે
ને વહાણાંએ પરભાતિયું ગાય...!

## ગઝલ / *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

આમ ડાળેડાળમાં સંચર નહીં,
ફૂલની સંગત વધારે કર નહીં.

ગામ આખ્ખું ઘેનમાં ડૂબી જશે,
તું હવામાં આટલું વિસ્તર નહીં.

રોજ ઊઠી એ વધુ રંજાડશે,
રોજ ઊઠી કોઈને કરગર નહીં.

ત્યાં વીતેલો કાળ સૂતો છે હજી,
લાગણી, તું સ્હેજ પણ ભાંભર નહીં.

હારવાના મૂળમાં બસ તું જ છે,
આંગળી 'નારાજ' સામે ધર નહીં.

## એવું નથી / *ભાવેશ ભટ્ટ*

શોધવાંથી મળી જાય એવું નથી;
મારું એકાંત દેખાય એવું નથી.

શું મને જોઈને પણ ખબર ના પડી?
આ ખુદાથી કશું થાય એવું નથી.

ઠીક છે, દૃશ્યને તો જુએ છે બધા,
દૃશ્યને કોઈ દેખાય એવું નથી.

માત્ર બે-ચાર ઉપર જીવન છે ઊભું,
કોઈ કારણ હલાવાય એવું નથી.

આબરૂ સાચું છું પવનની હજી,
આ સુગંધી ન પકડાય એવું નથી.

## ઘર હવે ખખડી ગયાં
*અનિલ ચાવડા*

ભીંત, બારી, બારણાં લથડી ગયાં,
આ હૃદયના ઘર હવે ખખડી ગયાં.

તોય હું એને જરાયે ના વઢ્યો,
નિર્દયી સ્મરણો મને ઢસડી ગયાં.

આપ શબ્દો છો છતાં બોલ્યા નહીં?
મૌન જેવા મૌન પણ બબડી ગયા!

આંખમાંથી આંસુ દદડે એમ એ,
જિંદગીમાંથી જ ક્યાં દદડી ગયા?

શ્વાસના રસ્તા ઉપર પગલાં મળ્યાં,
કોણ આવીને અહીં રખડી ગયાં?

## ગઝલ / *મહેશ દવે*

આભમાં પંખી ઊડે, માણસ બગાસા ખાય છે,
એકનો ટહુકો ખરે બીજો અહીં રહેંસાય છે.

વ્યાપ કેવો ધૂમ્રનો આખું જગત ઢંકાય છે,
એક ઊનો શ્વાસ ને વર્ષા બધે રેલાય છે.

તાળી દેનારા બધાયે દોસ્તને હું ઓળખું,
તોય પાવા ને પીવાની વાત ક્યાં મેલાય છે.

ઓટ ને ભરતી ઉપર ચાલે હુકમ ના કોઈનો,
આજીજી કરતા રહો પણ મોત ક્યાં ઠેલાય છે?

# આઠ લઘુકાવ્યો / *આકાશ ઠક્કર*

૧

આ કોણ છે,
અવિરત ઊભેલું?
પળેપળ પેદા થતાં
અકલ્પ્ય આયુધો તાકીને
મારી સામે.

૨

પહેલાં પાણી પી,
મોં ચોખ્ખું કર.
પછી થોડી ભૂમિ ચાખ.
બટકું સૂરજ ખા.
ચાંગળું ચન્દ્ર પી
પછી જોજે,
ફરી એક નવું અરીસાયુદ્ધ ખેલાશે.

૩

તપેલીમાં ઊકળે
ચા
તેમ
મારા ઘરમાં
ભીંતો વચ્ચે
હું!

૪

ઉંબરાએ
એવા તે રોકી લીધા છે
મારા પગ
કે ઘર પોતે જ
આવ-જા કરે છે
મારી અંદર બહાર

૫

આંખોની ભીનાશ તો છે
નહીં જોવાયેલું સપનું.
જેમાં હોય તો હોય
ફક્ત
લૂ.
અને દેખાય તો દેખાય
થોડાં ઝાંઝવા.

૬

તારે તારાથી છટકવું હોય
તો લે,
લઈ લે,
મારા આ પાંચે પદારથ.

૭

સતત ઓર્યા કરું છું
પણ
ઘંટી
દાણા ખાઈ જાય છે!

૮

ગામના ચોરે ઊભેલો
બાળક
ખૂબ ઊંચે ઊંચે ઊડતા વિમાનને
તાકી રહે તેમ
મેં તને જોઈ છે
અદૃશ્ય થતાં.

## ગઝલ / *દિનેશ ડોંગરે 'નાદાન'*

કાંચળીની જેમ ઇચ્છાઓ ઉતારીને,
દાનમાં આપી દીધી છે મેં ભીખારીને.

આપદાઓ એટલે વિચલિત નથી કરતી,
હું ય બેઠો છું હવે સમજણ વધારીને.

કોણ ક્યારે કઈ રીતે ભૂતકાળ થઈ જાશે?
આપજે ઉત્તર જરા સમજી વિચારીને.

હા ઘડી નિશ્ચિત હતી એના મરણની પણ,
પાપ નાહકનું જ લાગ્યું છે શિકારીને.

ઊંઘ માટેના પરિબળ કેટલાંયે છે,
લોક અમથો દોષ આપે છે પથારીને

પ્રાતઃકાળે રોજ ઢંઢોળ્યા કરે સૂરજ,
રાત આખી નામ પર મારા ઉધારીને.

કોણ જાણે કેમ એવું લાગતું 'નાદાન'
કોઈ બોલાવ્યા કરે બાહો પસારીને.

## બોલે છે / *દિલીપ શ્રીમાળી*

સ્હેજ મીઠું, સ્હેજ કડવું વેણ બોલે છે,
હોઠ જે બોલે નહીં એ નેણ બોલે છે.

પ્રેમ પાછળ કેટલા ઈલાજ કરવાના,
વૈદ્ય પણ આ રોગને જીવલેણ બોલે છે.

આજ નક્કી એ સમંદરને મળી લેશે,
હું નથી કહેતો નદીનું વહેણ બોલે છે.

જીવવાની કોઈ આશા ના રાહી 'દિલીપ',
જિંદગી પણ મોતની તરફેણ બોલે છે.

## બે પળ કપૂરી / *જગન્નાથ રાજગુરુ*

તેં ફકીરીમાં સબૂરી આપી છે,
ને અમીરી પણ મધુરી આપી છે.

બંસરી આપીને દૂરી આપી છે,
એ રીતે અમને હજૂરી આપી છે.

સ્વપ્નમાં દીધું લીલુંછમ આમ્રવન,
ધોમ તડકામાં ખજૂરી આપી છે.

કસ્તૂરીની આપી સૌરભ કોઈને,
કોઈને બે પળ કપૂરી આપી છે.

પેલી બાજુ કોઈને ક્યાં છે તરસ?
આ તરફ પ્યાલી અધૂરી આપી છે.

સૂર્ય ક્ષિતિજે ઊભો મદહોશ થઈ,
સાંજ પણ કેવી અંગૂરી આપી છે!

એ મળી સઘળે, અલગ અંદાઝમાં
તેં ગઝલ આપી કે હૂરી આપી છે?

## ગઝલ / *ગૌરાંગ ઠાકર*

આપણું ના કશાકમાં હોવું,
બસ ખુદાની મજાકમાં હોવું.

બુંદ જેવાં જરાકમાં હોવું,
ને છલોછલનાં છાકમાં હોવું.

લાગણીની દુકાન ખોલીને,
આપણું ખુદ ઘરાકમાં હોવું.

જંગમાં શૂરવીર સાબિત થઈ,
આયના સામે ધાકમાં હોવું.

પગ વગરની આ દોડમાં દોડી,
ને વિચારોનાં થાકમાં હોવું.

## લાગી શરત / *ધૂની માંડલિયા*

એની ગલીની છે હવા, લાગી શરત?
મન દોડશે સામે જવા, લાગી શરત?

હે ભીંત, તું ધારે જ તો ચાલી શકે,
તૈયાર થા, પગ માંડવા લાગી શરત.

પાણી કદી કરશે દગો, પણ ના કદી-
કરશે દગા આ ઝાંઝવા, લાગી શરત?

ના રાગ કે ના દ્વેષ હો કોઈ વિશે,
નક્કી હશે એ ત્રાજવા, લાગી શરત?

જો રૂપ નમણું હોય તો, ખુદ આયનો
સામે જશે સત્કારવા, લાગી શરત.

જા રણ મહીં, જો ઝાંઝવા, ત્યાં પણ હશે,
હોડી, હલેસાં ખારવા, લાગી શરત?

જો ઓસરી રીસાઈ ચાલી જાય તો!
ફળિયું નીકળશે શોધવા, લાગી શરત?

'ધૂની' ગઝલ તો ઝેર છે ધીમું ભલા
રંગો બતાવે અવનવા, લાગી શરત?

## મુક્તક / *અનિલ ચાવડા*

શ્વાસ પણ થોડા ઉછીના માંગવા પડે;
ને સમયના વ્હેણને પણ ભાંગવાં પડે.
મૃત્યુ દરવાજો બનીને ઊભું હોય તો!
બારણે થોડાંક તોરણ ટાંગવાં પડે.

## ગઝલ / *ગુણવંત ઉપાધ્યાય*

ખૂબ અઘરું દોસ્ત, સાચેસાચ સાચું થઈ જવું,
એથી અઘરું દૂર તારાથી જ ખાસ્સું થઈ જવું.

આપણે તો એકબીજાનાં ન સાક્ષી હોઈએ,
એથી થોડું બંધ કોઈ ખોડીબારું થઈ જવું?

પારકાનું પંડ્ય લઈ જીવી જવું સહેલું નથી,
આપણાં ફળિયા જ જેવું ખુલ્લું-ખુલ્લું થઈ જવું.

છેક એવું પણ નથી કે કોઈ ટેકો ના મળે,
કોઈનું કોઈની માટે સારું - માઠું થઈ જવું.

શ્વાસ જો કોઈ પડે તો શ્વાસની સમજણ ફળે,
એ પછી નિર્મળ નજરથી ચોખ્ખું - ચોખ્ખું થઈ જવું.

## જાદુગર / *કિરીટ ગોસ્વામી*

એક અનોખો જાદુગર મેં ભાળ્યો...
એણે એના જાદુથી સંસારને ઢાંચે ઢાળ્યો!

પર્વત, જંગલ, દરિયા...
એવી કૈં-કૈં કીધી રચના,
ઘડી-ઘડી હરરોજ ઘટાવે
રંગબિરંગી ઘટના!

સઘળો કારોબાર અહીંથી ત્યાં લગનો સંભાળ્યો!
એવો જાદુગર મેં ભાળ્યો.

માટીમાંથી સરજી માણસ,
દીધી એને વાચા
મનની સાથે માયા કેરા
બંધન સરજ્યા કાચા!

લખ-ચોરાસી ગળણે એકેક જીવને એણે ગાળ્યો!
એવો જાદુગર મેં ભાળ્યો.

## આપણે તો / *લાલજી કાનપરિયા*

આપણે તો ભોળાભટાક સાવ માનવી,
આપણને દુનિયા આ લાગે નવી!

આપણને આવડે ના રમત્યું મેલી
અને આપણને આવડે ના કાગડાનું કાઉં કાઉં;
આપણને આવડે ના અમથું ફુલાવું
અને આપણને આવડે ના મેંઢકનું ડ્રાઉં ડ્રાઉં.

આપણે તો ભોળા પારેવાની નાતના,
આપણે તો દુનિયાને ગીતોથી માપવી!
આપણે તો ભોળાભટાક સાવ માનવી.

આપણને દોમદોમ સાહ્યબી મળી છે
કાંઈ લાગણીના ઘૂઘવતા દરિયાઓની;
આપણને દોમદોમ સાહ્યબી મળી છે
કાંઈ શમણાંના ઊડતાં પતંગિયાંઓની.

આપણે તો નખશિખ મોજીલા માનવી,
આપણે ના સંત કે આપણે ના મૌલવી!
આપણે તો ભોળાભટાક સાવ માનવી.

## મુક્તક / *દિલિપ શ્રીમાળી*

ઝાંઝવાની લાશ લઈને જીવતું રણ,
કૈંક સૂકા શ્વાસ લંઈને જીવતું રણ.
કોઈની સાથે કશો નાતો ન રાખ્યો,
જન્મથી સંન્યાસ લઈને જીવતુ રણ.

## ગઝલ / *હનીફ સાહિલ*

આંખ જાગે છે નજર જાગે છે,
એના હોવાની અસર જાગે છે.

ઊંઘ આવે તો સ્વપ્ન પણ આવે,
શી ખબર શાની ફિકર જાગે છે.

બંધ છે દ્વાર સુરાલયના અને,
શેખ બસ તારી અસર જાગે છે?

શાનો આતંક છે ચારેબાજુ?
કેમ આ આખું નગર જાગે છે?

સૂર ને સ્વરની હોય સરવાણી,
તો ગઝલનો આ હુનર જાગે છે.

થાક લાગી રહ્યો છે ચરણોને,
ને પ્રલંબિત આ સફર જાગે છે.

ચેનથી ઊંઘે છે 'હનીફ' હવે,
ને આ અંધારી કબર જાગે છે.

## ગઝલ / *જયમન વાળા*

પરણ ઝાડ પરથી પડી જાય, મિત્રો.
પછી પાનખર સાંપડી જાય, મિત્રો.

બળ્યો હાથ ત્યારે ખબર એ પડેલી,
બળતરા પછી ચામડી જાય, મિત્રો.

ઘણાં પાપ ધોવે ને રક્ષા કરી લે,
પછી હાથથી રાખડી જાય, મિત્રો.

ગમે એટલી એને દિલમાં દબાવો,
છતાં વેદના ઊપડી જાય, મિત્રો.

મને મારવાના તું યત્નો કરી લે,
મસાણે ફક્ત ઠાઠડી જાય, મિત્રો.

## પરંતુ / *પ્રીતમ લખલાણી*

પાનખરમાં
વૃક્ષેથી પાંદડા ઊડી જાય
એક પછી એક ડાળ બટકવા માંડે
ને છતાં પંખી
નિરાશા અનુભવ્યા વગર
મન મૂકીને ટહુકતું હોય છે.
ઊડતા ઊડતા ક્યારેક
સ્વપ્નનું આકાશ ડહોળાઈ જાય
કે પછી ખરડાય જાય.
પણ પંખી તો એની
મસ્તીમાં ગીત ગણગણાવતું હોય છે.
પરંતુ જે સવારે
સૂર્ય આભમાં ઊગી ગયો હોય!
ને છતાં
એક પણ બારી ઊઘડી ન હોય તો?
પંખી તે ક્ષણે
ડાળીએ ચાંચ ઘસતું
બારી સામે એકીટશે નિરખતું
વિષાદમાં ડૂબી જાય.

## શહેરની સવાર / *ગુણવંત પી. ઠાકોર*

ત્રાડ નાખતી વાહનોની
ભેંકારી ચિચિયારીઓ,
ચાલતા, ફરતા, દોડધામ કરતા
કાળમીંઢ રસ્તા પર ખોવાયેલા માણસો,
રસ્તાનું અસ્તિત્વ જ ભૂંસાયું છે!
હમણાં જ ઊગ્યો છે સૂરજ રોજની જેમ.
હૈયામાં ખડકલા છે નિસાસાઓના
અસ્તિત્વ છિન્ન ભિન્ન છે.
શહેરનું દૃશ્ય નિહાળીને.
નથી પંખીનો ફફડાટ.
છે કૂતરાંઓનું ભયંકર મૌન.
નથી ગાયોના ભાંભરવાનો અવાજ.
બધું જ ખોવાઈ ગયું છે.
એક એક શ્વાસ યંત્રવત્ છે
બસ ચાલ્યા કરે છે સઘળું
યંત્રવત્...યંત્રવત... યંત્રવત્...!

## બિડાયો છું / *જિજ્ઞેશ વાળા*

યુગોથી હું ગઝલની એક પળ અંદર બિડાયો છું,
ભ્રમર છું એટલા માટે કમળ અંદર બિડાયો છું.

નથી છોડી શકેલા કે નથી છૂટી ગયો હું,
અહીં જાણે ઘરોબો થઈ સકળ અંદર બિડાયો છું.

નહીં આગળ, નહીં પાછળ, નહીં ઉપર અને નીચે,
કહું છું એટલા માટે તો જળ અંદર બિડાયો છું.

મને હું સાંત્વનાં આપી રહ્યો છું. બહાર માનીને,
હકીકતમાં તો ઊંડા એક સળ અંદર બિડાયો છં.

તમે કાઢી શકો ના મોજડી માફક ગમે ત્યારે,
હવે હું શબ્દનાં પ્રત્યેક વળ અંદર બિડાયો છું.

# બે ગઝલ / સતીન દેસાઈ

૧

ધરી અંધારની ભેખડ લપસતી જોઉં મારામાં,
અચાનક કૈંક રાતોને ય ધસતી જોઉં મારામાં.

નથી અજવાળવા દેતી, નથી કૈં ભાળવા દેતી,
યુગોથી એજ લીલાને વિલસતી જોઉં મારામાં.

સતત ફંફોસતું એ કોણ કે મારાપણું ક્યાં છે!
અકળ એવી જ અવઢવ નિત્ય કસતી જોઉં મારામાં.

અગમ પંથે ચઢ્યો ખાલી કરીને શ્હેર ભીતરનું,
ગઝલ નામે કઈ એ ભીડ વસતી જોઉં મારામાં.

ઊભી ને નાભિવત ઝીલું ગબડતા પ્હાડના રૂપે,
તને પળ અન્ય રૂપે ક્યાં વરસતી જોઉં મારામાં.

કહાં લગ હું જ વેંઢારું ગઝલના વંશવેલાને,
નપુંસક શબ્દની હસ્તી તરસતી જોઉં મારામાં.

અટલ હું ત્યાં જ ઊભો છું કદાચિત એ જ કારણથી,
ધરી બ્રહ્માંડની ક્યારેક ખસતી જોઉં મારામાં.

ધર્યો છે ક્યાં અમસ્તો પિંડ મેં 'પરવેઝ' ઝાકળનો,
સવારે પણ સૂરજની રાખ શ્વસતી જોઉં મારામાં.

૨

સુગંધોની છું રમણાં મૂળનો વાહક છું હું ભીતર,
ચરમ તાકે મને ક્યાંથી, ચરમ તારક છું હું ભીતર.

મને અજમાવતા રહે છે નિરંતર નાદના અવસર,
અજાણ્યા તો નથી, રવનો અરવ સાધક છું હું ભીતર.

ધરી બેઠો છું હું અખિલાઈને સૌ વાચ્યતા મારી,
છતાં વાંચી શકે છે ક્યાં ક્યો વાચક છું હું ભીતર.

મને અજવાળવાના લક્ષમાં નાહક પ્રગટ થા તું,
જન્મ જન્માતંરે અંધારનો યાચક છું હું ભીતર.

દિશાઓ પાંખ ફફડાવી ભલેને સજ્જ થાતી પણ,
ગગનના સૌ ઉડાનોનો વિકટ બાધક છું હું ભીતર.

વિફળ આકાર પામે છે સ્વરો પ્રાગટ્ય પામીને,
ઇલમના એ જ સ્વરનો હર ઘડી વાદક છું હું ભીતર.

હવે ઓ જળ, સમેટી લો ઘૂઘવતા સૌ કિનારાને,
સમંદરથી ય અદકી મોજની ચાનક છું હું ભીતર.

અજાણ્યો છું હજી નરસિંહ ને મીરાંના મંત્રોથી,
મને બસ જાણ છે 'પરવેઝ'નું સ્થાનક છું હું ભીતર.

## બે ગઝલ / *સતીન દેસાઈ*

૧

જ્યારથી ખોયું પગે માણસ પણું
ઊભું ઊભું ડગમગે માણસપણું!

જાત ભીતર ચીખે લાવારિસ સમય,
ને સબડતું રગ-રગે માણસ પણું!

ઓગળે અસ્તિત્વના અંધારમાં.
ક્યાં બળે કોઈ શગે માણસપણું!

જાત લગ પ્હોંચે છે ક્યાં સરિયામ એ!
આભ જોઈને ચગે માણસપણું!

સાહ્યબી છે એક એના સ્પર્શની,
સ્પર્શ કરતામાં ડગે માણસપણું!

ચિત્તમાં એવા ક્યા સ્થાપત્યની?
ઊભું રેતીના ઢગે માણસપણું!

રાતની અંધાર-ઘેલી આંખમાં,
શુંય આંજી તગતગે માણસપણું!

ઓ દિશા ભૂલ્યા પયંબર પાછો ફર,
કેમ શોધે હર જગે માણસપણું?

૨

નાવ-શી ઇચ્છાનો પરપોટો થયો!
તે પછી દરિયો જરા મોટો થયો!

ક્યાં લગી સરખાવિયે બ્રહ્માંડને?
આ ગઝલનો ક્યાંય ના જોટો થયો!

જ્યારથી મનમાં એ ગંગોત્રી વહે,
હાથ એના જળ વિશે લોટો થયો.

ઘર ચણી બેઠી બધીયે મોસમો,
ને સુગંધોનો કશે ફોટો થયો.

એક દરિયા નામનો માણસ અહીં,
મંત્ર ભરતીના ભણી ઓટો થયો.

ક્યાં હતી શ્રદ્ધાને રંગોની પરખ?
તુલસીક્યારે કેમ ગલગોટો થયો?

વેંત જેવા અંતરોને કાપવા,
શ્વાસ-શ્વાસે કેટલી દોટો થયો.

જિંદગીભર એનો એ અંધાર પણ,
તેજનો ક્યારે કદી તોટો થયો.

ભીતરે લબકે ઋચાઓ હરપળે,
ભીતરે 'પરવેઝ' મશમોટો થયો.

## બે ગઝલ / કુમારજૈમિનિ શાસ્ત્રી

૧

કારતકથી છેક આસો,
એક મંઝિલ સો પ્રવાસો.

ક્યાં સ્મરણ આખા મલકનું?
યાદ છે બે-એક શ્વાસો

કાળ ક્યાં ભૂંસી શકે છે?
સ્મૃતિવત્ વિહ્વળ સુવાસો

સ્વપ્નમાં આવી જગાડે
કોઈ બળબળતો નિસાસો.

જિંદગી પ્રસ્તાવના છે
ગ્રંથ આખો તો તપાસો.

૨

સિલસિલો ક્યાં રોજ ન્યારો હોય છે?
એ જ સાંજો ને સવારો હોય છે.

આભમાં મબલખ કતારો હોય છે;
આપણો એક જ સિતારો હોય છે.

જેટલો સુંદર નજારો હોય છે;
એટલો જલદી જનારો હોય છે.

જિંદગી કેવો પથારો હોય છે?
છેવટે સૂની મજારો હોય છે.

આગમન એનું થતું ના કોઈ દિ'
નિત્ય જેના ઈંતેજારો હોય છે.

## હજી કોક કોક ખાંચામાં / મૌન બલોલી

આજ ગામનું એકે ખેતર ધાન ઉગાડવા બચ્યું નથી
જે પડતર છે ત્યાં પાટિયાં લાગેલાં છે
કે દુકાનો, મકાનો, વખારો, વિદ્યાલયો ઉગાડવાનાં બાકી છે.

પંચાયતી રાજમાં ગામના છેવાડે
જે સહકારી વસાહતમાં મારું ઘર હતું
તે વસાહત આજ મહાપાલિકાના યુગમાં
નગર વચોવચ થતી રહી છે.
વસાહતના ઝાંપા બહાર
વેસ્ટલેંડ જેવો અંધારિયો ભૂખંડ
આજે એટલો બધો અજવાળિયો બની ગયો છે,
કે વસાહતે વસાહતે ચોકી પ્હેરા ગોઠવાતા રહ્યા છે.

વસાહત બહાર ધોરી માર્ગ પર
ધુમાડીયા અવાજો ઓકતા વાહનો
નાણાની હેરાફેરી સાથે
દૂષણ-પ્રદૂષણની પણ હેરાફેરી કરે છે.
ચોરી-લૂંટ-છેતરપીંડી-હત્યા-આત્મહત્યા
વગેરે વગેરેના કોર્સ
કોઈ પણ વિદ્યાલયમાં રાખેલા નથી.
કોઈ વાલી શિખવતા નથી.
છતાં એ આગંતૂક-ઘુસણખોર-નિરાશ્રિત પ્રસંગો
પોતાના નિવાસો બાંધતા રહ્યા છે.
વિશાળ ફૂટપાથના છાંયે
રોજગારની રેંકડી દબાણ ગણાય છે.
એટલે દબાયેલા ભૂખંડનું ભાડું
પાલિકા કે એ રસ્તાનો કોઈ ટ્રાફિકમેન ઉઘરાવી લે છે.
પરંતુ હજી એટલું સારું છે.
કે મહાનગર બની ગયેલા મારા ગામમાં
હજી કોક કોક ખાંચામાં
દીવાલના છાંયે બે ઘડી નિરાંતે બેસવા મળે છે.

## બસ એટલું / ઉર્વીશ વસાવડા

મેં લખ્યું દુનિયાથી છાનું આજ તો બસ એટલું,
એ પ્રથમ પ્રકરણ કથાનું આજ તો બસ એટલું.

એ સતત જો રાતભર ચાલ્યા કરે તો ના ગમે,
સ્વપ્ન હો ક્ષણભર ને નાનું આજ તો બસ એટલું.

એમની યાદોએ ચારેકોરથી ઘેરી લીધો,
એ જ છે કારણ નશાનું આજ તો બસ એટલું

એક ફૂલની હાજરીથી આપણા ઉધાનમાં,
પોત પલટાયું હવાનું આજ તો બસ એટલું.

ત્યાં હશે ઉલ્લેખ મારો હર જગાએ ક્યાંક તો!
ખોલ તું સ્મરણોનું પાનું આજ તો બસ એટલું.

## ગઝલ / ડૉ. વિરંચિ ત્રિવેદી

મોતનાં પગલાં હું સૂંઘતો જાઉં છું,
હું સ્વયં મારામાં ડૂબતો જાઉં છું.

કોણ ક્ષિતિજમાં ગ્રસે છે સૂર્યને!
હું રવિની જેમ બૂઝતો જાઉં છું.

કેટલું વિસ્મય અકળ છે ઈશનું,
લોકને સરિયામ પૂછતો જાઉં છું.

દૂર કાદવમાં કમળ ખીલી રહ્યું,
હું અહીં દલદલમાં ખૂંપતો જાઉં છું.

સાંભરે છે બોલ અંતિમ ભીષ્મના,
યુદ્ધ ચાલુ ને હું તૂટતો જાઉં છું.

## બે ગઝલ / દત્તાત્રય ભટ્ટ

૧

સવાલો, સવાલો, સવાલોની પીડા,
મળે તે પછીથી જવાબોની પીડા.

ભલે ઢાંકવામાં સફળ એ રહે છે,
ન ઢાંકી શકાતી નકાબોની પીડા.

બધા ભેદ જાણે, ન બોલી શકે કૈં,
કિચૂડાટ કરતી કમાડોની પીડા.

હૃદયમાંથી ઝરણું થઈને વહે એ,
હશે પીગળેલા પહાડોની પીડા.

૨

ભેદ એનો એ જ તો ખોલી શકે,
શૂન્ય સામે ખુદને જે તોલી શકે.

વેદ જેવા વેદ પામે એ જ, જે-
ભોંયસીંગી વેદના ફોલી શકે.

ભીતરેથી નાદ પ્રકટે પળપળે,
દ્વાર ભીડે એ જ ત્યાં ડોલી શકે.

સાંભળી જો તું શકે તો શક્ય છે,
મૌન પણ મારુંય, જો! બોલી શકે.

### વ્હાણ / *મેબલ મૅકવાન*

થયું કે, આજે તો મન ઉપરથી રોજ નડતી
ખસેડું હું વાતો. ભૂમિ પર પડતાં પર્ણ તગડું.
બધી તસ્વીરોની તરંત બનતી રાખ ઊડતી
હતી આંખો સામે, કબર પરથી પુષ્પ પડતું.

નિશાનીઓ એની દફન કરતાં હું હચમચું.
ધકેલું છું એનું સ્મરણ ઢળતી સાંજ વખતે,
નદીના પાણીમાં કઈ પળ નવા એક ઘરને
બનાવી તોડું છું? જળ પર ક્યું વ્હાણ તરતું?

હજી બારીમાંથી ફરફર થતી યાદ અટકે
અને પાછી મારા હૃદય પર આવી ધસમસે.
ફરીથી વર્ષોનો પવન સરકે, દ્વાર ખખડે,
ખરેલા તારાની પડતર જગા કોણ ભરશે?

કિનારો તોડીને તટ પર વહેલું જળ હજુ
નદીમાં આવીને ખળખળ વહી ક્યાંક વળતું.

### જિંદગીનાં આંક / *કિરીટ ગોસ્વામી*

સ્વપ્ન જો સાચા પડે થોડાંક સોએ સો ટકા,
આવડે તો જિંદગીનાં આંક સોએ સો ટકા.

હાલ સંતાકૂકડી રમતો ભલે તું સાહ્યબા!
આપણે આખર મળીશું ક્યાંક સોએ સો ટકા.

આદમી જે બ્હારથી ધનવાન લાગે છે બહુ,
ભીતર હોઈ શકે એ રાંક સોએ સો ટકા.

જિંદગીની વારતાની એ જ તો છે ખાસિયત,
રોજ લઈ લેતી નવીન વળાંક સોએ સો ટકા.

દોષ સઘળી બાબતે તું ઢોળ મા દુનિયા ઉપર,
સ્હેજ તારામાંય મળશે વાંક સોએ સો ટકા.

### થઈ ગયાં / *ડૉ. મહેશ રાવલ*

થીજી ગયાં જો સ્વપ્ન ઠંડાગાર થઈ ગયાં,
ને ઓગળ્યાં, તો આંસુઓની ધાર થઈ ગયાં.

મેં તો લખી'તી માત્ર મારી જિંદગી અને,
અકબંધ કિસ્સા અન્યનાં, પુરવાર થઈ ગયાં.

અત્તર વિષે ચર્ચા થતી કાને પડી હશે!
ફૂલો બગીચો ત્યાગવા તૈયાર થઈ ગયા.

પામ્યો નહીં જ્યાં લાગણી હું રોઈ રોઈને,
ત્યાં અન્ય હળવા હાસ્યથી સ્વીકાર થઈ ગયાં.

નક્કી કરેલાં લક્ષ્યથી બહુ દૂર ક્યાં હતો?
મારાં હતાં, એ અન્યનાં આધાર થઈ ગયાં.

કોણે દુઆની આડમાં અવળી દુઆ કરી,
સુખનાં પ્રસંગો દર્દથી ચિક્કાર થઈ ગયાં.

શ્રદ્ધા હજુયે કેટલાં આશ્ચર્ય સર્જશે?
અમથા ગણાતાં શખ્સ પણ અવતાર થઈ ગયાં!

### ગઝલ / *હરકિસન જોષી*

હજુ સ્હેજ ફૂટવાની આશા પરણને;
જરા આ તરફ વાળી આપો ઝરણને.

તુરત સ્થૂળ નિદ્રા સમાધિ બની ગઈ,
ધર્યા મસ્તકે જ્યાં તમારા ચરણને.

પ્રયત્નો કરી અંતે શોધી જ કાઢ્યું,
સતત મૃગજળોમાં દટાયેલા રણને.

જીવનથી અમે હાથ ધોઈને આવ્યા,
સજીવી શું કરશો અમારા મરણને!

## વસ્તુઓનું તૂટવું / રાજેન્દ્ર પટેલ

ક્યારેક આપણાથી
વસ્તુઓ તૂટતી હોય છે
તૂટ્યા વગર.

વૃદ્ધ 'મા'ના મોંની કરચલીઓ તેની ચાડી ખાય,
સવારના પ્હોરમાં વેરાયેલા પાંદડા
વાત વહેતી મૂકે,
દીવાલમાં પડેલી તિરાડ આંખ બની તગતગે,
કોઈને હુલાવેલા શબ્દો
લોહીલુહાણ થઈ કણસ્યાં કરે... અને આમ,
કોઈપણ પગરવ વગર વસ્તુઓ,
અગણિત રજકણો બની
ઘુમરાયા કરે, આપણી આસપાસ.

અને
વધતી ઉંમરની જેમ,
પડતર જમીનની જેમ,
બરડ હાડકાંની જેમ,
વસ્તુઓ તૂટી તૂટીને પડઘાતી રહે અવિરત.

પૃથ્વીમાં પડતી તરડથી
પ્લાસ્ટિક તરડાઈ જવા સુધી
બધુંય તૂટતું હોય છે,
ફરી ફરીને
તૂટી તૂટીને
અથવા
તૂટ્યા વગર.
પછી તિરાડમાં
હવા, ભેજ ને અજવાળું નૃત્ય કરે.
અવકાશ લીલા કરે
એકમાંથી અનેક
ને અનેક બની જાય એકાકી
છું કશુંક તૂટે
તડાક...તડ..તડ કરતું.

વળી, તે
વેરવિખેર થઈ
શ્વાસ ઉચ્છ્વાસમાં વહેવા માંડે,
ધીરે ધીરે ધરતીના કણ કણમાં ભળવા માંડે.

અજાણી ઉલ્કા પડે જાય,
ફળ સડે જાય,
ફૂલ કરમાઈને નીચે પડે જાય,
ઉપરથી નીચે ને
નીચેથી અંદર
બધું ય તૂટે, ચૂપચાપ.

વસ્તુઓ તૂટતી હોય છે આપોઆપ
અથવા
ફરીફરીને તોડતી હોય છે કશુંક ને કશુંક.

તે બેલગામ ઘોડાની જેમ
ધસી જાય એકમેક પર,
મૃતાત્મા બની લુપ્ત થાય,
પોતાની અંદર
પોતાની વડે.
ઘણીવાર
વસ્તુઓને આમ સમજતાં સમજતાં
તૂટી જતી હોય છે
કશું કર્યા વગર.

પણ વસ્તુ એ વસ્તુ છે.
તે રહે છે અકબંધ
આપણા અવાજમાં.
અવાજ વસ્તુઓનો વિસ્તાર છે
તેથી જ સ્તો, વસ્તુઓ તૂટતી નથી
અવાજના ઉજાસમાં.

વસ્તુઓ હંમેશા તૂટીને
અવાજ રૂપે, ઉજાસ વેરે છે
આપણા ખયાલ બહાર.

## કેવળ તરજ નથી / 'પ્રણય' જામનગરી

આરંભ-અંતની મને ઝાઝી સમજ નથી,
મારી કથાનો અંત સરળ કે સહજ નથી.

કેવળ નિયમથી પાર નહીં પામે કોઈ પણ,
પંખીનો ટહુકો ટહુકો છે, કેવળ તરજ નથી.

બન્ને તરફ છે પ્રેમ છલોછલ છલકછલક!
કાંઠાને, જળની કોણે કહ્યું કે ગરજ નથી?

એના ઈશારે દોડી-દોડી જઈશ હું સતત,
અંદરનો ભાવ છે એ ફક્ત, એ ફરજ નથી.

નિરાંત આવી હોય કોના ભાગ્યમાં 'પ્રણય',
અંતિમ શ્વાસ છે અને કોઈ કરજ નથી.



## ગઝલ / સતીન દેસાઈ

આમ પણ સદીઓ સુધી દોડાવશે
એક ક્ષણ સદીઓ સુધી દોડાવશે.

નિત સમાધિમય ભલે થાતી ગઝલ,
એ વલણ સદીઓ સુધી દોડાવશે.

ભાન ક્યાં છે વૃક્ષતા વરનારને,
કે પરણ સદીઓ સુધી દોડાવશે.

પ્હાડ-શું ખોડી જશે દરિયો તને,
પણ, ઝરણ સદીઓ સુધી દોડાવશે.

આમ લાગે મોક્ષનો પીછો કરે,
શૂન્ય પણ સદીઓ સુધી દોડાવશે.

એ ઈલમ થાતા જ મન બેરું થશે,
કે શ્રવણ સદીઓ સુધી દોડાવશે.

શબ્દનો અવતાર લૈ આવ્યા તમે,
એ શરણ સદીઓ સુધી દોડાવશે.

જે જગતને મુઠ્ઠીમાં થંભાવતું,
એ જ જણ, સદીઓ સુધી દોડાવશે.

થૈને ખુશ્બુ તેં કર્યું તારું હરણ,
એ હરણ, સદીઓ સુધી દોડાવશે.

આંખ મીંચીને જ કર મહિમા સદા,
જાગરણ સદીઓ સુધી દોડાવશે.

કોણ કહે છે કે ચરણ થાક્યા હવે!
બાળપણ સદીઓ સુધી દોડાવશે.

એ જ શ્રદ્ધામાં સમય થંભ્યો હશે.
સાંભરણ સદીઓ સુધી દોડાવશે.

આ બધું આખર સમેટી લો તમે,
વિસ્તરણ સદીઓ સધી દોડાવશે.

## ત્રણ કાવ્યો / મહેશ દવે

૧

એ જ ફૂલો, એ જ વાડી
એ જ ધરતી, એ જ વૃક્ષો
એ જ પક્ષી, એ જ ટહુકા.
જળની ધારા એ જ,
એ જ જીવો, એ જ જંતુ.
કીડા, મકોડા, સૂપસરી ને ચોપગા.
એ બધું તો ઠીક, ફેર છે, પણ જરીક છે.
બાકી એ જ બેપગા.
એ જ એના ભાવ ને પ્રતિભાવ.
દેવું'તું જગત એ જ ને એવું
તો શાને બદલ્યું ખોળિયું? -આ ખોળિયું.

૨

જમણો આ મારો હાથ
દેખાય અરીસે ડાબો.
ને ડાબી જે મારી આંખ
ત્યહીં દેખાતી જમણી.

બીજામાં દેખાતો અવળો
મારામાં હું સંવળો.

આંખ તમારી મારો અરીસો.
તમે ભલેને કંઈ પણ માનો.
મારી અંદર ચાલી રહેલાં
છળ-કપટને ક્યાંથી જાણો?

અવર બનીને હે ઈશ્વર,
જોવા દેને મારું રૂપ.
ત્યારે મળશે પાંખી પાંખી.
જરીક અમથી ઝલકઝાંખી.

૩

મારે બાળકો જોઈતા નથી.
બાળક એટલે પત્નીને પ્રસવપીડા.
ચિંતા ઉછેરવાની.
માંદું પડ્યે ટેવ પાડવી ઉજાગરાની.
એના દુઃખે દુઃખી
પડે, આખડે, આવે દાંત.
હા, કદીક ક્યારેક કરે-કરાવે ગેલ,
પણ આનંદ એ ક્ષણેકનો.
દોડાદોડ કરવાની શાળા-પ્રવેશની
ભણવા-ભણાવવાની
તાણ પ્રત્યેક પરિણામે.
ઉધરતો બચાવવાની
સુધરતો બનાવવાની
મારા સંસારનાં અનેક દુઃખો
ઉમેરાય તેમાં એનાં.
એને પડી ન કાંઈ
પણ મારે બળ-બળ બળવાની આ ભવની ભવાઈ.
આ જ હોય જો નરક-પીડા
શાને ડરવું પું નામના નરકથી
પ્રજાજંતુ તો સાચવશે
કરોડોથી ઉભરાતો આ દેશ.
આ વિશ્વને રહેવા જેવું ન બનાવું
ત્યાં સુધી
મારે બાળકો જોઈતા નથી.

## વરસાદ વરસે માપનો / *મૌન બલોલી*

વરસાદ વરસે માપનો ખેતર બની જતો,
પડતર ધરાની ગોદમાં ગોબર બની જતો.

વ્હેતી નદીને છાંયડે શિખર બની જતો,
સૂકી નદીની રેતમાં પથ્થર બની જતો.

વૃક્ષોનું ટોળું શ્હેરમાં જ્યાં જ્યાં મળે મને,
બેસું ઘડી ને ગામનું પાદર બની જતો.

જે જે જગા પગલાં પડે ના ઘાસ પણ ઉગે,
ખુશ્બુ ખરે ત્યાં ઝીલવા આદર બની જતો.

જંતુ બની એ શિર્ષથી પાની લગી ચૂમે,
પણ બે જણા વચ પ્રેમનું અંતર બની જતો.

વાંધાજનક બચતું નથી એના જીવન વિષે,
જે અલવિદાને ઊજવી નવતર બની જતો.

'પૃથ્વી રુકો' પડઘાય છે આકાશમાં હજી,
ઊતારવા એ સાદને ગણધર બની જતો.

'ખામોશ'ના જીવવા વિષે ખામી કશી હશે?
પથ્થર નહીં તો ઠેસનો સુંદર બની જતો.

ક્યાંથી મળે સંબંધ-ઘર 'ખામોશ' એમને?
જે હરપળે નિજ આંખમાં કસ્તર બની જતો.

(પાબ્લો નેરુદાની સ્મૃતિમાં)

### ભૂલસુધાર

'કવિલોક' માર્ચ-એપ્રિલ ૨૦૦૫ના અંકમાં પૃષ્ઠ ૩૪ પર પ્રકાશિત રાધેશ્યામ શર્માના આસ્વાદ લેખનું શીર્ષક 'અભિપ્ત સંવેદનાના કલ્પના-રૂપો' એમ વાંચવું. તદુપરાંત 'સીબક'ને બદલે 'સ્તબક' વાંચવું.

## તે પહેલાં / *ફિલિપ ક્લાર્ક*

તમે જ સૌન્દર્યની ઉપાસના નહીં કરો તો
કાળની કરડી નજર તેને કદરૂપું બનાવી દેશે.
ખીલેલાં ફૂલોને નહીં ચૂમો તો કરમાઈ જશે અકાળે.
ક્ષણક્ષણનું ખીલવું અને ફોરવું
ગટરોની દુર્ગંધમાં ફેરવાઈ જશે.
ક્યાં લગી કરશો શક્તિની રખેવાળી?
ક્યાંલગી રાખશો તમારાં શસ્ત્રોને ચકચક્તિ?
સૂર્યનું પ્રકાશવું અને તારાનાં તેજ
કાટ ખાધેલા લોખંડ જેવાં બની જશે.
પાંજરામાંથી નીકળી આવો બહાર
ગગનની વિશાળતા બોલાવી રહી છે તમને
પંખીઓ સાથે ઉડો, પતંગિયાં સાથે ફરકો.
ફળ જેવા રસદાર અને વનરાઈ જેવા લીલાછમ બનો
રેતી રેતી થવું અને દરિયાનાં સપનાં જોવાં
તમાશા કરવા અને તમાશા જોવા
નક્કરતાની કેડીએ ક્યારે વાળશો તમારા ચરણને.
કુદરતી કોપ એટલે સર્જનની અવગણનાનો પ્રતિસાદ.
તમે નથી જીવી શકતા કે નથી કોઈને જીવવા દેતા
મરી ગયેલી ઇચ્છાઓનું શબ લઈ
તમે ચાલી રહ્યા છો હતાશાની કેડીએ.
ક્યા શાસ્ત્રોના પૃષ્ઠોમાં સંતાઈ ગયું છે આ બધું.
તમે ગુલામ ચળના અને આંશિક ચળકાટના
રૂઝમાં વારંવાર ખોતરવાની આદતવાળા
'ઘા' પર ઝીકાય 'ઘા'
તમારી જિજીવિષાનું વૃક્ષ થઈ જાય ધરાશયી
બળી ગયેલા કોલસા, જેવી પરિસ્થિતિમાં
વ્યર્થતાની ફૂંકો મારતા તમે
સઘળું ધુમાતું જોઈ આંસુ સાર્યા કરો.
રડી રડીને ખૂટી જાય તમારાં આંસુ
કે પછી નિષ્ફળ બની જાય ચોમાસું
તે પહેલાં ચાલો...આપણે...

## કાચી ભીંતો / *નિદા ફાઝલી*

*અનુ. હનીફ સાહિલ*

મારી મા
પ્રતિ દિવસ પોતાના વૃદ્ધ હાથોથી
અહીં તહીંથી માટી લાવી
ઘરની કાચી ભીંતોના એ ઘાવ ભરે છે.
તેજ પવનના હડસેલાથી
બાપડી ભીતિ પામે છે.

મારી મા કેવી ભોળી છે.
વરસોની ભીંજેલી ભીંતો
નાના મોટા થાગડ થાગડથી
ક્યાં લગ છેવટ ઊભી રહેશે?
જ્યારે ગરજશે વાદળ કોઈ
કડડભૂસ થઈ ઢસી જશે.

(નિદા ફાઝલીની ઉર્દૂ કવિતાનો અનુવાદ)



## ઘુટનની અનુભૂતિ / *એહમદ સરોશ*

*અનુ. હનીફ સાહિલ*

સારું છે કે પપ્પા
આબરૂભેર કબરમાં
સમયસર પોઢી ગયા
નહીંતર આ ગીચ શહેરના
એક નાના ફલેટમાં
તેમને સૂવા માટે બાલ્કની સિંવાય
આપી પણ શું શકતે.

સારું છં કે મમ્મી પણ-
નહીંતર જેણે સમગ્ર જીવન
કિચનમાં વિતાવી દીધું, તેને પણ
કિચન સિવાય સૂવા માટે
બીજી કઈ જગ્યા મળતે.

વે હું રાહ જોઉં છું કે
દીકરીઓના લગ્ન થઈ જાય
અને પોતાના સાસરે જાય
જેથી આ ખોબા જેવડા ફલેટમાં
કંઈક તો મોકળાશનો અનુભવ થાય!

(એહદમ 'સરોશ'ની ઉર્દૂ કવિતાનો અનુવાદ)

## કાવ્યાસ્વાદ

### વિનોદ જોશી

સાવ અજાણ્યા ગામને પાદર બારમાસીનો છોડ ઊગેલો,
ઘેરથી ખેતર કાનિયો જતો વાડને છીંડે થઈને વહેલો.

નીકને નાનાં પગલાં કૂદે, પાળથી ફૂટે જળનો રેલો,
છાનોમાનો છોડ એ પીતો જોઈને થતો કાનિયો ઘેલો.

જાગતો એવો આવતો, પાતો ખોબલો છલોછલ ભરેલો.
ઘંટ પડ્યે એ ઘેર જતો ને જાય હવે નિશાળમાં છેલ્લો.

સાંજના કહ્યું કાનમાં : 'ચંદા, હાલ જો મારો છોડ ખીલેલો'.
બેઉ ધમાધમ દોડતાં આવે કાનિયે જોયો છોડ પડેલો.

ધૂળથી ભારે પવન વાતો, સૂરજ રાતોચોળ નમેલો.
'કોણ છૂંદી ગ્યું' છોડ રૂપાળો ચંદા, મારું એક ઢેખાળો.

'લાવશું કૂંડે છોડવો નવો, રડ ના કાના, સાવ શું ઢીલો?'
ઓળખ્યા વિના ઘેર ગયા એ ઊપસેલો મોટરનો ચીલો.'

*-રઘુવીર ચૌધરી*

ઘણીવાર સાવ હળવી ફૂલ લાગતી કવિતા બહુ મોટો ગૂઢાર્થ સંગોપીને બેઠી હોય છે. તેનાં દલ ખૂલે નહીં તો સીધી સાદી અભિવ્યક્તિ કિંચિત્ લીલાનો માત્ર સ્પર્શ અનુભવાય અથવા તો નરી સરળતાને કારણે તેનાથી બહુ પ્રભાવિત ન થવાય તેવું બને. આ રચના કંઈક એવી જ છે. તેની અભિવ્યક્તિમાં કોઈ આંજી નાખે તેવી ભાષાક્રીડા કે કવિકર્મની છટાઓ નથી. વળી, આટલી નાનકડી કવિતામાં બહુ ઓછું નભે તેવું, એક ઘટનાનું નિરૂપણ પણ અહીં છે. એક પ્રવક્તા માંડીને વાત કરતો હોય તેમ કાવ્યની શરૂઆત થાય છે.

આ પ્રવક્તા તે કવિ પોતે છે. શાળામાં ભણતો કાનિયો અને એના જેવડી જ કલ્પી શકાય તેવી ચંદા અહીં બાળપાત્રો તરીકે આવે છે. એમને માધ્યમ બનાવી કવિએ પોતાનું વક્તવ્ય કવિતાની આમન્યા જાળવીને કર્યું છે. શું છે એ વક્તવ્યની સામગ્રી?

આધુનિકતા, આધુનિક વિજ્ઞાન નવજાગૃતિ અને પરિવર્તનના નામે જે કંઈ થયું તે સહુ કોઈને પ્રભાવિત કરી દે તેવું થયું. પણ તેમ થવાથી જે અળપાયું તેનો હિસાબ ક્યારેય કોઈ માંડતું નથી. રમેશ પારેખની પંક્તિઓ છે.

*'પાંદડું કેવી રીતે પીળું થયું કોને ખબર?*
*એટલે કે ઝાડમાંથી શું ગયું, કોને ખબર?'*

સુવર્ણ રંગની આકર્ષક છટા સાંપડવાના ઉન્માદમાં આપણી અંદરથી નષ્ટ થઈ જતાં આખે-આખા વ્યક્તિત્વનો આપણને ખયાલ આવતો નથી. આ ખયાલ શિશુસહજ સરળતાથી નિસર્ગને હથેળીમાં રમાડી શકનારને જ આવી શકે. આ કાવ્યમાં કવિ બાળક કાનિયા નિમિત્તે જે પ્રૌઢિપૂર્ણ ફિલસૂફી આલેખે છે તે માણવા જેવી છે.

કાવ્યનું કથન ઉકેલવું પડે તેવું નથી. ગામને પાદર બારમાસીનો છોડ. ઘેરથી ખેતર જતાં કાનિયાને એ વચ્ચે આવે. નીકમાંથી વહેતું પાણી નીકમાંથી ફંટાય અને બારમાસીનો છોડ એ પાણી પીએ. કાનિયો એને ટગરટગર જોઈ રહે. કવિ એક કુશળ સિનેમેટોગ્રાફર હોય તે રીતે પોતાની ફ્રેમમાં આ ચિત્રને ઝીલતા જાય છે. નીકને નાનાં નાનાં પગલે કૂદતો કાનિયો આપણને દેખાય અને બારમાસીના છોડ લગી જતો પાણીનો રેલો પણ આપણને દેખાય.

આટલી શી ઘટના કાનિયાને માટે જીવનનું જાણે કોઈ મહાન પ્રકરણ છે. હવે એ સવારે જાગતાં જ સીધો આ છોડ પાસે આવે છે. પાણી પાય છે. નિશાળે જવામાં એનો ક્રમ છેલ્લો થઈ જાય છે. આવતા ને જતાં વચ્ચે આવતો બારમાસીનો છોડ એનું

પરમ તીર્થ બની રહે છે. એની સઘળી આસ્થાઓનું કેન્દ્ર બિંદુ છે. છોડની જાળવણી કરવી અને સંવર્ધન કરવું એ જવાબદારી એક બાળક પોતાને શિરે હોંશે હોંશ લઈ લે છે તે વાતમાં જ કાવ્યાત્મક વક્રોક્તિની સઘળી છટાઓ જોઈ શકાય તેમ છે.

બારમાસીનો આ છોડ હવે જાણે કાનિયાના જ અસ્તિત્વનો એક અંશ છે. તેનો પરિચય કરાવવા માટે ચંદા પાસે એ 'મારો છોડ' દેખાડવાનો પ્રસ્તાવ કરે છે. ચંદા અને કાનિયો હોંશભેર એક સાંજે છોડ પાસે પહોંચે છે, ત્યાં તો છોડ જમીનથી ઊખડી જઈ નીચે પડ્યો છે. બેઉ આ જુએ છે. કાનિયો સ્તબ્ધ થઈ જાય છે. તનાવપૂર્ણ નાટ્યક્ષણ જેવી આ સ્થિતિને કવિએ કાવ્યભાષાની સહાયથી અહીં ઊંચકી લીધી છે. પવન જાણે વજનદાર બની ગયો. પવનમાં ભળી ગયેલી ધૂળ ઉડવા લાગી. સાંજનો સમય એટલે તો સૂરજ ડૂબવાનો સમય. સૂરજ રાતોચોળ છતાં નમેલો. કાનિયાએ આ બધું અનુભવ્યું, જોયું. એને ગુસ્સો ચડ્યો. પોતાનો રૂપાળો છોડ કોણે ચગદી નાખ્યો તેની એને ખબર ન હોવા છતાં તેને ઢેખાળો મારવાની આક્રમક મુદ્રા કાનિયાએ ધારણ કરી લીધી. બાળકને રીસ શોભે. ક્રોધ નહીં. અહીં તો કવિએ કાનિયાના શિશુત્વનો ધ્વંસ કરી એને આ વયે ક્રોધનો પ્યાલો પાનાર સામે આંગળી ચીંધી છે. તાજેતરમાં જ કોનું વિધાન વાંચવામાં આવ્યું હતું. બાળકો હવે બાળકો રહ્યાં જ નથી. એક વિચારણીય પરિસ્થિતિ કવિ અહીં રચી દે છે.

આ પરિસ્થિતિને કઈ રીતે ઘટાવવી તેનું ગણિત બાળક પાસે તો ક્યાંથી હોય? પણ કાનિયા સાથે ગયેલી દુઃખભાજન ચંદા કાનિયાને આશ્વાસન આપતા કહે છે : 'લાવશું કૂંડે છોડવો નવો' બસ, આટલી શી વાતે વાત પાછી તો વળી ગઈ. પણ પાદરે, ખેતર, છીંડુ, નીક, વહેતું પાણી એ બધું જ એક કૂંડામાં સીમિત થઈ ગયું. નિસર્ગની વ્યાપ્તિ એક દુર્નિવાર સંકડાશમાં ફસાઈ ગઈ. કૂંડું નિસર્ગનો વિકલ્પ ન બની શકે છતાં એ વિકલ્પ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. પણ બિચારી ચંદા એ ક્યાં જાણે છે? એ ભોળુડી બાળુડીને તો કાનિયાને છાનો રાખવામાં જ રસ છે.

કોઈ ઉત્તમ સૉનેટની અસરકારક ચોટ જેવો અંત આપતી છેવટની પંક્તિ આપણને હલબલાવી મૂકે તેવી છે. કાનિયાને કે ચંદાને છોડ કેમ નિર્મૂળ થઈ ગયો તેના કારણની ખબર ન પડી. માત્ર પરિણામની જ ખબર પડી. કોઈ ધસમસતી આવતી મોટરના પૈડા તળે ચગદાઈ ગયેલા ઉછરતા છોડની સાથે જ એને ઉછેરનાર એવડા જ બાળકના મનસૂબા પર પણ એ પૈડું ફરી વળ્યું છે. પણ એનીયે એને જાણકારી નથી. મોટર ચાલી ગઈ છે અને ચીલો શું ચાલ્યું ગયું તેની ગવાહી આપતો નથી. કારણ કે ચીલો ઓળખી શકાતો નથી. આપણી નજર સામેથી નીકળી જતો અને નહીં ઓળખાતો સમય એંધાણી મૂકતો જતો હોવા છતાં કેટલો બેકાબૂ છે. આપણને હાથતાળી દઈ જાય તેવો છે તેનું સૂચક ગંભીર અર્થઘટન અહીં સમાયું છે. શહેરીકરણ અને આધુનિક સગવડના વ્યામોહમાં સામેથી વહોરી લેવાતી વણપ્રીછી સંકડાશનો ભોગ બનવા માટે આપણે સહુ ધસી રહ્યાં છીએ. કાવ્યની મજા તો એ છે કે આખીયે વાત બાળકોનાં નિમિત્તે કવિએ મૂકી છે. નિસર્ગના બીજાં રૂપ જેવા બાળકો જ એમને આ કહેવાના મામલે અધિકૃત જણાયાં છે. એવાં બાળકો, જેઓ કશું સમજી નથી શકતાં માત્ર સંવેદી શકે છે. ભર્તૃહરિએ 'નીતિશતક'માં એક ભમરા નિમિત્તે આવી જ કંઈક વાત કરી છે તે છેલ્લે ઉમેરી લઈએ. 'રાત્રિ વીતી જશે, સુંદર સવાર થશે, સૂર્ય ઊગશે અને કમળનું ફૂલ ખૂલશે એમ કમળમાં બિડાઈ ગયેલો ભમરો વિચારતો હતો ત્યાં જ અરેરે! હાથીએ કમળના ફૂલને ઉખેડી નાખ્યું!'

હવે, આ પણ વિચારી જોઈએ.

૨. ગઝલ આસ્વાદ

દુનિયા નામે ઠગ છે બાવા
ક્યાં આ તારું જગ છે બાવા?
વ્યર્થ પલાંઠી વાળી બેઠો,
રેતીનો આ ઢગ છે બાવા.
ધીમે રહીને કાઢી લે તું,
પથ્થર નીચે પગ છે બાવા.
શબ્દ આપણાં અષ્ટમ્-પષ્ટમ્,
ભાષા પણ લગભગ છે બાવા.
થાશે લીલા-લ્હેર પછી તો,
ત્યાં જો તારી વગ છે બાવા.

–અઝીઝ ટંકારવી

આ ગઝલ પ્રથમ દૃષ્ટિએ જ ડૉ. ઈકબાલના એક પ્રચલિત શેર સંવિધાનને સાધે છે.

*'અફલાક સે હૈ ઉસકી હરીફાના કશાકશ,*
*ખાકી હૈ મગર ખાક સે આઝાદ હૈ મોમિન.'*

(અર્થાત્ - પૂર્ણ માનવનો તીવ્ર સંઘર્ષ આકાશ સાથે નિરંતર ચાલતો હોય છે, પૂર્ણ માનવ રાખનો પિંડધારી હોવા છતાંયે રાખથી સદૈવ મુક્ત હોય છે.)

આમ, પ્રસ્તુત ગઝલમાં નિર્બંધ તત્ત્વનો આરાધક આ કવિ 'છે બાવા' રદીફ દ્વારા આંતરનાદનો સહજ આત્મસંવાદ રચે છે. 'ગાગાગાગા'ના બે આવર્તનમાં, માત્ર આઠ ગુરુના સૂક્ષ્મ સંકુલમાં 'છે બાવા' ત્રણ ગુરુનો રદીફ પ્રયોજી, માત્ર પાંચ ગુરુમાં જ પંચેન્દ્રીયોની આંતર-બાહ્ય સંવેદનાને સાંકેતિક રીતે ઊર્ધ્વગામી બનાવે છે. પાંચ શેર પ્રયોજી સ્થૂળથી સૂક્ષ્મ વિહારના નિર્દેશનું અલૌકિક વિશ્વ નિર્માણ કરે છે.

*દુનિયા નામે ઠગ છે બાવા,*
*ક્યાં તારું આ જગ છે બાવા?*

મત્લાનો શેર સ્વયં અવતરણને પડકારે છે. દુન્યવી દૃશ્યમાન આકારયુક્ત સંમોહના સર્જનહારને પરોક્ષ રીતે તેની ભૂલનો અહેસાસ કરાવે છે. પંચતત્ત્વની આ વિફલ પ્રસ્થાપનાને 'ક્યાં તારું આ જગ છે બાવા' કહી જગાડે છે. અંતે તો માનવે એ જ તત્ત્વ સંવિધાનની તદ્રુપતા સાધવાની હોય છે, જે તેના મૂળમાં સંચિત છે. પરંતુ માનવ માટે અંતને પામ્યા વિના અનંતનો વિહાર શક્ય છે જ ક્યાં? તેથી જ મત્લાનો આ શેર એક અન્ય સમાનાર્થી શેરનો સમાંતર વિહાર કરે છે.

*'ઉતર આયે ભલે હી તૂં નુઝૂલે-નારસા હોકર,*
*સમા લૂંગા તુઝે મૈં આપ અપની ઈન્તિહા હોકર.'*

*(સતીન દેસાઈ 'પરવેઝ')*

(અર્થાત્ - હે ચરમ તત્ત્વ ભલે તું અસાધ્ય અવતરણ થઈને આ ભૂમિ પર ઉતરી આવે, હું સ્વયં મારો અંત વરીને તને મારામાં સમાવી લઈશ.)

તો બીજી તરફ મત્લાનો શેર દુન્યવી પ્રાગટ્યને આમ પણ ધિક્કારે છે.

*'ઈસી દુનિયા કો જો ખુલ્દે બરીં થી,*
*જહુન્નમ કર દિયા હૈ આદમીને.'*

(અર્થાત્ - આ દુનિયાને જે ચરમ સ્વર્ગની સાહ્યબી હતી તેને માનવીએ નર્કમાં ફેરવી નાખી છે.)

બીજા શેરમાં મનની મોહજાળમાં મત્સ્ય - શું તરફડતો માનવ ક્યારેક આસનસ્થ થવા પ્રેરાય છે ખરો, પરંતુ એની દિશાશૂન્ય અવસ્થાઓ, તેને સ્થળ-કાળની શાશ્વત પરીપાટી પર આરૂઢ થવા દેતી નથી. આસનસ્થ સમાધિની શક્યતાઓનો એ સ્વયં બાધક બની જાય છે. બેખુદીની દીવાનગી હાંસિલ કરવાના યત્નમાં આત્મગર્તને સ્થાને ઈન્દ્રીયગમ્ય રેતના ઢગ પર પલાંઠી વાળી બેસે છે. દુર્ભાગ્યે જીવનભર આજ અનુક્રમને જાળવે છે. સમગ્ર ઈન્દ્રીયો સમેત સમયની રેત મધ્યે ખૂંપી જાય છે. છતાં સમાધિમય હોવાનો ભરમ તંત-તંત ગૂંથે છે.

જેમ સમંદરની પ્રચંડ ગતિના મૂળ પાતાળમાં

પરમ તીર્થ બની રહે છે. એની સઘળી આસ્થાઓનું કેન્દ્ર બિંદુ છે. છોડની જાળવણી કરવી અને સંવર્ધન કરવું એ જવાબદારી એક બાળક પોતાને શિરે હોંશે હોંશ લઈ લે છે તે વાતમાં જ કાવ્યાત્મક વક્રોક્તિની સઘળી છટાઓ જોઈ શકાય તેમ છે.

બારમાસીનો આ છોડ હવે જાણે કાનિયાના જ અસ્તિત્વનો એક અંશ છે. તેનો પરિચય કરાવવા માટે ચંદા પાસે એ 'મારો છોડ' દેખાડવાનો પ્રસ્તાવ કરે છે. ચંદા અને કાનિયો હોંશભેર એક સાંજે છોડ પાસે પહોંચે છે, ત્યાં તો છોડ જમીનથી ઊખડી જઈ નીચે પડ્યો છે. બેઉ આ જુએ છે. કાનિયો સ્તબ્ધ થઈ જાય છે. તનાવપૂર્ણ નાટ્યક્ષણ જેવી આ સ્થિતિને કવિએ કાવ્યભાષાની સહાયથી અહીં ઊંચકી લીધી છે. પવન જાણે વજનદાર બની ગયો. પવનમાં ભળી ગયેલી ધૂળ ઉડવા લાગી. સાંજનો સમય એટલે તો સૂરજ ડૂબવાનો સમય. સૂરજ રાતોચોળ છતાં નમેલો. કાનિયાએ આ બધું અનુભવ્યું, જોયું. એને ગુસ્સો ચડ્યો. પોતાનો રૂપાળો છોડ કોણે ચગદી નાખ્યો તેની એને ખબર ન હોવા છતાં તેને ઢેખાળો મારવાની આક્રમક મુદ્રા કાનિયાએ ધારણ કરી લીધી. બાળકને રીસ શોભે. ક્રોધ નહીં. અહીં તો કવિએ કાનિયાના શિશુત્વનો ધ્વંસ કરી એને આ વયે ક્રોધનો પ્યાલો પાનાર સામે આંગળી ચીંધી છે. તાજેતરમાં જ કોનું વિધાન વાંચવામાં આવ્યું હતું. બાળકો હવે બાળકો રહ્યાં જ નથી. એક વિચારણીય પરિસ્થિતિ કવિ અહીં રચી દે છે.

આ પરિસ્થિતિને કઈ રીતે ઘટાવવી તેનું ગણિત બાળક પાસે તો ક્યાંથી હોય? પણ કાનિયા સાથે ગયેલી દુઃખભાજન ચંદા કાનિયાને આશ્વાસન આપતા કહે છે : 'લાવશું કૂંડે છોડવો નવો' બસ, આટલી શી વાતે વાત પાછી તો વળી ગઈ. પણ પાદરે, ખેતર, છીંડું, નીક, વહેતું પાણી એ બધું જ એક કૂંડામાં સીમિત થઈ ગયું. નિસર્ગની વ્યાપ્તિ એક દુર્નિવાર સંકડાશમાં ફસાઈ ગઈ. કૂંડું નિસર્ગનો વિકલ્પ ન બની શકે છતાં એ વિકલ્પ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. પણ બિચારી ચંદા એ ક્યાં જાણે છે? એ ભોળુડી બાળુડીને તો કાનિયાને છાનો રાખવામાં જ રસ છે.

કોઈ ઉત્તમ સૉનેટની અસરકારક ચોટ જેવો અંત આપતી છેવટની પંક્તિ આપણને હલબલાવી મૂકે તેવી છે. કાનિયાને કે ચંદાને છોડ કેમ નિર્મૂળ થઈ ગયો તેના કારણની ખબર ન પડી; માત્ર પરિણામની જ ખબર પડી. કોઈ ધસમસતી આવતી મોટરના પૈડા તળે ચગદાઈ ગયેલા ઉછરતા છોડની સાથે જ એને ઉછેરનાર એવડા જ બાળકના મનસૂબા પર પણ એ પૈડું ફરી વળ્યું છે. પણ એનીયે એને જાણકારી નથી. મોટર ચાલી ગઈ છે અને ચીલો શું ચાલ્યું ગયું તેની ગવાહી આપતો નથી. કારણ કે ચીલો ઓળખી શકાતો નથી. આપણી નજર સામેથી નીકળી જતો અને નહીં ઓળખાતો સમય એંધાણી મૂકતો જતો હોવા છતાં કેટલો બેકાબૂ છે. આપણને હાથતાળી દઈ જાય તેવો છે તેનું સૂચક ગંભીર અર્થઘટન અહીં સમાયું છે. શહેરીકરણ અને આધુનિક સગવડના વ્યામોહમાં સામેથી વહોરી લેવાતી વણપ્રીછી સંકડાશનો ભોગ બનવા માટે આપણે સહુ ધસી રહ્યાં છીએ. કાવ્યની મજા તો એ છે કે આખીયે વાત બાળકોનાં નિમિત્તે કવિએ મૂકી છે. નિસર્ગના બીજાં રૂપ જેવા બાળકો જ એમને આ કહેવાના મામલે અધિકૃત જણાયાં છે. એવાં બાળકો, જેઓ કશું સમજી નથી શકતાં માત્ર સંવેદી શકે છે. ભર્તૃહરિએ 'નીતિશતક'માં એક ભમરા નિમિત્તે આવી જ કંઈક વાત કરી છે તે છેલ્લે ઉમેરી લઈએ. 'રાત્રિ વીતી જશે, સુંદર સવાર થશે, સૂર્ય ઊગશે અને કમળનું ફૂલ ખૂલશે એમ કમળમાં બિડાઈ ગયેલો ભમરો વિચારતો હતો ત્યાં જ અરેરે! હાથીએ કમળના ફૂલને ઉખેડી નાખ્યું!'

હવે, આ પણ વિચારી જોઈએ.

૨. ગઝલ આસ્વાદ

દુનિયા નામે ઠગ છે બાવા
ક્યાં આ તારું જગ છે બાવા?
વ્યર્થ પલાંઠી વાળી બેઠો,
રેતીનો આ ઢગ છે બાવા.
ધીમે રહીને કાઢી લે તું,
પથ્થર નીચે પગ છે બાવા.
શબ્દ આપણાં અષ્ટમ્-પષ્ટમ્,
ભાષા પણ લગભગ છે બાવા.
થાશે લીલા-લ્હેર પછી તો,
ત્યાં જો તારી વગ છે બાવા.

-અઝીઝ ટંકારવી

આ ગઝલ પ્રથમ દૃષ્ટિએ જ ડૉ. ઇકબાલના એક પ્રચલિત શેર સંવિધાનને સાધે છે.

*'અફલાક સે હૈ ઉસકી હરીફાના કશાકશ,*
*ખાકી હૈ મગર ખાક સે આઝાદ હૈ મોમિન.'*

(અર્થાત્ - પૂર્ણ માનવનો તીવ્ર સંઘર્ષ આકાશ સાથે નિરંતર ચાલતો હોય છે, પૂર્ણ માનવ રાખનો પિંડધારી હોવા છતાંયે રાખથી સદૈવ મુક્ત હોય છે.)

આમ, પ્રસ્તુત ગઝલમાં નિર્બંધ તત્ત્વનો આરાધક આ કવિ 'છે બાવા' રદીફ દ્વારા આંતરનાદનો સહજ આત્મસંવાદ રચે છે. 'ગાગાગાગા'ના બે આવર્તનમાં, માત્ર આઠ ગુરુના સૂક્ષ્મ સંકુલમાં 'છે બાવા' ત્રણ ગુરુનો રદીફ પ્રયોજી, માત્ર પાંચ ગુરુમાં જ પંચેન્દ્રીયોની આંતર-બાહ્ય સંવેદનાને સાંકેતિક રીતે ઊર્ધ્વગામી બનાવે છે. પાંચ શેર પ્રયોજી સ્થૂળથી સૂક્ષ્મ વિહારના નિર્દેશનું અલૌકિક વિશ્વ નિર્માણ કરે છે.

*દુનિયા નામે ઠગ છે બાવા,*
*ક્યાં તારું આ જગ છે બાવા?*

મત્લાનો શેર સ્વયં અવતરણને પડકારે છે. દુન્યવી દૃશ્યમાન આકારયુક્ત સંમોહના સર્જનહારને પરોક્ષ રીતે તેની ભૂલનો અહેસાસ કરાવે છે. પંચતત્ત્વની આ વિફલ પ્રસ્થાપનાને 'ક્યાં તારું આ જગ છે બાવા' કહી જગાડે છે. અંતે તો માનવે એ જ તત્ત્વ સંવિધાનની તદ્રુપતા સાધવાની હોય છે, જે તેના મૂળમાં સંચિત છે. પરંતુ માનવ માટે અંતને પામ્યા વિના અનંતનો વિહાર શક્ય છે જ ક્યાં? તેથી જ મત્લાનો આ શેર એક અન્ય સમાનાર્થી શેરનો સમાંતર વિહાર કરે છે.

*'ઉતર આયે ભલે હી તૂં નુઝૂલે-નારસા હોકર,*
*સમા લૂંગા તુઝે મૈં આપ અપની ઈન્તિહા હોકર.'*

*(સતીન દેસાઈ 'પરવેઝ')*

(અર્થાત્ - હે ચરમ તત્ત્વ ભલે તું અસાધ્ય અવતરણ થઈને આ ભૂમિ પર ઉતરી આવે, હું સ્વયં મારો અંત વરીને તને મારામાં સમાવી લઈશ.)

તો બીજી તરફ મત્લાનો શેર દુન્યવી પ્રાગટ્યને આમ પણ ધિક્કારે છે.

*'ઈસી દુનિયા કો જો ખુલ્દે બરીં થી,*
*જહુન્નમ કર દિયા હૈ આદમીને.'*

(અર્થાત્ - આ દુનિયાને જે ચરમ સ્વર્ગની સાહ્યબી હતી તેને માનવીએ નર્કમાં ફેરવી નાખી છે.)

બીજા શેરમાં મનની મોહજાળમાં મત્સ્ય - શું તરફડતો માનવ ક્યારેક આસનસ્થ થવા પ્રેરાય છે ખરો, પરંતુ એની દિશાશૂન્ય અવસ્થાઓ, તેને સ્થળ-કાળની શાશ્વત પરીપાટી પર આરૂઢ થવા દેતી નથી. આસનસ્થ સમાધિની શક્યતાઓનો એ સ્વયં બાધક બની જાય છે. બેખુદીની દીવાનગી હાંસિલ કરવાના યત્નમાં આત્મગર્તને સ્થાને ઈન્દ્રીયગમ્ય રેતના ઢગ પર પલાંઠી વાળી બેસે છે. દુર્ભાગ્યે જીવનભર આજ અનુક્રમને જાળવે છે. સમગ્ર ઈન્દ્રીયો સમેત સમયની રેત મધ્યે ખૂંપી જાય છે. છતાં સમાધિમય હોવાનો ભરમ તંત-તંત ગૂંથે છે.

જેમ સમંદરની પ્રચંડ ગતિના મૂળ પાતાળમાં

હોય છે. જેમ પાતાળના ગર્તમાંથી પર્વતને ચીરી ઝરણનાં ચરણ વેગ માંડે છે તેમ આ કવિ ત્રીજા શેરમાં પથ્થર અને પગ (નિર્જીવ અને સજીવ) બે પ્રતીક દ્વારા સ્થૂળથી અધ્યાત્મ વિહારનું અપ્રાપ્ય શબ્દચિત્ર ખડું કરે છે. કવિ માનવશરીરને પથ્થરની ઉપમા આપી, નાભિમાં સંચિત અધ્યાત્મવેગના અવરોધક તરીકે મૂલવે છે. વળી 'ધીમે રહીને કાઢી લે તું', કહી મુક્તિની ગતિના બે ઘટકો ઉજાગર કરે છે.

ધીમે રહીને = હળવેથી, ધીમે રહીને = ધીરે ધીરે આમ નિરાંતે જાત તળે (ઇન્દ્રીયતળે) ધરબાયેલ શાશ્વત ગતિને મુક્ત પરિવહનના અનુગામી થવા સૂચવે છે.

નાકામ અવતરણનો અસમાધિમય આલેખ ઉપર્યુક્ત ત્રણ શેરોમાં દૃષ્ટિગોચર થાય છે. આ ત્રણે શેર ક્રમશઃ દશ્યમાન વિકૃતિઓને ધીમે ધીમે દાર્શનિક અનુભૂતિ તરફ વાળે છે. પરંતુ દર્શન ચેતનાના માર્ગમાં ત્રણ માનવને વાણીકર્મ બાધકરૂપે સાંપડ્યું જ છે. વાણીનો ભ્રામક આવિર્ભાવ મંત્ર મૌનના ચરમ લક્ષને ક્યારેય સાધવા દેતો નથી.. તેથી જ જેમ ડૉ. ચીનુ મોદી કહે છે તેમ.

*'પર્વતને નામે પથ્થર, દરિયાને નામે પાણી,*
*'ઈર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી.*

માત્ર વાણી સ્વરૂપે ઐશ્વર્ય અનુભૂત કરવાનો અનુક્રમ ચેતનાને કેટલો ઘાતક નીવડે છે એ સત્યનાં પ્રમાણો તો અનાદિકાળથી સૂફી સંતનાં મૌન મધ્યે જડે છે. એથી જ કવિ કહે છે કે શબ્દથી માંડી આખે આખી ભાષા શ્રાવ્યના વિકૃત બિંબ સંવિધાન રચે છે. આમ અસ્પષ્ટ ઇન્દ્રીયગમ્ય ભાષા આપણને અર્થ-અનર્થ વચ્ચે રઝળાવે છે.

આ શેરના આંતરિક ઉઘાડને કદાચ આ બે શેર સમર્થન આપશે.

*'શક્ય હો તો આપ ઉત્તર તું નિરાકારી મને,*
*નિત રઝળતા બે જનમના પ્રાસ વચ્ચે શું હતું!*
*મૌન વાચક થૈ જશો 'પરવેઝ' એ કહેશે નહીં.'*
*સાચ વચ્ચે શું હતું, આભાસ વચ્ચે શું હતું!'*

સત્યને આભાસ વચ્ચેના તત્ત્વ બાબત એક માત્ર મૌન જ ખુલાસો આપી શકે. તે છતાં વાણીની નિર્માલ્ય અવસ્થાનું વહન અંત લગ માનવ શા માટે કરે છે!

અંતે, જેમ 'ગાલિબ' ફરમાવે છે કે-

*'બેખુદી બેસબબ નહીં 'ગાલિબ',*
*કુછ તો હૈ જિસકી પર્દાદારી હૈ.'*

(અર્થાત્ - બેખુદી અકારણ તો નથી જ કૈંક ગુપિત છે જે પર્દા પાછળ છે.)

એમ આ કવિ પણ મત્લાના શેરની ગતિને અંતિમ શેરમાં અંજામ આપી એકાકાર થાય છે. અંતે ચાર શેરનું ભાષાકર્મ શૈથિલ્યને ન વરતા ક્રમશઃ સંકલ્પબદ્ધ ઊર્ધ્વગામી વેગને ધારણ કરે છે. અંતે, જીવન સમસ્તની ક્રિડા-લીલાના દોષનું નિવારણ ઓ પારનાં સંવિધાનમાં શોધી કાઢે છે. આમ, કવિ મૂળ ઉદ્‌ગમના કેન્દ્રમાં જ પુનઃલુપ્ત થઈ રૂહાન (અધ્યાત્મ) નહીં પણ ઇલહામ (દૈવી શક્તિ)ના સંચાર વૈભવને આત્મસાત કરવાનો દાવો કરે છે.

*'થાશે લીલા લ્હેર પછી તો,*
*ત્યાં જો તારી વગ છે બાવા.'*

આ એક એવી વગ છે જે નિરાકાર ઐશ્વર્યને પણ સુકર્મના બળે આંદોલિત કરે છે.

એથી જ માનવને જગ મધ્યે રહીને પણ અધ્યાત્મ પરા અધ્યાત્મના અવકાશમાં ઇન્દ્રીયાતીત કર્મ દ્વારા અન અસ્તિત્વને વરવાનું સૂચવે છે.

*-ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'*

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | | |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | | |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે. ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.


કવિલોક ટ્રસ્ટ

C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

ફોન : ૨૨૧૪૩૭૪૫

## જુલમની અસર

ફાયદો શું એ હકીકત સમજવાથી;
બદલતી જો હોય ના એ બદલવાથી.

કોણ જાણે મૌનથી શું લાભ થાય?
ભાર ઓછો થાય મનનો બોલવાથી.

પતન નક્કી હોય છે, સહુનું અહીયાં,
કોઈ પથરાને ન રોકે ગબડવાથી.

છે અવાજોમાં ઘણું ખેંચાણ મોટું,
લોકો ભેગા થાય ઢોલો પીટવાથી,

કઈ રીતથી એ પડે છે સમજ એને,
અર્થો ઘણા થાય તાળી પાડવાથી.

જુલમની છે અસર સહુ પર એકસરખી,
નીકળે છે ચીસ વસ્ત્રો ફાડવાથી.

---

('બે દમ ચલમના'માંથી) -શબાબ કાયમી

**સ્થાનસમર્પિત**

**'કવિલોક'ના એક ચાહક તરફથી**

૧

સ્થાપક : રાજેન્દ્ર શાહ

વર્ષા

વિ.સં.



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

ધીરુ પરીખ

જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૫
વર્ષ ૪૯ : અંક : ૪
સળંગ અંક : ૨૮૬

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૬૧ : વર્ષ ૪૮ : અંક ૪ સળંગ અંક ૨૮૬




તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ; જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

વર્ષા વિ.સં. ૨૦૬૧ જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૫

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાકટ્ય મુજ અન્તરે.





## કવિતા અને કલ્પના

મનુષ્યમાત્ર ઇન્દ્રિયગ્રાહ્ય અનુભવોને ચિત્તસ્થ કરે છે. સર્જક પણ આ રીતે જ અનુભવ કરે છે, પરન્તુ એ અનુભવ્યા પછી પોતાના ચિત્તતંત્રને સક્રિય બનાવે છે; અને એ રીતે શબ્દાતીત અનુભવોને શબ્દગમ્ય બનાવવા પ્રયત્ન કરે છે. આમ, અમૂર્ત અનુભવને મૂર્તતા બક્ષવા ભાષાનો માધ્યમ તરીકે એ ઉપયોગ તો કરે છે; પરન્તુ તેમ કરતાં પૂર્વે તે કલ્પનાનો આશ્રય લેતો હોય છે. વાસ્તવલોકનું તે કલ્પનાલોકની સન્નિધિથી નવ્ય પરિમાણ અને નવ્ય પરિણામ નિપજાવતો હોય છે. આ રીતે કરવા જતાં તે કલ્પનાનો આશ્રય લે છે. આ કલ્પનાની સક્રિયતા સર્જકને અલંકાર તરફ ખેંચી જાય છે. જે વાસ્તવિક અનુભવ છે તેને અભિવ્યક્ત કરવા માટે કલ્પનાને સહારે કંઈક જે તેણે અનુભવ્યું નથી, પરંતુ પરંપરાની અનુભવમૂડી છે તેને આધારે તે સર્જક પેલું જે પોતે અનુભવ્યું છે તેને ભાષાગત કરવા અલંકારનો આશ્રય લે છે. આમ, આ સર્જનલીલામાં અનુભૂત અને અનનુભૂત વચ્ચે ઉપમેય-ઉપમાનનો સંબંધ સ્થપાય છે. આ રીતે કલ્પના ઉપમેય-ઉપમાનને સાંકળી આપે છે. આથી એમ કહી શકાય કે કાવ્યસર્જનમાં કલ્પના એ સર્જનની ધરી છે. એની આસપાસ સર્જનવિશ્વ પરિભ્રમણ કરે છે.

ક્યારેક એવું પણ બને કે કવિ કલ્પનાનો આશ્રય લીધા વિના જ જે કંઈ પોતે અનુભવ્યું છે તેને યથાતથ રૂપે ભાષાબદ્ધ કરતો હોય. જેમ કે કલાપીના એક કાવ્ય 'ગ્રામ્ય માતા'માંની આ પંક્તિઓ જુઓ–

*'ઊગે છે સુરખીભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,*
*ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ દીસતી એકે નથી વાદળી;'*

અહીં કવિ હેમન્તના આકાશનું અને એ નિરભ્ર નભમાં ઉદય પામતા પ્રભાતના મૃદુ સૂર્યનું ચિત્ર આપ્યું છે. આમાં કલ્પનાનો સહારો લીધા સિવાય કવિએ જે જોયું છે તેને યથાસ્વરૂપે તે ભાષામાં મૂક્યું છે.

આ જ કવિની 'આપની યાદી' ગઝલમાંની નીચેની પંક્તિઓ જોઈએ તો જુદો જ અનુભવ થશે :

*'તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં*
*તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની.'*

અહીં રાત્રિનભનું દૃશ્ય કંડારાયું છે, પરન્તુ કવિએ કલ્પનાનો સહારો લઈએ તે દૃશ્યના યાથાતથ્યમાં કલ્પના દ્વારા રહસ્યમયતાનો રંગ ઉમેર્યો છે. આમ તો આકાશમાં અનેક તારાઓના સ્તર પર સ્તર કવિનેત્ર નિહાળે છે, પણ પછી એમનું ચિત્તતંત્ર કલ્પનાનો સહારો લે છે અને પરંપરાના કે પોતાના પૂર્વકાલીન વાચન-મનનના અનુભવમાંથી એ એક કલ્પનાચિત્ર રચી આપે છે, અને તે છે પેલું તારાખચિત નભનું કોઈ વિભુની 'ગેબી' કચેરીમાં રૂપાંતર. આમ, એક વાસ્તવિક ચક્ષુગમ્ય અનુભવને કવિ પોતાની કલ્પનાને બળે વાસ્તવથી પર એવો અનનુભૂત પુટ આપે છે અને કોઈ ગૂઢ પ્રદેશમાં ભાવકને લાવી મૂકે છે.

આવું જ ઉદાહરણ બળવન્તરાય ઠાકોરના પ્રસિદ્ધ સૉનેટમાંની આ પંક્તિઓ પણ સર્જકકલ્પનાનો અદ્‌ભુત કીમિયો છે. વહેતી રેવાનદીના પ્રાતઃપ્રવાહ પર જે વિશાળ નભ પ્રસ્તરેલું છે અને સવારની શાંતિમાં જે મંદગતિએ સમીર વાઈ રહ્યો છે તે વાસ્તવિક ચિત્રદર્શનથી અભિભૂત કવિહૃદય કલ્પનાલોકમાં પહોંચી જાય છે અને એ સમગ્ર દૃશ્યને એક સુન્દર કલ્પન દ્વારા આ રીતે ચાક્ષૂષ કરી આપવા સર્જકપુરુષાર્થ કરે છે :

*'ને બીડેલા કમલ મહીં બન્ધાઈ સૌંદર્યઘેલો*
*ડોલે લોટે અલિ મૃદુપદે વાય આ વાયુ તેવો.'*

પેલા પ્રભાતના ગુલાબી આકાશને કવિએ 'બીડેલા કમલ'ની કલ્પનાથી નવ્ય રૂપ બક્ષ્યું છે, અમૂર્તને મૂર્ત બનાવ્યું છે; અને ત્યારે મંદ ગતિએ જે પવન વાઈ રહ્યો છે તેને 'ડોલે લોટે અલિ મૃદુ પદે' કહી વળી પાછી અમૂતને મૂર્તતા બક્ષી અજબનું બીજું કલ્પન સર્જી આપ્યું છે. પછી વાસ્તવિકતા આવે છે : 'વાય આ વાયુ તેવો.' એટલે વાત તો આમ પ્રાતઃકાળે નદીતટે નિરભ્ર આકાશ નીચે વહેતા મંદ સમીરના વાસ્તવિક અનુભવની જ છે. પરન્તુ, તેને કલ્પનાને બળે નવીન ભવ્ય કલ્પનમાં રૂપાંતરિત કરી આપ્યું છે. આમ, કવિ અહીં ઉપમા કે દૃષ્ટાંત અલંકાર રચી કલ્પનાની સર્જનમહત્તા અનાયાસ પુરવાર કરી આપે છે.

એક અન્ય રીતે કલ્પનાનો વિનિયોગ માણીએ. અમેરિકન કવિ એડવિન માર્ખમનું એક મુક્તક 'ધ થર્ડ વન્ડર' શીર્ષકથી આ પ્રમાણે છે :

*'Two things', said Kant, fill me with breathless awe :*
*The starry heavens and the moral law.'*
*I know a thing more awful and obscure-*
*The long, long patience of the plundered poor.'*

અહીં આ મુક્તકમાં જર્મન ફિલસૂફ કાન્ટનાં બે વિધાનો - 'એક, તારાખચિત નભોમંડળ; અને બે, નૈતિક કાનૂન.' -માં એક આશ્ચર્ય પ્રકૃતિની ભવ્યતાનું છે તો બીજું આશ્ચર્ય માનવસમાજમાં નૈતિક કાનૂનના પ્રવર્તનનું છે. ભૌતિક પ્રકૃતિ અને માનવ પ્રકૃતિનાં આ બે વિસ્મયોના કાન્ટના ઉદ્ગારોથી પ્રભાવિત અમેરિકન કવિ એડવિન માર્ખમ તે બે વિસ્મયોની સાથે માનવસમાજની એક ચિરકાલીન દુઃખદ સ્થિતિને નિર્દેશે છે. આ સ્થિતિ એટલે દારિદ્રયની દારુણતા. એને શીર્ષકમાં 'ત્રીજું આશ્ચર્ય' કહી કવિ પોતાનો વિષાદ વ્યંગ્યાત્મક કલ્પનાથી પ્રકટ કરે છે. અહીં એડવિનનો કોઈ પ્રત્યક્ષ ઇન્દ્રિગમ્ય અનુભવ નથી એમ ના કહી શકાય; માનવજાતની પ્રલંબકાલીન દારુણ દારિદ્રયની સ્થિતિ તે તેમનો સ્વાનુભવ છે; પરન્તુ કાન્ટના અનુભવવાક્યોનું વાચન-એડવિનનો અન્ય અનુભવ બને છે, અને એની સાથે એ માનવજાતના ચિરકાલીન દારિદ્રયને સાંકળીને જે પૂર્વોક્ત બે આશ્ચર્યોમાં સુખદ અનુભૂતિ કાન્ટની છે તેને પડછે પોતાની દુઃખદ અનુભૂતિ એડવિન મૂકી આપે છે. આ બે વિપરીત અનુભૂતિઓનું-સ્થિતિઓનું - સન્નિધિકરણ કરવામાં એડવિનની કલ્પનાએ ધાર્યું નિશાન તાક્યું છે.

વળી, એક સર્જકને જ્યારે એમ લાગે છે કે પોતાનું કથયિતવ્ય રજૂ કરવા માટે ભાષાનું શબ્દભંડોળ ઓછુંઆછું પડે છે ત્યારે તે વિચારે ચઢે છે અને એની કલ્પના લાભશંકર ઠાકર પાસે આવું રૂપકાત્મક કલ્પન રચાવી આપે છે : 'ડોલ શબ્દની કાણી રે...' જેમ કાણી ડોલમાં સીંચિત જળ ટકી શકતું નથી તેમ સર્જકને તેના અભિપ્રેત અર્થની અભિવ્યક્તિનાં જળ શબ્દની ડોલથી પૂરા સીંચી શકાતાં નથી તેવો એહસાસ થાય છે અને તે અનુભૂતિને કલ્પનાબળે કવિ પાસે 'શબ્દની કાણી ડોલ'નું કલ્પન રચાવી આપે છે.

પ્રિયકાન્ત મણિયાર એક મુક્તમાં કહે છે :

*'ફૂલનો બોજો કદી કો ડાળને હોતો નથી;*
*જાણીબૂઝીને હું હવે આ આંસુને લ્હોતો નથી.'*

પોતાનાં આંસુને - પીડાને - સહજ રીતે અને સુખપૂર્વક સહન કરવાનો જે વિચાર કવિ અભિવ્યક્ત કરે છે તેને સચોટ બનાવવા પ્રથમ પંક્તિમાં પુષ્પખચિત ડાળનું દૃષ્ટાન્ત લઈ આવે છે તે તેમના નિરીક્ષણ વિશ્વમાંથી જે કલ્પન સારવી લીધું તેમાં તેમની કલ્પનાશક્તિનો પ્રબળ પ્રભાવ અનુભવાય છે. આમ, બીજી પંક્તિમાંનો વિચારભાવ પ્રથમ પંક્તિના સાન્નિધ્યે કલાસૌંદર્ય ધારણ કરે છે તે જ કલ્પનાનો મહિમા સૂચવે છે.

આ રીતે જોવા જતાં કાવ્યસર્જનમાં અભિવ્યક્તિના સ્તરે કલ્પનાનું પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રચલન હોવું જરૂરી બને છે. આ કલ્પના જ અલંકારો, કલ્પન, પ્રતીક ઇત્યાદિના નિર્માણમાં કારણભૂત બને છે. આથી કવિતા અને કલ્પનાનો સંબંધ અવિનાભાવી છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ જણાશે નહિ. આમ, કલ્પના એ કવિને માટે કોઈ વ્યર્થ સર્જનવ્યવહાર નથી પણ સાર્થ શબ્દવ્યાપાર છે.

ઑગસ્ટ ૨૯, ૨૦૦૫ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૧. અકિલીઝ નદ સાથે યુદ્ધ કરે છે

જેના પિતા અમર ઝ્યૂસ છે તે ઉમદા, વમળવાળા નદ ઝેન્થસના છીછરા પટ પાસે તેઓ પહોંચ્યા ત્યારે, અકિલીઝે ટ્રોજન દળોના બે ભાગ કરી નાખ્યા. આગલે દહાડે ખ્યાત હેક્ટરે ઉન્મત્ત થઈને અકીઅન દળોને ડરથી પાછાં હઠાવ્યાં હતાં તે મેદાનો તરફ એક ભાગને એણે નસાડ્યો. મેદાનમાં એ સૌ વેરવિખેર થઈ ગયા, અને એમની નાસભાગને અટકાવવા હીરીએ ગાઢ ધુમ્મસ રચ્યું.

રજત ધુનાઓવાળો ઝેન્થસનો પ્રવાહ ઊંડો હતો ત્યાં આવેલા વળાંક પાસે એણે બીજા ભાગને નસાડ્યો. એ પાણીમાં પડ્યા. તેના ધુબાકાના પડછંદા નદના તળે પણ પડ્યા. ને એ લોકો તરવા લાગ્યા, વમળોમાં ઘુમરી ફરવા લાગ્યા ત્યારે, એમની ચીસોના પડઘા તટોએ પાડ્યા. જાણે કે અચાનક ફાટી નીકળેલા દવથી છટકવા માટે તીડોના ટોળાએ પાણીમાં ભૂસકો માર્યો. પણ અહીં હાંકનાર અકિલીઝ હતો, માણસોને અને ઘોડાઓને હડસેલીને એણે પાણી ડહોળી નાખ્યાં હતાં અને ઝેન્થસને ફરી ગર્જતો કર્યો હતો.

તટ પરના ટેમેરિસ્ક - એક બારમાસી વૃક્ષ - ની ઓથે પોતાનો ભાલો ટેકવી અને, માત્ર તલવાર લઈને, રાજકુંવર મારામારી અને કાપાકાપી સિવાયના વિચાર વિના રાક્ષસની જેમ કુદ્યો અને, ડાબે-જમણે વાઢવા જ મંડ્યો. એની તલવારનો ભોગ બનનારાઓનાં ભયંકર ઊંહકારાઓ સંભળાવા લાગ્યા અને પાણી લોહીથી લાલ રંગાઈ ગયું. મહાકાય ડોલ્ફિન આગળ નાનાં માછલાં નાસીને ઢાંકેલી બખોલમાં ઘૂસે ને જાણતાં હોય કે ઝલાઈ જવું મોત બરાબર છે તેમ, ટ્રોજનોએ વિકરાળ નદની ઝૂપતી ભેખડો નીચે સંતાયા. તલવારના વાર પછી વાર કરીને અકિલીઝના હાથ દુખી ગયા ત્યારે, પેટ્રોક્લસના મૃત્યુનો બદલો લેવા માટે, અકિલીઝે બાર ટ્રોજન જુવાનોને પસંદ કરી તેમને જીવતા પકડી લીધા. મૂઢ મૃગબાળ જેવા એમને અકિલીઝે કાંઠે ધકેલ્યા અને એમનાં ભરત ભરેલાં કેડિયાંઓના ચામડાના પટ્ટાઓ વડે એમના હાથ પાછળ બાંધી દીધા. પછી એમને વહાણો ભેગા કરવા માટે એણે એ યુવાનોને પોતાના અનુમરોતે સુપ્રત કર્યા અને પોતાની કતલની ઉત્કંઠાને સંતોષવા એ ફરી વેરીઓ ઉપર તૂટી પડ્યો.

નદમાંથી નાસતો, કાર્ડેનિયન પ્રાયમનો એક પુત્ર લાઈકોન પહેલો એના ઝપાટામાં આવ્યો. પોતાના પિતાના દ્રાક્ષના વાડામાં એ જુવાન રથના પાટડા બનાવવા માટે છરી વડે અંજીર વૃક્ષની ડાળો કાપી રહ્યો હતો ત્યારે, રાતે પાડેલી ઘાડ વેળા અકિલીઝ એને ભેટ્યો હતો; આકાશેથી પડતી વીજળીની જેમ અકિલીઝ એની ઉપર ત્રાટક્યો હતો અને એ વેળાએ, એને પોતાને બતેલે લઈ જઈ એને લેમ્નોસ નગરીમાં વેચ્યો હતો - જેસનના દીકરાએ એને ખરીદ્યો હતો. એના મિત્ર થનાર કોઈ માણસે બાનમાં મોટી રકમ આપી એને છોડાવ્યો હતો. છોડાવનાર હતો ઇમ્બ્રોસનો ઇરિયોન. એણે એને

પવિત્ર એરિસ્બેમાં મોકલી દીધો હતો, પણ પોતાના રક્ષકોથી છટકી એ ઘરભેગો ટ્રોય આવ્યો હતો. પરંતુ લેમ્નોસથી પાછા આવ્યા પછી પોતાની મિત્ર-મંડળીનો સાથ અગ્યાર દિવસ કરતાં વધારે ભોગવી શક્યો નહીં કારણ, બારમે દહાડે, ફરી એક વાર એને અકિલીઝના હાથમાં મૂકી દીધો, ને એ ઇચ્છતો હોય કે નહીં તો પણ, અકિલીઝ એને હેડીઝની યાત્રાએ મોકલવાનો હતો. વેગવાન અકિલીઝે એને તરત ઓળખી કાઢ્યો, કારણ એ નિઃશસ્ત્ર હતો. અને નદીમાંથી બચવાની કોશિશથી થાકી ગયેલો કોઈ એણે બધાં હથિયાર, શિરત્રાણ, ઢાલ અને ભાલું સુદ્ધાં નીચે ફેંકી દીધાં હતાં અને જરા લંગડાતો ચાલતો હતો. કારણ સરિતાજળમાંથી નાસવા માટે એને ખૂબ પરિશ્રમ કરવો પડ્યો હતો. અકિલીઝે ક્રોધ અને આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો. 'ચમત્કારો કદી અટકવાના જ નથી! એ મનોમન બોલ્યોઃ 'જે જણને મેં લેમ્નોસમાં વેચ્યો હતો તે આ ભાગેડુ ગુલામ દરિયો જાણે કોઈ આડસર જ ન હોય તેમ અહીં ફરી સામે આવી ગયો છે. તેની પાસેથી દરેક ટ્રોજન ધડો લેશે તો, મેં મારી નાખેલો દરેક ટ્રોજન પશ્ચિમના અંધકારમાંથી મારી સામે આવી ઊભશે. વારુ, આ વેળા હું એની ઉપર વધારે વીતાવીશઃ એને મારા ભાલાની અણી ચખાડીશ. એના નવા મુકામેથી એ પાછો આવે છે કે અનેક વીર પુરુષોને પોતાના અંકમાં ઢાંકતી ધરતી માતા એને પોતાની પાસે જ રાખી લે છે.'

અકિલીઝ આમ અચરજ અનુભવતો ઊભો હતો, તેવે લાઇકેઓન એની નજીક આવ્યો અને ભયવિહવળ દશામાં, પોતાના ભાગ્યમાંથી છટકવાની અને મૃત્યુથી બચી જવાની એકમાત્ર ઇચ્છાથી અકિલીઝના ગોઠણ ઝાલવા તેણે પ્રયાસ કર્યો. મહાવીર અકિલીઝે પોતાનું પ્રલંબ ભાલું ઊંચું કર્યું અને એની ઉપર પ્રહાર કરવા નેમ લીધી : પરંતુ લાઇકેઓન નીચો થઈ ગયો, દોડ્યો અને એણે અકિલીઝના ઘૂંટણ પકડી લીધા અને ભાલું એના ઉપરથી વટી માનવમાંસનું ભૂખ્યું હોવા છતાં, ભોંમાં પેસી ગયું. પોતાનો એક હાથ અકિલીઝના ગોઠણ ઉપર રાખીને અને બીજાથી ભાલું મજબૂત પકડીને લાઇકેઓને યાચના કરી. 'અકિલીઝ', એ બોલ્યો : 'હું તમારે પગે પડું છું, દયાળુ બનો અને મને જીવતો રહેવા દો. તમારી લાગણી ઉપર મને થોડા અધિકાર છે કારણ, જેનો રોટલો મેં ખાધો છે તેવા પહેલા અકીઅન તમે છો. અમારા સુંદર અંગુરબાગમાંથી તમે મને પકડ્યો હતો. મારા પિતા અને બાંધવોથી વિખૂટો પાડી મને ઉપાડી જઈ પવિત્ર લેમ્નોસમાં મને વેચ્યો હતો ત્યારની એ વાત છે. મને વેચવાની સારી કિંમત તમને મળી હતી, પણ એથી ત્રણગણું મૂલ્ય ચૂકવીને મને મુક્ત કરાવવામાં આવ્યો હતો અને અનેક મુસીબતો વેઠીને, બાર દિવસ પહેલાં હું ઇલિયમ ભેગો થયો. ને હવે કોઈ દુર્ભાગ્ય મને ફરી વાર તમારા હાથમાં મૂકે છે - મને ફરી વાર તમારો કેદી બનાવવાનું પિતા ઝ્યૂસ માટે કેટલું અણગમતું હશે! અલ્પજીવી લેઓથીનો હું પુત્ર છું ને એ યુયુત્સુ લેલેજીઝના રાજા ઓલ્ટિસની પુત્રી હતી. આ ઓલ્ટિસ પુત્રીને રાજા પ્રાયમે પોતાની એક રાણી બનાવી એને બે દીકરા થયા અને ઉમદા પોલિડોરસ તમારે વેધક ભાલે વીંધાઈને પડ્યો છે તે, તમારે હાથે હું હણાતાં એનાં બેઉ દીકરા મોતશરણ થશે; કારણ, ભગવાને મને તમારા હાથમાં મૂક્યો છે એટલે, બચવાની મને આશા નથી. પણ તમારે મારી જિંદગી બચાવવાનું બીજું કારણ છે ને તમે એ ન વીસરી જાઓ એવી મારી

યાચનાં છે. તમારા મિત્રને હણનાર હેક્ટરની માતા મારી જનેતા નથી.'

પ્રાયમના કુલીન કુંવરે અકિલીઝ પાસે આમ દયાની યાચના કરી. પણ એને ઉત્તર વાળનારના અવાજમાં દયાનો રણકો જરીય ન હતો. 'મૂરખ', એણે અકિલીઝને બોલતો સાંભળ્યો, 'મારી પાસે મુક્તિદંડની વાત જ નહીં કર : મારે ભાષણો નથી સાંભળવાં. પેટ્રોક્લસ મૃત્યુ પામ્યો ન હતો ત્યાં સુધી, ટ્રોજનોને જીવતા જવા દેવામાં મને વાંધો ન હતો; ઘણાને જીવતા પકડી મેં બહાર વેચ્યા હતા. પરંતુ હવે ઈલિયમ પાસે ભગવાન મારી સામે જેને મૂકશે એ જીવતો નહીં જઈ શકે; બધા ટ્રોજનોને એ લાગુ પડે છે ને, પ્રાયમના પુત્રોને સવિશેષે. હા, દોસ્ત, તારે પણ મરવું જ જોઈએ. એનાં આવાં ગીતડાં શું ગાવા બેઠો? તારા કરતાં ક્યાંય ચડિયાતો એવો પેટ્રોક્લસ પણ મરણ પામ્યો. જરા મારી સામે જો. હું મહાન અને રૂપાળો નથી? મોટા માણસનો અને, દેવીનો પુત્ર નથી? છતાંય મૃત્યુ અને વિધાતા મારી પણ વાટ જોતાં બેઠાં છે. કોઈ સવારે કે પછી સાંજે કે બપોરે ભાલાના ઘાથી કે પોતાના ધનુષ્યમાં ખોડેલા બાણ વડે કોઈક મને હણી નાખવાનું જ છે.

આ બોલ સાંભળીને લાઇકેઓનનું હૈયું બેસી ગયું અને એ ભાંગી પડ્યો. ભાલું છોડી દઈને, પોતાના બેઉ હાથ લાંબા કરીને એ બેઠો. પણ અકિલીઝે પોતાની તાતી તેગ કાઢી અને એના ગળાની હાંસડી પાસે એને વાઢ્યો. તલવારનું બેધારું પાનું એના માંસમાં ઘૂસી ગયું અને એ ઢળી પડ્યો ને ધરતી પર લાંબો થઈને સૂતો. એની ટાંગ પકડીને વિદાયના એ કડવા શબ્દો બોલતાં અકિલીઝે એને નદમાં ફંગોળ્યો, 'પડ્યો રહે ત્યાં માછલીઓ ભેગો' એ બોલ્યો, 'તારા ઘામાંથી એ નિરાંતે લોહી ચાટ્યા કરશે. જનાજા ઉપર તને મૂકીને તારી માતા તારા મરસિયા નહીં ગાઈ શકે, પણ સ્કેમેણ્ડરનાં ઘુમરી લેતાં પાણી તને સાગરના વિશાળ વક્ષ પર લઈ જશે ને ત્યાં, તારું માંસ આરોગવાને અનેક માછલાં ઉપર તરી આવશે. સત્યાનાશ જાય તમારું સૌનું. અમે પવિત્ર ઈલિયમના કોટે જશું, તમને બધાને તગડશું અને પૂંઠેથી તમને મારશું ને કાપશું. તમને કંઈ જ બચાવી શકશે નહીં, રજત વમળોવાળો સ્કેમેણ્ડર પણ નહીં બચાવી શકે, ભલે તમે વર્ષોથી એને બળદોનો બલિ ચડાવતા હો અને જેના ઘુનાઓનાં તમે જીવતા ઘોડા નાખતા હો. હું લડતો ન હતો ત્યારે તમે અકીઅનોને હલાલ કર્યા છે અને પેટ્રોક્લસનો વધ કર્યો છે તેની કિમ્મત તમે ના ચૂકવો ત્યાં સુધી, તમારામાંનો એકેએક જણ સુખે બેસી શકશો નહીં.'

પોતાના નામના ઉલ્લેખોથી નારાજ થઈને નદ વિચારવા લાગ્યો કે અકિલીઝનાં પરાક્રમોનો અંત કેવી રીતે આણવો અને સર્વનાશમાંથી ટ્રોજનોને શી રીતે બચાવવા? દરમિયાનમાં, ખૂન્નસે ભરાયેલો પેલ્યુઝપુત્ર પોતાના પ્રલંબ પ્રતિબિમ્બવાળા ભાલા સાથે એસ્ટેરોપીઅસ ઉપર ત્રાટક્યો. એ પેલેગોનનો પુત્ર હતો જે પોતે એસેસોમિનસની અને વિશાળ સરિતા એકિશમસની જ્યેષ્ઠ પુત્રી પેરિબિયાના પ્રેમ-પુત્ર હતો. અકિલીઝે એસ્ટેરોપીઅસ પર હલ્લો કર્યો ત્યારે, ઝેન્થસનો પાનો ચડાવેલો એ બંને હાથમાં ભાલાં ધારણ કરીને નદમાંથી બહાર નીકળતો હતો; પોતાના પ્રવાહમાં આડેધડ તલવારથી વાઢતા અકિલીઝનું કૃત્ય ઝેન્થસને જરાય પસંદ ન હતું. એસ્ટેરોપીઅસ સામે અકિલીઝ આવ્યો કે એણે એને પડકાર્યો. 'આ ધરતી ઉપર એવો તે તું કોણ છે કે અકિલીઝને પડકારે છે? કોના વંશનો તું છે? મારા

ક્રોધની સામે આવનારાઓનાં બાપાઓને ભાગ્યે રડવાનું જ આવે છે!'

'રાજા પેલ્યુઝના કુંવર,' ઉમદા એસ્ટેરોપીઅસે કહ્યું, 'તમે મારું કુળ શા માટે પૂછો છો? પ્રલંબ શૂલધારી પીઓનિયન સેનાના અધ્યક્ષ તરીકે, પીઓનિયાથી અગ્યાર દિવસ પૂર્વે હું ઈલિયમ આવ્યો છું. વિશાળનદ એક્ઝિશયસનો હું વંશજ છું. પ્રખ્યાત શૂલધારક પેલેગોનના એ પિતા હતા અને, લોકો કહે છે કે, હું એ પેલેગોનનો પુત્ર છું. પણ એટલું બસ છે. ચાલો, અકિલીઝ, આપણે યુદ્ધ કરીએ.'

એ ઉદ્ધતાઈથી બોલતો હતો. અને અકિલીઝે પેલિઓનનું એશના હાથાવાળું ભાલું ઊંચું કર્યું. પરંતુ, મહત્ત્વાકાંક્ષી એસ્ટેરોપીઅસે તરત જ પોતાનાં બેઉ ભાલાં વછોડ્યાં. એક અકિલીઝની ઢાલ સાથે અફળાયું પણ એને ભેદી શક્યું નહીં. કારણ, ઢાલમાં દેવે મૂકેલા સોનાએ એને ખાળી લીધું. બીજા ભાલાએ અકિલીઝની કોણી પાસે ઘસરકો કર્યો અને લાલ લોહી વહેવા લાગ્યું. પણ, આગળ વધીને માંસ ભૂખ્યું એ ભાલું જમીનમાં ખૂંચી ગયું. હવે અકિલીઝનો વારો હતો. સીધી અણીવાળું એશના હાથવાળું ભાલું એણે મૃત્યુના ઈરાદાથી ફેંક્યું પણ એ નિશાન ચૂકી ગયું અને નદના ભાઠામાં એટલા જોરથી ભટકાણું કે, અર્ધો હાથો જમીનમાં પેસી ગયો. પોતાના લાંબા હાથ વડે ભાઠામાંથી એ ભાલાને બહાર કાઢવા મથતા એસ્ટેરોપીઅસ ઉપર, પોતાની તલવાર ખેંચીને, પેલ્યુઝપુત્ર તૂટી પડ્યો. ભાલાને ખેંચી કાઢવાના કરેલા ત્રણ પ્રયત્નોમાં એ જરા ખસ્યો. પણ દરેક વખત એ નિષ્ફળ ગયો. એણે ફરી વાર કોશિશ કરી, આખું ભાલું ન ખેંચી કઢાય તો વાળીને એનો હાથો બટકાવવા યત્ન કર્યો. પણ એ એમ કરી શકે તે પૂર્વે એની ઉપર આક્રમણ કરીને પોતાની તલવાર વડે અકિલીઝે એને પૂરો કર્યો. નાભિ પાસે એના પેટમાં અકિલીઝની તલવારના પ્રહારે એના આંતર બહાર ખેંચી કાઢ્યાં. હવાતિયાં મારતો એ ત્યાં પડ્યો અને એની આંખે અંધારાં ઊતરી આવ્યાં. એની છાતી ઉપર પગ મૂકીને અકિલીઝે એનું બખ્તર ખેંચી કાઢ્યું અને એની ઉપર વિજય મેળવ્યો. પછી એ બોલ્યો. 'અહીં જ પડ્યો રહે અને નદદેવનાં સંતાનો માટે સર્વશક્તિમાન ઝ્યૂસના વંશજ સાથે લડવું કેટલું કઠિન છે એ શીખી લે.' 'ઉમદા નદનો વંશજ હું છું.' એમ તું કહેતો હતો પણ મારો વંશ તો હું ઝ્યૂસ સુધીનો જાણું છું. અનેક મર્માઈડનોના રાજવી ઈએકસના પુત્ર પેલ્યુઝનો હું પુત્ર છું. ઈએકસ પોતે ઝ્યૂસના પુત્ર હતા, અને સમુદ્રને મળતા બધા નહોતા કરતાં ઝ્યૂસ ક્યાંય ચડિયાતા છે તેમ, એક નદના વંશજના કરતાં ઝ્યૂસનો વંશજ પણ ક્યાંય ચડિયાતો છે. તારી પડખેથી વહેતા જલપ્રવાહ ઉપર દૃષ્ટિપાત કર. એ મહાનદ છે અને પોતાનાથી બન્યું હોત તો એણે તને સહાય કરી જ હોત. પરંતુ ક્રોનોસસુત ઝ્યૂસ સાથે યુદ્ધ ખેલી શકાતું નથી. નદરાજ ઝ્યૂસના બરોબરિયા નથી. તેમ જ, બધા નદનો, નાના દરિયાઓનો, ઝરણાંઓનો અને કૂપોનો સ્રોત એવો મહાસાગરનો પ્રવાહ પણ ઝ્યૂસનો બરોબરિયો નથી. આકાશે ગર્જના થાય છે ત્યારે સર્વશક્તિમાન ઝ્યૂસના વીજપ્રભાતથી એ પણ ડરે છે.

ભાઠામાંથી અકિલીઝે પોતાનો કાંસ્ય ભાલો ખેંચી કાઢ્યો અને, પોતે જેને હણ્યો હતો તેને, એ જ્યાં પડ્યો હતો ત્યાં રેતીમાં જ નદના પાણીથી પખાળાતો રહેવા દીધો અને જાતજાતનાં માછલાંઓ

એના માંસ અને અંદરના ભાગો પર તૂટી પડ્યાં. પછી એની તલવારને ઘાએ મરાતા પોતાના સેનાપતિને જોઈને એને ત્યાં વમળોવાળા પાણીમાં જ છોડીને, એના કલગીધારી શિરત્રાણવાળા પીઓનિયનો આઘા ચાલવા લાગ્યા હતા તેમની પાછળ અકિલીઝ ગયો. થેર્સિલોકસ, માઇડોન અને એસ્ટાઇપાઇલસ, મેનેસસ, થ્રેશિયસ, ઈનિયસ અને ઓફીલેસ્ટિસ - આ બધાને અકિલીઝે હણ્યા. અરે, વાયુવેગી અકિલીઝે હજી ઘણા પીઓનિયનોનો સંહાર કર્યો હોત પરંતુ, અકળાઈ જઈને નદે માનવરૂપ લીધું અને ઊંડા ધૂનામાંથી અવાજ કાઢી કહ્યું : 'અકિલીઝ, સામર્થ્યમાં તેમ જ તારાં વીર કાર્યોમાં તું માનવ કરતાં ક્યાંય વધારે મહાન છે. ને દેવો પોતે નિત્ય તારે પક્ષે છે. પરંતુ, બધા ટ્રોજનોને તું હણે એમ ઝ્યૂસ ચાહતા હોય તો હું તને વીનવું છું કે તું એમને મારાથી આઘા લઈ જા અને મેદાનમાં તારી કતલ ચલાવ. મડદાંઓથી હું એટલો બધો અકળાઈ ગયો છું કે, મારાં વારિને હું સાગરમાં વહાવી શકતો નથી - ને તું હજી કતલમાં જ મંડ્યો રહ્યો છો. એ હવે અટકાવ, મારા વીર! હું ભય પામું છું.'

'ઝ્યૂસ બાળ સ્કેચેણ્ડર', અકિલીઝે ઉત્તર વાળ્યો, 'તારી ઈચ્છા પૂર્ણ થશે. પણ એમને ટ્રોયના વાડા ભેગા કરું નહીં અને હેક્ટરની સાથે ભરી ન પીઉં અને અમારા બેમાં કોણ વિજેતા છે ને કોણ મૃત છે એનો નિવેડો લાવું નહીં ત્યાં સુધી આ, ઉદ્ધત ટ્રોજનોનો સંહાર કરતાં હું થોભીશ નહીં.'

આટલું કહીને, નૃશંસ હત્યારાની માફક ફરી એ ટ્રોજનો ઉપર તૂટી પડ્યો. પણ હવે ઊંડા વમળોવાળા સ્કેચેણ્ડરે ફીબસ અપોલોની પાસે યાચના કરી. 'કેવું તો શરમજનક છે આ?' એણે ચિત્કાર કર્યો. 'રજત ધનુષ્યના દેવ અને ઝ્યૂસપુત્ર! તમારા પિતાની આજ્ઞા તમે આ રીતે ઉઠાવો છો? સાંજના એવા ફળદ્રુપ ખેતરો પર ઊતરે ત્યાં સુધી ટ્રોજનોની પડખે ઊભા રહી એમને સહાય કરવાનું પિતા ઝ્યૂસે તમને નથી કહ્યું શું?'

આ બોલ સાંભળ્યા ભેગો મહાશૂલધારી અકિલીઝ તટ પરથી ઠેક્યો અને એણે પ્રવાહના મધ્યભાગમાં ઝંપલાવ્યું. સ્કેમણ્ડરે એની ઉપર પૂર રેલાવ્યાં. એણે ચારેકોર જલપ્રપાતો ઊભા કર્યા અને, આખલાની જેમ ભાંભરીને અકિલીઝના બલિ બનેલા લોકોનાં શબોને એણે સૂકી જમીન પર ફેંક્યાં - એ શબોથી એ ગુંગળામણ થતી હતી - જે બચી ગયા હતા તેમને ઊંડી બખોલોમાં સંતાડ્યા. ક્રોધી જળ ઊંચે ચડ્યાં અને, અકિલીઝની આસપાસ ઉશ્કેરાટ અનુભવવા લાગ્યાં. એની ઢાલ પર એ પછડાવા લાગ્યાં અને એને દિઙ્ગમૂઢ બનાવી દીધો. સ્થિર ઊભા રહેવાને અશક્ત એવા અકિલીઝે એક મોટા એલ્મ વૃક્ષનો ટેકો લીધો. પણ એ ઝાડ મૂળસોતું ઊખડી આવ્યું, આખો કાંઠો ધસી પડ્યો અને, નદીની વચ્ચે તૂટી પડીને, પોતાની ડાળીઓના ઝૂંડ વડે પાણી માટે અવરોધ ઊભો કર્યો અને, જાણે કે બે કાંઠાને જોડતો સેતુ એ બની ગયું. અકિલીઝ પ્રવાહ સામે મથામણ કરવા લાગ્યો અને ભયભીત થઈ, કાંઠા તરફ જવા એણે ઝડપ કરી. એને આશા હતી કે ત્યાં, એ બચી શકશે. પણ એ મહાન દેવતાએ અકિલીઝ સાથેનું કામ હજી પૂરું કર્યું ન હતું - એનાં પરાક્રમો પર પૂર્ણવિરામ મૂકીને એ ટ્રોજનોને નાશથી બચાવવા માગતા હતા. ઊંચા થયા અને પાણીની દીવાલ ઊભી કરી એને કરાવ્યો. ભાલાફેંક અંતર જેટલા અંતરનો લાભ ઉઠાવી પેલ્યુઝનો પુત્ર કાળા ગરુડની ઝડપે નાઠો. એના ખભા ઉપરનું એનું ચર્મ

ખણખણવા લાગ્યું અને, પાછળ પડેલા શિકારી સમા સ્કેમેણ્ડરની ક્રોધી ગર્જના સંભળાઈ.

અકિલીઝ મોટો દોડવીર હતો પણ દેવો માનવો કરતાં ચડિયાતા હોય છે અને, કોઈ માળી પોતાના બાગના છોડાને પાણી પાવા માટે પાસેના ઝરણામાંથી ચરેડી બનાવતો હોય અને એ ચરેડીના માર્ગમાંના અવરોધો દૂર થતાં ઢોળાવ પરથી ધસી આવતાં પાણી એ માળીને વટી આગળ નીકળી જાય તેમ, જલપ્રવાહના મોખરાનો ભાગ અકિલીઝને પકડી પાડતો હતો.

કોઈક વાર એ ઉત્તમ અને વેગીલો અકિલીઝ થંભી જતો અને જાણવા કોશિશ કરતો હતો કે આકાશના બધા દેવો તો પોતાની પાછળ પડ્યા નથીને? પણ એ જ્યારે જ્યારે અટકી જતો ત્યારે ત્યારે, સ્વર્ગના સ્રોતવાળા એ મહાનદનો એક મોટો તરંગ એના સ્કંધદેશ સાથે અથડાતો. થાકી જઈને એ ફરી આગળ વધવા કોશિશ કરતો. પરંતુ પાણી એનો કેડો મૂકતાં નહીં અને એના ગોઠણને ડુબાડી દેતાં તથા એના પગ નીચેની ધરતી સરકાવી લેતાં. પેલ્યુઝપુત્ર મોટેથી ઊંહકારા કરવા લાગ્યો અને, વિશાળ ગગન પ્રત્યે દૃષ્ટિપાત કરી પોકારી ઊઠ્યો. 'પિતા ઝ્યૂસ, શું કોઈ દેવ મારી ઉપર દયા લાવીને મને આ નદના ચાસમાંથી નહીં બચાવે? પછી આના કરતાં બીજું ભાગ્ય હું પસંદ કરીશ. ખોટી આગાહીથી છેતરનાર મારી માતા કરતાં બીજા દેવોને હું ઓછો દોષ દઉં છું. માએ મને કહ્યું હતું કે વ્યૂઢ ટ્રોજનોની દીવાલ પાસે અપોલોના તીરથી વીંધાઈ હું પડવાનો છું. રે, હેક્ટરે શા માટે મારો વધ ન કર્યો. ટ્રોયમાં ઉછરેલો એ ઉત્તમ વીર છે અને હણનાર હણાનારના જેવો જ ઉદાત્ત હોત. પણ મને લાગે છે કે, પહાડનું ઝરણું ઓળંગતો, ભૂંડ ચરાવતો કોઈ છોકરો, એ ઝરણના વેગવાળા પ્રવાહમાં ઝલાઈ મૃત્યુ પામે તેમ, મારું મોત નિર્માયું લાગે છે.'

એની વીનવણીના શીઘ્ર ઉત્તરમાં પોઝેઇડોન અને એથિની દોડી આવી એની બાજુમાં ઊભાં રહી ગયાં. માનવરૂપ ધારણ કરી એ બંનેએ પોતાના હાથમાં એના બેઉ હાથ પકડી લીધા અને, હિમ્મત આપતા શબ્દો બંને વદ્યાં. પ્રથમ પોઝેઇડોને કહ્યું, 'નામદાર અકિલીઝ, હિમ્મત રાખો. ઝ્યૂસના આશીર્વાદથી પેલાસ એથિની અને મારા જેવા સાથીઓ તમારી સહાયમાં છે પછી ખોટો ભય તમારે રાખવો નહીં. કોઈ નદથી તને હંફાવાના નથી એ નક્કી માનજો. આનાં પૂર થોડી વારમાં શમી જશે એ તમે જોશો ને અમારી થોડી સલાહ માનવી તમારે મારે હિતાવહ થશે. ગમે તે આફત આવે, તારાથી બચી ગયેલા દરેક ટ્રોજનને તું ઇલિયમના ગઢની પ્રખ્યાત દીવાલોમાં ન ધકેલે ત્યાં સુધી તું લડતો અટકજે નહીં. અને હેક્ટરના પ્રાણ ન હરે ત્યાં સુધી તારા બતેલાઓ પાસે ઢૂકતો નહીં. આ વિજયની ખાતરી અમે તને આપીએ છીએ.'

પોતાનો હેતુ બર લાવીને, બંને દેવો એને છોડીને બીજા અમરો સાથે જોડાયા અને, આથી ખૂબ ઉત્ફુલ્લ થઈને અકિલીઝ ખેતરો વીંધતો ચાલ્યો. બધાં પાણી ઉભરાતાં હતાં. અને હણાયેલા લોકોના મડદાંઓ અને એમનાં બખ્તરો તરતાં હતાં. પણ પગ દબાવતો અકિલીઝ ઉપરવાસ ચાલવા લાગ્યો અને, એથિનીએ એનામાં એટલું બળ પૂર્યું કે ફેલાતાં પૂર એને ખાળી શક્યાં નહીં. સ્કેમેણ્ડરનો રોષ ઊતર્યો હતો એમ નહીં; પેલ્યુઝના પુત્ર પ્રત્યે ક્રોધના એક વધારે આવેગથી એણે વાંકીચૂંકી કિનારવાળો મોટો મોજો અકિલીઝ તરફ રેલાવી એણે

સિપોઇસને બોલાવ્યો : 'પ્રિય બાંધવ, ચાલ, આપણે બે ભેગા મળીએ આ માણસને હંફાવીએ. થોડા જ સમયમાં પ્રાયમની રાજધાનીને એ ઘમરોળવાનો અને, એક પણ ટ્રોજન એનો સામનો નહીં કરી શકે. જલદી મદદે આવ. તારો પ્રવાહ પાણીથી છલકાવ. તારાં બધાં પહાડી ઝરણાંઓ જલથી તરબતર કર, એમાં મોટાં ખોડ તોતિંગ શિલાઓ વહેતાં કર એટલે, બધાંને પરાભૂત કરતા આ રાક્ષસને આપણે નાથી શકીએ. એ પોતાને દેવોનો બરોબરીઓ માને છે પણ એનું બળ કે એનું રૂપ એને બચાવી શકે નહીં એવો નિર્ણય મેં કર્યો છે. એનું ભવ્ય કવચ પણ એને નહીં બચાવી શકે. મારાં પૂર નીચેના કાદવમાં એ ઊંડે પડ્યું રહેશે. અમે, એની પોતાની વાત કરીએ તો હું એને રેતીમાં રગદોળીશ અને એની ઉપર જાડી વેકરનો ઢગલો ઢાંકી દઈશ. એને હું ગારામાં એટલો ઊંડો દાટી દઈશ કે એનાં હાડકાં પણ અકીઅનોને હાથ નહીં આવે. એની કબરનો ઢેરો પણ તૈયાર થઈ ગયો હશે અને એની અંતિમ વિધિ વખતે પછી બીજું કશું કરવાની જરૂર નહીં રહે.'

આટલું બોલીને સ્વર્ગીય સ્રોતવાળો એ નદ ઊંચો થયો અને, રોષભર્યા તરંગ સાથે અકિલીઝ તરફ ધસ્યો, એમાં પૂર ફીણથી, લોહીથી અને મડદાંઓથી ઊભરાતાં હતાં. પેલ્યુઝપુત્ર ઉપર એક કાળું મોજું ચડી આવ્યું અને, એ એને ગ્રસવા જતું હતું ત્યાં, અકિલીઝ માટે ડરથી પ્રેરાઈ અને હમણાં આ મહાનદ એને ઘસડી જશે એમ ધારી, હીરીએ ભયની ચીસ નાખી અને તુરત પોતાના પુત્ર હેફીસ્ટસ તરફ ફરી. 'બેટા હેફીસ્ટસ, વક્રપાદ', એણે બૂમ મારી 'આ યુદ્ધમાં ઝેન્થસ સાથે પનારો પાડવા માટે અમે તારી ઉપર જ આધાર રાખીએ છીએ. તું તુરત મદદે દોડ અને તારા ભડકાઓને કામે લગાડ ને એ દરમિયાનમાં હું પશ્ચિમના અને દક્ષિણના વાયરાને જગાડું છું. એ સમુદ્ર પરથી જોરથી વાશે ને આ આગને ચોમેર ફેલાવી, બધા ટ્રોજનોનાં શબોને અને એમનાં બખ્તરોને ભસ્મ કરી નાખશે. ઝેન્થસના કાંઠાઓ પરનાં વૃક્ષોને તું જ બાળી નાખજે અને ખુદ નદને પણ આગની લપેટમાં લેજે. એને હાર સ્વીકારવી પડશે અને એ તારી ક્ષમા યાચશે પણ તું જરાય ઢીલો ન પડતો. અને મારી તરફથી અવાજ ન સાંભળ ત્યાં સુધી તારા ભડભડતા દવને શાંત ન કરતો.'

પોતાની માતાના આદેશના ઉત્તરમાં હેફીસ્ટસે ભયંકર અનલ પેટાવ્યાં; મેદાનેથી આરંભી, અકિલીઝનો ભોગ બનેલા અનેક અકીઅનોનાં અત્રતત્ર પડેલાં શબોને તે સ્વાહા કરી ગયો. ઝબકારા મારતાં પૂર થંભી ગયાં અને મેદાન આખું ખાક થઈ ગયું. પાનખરમાં ઓતરાદો વાયરો ઊપણેલા ધાનની જગ્યાને ચોખ્ખી કરી નાખે ને ખેડૂ રાજી થાય તેના જેવું એ હતું. આમ, મેદાન પર હલ્લો કર્યા પછી અને બધાં શબોનો કોળિયો કર્યા પછી, પોતાના આંખ આંજતા ભડકાઓ સાથે નદ પર ચડાઈ કરી. એલ્મ, વિલો, ટેમેરિસ્ક્જી, બધાં વૃક્ષો આગમાં લપેટાઈ ગયાં, અને નદમાં ઊગતાં કમળ અને અન્ય જાતનું પુષ્પો બધાં બળી ગયાં. પોતાનાં રહેઠાણોમાં ગેલ જાતજાતનાં મનસ્યો પણ આ 'વિશ્વકર્મા' ગુરુના ઉષ્ણ શ્વાસોચ્છ્વાસથી પીડા પામ્યાં. નદ પોતે પણ દાઝી ગયો. 'હેફીસ્ટસ', 'એણે બરાડો પાડ્યો' 'કોઈ પણ દેવ મને પહોંચી શકે તેમ નથી. તારી આ બળબળતી આગ મારાથી સહન થઈ શકતી નથી. લડાઈ પૂરી થઈ. મહાન અકિલીઝને સીધો જવા દે, ને ટ્રોજનોને એમની નગરીમાંથી તગડી મૂકવા દે. બીજા લોકોના

ઝઘડામાં મારે શા માટે સહાય કરવી જોઈએ?'

નદ બોલતો હતો ત્યારે એ અનલમાં લપેટાતો જતો હતો. દેગડા નીચેની ભઠ્ઠી ભડભડ બળતી હોય અને એ દેગડો ઊકળવા માંડે ત્યારે, તગડા ભૂંડની ચરબી ઓગળીને છણછણવા લાગે તેમ, નદનાં નિર્મળ નીર છણછણવા લાગ્યાં. સુંદર ઝેન્થસ આમ આગમાં ભડથું થઈ ગયો અને એનાં વારિ વરાળ થઈ ઊંચે જવા લાગ્યાં. મહાન કારીગરના સ્ફોટથી જીતાઈ એણે હીરીને સાદ દીધાં અને એની ક્ષમા યાચી. 'હીરી', એ બોલ્યો, 'તમારા પુત્રે ત્રાસ દેવા માટે મારો પ્રવાહ શા માટે પસંદ કર્યો છે? ટ્રોજનોને પક્ષે રહી લડતા બીજા લોકોની તુલનાએ એ ત્રાસને નોતરવા માટે મેં તો બહુ જ ઓછું કર્યું છે પરંતુ તમે આજ્ઞા આપશો તેવો જ હું તેમ કરતો અટકી જઈશ - પણ હેફીસ્ટસે પણ અટકવું જોઈએ. હું કંઈક વધારે કરીશ. હું સોગન ખાઈને કહું છું કે પોતાના ભાવિથી ટ્રોજનોને બચાવા હું કશું જ નહીં કરું. અરે! અકીઆના યોદ્ધાઓએ જલાવવાથી એ આખી નગરી આગમાં ભસ્મીભૂત થતી હશે ત્યારે પણ નહીં.'

શ્વેતકરા દેવી હીરીએ ઝેન્થસનું આ રુદન સાંભળ્યું તેવો જ તેણે પોતાના પુત્રને સાદ કર્યો. 'દીકરા, હે ફીસ્ટસ, બસ કર ! માત્ર માનવીને સહાય કરવા માટે કોઈ દેવની સાથે આપણે આટલા સખત થવું જોઈએ નહીં. આ સાંભળીને, હેફીસ્ટસે આગને હોલવી નાખી અને નદનો પ્રવાહ પુનઃ બે કાંઠા વચ્ચે વહેતો થયો.'

ઝેન્થસની નિષ્ફળતા પછી બંને વચ્ચે વધારે ઝઘડો રહ્યો નહીં. હજી રોષભરી હોવા છતાં હીરીએ એમ કર્યું. પરંતુ હવે, પોતાના આવેશોને લઈને સામસામી છાવણીઓમાં વહેંચાઈ ગયેલા બીજા દેવો વચ્ચેનો કલહ, ખૂલ્લી હિંસારૂપે પ્રગટ થયો અને ભયંકર ગર્જના સાથે એકબીજા ઉપર, તેઓ તૂટી પડ્યા; એ ગર્જનાનો રવ ઉપર સ્વર્ગે પહોંચ્યો અને, વિશાળ જગત ઊંહકારા કરવા લાગ્યું. ઑલિમ્પસમાં બેઠેલા ઝ્યૂસે એ શોર સાંભળ્યો. અમર દેવોને એકબીજા પર તૂટી પડતા જોઈ એ મનમાં આનંદથી હસી પડ્યા. કારણ, તૂટી પડતાં પહેલાં તેમણે એક ક્ષણ પણ વેડફી નહીં. હાથમાં કાંસ્યશૂલ સાથે અને ગાળો વરસાવતો ઢાલો ભાંગનાર એરિઝ એથિની પર હલ્લો લઈ ગયો. એણે 'પંચાતિયણ કર્કશા શિયાળવી, તારી અમર્યાદ ઉદ્ધતાઈ અને તારી તોછડાઈભરી ખલેલથી તે દેવોને આમનેસામને કરી મૂક્યા છે અને ટાઈડ્યુસના પુત્ર ડાયોમિડીઝને મારી ઉપર ઘા કરવા ચડાવ્યો હતો તે યાદ કર. તેં તો એનો ઢોલ પીટ્યો હતો. એનું ભાલું તેં તારે હાથ લઈ લીધું હતું અને, મારી ઉપર પ્રહાર કરી, મારા માંસમાં કાપો પાડી દીધો હતો. મેં તે દહાડે જે ભોગવ્યું તેનો બદલો હું આજે લેવા માગું છું.'

આટલું બોલીને એણે એથિનીની ફૂમતાવાળી ઢાલ ઉપર પ્રહાર કર્યો એટલે જે ચમત્કારિક પરિધાન ઝ્યૂસના વજ્રઘાતને પણ ખમી શકે તેણે ખૂની યુદ્ધદેવના લાંબા ભાલાનો ફટકો સહન કર્યો. એથિની પાછળ હઠી ગઈ અને, કાળાંતરમાં લોકોએ ખેતરો વચ્ચેના સીમાંકન તરીકે મૂકેલી શિલા એણે પોતાને મજબૂત હાથે ઉપાડી. એ શિલા એણે દુરાગ્રહી યુદ્ધદેવની ગરદન પર ઝીંકી અને એને નીચે પછાડ્યો. એનું બખ્તર ખણખણી ઊઠ્યું અને નવવીઘા જમીનમાં એ પથરાઈને પડ્યો. એના વાળ ધૂળમાં રગદોળાતા હતા. હસીને પેલાસ એથિનીએ એને ત્યાં 'અક્કલહીણા મૂરખ, મારી ઉપર ધસી

આવ્યો તેની પહેલાં તને વિચાર આવ્યો નહીં કે તારા કરતાં હું બળમાં ચડિયાતી છું. તારાં માતા હીરીના શામથી તું હવે દૂર ફેંકાઈ ગયો એમ જાણજે. ઉદ્ધત ટ્રોજનોનો પક્ષ લેવા માટે તેં અકીઅનોનો પક્ષ ત્યજી દીધો ત્યારથી તારી ઉપર ક્રોધે ભરાઈ એણે તને શાપ આપ્યો છે.'

આટલું બોલીને એથિનીએ પોતાના તેજસ્વી નયનો એની પરથી આઘાં કર્યાં, અને, ઝ્યૂસપુત્રી એફ્રોડાઇટીએ એરિઝનો હાથ પકડી એને રણક્ષેત્રથી દૂર લઈ ગઈ - એ હજી પૂરો ભાનમાં આવ્યો ન હતો અને કષ્ટાતો હતો. એફ્રોડાઈટીનું આ કૃત્ય નિહાળી, ઉત્તેજિત થઈને હીરીએ એથિનીને કહ્યું, 'કવચધારી ઝ્યૂસની સદાજાગ્રત પુત્રી! ટોળામાંથી અને રણક્ષેત્રમાંથી એરિઝનો હાથ પકડી એને લઈ જતી પેલી હલકટ પોરી જઈ રહી છે. એની પાછળ લાગ, ઝડપથી!'

એથિનીનું હૃદય હિલોળા લેવા લાગ્યું. એફ્રોડાઇટીની પાછળ એ વેગથી ગઈ, એની નિકટ પહોંચી અને પછી એની છાતી ઉપર એણે ધુંબો માર્યો. જરાય પણ સામે થયા વિના એ નીચે ધસી પડી અને, અન્નપૂર્ણા ધરતી પર એ અને એરિઝ પડ્યાં અને, એથિનીએ બડાઈ મારી. 'આર્ગાઇવ વીરો સાથેના યુદ્ધમાં ટ્રોજનોને સહાય કરનાર દરેક વ્યક્તિ આપના જેવી દશાને મળો અને એરિઝની કુચકે જનાર એફ્રોડાઇટીએ મારા ક્રોધનો સામનો કરતાં જે ભોગવ્યું તે ભોગવો! તો યુદ્ધ ક્યારનુંએ આટોપાઈ ગયું હોત અને અમે ટ્રોયની આકર્ષક નગરીને ધમરોળી હોત.'

એથિનીની આ કટાક્ષવાણી સાંભળી હીરી મલકાઈ એ પછી ભૂકંપક પોઝેઇડોને અપોલોને પડકાર કર્યો. 'ફીબસ', એણે રાડ પાડી, 'આપણે બંને શા માટે આમ આળસુની જેમ આઘા ઊભા છીએ? બીજાઓએ આરંભ કર્યો છે ત્યારે એમ ઊભા રહેવું યોગ્ય છે? યુદ્ધ કર્યા વિના ઑલિમ્પસે ઝ્યૂસ કાંસ્યમહેલમાં જતાં આપણે શરમાવું જોઈએ. તમે મારાથી નાના છો તો તમે પહેલો ઘા કરો, મારી વય અને મારો અનુભવ જોતાં હું પહેલો વાર કરું તે ન્યાયી નહીં થાય. પણ તમે કેવા મૂર્ખ છો અને તમારી યાદદાસ્ત કેટલી ટૂંકી છે! ઇલિયમમાં દેવોથી આપણને જુદા પાડી ઝ્યૂસે મિજાજી લેઓમિડોનની તહેનાતમાં આપણને એક વરસ માટ મોકલ્યા હતા ત્યારે, તમે અને મેં જે મુસીબતો અનુભવી હતી તે તમે ભૂલી ગયા જણાઓ છો. એ આપણને પગાર આપવાનો હતો અને આપણે એની આજ્ઞા ઉઠાવવાની હતી. ટ્રોજનોનાં નગર ફરતી દીવાલ બાંધવાનું મારું કામ હતું, એવી ભવ્ય અને મજબૂત દીવાલ કે એ અભેદ્ય બને, અને ઇડાની અનેક ધારો પર કઢંગી ચાલે ચાલતાં, વાંદાં શિંગડાંવાળાં ઢોરને તમે સંભાળતા હતા. આપણે પૂરી મુદત કામ કર્યું પરંતુ, મહેનતાણું ચુકવવાની મંગળ ઘડી આવી ત્યારે, વિવેકશૂન્ય લેઓમિડોને ચોખ્ખો નનૈયો સંભળાવ્યો હતો અને, આપણા હાથપગ બાંધીને, કોઈ દૂરના દ્વીપમાં આપણને વેચી મારવાની ધમકી આપીને, આપણને કાઢી મૂક્યા હતા. આપણા કાન કાપી લેવાની વાત પણ એ કરતો હતો. એટલે લેઓમિડોને આપણને આપવાનાં દતિયાં ન ચૂકવ્યાં તેથી રોષે ભરાઈ, હતાશ થઈ આપણે બંને ઘેર પાછા ગયા હતા. અમારી સાથે જોડાઈને, આ ઉદ્ધત ટ્રોજનોનો અને એમાં બૈરી છોકરાંઓનો સમૂળો નાશ કરવાને બદલે તમે એના લોકો પર ઉપકાર કરવા ચાહો છો.'

'ભૂકંપના સ્વામી', ધનુર્ધારી અપોલો વદ્યાં,

ધરતીની કૃપાથી થોડી વેળ માટે પોતાની રંગત ચમકાવી પળમાં ખરી પડી કરમાઈ જતાં પાનની માફક આ લોકો માટે, આ દુર્ભાગી પ્રાણીઓ માટે હું તમારી સાથે લડું તો તમને મારામાં અક્કલનો છાંટો પણ નહીં દેખાય. ના, વેગરી વિયાય જાય તેની પૂર્વે જ આપણે લડવાનું આટોપી દઈએ અને, આ માણસોને એમની લડાઈ લડવા દઈએ.

આટલું બોલી અપોલો દેવ ફરી ગયા અને ત્યાંથી તેમણે ચાલતી પકડી. પોતાના કાકા સાથે લડવું એને યોગ્ય લાગ્યું. પણ પશુઓની સ્વાચિતી અને રાનોની અધિષ્ઠાત્રી દેવી એની બહેન આર્ટેમિસની કડવી ટીકા એણે સાંભળવી પડી. ચોખ્ખા શબ્દોમાં એણે સંભળાવ્યું. 'તો મહાન ધનુર્ધારી વંઝો માપે છે.' એ બોલી, અને, પોઝેઇડોનને સાવ સસ્તો વિજય અપાવે છે! અક્કલમૂઠા, જેનો ઉપયોગ કરવો નથી તે ધનુષ ભેગું ફેરવવાનું કામ જ શું છે? આપણા પિતાના આવાસમાં મેં અંનેક વેળા તને બડાશ મારતો સાંભળ્યો છે કે, 'હું પોઝેઇડોનનો સામનો કરીશ.' ફરી તારા આ બોલ કહી સંભળાવજે મા. ધનુર્ધારી અપોલો પાસે પોતાની બહેન માટે કશો ઉત્તર ન હતો. પરંતુ ઝ્યૂસની સામ્રાજ્ઞી હીરી ધનુષ્યની દેવી ઉપર ક્રોધે ભરાઈ અને એની ઉપર પોતાનો રોષ ઠાલવ્યો. 'ઉદ્ધત છોકરી!' એ બોલી, 'તું મારી સામે થવાના વિચાર કરે છે? તારાં તીરકામઠાને હું ઓળખું છું અને, તારી વિવેકબુદ્ધિ પર છોડી ઝ્યૂસ તને જેમનો નાશ કરવા દે છે તે સ્ત્રીઓ માટે તો તું સિંહણ છો, પણ મારી સાથે બરોબરી કરવા જઈશ તો પસ્તાઈશ. તારાં મોટેરાંઓ સાથે લડવા કરતાં વનોનાં હરણોનો શિકાર તારે માટે વધારે યોગ્ય છે. પણ તું મારી સામે શિંગડાં ભરાવે છે અને તારણો કાઢવા કોશિશ કરે છે તો, હું કેટલી બલવત્તર છું એ બરાબર જાણી લે.'

હીરીએ બોલવાનું બંધ કર્યું અને પોતાને ડાબે હાથે આર્ટેમિસનાં બેઉ કાંડાં પકડ્યાં અને જમણે હાથે એને ખભેથી હીરીએ એનાં તીરકામઠાને ખેંચી લીધાં. પછી એણે આર્ટેમિસના બેઉ કાન પર પોતાનાં શસ્ત્રોનાં ગોદા માર્યા અને, એના શિકારને થતી વેદનાથી એના ભાથામાંથી તીર નીચે પડતાં જોઈને હીરી હસી ઊઠી.

આર્ટેમિસ રડી ઊઠી અને પછી બાજ પાસેથી પારેવું છટકે ને સંતાવા માટે કોઈ ખડકમાંની તિરાડમાં ભરાઈ જાય અને જાતને બચાવવા ભાગ્યશાળી બને એમ, રુદન કરતી આર્ટિમિસ ત્યાંથી નાઠી. એનાં તીરકામઠાં ત્યાં ભોંયે જ પડ્યાં રહ્યાં. પરંતુ એની માતા લીટોને, પથદર્શક અને રાક્ષસશત્રુ, હર્મિસે ખાતરી આપી કહ્યું કે, 'લીટાં ગભરાયા હું તારી સાથે યુદ્ધ કરવાનો નથી. ઝ્યૂસની સામ્રાજ્ઞીઓ સાથે જે લોકો મારામારી કરવા જાય છે તેમનું કાર્ય અઘરું છે. ના, તું જઈને દેવો પાસે પેટ ભરીને ડંફાસ મારી શકે છે કે તારી તાકાતના જોરે તેં મને હરાવ્યો.' (ક્રમશઃ)

આવ્યો તેની પહેલાં તને વિચાર આવ્યો નહીં કે તારા કરતાં હું બળમાં ચડિયાતી છું. તારાં માતા હીરીના શાપથી તું હવે દૂર ફેંકાઈ ગયો એમ જાણજે. ઉદ્ધત ટ્રોજનોનો પક્ષ લેવા માટે તેં અકીઅનોનો પક્ષ ત્યજી દીધો ત્યારથી તારી ઉપર ક્રોધે ભરાઈ એણે તને શાપ આપ્યો છે.'

આટલું બોલીને એથિનીએ પોતાના તેજસ્વી નયનો એની પરથી આઘાં કર્યાં, અને, ઝ્યૂસપુત્રી એફ્રોડાઇટીએ એરિઝનો હાથ પકડી એને રણક્ષેત્રથી દૂર લઈ ગઈ - એ હજી પૂરો ભાનમાં આવ્યો ન હતો અને કષ્ટાતો હતો. એફ્રોડાઇટીનું આ કૃત્ય નિહાળી, ઉત્તેજિત થઈને હીરીએ એથિનીને કહ્યું, 'કવચધારી ઝ્યૂસની સદાજાગ્રત પુત્રી! ટોળામાંથી અને રણક્ષેત્રમાંથી એરિઝનો હાથ પકડી એને લઈ જતી પેલી હલકટ પોરી જઈ રહી છે. એની પાછળ લાગ, ઝડપથી!'

એથિનીનું હૃદય હિલોળા લેવા લાગ્યું. એફ્રોડાઇટીની પાછળ એ વેગથી ગઈ, એની નિકટ પહોંચી અને પછી એની છાતી ઉપર એણે ધુંબો માર્યો. જરાય પણ સામે થયા વિના એ નીચે ધસી પડી અને, અન્નપૂર્ણા ધરતી પર એ અને એરિઝ પડ્યાં અને, એથિનીએ બડાઈ મારી. 'આર્ગાઇવ વીરો સાથેના યુદ્ધમાં ટ્રોજનોને સહાય કરનાર દરેક વ્યક્તિ આપના જેવી દશાને મળો અને એરિઝની કુચકે જનાર એફ્રોડાઇટીએ મારા ક્રોધનો સામનો કરતાં જે ભોગવ્યું તે ભોગવો! તો યુદ્ધ ક્યારનુંએ આટોપાઈ ગયું હોત અને અમે ટ્રોયની આકર્ષક નગરીને ધમરોળી હોત.'

એથિનીની આ કટાક્ષવાણી સાંભળી હીરી મલકાઈ એ પછી ભૂકંપક પોઝેઇડોને અપોલોને પડકાર કર્યો. 'ફીબસ', એણે રાડ પાડી, 'આપણે બંને શા માટે આમ આળસુની જેમ આઘા ઊભા છીએ? બીજાઓએ આરંભ કર્યો છે ત્યારે એમ ઊભા રહેવું યોગ્ય છે? યુદ્ધ કર્યા વિના ઑલિમ્પસે ઝ્યૂસ કાંસ્યમહેલમાં જતાં આપણે શરમાવું જોઈએ. તમે મારાથી નાના છો તો તમે પહેલો ઘા કરો, મારી વય અને મારો અનુભવ જોતાં હું પહેલો વાર કરું તે ન્યાયી નહીં થાય. પણ તમે કેવા મૂર્ખ છો અને તમારી યાદદાસ્ત કેટલી ટૂંકી છે! ઇલિયમમાં દેવોથી આપણને જુદા પાડી ઝ્યૂસે મિજાજી લેઓમિડોનની તહેનાતમાં આપણને એક વરસ માટ મોકલ્યા હતા ત્યારે, તમે અને મેં જે મુસીબતો અનુભવી હતી તે તમે ભૂલી ગયા જણાઓ છો. એ આપણને પગાર આપવાનો હતો અને આપણે એની આજ્ઞા ઉઠાવવાની હતી. ટ્રોજનોના નગર ફરતી દીવાલ બાંધવાનું મારું કામ હતું, એવી ભવ્ય અને મજબૂત દીવાલ કે એ અભેદ્ય બને, અને ઇડાની અનેક ધારો પર કઢંગી ચાલે ચાલતાં, વાંદાં શિંગડાંવાળાં ઢોરને તમે સંભાળતા હતા. આપણે પૂરી મુદત કામ કર્યું પરંતુ, મહેનતાણું ચુકવવાની મંગળ ઘડી આવી ત્યારે, વિવેકશૂન્ય લેઓમિડોને ચોખ્ખો નનૈયો સંભળાવ્યો હતો અને, આપણા હાથપગ બાંધીને, કોઈ દૂરના દ્વીપમાં આપણને વેચી મારવાની ધમકી આપીને, આપણને કાઢી મૂક્યા હતા. આપણા કાન કાપી લેવાની વાત પણ એ કરતો હતો. એટલે લેઓમિડોને આપણને આપવાનાં દતિયાં ન ચૂકવ્યાં તેથી રોષે ભરાઈ, હતાશ થઈ આપણે બંને ઘેર પાછા ગયા હતા. અમારી સાથે જોડાઈને, આ ઉદ્ધત ટ્રોજનોનો અને એમાં બૈરી છોકરાંઓનો સમૂળો નાશ કરવાને બદલે તમે એના લોકો પર ઉપકાર કરવા ચાહો છો.'

'ભૂકંપના સ્વામી', ધનુર્ધારી અપોલો વધ્યાં,

ધરતીની કૃપાથી થોડી વેળ માટે પોતાની રંગત ચમકાવી પળમાં ખરી પડી કરમાઈ જતાં પાનની માફક આ લોકો માટે, આ દુર્ભાગી પ્રાણીઓ માટે હું તમારી સાથે લડું તો તમને મારામાં અક્કલનો છાંટો પણ નહીં દેખાય. ના, વેગરી વિયાય જાય તેની પૂર્વે જ આપણે લડવાનું આટોપી દઈએ અને, આ માણસોને એમની લડાઈ લડવા દઈએ.

આટલું બોલી અપોલો દેવ ફરી ગયા અને ત્યાંથી તેમણે ચાલતી પકડી. પોતાના કાકા સાથે લડવું એને યોગ્ય લાગ્યું. પણ પશુઓની સ્વાચિતી અને રાનોની અધિષ્ઠાત્રી દેવી એની બહેન આર્ટેમિસની કડવી ટીકા એણે સાંભળવી પડી. ચોખ્ખા શબ્દોમાં એણે સંભળાવ્યું. 'તો મહાન ધનુર્ધારી વંઝો માપે છે.' એ બોલી, અને, પોઝેઇડોનને સાવ સસ્તો વિજય અપાવે છે! અક્કલમૂઠા, જેનો ઉપયોગ કરવો નથી તે ધનુપ ભેગું ફેરવવાનું કામ જ શું છે? આપણા પિતાના આવાસમાં મેં અનેક વેળા તને બડાશ મારતો સાંભળ્યો છે કે, 'હું પોઝેઇડોનનો સામનો કરીશ.' ફરી તારા આ બોલ કહી સંભળાવજે મા. ધનુર્ધારી અપોલો પાસે પોતાની બહેન માટે કશો ઉત્તર ન હતો. પરંતુ ઝ્યૂસની સામ્રાજ્ઞી હીરી ધનુષ્યની દેવી ઉપર ક્રોધે ભરાઈ અને એની ઉપર પોતાનો રોપ ઠાલવ્યો. 'ઉદ્ધત છોકરી!' એ બોલી, 'તું મારી સામે થવાના વિચાર કરે છે? તારાં તીરકામઠાને હું ઓળખું છું અને, તારી વિવેકબુદ્ધિ પર છોડી ઝ્યૂસ તને જેમનો નાશ કરવા દે છે તે સ્ત્રીઓ માટે તો તું સિંહણ છો, પણ મારી સાથે બરોબરી કરવા જઈશ તો પસ્તાઈશ. તારાં મોટેરાંઓ સાથે લડવા કરતાં વનોનાં હરણોનો શિકાર તારે માટે વધારે યોગ્ય છે. પણ તું મારી સામે શિંગડાં ભરાવે છે અને તારણો કાઢવા કોશિશ કરે છે તો, હું કેટલી બલવત્તર છું એ બરાબર જાણી લે.'

હીરીએ બોલવાનું બંધ કર્યું અને પોતાને ડાબે હાથે આર્ટેમિસનાં બેઉ કાંડાં પકડ્યાં અને જમણે હાથે એને ખભેથી હીરીએ એનાં તીરકામઠાને ખેંચી લીધાં. પછી એણે આર્ટેમિસના બેઉ કાન પર પોતાનાં શસ્ત્રોનાં ગોદા માર્યા અને, એના શિકારને થતી વેદનાથી એના ભાથામાંથી તીર નીચે પડતાં જોઈને હીરી હસી ઊઠી.

આર્ટેમિસ રડી ઊઠી અને પછી બાજ પાસેથી પારેવું છટકે ને સંતાવા માટે કોઈ ખડકમાંની તિરાડમાં ભરાઈ જાય અને જાતને બચાવવા ભાગ્યશાળી બને એમ, રુદન કરતી આર્ટિમિસ ત્યાંથી નાઠી. એનાં તીરકામઠાં ત્યાં ભોંયે જ પડ્યાં રહ્યાં. પરંતુ એની માતા લીટોને, પથદર્શક અને રાક્ષસશત્રુ, હર્મિસે ખાતરી આપી કહ્યું કે, 'લીટાં ગભરાયા હું તારી સાથે યુદ્ધ કરવાનો નથી. ઝ્યૂસની સામ્રાજ્ઞીઓ સાથે જે લોકો મારામારી કરવા જાય છે તેમનું કાર્ય અઘરું છે. ના, તું જઈને દેવો પાસે પેટ ભરીને ડંફાસ મારી શકે છે કે તારી તાકાતના જોરે તેં મને હરાવ્યો.' (ક્રમશઃ)

## રમીએ ભાઈ... / મુકુન્દ પરીખ

ભીતર
બહાર
એક આકાશ
એક જ ચાંદો
એક જ સૂરજ
ને એક જ વાયુ શ્વાસ...
ભીતર હો કે બહાર
એ જ અજવાશ
ને એ જ અંધાર...
ઠાલાં ઠાલાં જાળાં
ડૉળ ઘાલીને
ફરવા સાત કૂંડાળાં...
ઝળહળ ક્યાંથી પામીએ
જ્યાં મળતા બસ પડછાયા...?
પરણું તો મૃગજળને
એવી હઠ મા કરીએ ભાઈ...!
ભીતર બહાર
સંતાકૂકડી
રમત રમી શું કરીએ ભાઈ...!
વાડે ઊગ્યાં
ફૂલ જોઈને
ખીલવું
ખરવું
રમીએ ભાઈ...!

## રજાઈ / રાજેન્દ્ર પટેલ

બાળપણમાં કાલાં ફોલતાં ટેરવામાં પડેલા છિદ્રનું દર્દ,
આ ક્ષણે હવે, બધાંય સુખ કરતાં અદકું લાગે છે.

બાપુજી જે રૂની રજાઈ ઓઢતા તે હવે ઓઢતા રૂમઝૂમ
કરતી ઊંઘ આવે છે. તે માના સ્પર્શ જેવી લાગે છે.

રજાઈમાં અમારા ખેતરનું રૂ છે. તે પાથરી રહ્યું છે
અમારામાં શ્વેત પ્રકાશ. અમારી અંદરનો માણસ જ્યારે
ખોવાઈ જાય ત્યારે આ રજાઈ લોહચુંબકની જેમ ખેંચી
લાવે છે અમને પાછા.

તે જીર્ણ થાય છે તેમ વધુ ને વધુ નવી લાગતી જાય છે.

ઘણી વાર તેને ફંગોળી જાત ભાગવા મથી છે. પરંતુ
વાદળ ઘડીક ચંદ્રને ઢાંકે તેવું બન્યું છે. પછી રજાઈ
ચંદ્ર પ્રકાશથીય વધુ પ્રકાશિત બની જતી હોય છે.

આ રજાઈ ક્યારેક અમારી ટોપી, ઝભ્ભો, ત્વચા જેવી લાગે છે.

તેમાંથી આવતી માટીની ગંધ કપાસનાં ફૂલની જેમ
અમને ખીલવે છે. જે ધરતી પૂર્વજોએ ખેડેલી તેમાં
પડેલાં તેમનાં પગલાં, હવે ચાસ બની અમને
ફણગાવે છે હંમેશાં.

હા, આ રજાઈ અમારા પૂર્વજોનો શીતલ છાંયો છે.

## કૂકડો બોલ્યો / *પ્રફુલ્લા વોરા*

મોંસૂઝણાના ઝાંખા પ્રકાશમાં
જોઉં છું મારી અધખુલ્લી આંખોથી
બે પાંદડાં વચ્ચે
નિરાંત કરીને સૂતેલી હવાને.
તેના શ્વાસનો ધબકાર
રેલાય છે મારા અવાવરું કાનમાં.
થડને અઢેલીને
વિસામાનો દમ ખેંચી રહ્યો છે.
દૂર દૂરથી આવેલો વંટોળિયો.
અને...
હું જોઉં છું
ફૂલની પાંખડીઓ વચ્ચે સૂતેલી સુગંધના
ગાલ પર ઉભરાતાં લાલ લાલ ખંજન.
અને...!
આ કૂકડો બોલ્યો!
લ્યો,
આ શરમાઈ ગઈ હવા!
લ્યો,
આ શરમાઈ ગઈ સુગંધ!
ને...
લ્યો,
આ મારી અધખુલ્લી આંખો પણ...!

## જ્યાં જગા છે / *મૌન બલોલી*

આપણું ધાર્યું બધું ના થાય છે,
પણ પદાર્થોમાં રૂપાંતર થાય છે.

છાંય-ફળ ખાઈ પડું રસ્તે છતાં,
વન વિષે ક્યાં વાત ઉચ્ચારાય છે!

એ પ્રદૂષણના પ્રપંચો રોકતો,
આવનારો શ્વાસ ક્યાં પરખાય છે?

બીજનો વિસ્તાર જોઈ, જાણ થઈ,
જ્યાં જગા છે ત્યાં જગત સરજાય છે.

જ્યાં જગા છે ત્યાં જગત સરજાય છે,
તોય ના 'ખામોશ'ને સમજાય છે.

## વળાંકો / *ગૌરાંગ ઠાકર*

અહીં સ્હેજ ચાલો ને આવે વળાંકો,
ગમે ના ગમે પણ મળે છે વળાંકો.

ફળે કોઈને ને છળે કોઈને; પણ,
જવું-ના-જવું ના જણાવે વળાંકો.

અહીં સીધા રસ્તા મળી જાય તો પણ
કદી આપણી ચાલ લાવે વળાંકો.

વિષય જેમ રસ્તાને બદલી જુઓ બસ,
નથી સાવ એવું ન ફાવે વળાંકો.

સફરમાં મળ્યા તે બધા હું વળ્યો છું,
પરંતુ આ મંઝિલ મળી, ને વળાંકો?

વળાંકે વળાંકે વળી જો જવાશે,
અહમ્ મારામાંથી વળાવે વળાંકો.

## બે ગઝલ / *કિરણ ચૌહાણ*

૧

નાચતાં ને કૂદતાં, ગાતાં ઝરણ,
સૂર્યનાં કિરણોથી ઝળહળતાં ઝરણ.

ફૂલની શેરી મહીંથી નીકળ્યાં,
એટલે તો પૂર્ણતઃ મહેક્યાં ઝરણ.

'બસ, પ્રવાહી થઈ જવામાં સાર છે.'
પથ્થરોને કાનમાં કહેતાં ઝરણ.

રોકવા માટે જ સર્જાયાં હશે?
આંગળીમાં સ્પર્શનાં વહેતાં ઝરણ!

આપણા સંબંધમાં ભીનાશ છે,
તું સ્મરી ને આંખમાં ફૂટ્યાં ઝરણ.

૨

ઝૂમે છે સઘળી ડાળો,
પંખીએ બાંધ્યો માળો.

ગુણાકાર હું અવગુણનો,
તું સદ્‌ગુણનો સરવાળો.

કોઈ અન્યને ના શોધો,
મારામાં મુજને ભાળો.

આવ હવે એકબીજાંનો,
ચોરી લઈએ કંટાળો.

સામે આવે ત્યારે વાત,
વિચાર મૃત્યુના ટાળો.

## બે ગઝલ / *ભાવેશ ભટ્ટ 'મન'*

૧

આમ તો છે બધું ને કશું પણ નહીં,
આ જગત જોઈને હું હસું પણ નહીં.

કોઈ ઇચ્છાને તો ધર્મ હોતો નથી,
બાળશું પણ નહીં, દાટશું પણ નહીં.

આંખ તારી ઉપાડે, પછાડે મને,
આમ તો કોઈનાથી ખસું પણ નહીં.

જો ગરજ હોય એને તો શોધે હવે,
જિંદગીને અમે શોધશું પણ નહીં.

જોઈ દાનત બગડતી હવાની અમે,
કોઈ સિક્કાને ઉછાળશું પણ નહીં.

૨

છિદ્રવાળું વહાણ છે તો છે,
પાણીને એની જાણ છે તો છે.

એ ભલે ફૂલછાબ જેવો છે,
પણ ફૂલોથી અજાણ છે તો છે.

કામ બીજું હવે રહ્યું છે ક્યાં,
શ્વાસની ખેંચતાણ છે તો છે.

હું દિવસને નથી મળ્યો ક્યારેય,
કોઈને ઓળખાણ છે તો છે.

જેવું જીવ્યા છીએ લખ્યું એવું,
સાવ નબળું લખાણ છે તો છે.

## બે ગઝલ / *નીરવ વ્યાસ*

૧

સૌની આંખોમાં ભેજ ના શોધો,
લાગણીનો અવેજ ના શોધો.

રંગ ફિક્કો, પરંતુ પોતીકો,
નિતનવા રંગરેજ ના શોધો.

માંગશો એમ રોશની મળશે,
કોઈ ચહેરો સતેજ ના શોધો.

ખાસ માણસ બધાય હાજર છે,
આપ કાયમ મને જ ના શોધો.

છંદ પણ હો અલગ અલગ ક્યારેક
કાફિયા એના એ જ ના શોધો.

૨

ન રસ્તાની, ન દુનિયાની, કશાની નોંધ ના લીધી,
અમે નીકળ્યા ઘરેથી તો હવાની નોંધ ના લીધી.

અમારા હાથ સમજ્યા છે, સદાયે હાથની ભાષા,
દુઆ ના સાંભળી, કે બદદુઆની નોંધ ના લીધી.

કશોયે અર્થ તેથી ના સર્યો મહેફિલમાં રોકાઈ,
તમે સાકીને ના જોયો, સુરાની નોંધ ના લીધી.

શરૂમાં એમ લાગ્યું, હોય જાણે ગુપ્ત સમજૂતી,
બધાયે એકસરખી આયનાની નોંધ ના લીધી.

કસબ સમજી શક્યું તો એની નોંધ મેં લીધી,
સભામાં બેસનારા ખેરખાંની નોંધ ના લીધી.

### 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

આ અંકથી સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહકનંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહકનંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો.

ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે.

આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ આજીવન ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

## ઉનાળાનું આત્મકથન / *રિષભ મહેતા*

ગુલમ્હોરી પડછાયો શોધતો એક સળગતો છાયો કાળો...
હું જ ઉનાળો...!

ડામરના રસ્તા પર જ્યારે હું ડગ માંડું
આજુબાજુ ઝાડઝાંખરાં મને જુએ ને જોતાં આડું,
કિન્તુ મારું અંગઅંગ ભડભડતું બળતું પળપળ ખરતું
આગ આ મારી ક્યાં લઈ જઈને હું સંતાડું...?

તરસ તરસ થઈ રગમાં વહેતાં મૃગનાં જળને શાને બાળો?
હું જ ઉનાળો...!

હશે તરસ કંઈ લાખ જનમની નથી છિપાતી
એકસામટાં નદી, તળાવો ખળખળ સૌ પી જાઉં તો પણ,
તિરાડ મારી છાતીની માટીમાં પડતી એવી તો કે
નથી પુરાતી વાદળ સૌ પી જાઉં તો પણ.

પડતર પંચપ્રદેશે જઈને સતત મળે છે મારો તાળો.
હું જ ઉનાળો..!

સો સો સૂરજ માથે લઈને ચાલું છું હું સુક્કે રસ્તે
કોઈ મને છત્રી ઓઢાડો, પંખો નાખો,
લીલપની ભીનપને ઝૂરતી આ કાયાને
પાણીનાં લૂગડાં પહેરાવો, બરફથી ઢાંકો, ફ્રિજમાં રાખો!

બાંધી આપો મને ય કોઈ ભીનાંછમ વાદળનો માળો.
હું જ ઉનાળો...!

ગુલમ્હોરી પડછાયો શોધતો એક સળગતો છાયો કાળો.
હું જ ઉનાળો...!

## ગઝલ / *હનીફ સાહિલ*

અસમંજસ વિચારે ઊભો છું,
આજ હું એના દ્વારે ઊભો છું.

આવકારો મળે કે જાકારો,
આજ હું એના દ્વારે ઊભો છું

એ જ દેનારો એ જ લેનારો,
આજ હું એના દ્વારે ઊભો છું.

એ જ સર્જક છે એજ વિધ્વંસક,
આજ હું એના દ્વારે ઊભો છું.

કાં મળે સ્વર્ગ કે નરક મુજને,
આજ હું એના દ્વારે ઊભો છું.

કંઈક અચરજ સમું હશે ભીતર,
આજ હું એના દ્વારે ઊભો છું.

ભેદ હો કે ભરમ ખૂલી જાશે,
આજ હું એના દ્વારે ઊભો છું.

પાત્ર ભીક્ષાનું હાથમાં લઈને,
આજ હું એના દ્વારે ઊભો છું.

એની હઠ છે તો મારું તપ છે 'હનીફ',
આજ હું એના દ્વારે ઊભો છું.

પ્રેમથી ખોલશે કમાડ 'હનીફ',
આજ હું એના દ્વારે ઊભો છું.


ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : **કવિલોક** C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧

## બે ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

૧

ચરમની કોઈ આણે લે, ઉછાળી જો મને,
તું જો બ્રહ્માંડ છે તો, એમાં ઢાળી જો મને.

સ્વયંવરનાં પરીક્ષણનો નથી હું આગ્રહી,
મમત છે કે ધનુષની જેમ વાળી જો મને.

ધધખતા અવતરણનો હું જ તો અંગાર છું,
ઠરેલી રાખની ભીતર નિહાળી જો મને.

રહી જાશે બધીયે પૂર્ણતા પ્રશ્નાર્થ થઈ,
કદી એકાદ પળ ગમ્મતમાં ટાળી જો મને.

વરસવું કે નથી ભીંજાવું સૂરજના સમું,
ફક્ત અંધાર થૈ અમથું પલાળી જો મને.

બુલંદી હોય કેવળ પાંખના વિસ્તારની,
તને સમજાવું એ આકાશ પાળી જો મને.

બને એવું ડરીને એ સ્વયં પાછો ફરે,
સમયના સારથી એમેય વાળી જો મને.

હજી બેતાબ છે એ છાંટવા કાજે ખુદા,
સુગંધો શું પયંબર ચલ, ઉકાળી જો મને.

બધા અધિકાર હું અર્પણ કરું વૃક્ષત્વના,
તું મારા મૂળમાં ઊતરીને બાળી જો મને.

તને ગોઠી ગઈ છે મંત્રની જો દિવ્યતા,
નર્યો 'પરવેઝ' છું પથ્થર, ઉજાળી જો મને.

૨

શબ્દને ક્યાં કોઈ વય આપી શકો!
આપ બહુ બહુ તો વિલય આપી શકો!

ગુલને સોંપો ઓસના દરિયા તમે,
ક્યાં સુગંધોને પ્રલય આપી શકો?

હું સળગતો પિંડ ધારી અવતરું,
રક્ત જો અંગારમય આપી શકો!

આખરે નિષ્કંપ ઝિલાતું બધું,
અંત કેવળ સ્પર્શમય આપી શકો.

જો બદલવી હો સવારો - સાંજને,
સૂર્યને મારો જ લય આપી શકો.

લક્ષ બદલાતા રહે છે હર ઘડી,
હર ઘડી કોને વિજય આપી શકો!

તો જ હું પ્રાગટ્યનો મહિમા કરું,
જે નથી એવો સમય આપી શકો!

જાગતું આકાશ મળશે રાત-દિન,
દૃષ્ટિને જો દિગ્વિજય આપી શકો!

તખ્ત મેં જીતી લીધા અંધારના,
કાળને એનો જ ભય આપી શકો.

કાળવાચક મક્તામાં 'પરવેઝ'ના,
અસ્તની સાથે ઉદય આપી શકો.

## બે ગઝલ / *'રાઝ' નવસારવી*

નિજમાં જ બસ ખૂંપી ગયો એ આખરે માણસ હતો,
ઋણ સૌ ભૂલી ગયો એ આખરે માણસ હતો.

દોટ મૂકી આંધળી એણે સફળતા પામવા,
રાહમાં ઊંઘી ગયો આખરે માણસ હતો.

સુખનાં શમણાં હાથતાળી દઈને ગાયબ થઈ ગયાં,
હાથ ઘસતો રહી ગયો એ આખરે માણસ હતો.

સૌ ચરમ સીમા વટાવી ગઈ હતી એની તરસ,
'રાઝ' વખને પી ગયો એ આખરે માણસ હતો.

ખોખલા સંબંધના વહેવારમાંથી બહાર આવ,
છળકપટના ખેલની તકરારમાંથી બહાર આવ.

બહારના અંધારની ફરિયાદ તું કરજે પછી,
તું પ્રથમ મનના ભીતરી અંધારમાંથી બહાર આવ.

હીમ જેવા આદમીમાં હૂંફ ક્યાં મળશે તને?
ફક્ત શબ્દોથી છળાતા પ્યારમાંથી બહાર આવ.

તું જીવે છે એ ખરું પણ જિંદગી જેવું છે ક્યાં?
સાવ મિથ્યા દુઃખ-ફિકરના ભારમાંથી બહાર આવ.

## મોડું કર નહીં / *વિષ્ણુ પટેલ*

મેલ માથાફોડ, મોડું કર નહીં,
કર પૂરા સૌ કોડ, મોડું કર નહીં.

અહીં કળણ છે, ખૂંપવાના યોગ છે;
વ્યર્થ વળગણ છોડ, મોડું કર નહીં.

ડાઘ છે દીવાલ પર? તો એમ કર :
ચિત્ર નમણું ચોડ, મોડું કર નહીં.

કૈંક યાદોનાં લટકતાં લૂમખાં,
મિષ્ટ લૂમખું તોડ, મોડું કર નહીં.

સૂર્યનું કંકુ ખરે જો પૂર્વમાં :
કર તિલક, જા દોડ, મોડું કર નહીં.

ગૂંજની ગુંજાશ છે આ વાદ્યમાં,
તાર સત્વર જોડ, મોડું કર નહીં.

## આ આદમી / *તથાગત પટેલ*

કેટલો ગભરાય છે આ આદમી?
તોય ક્યાં રોકાય છે આ આદમી?

જાણ એને આભની છે સો ટકા,
બાથ ભરવા જાય છે આ આદમી.

ખોટનો ધંધો કર્યો છે આજ પણ,
ક્યાં હવે પરખાય છે આ આદમી?

ભૂલ બ્રહ્માની ગણે છે એ હવે,
ક્યાં હશે પકડાય છે આ આદમી?

ક્યારનો ચાલ્યા કરે છે એકલો?
ગામ ભૂલી જાય છે આ આદમી.

હોય પાસે તોય ઓળખતો નથી,
આપણો કે'વાય છે આ આદમી!

## તૈયાર છું / *ઈશ્વર સુથાર 'શિલ્પી'*

સઘળું જ એને સોંપવા તૈયાર છું,
ઘરને અગર ચાહી શકો તો યાર છું?

જ્યાં હોય શ્રદ્ધા, ના કશું જોવાપણું,
ખોવાપણું જો થાય તો લાચાર છું.

છે આંખ ભૂખી દર્દને વાગોળતી,
ના ઠારનારું કોઈ નિરાધાર છું!

શંકા કરો કાં જ્યાં દિવા-સ્વપ્નો ફળે?
ત્યાં સુખદાયક રાતનો આધાર છું!

'શિલ્પી' નકારો થાય તો ચાલી શકે,
પણ નગ્ન અવગણના થતાં ચોધાર છું!

## હું શું લખું...?

*શૈલેષ પંડ્યા 'ભીનાશ'*

દોડતું આવી, છુપાઈ જાય છે,
કોક મારામાં સમાઈ જાય છે.

યાદ ઢીંચીને બધે ફરતો હતો,
પ્યાસ આજે પણ બુઝાઈ જાય છે.

કોક તો બોલો હશે સહદેવ ક્યાં?
મૌન કાં રોજ પથરાઈ જાય છે?

પીઠ પાછળ છોડ, સામે આવ તું,
કાપ માથું, શું ગભરાઈ જાય છે.

લાગણીનું સરનામું હું શું લખું?
આંખથી 'ભીનાશ' છલકાઈ જાય છે.

## ગઝલ / *દિલીપ શ્રીમાળી*

ત્રાજવાથી આભને તું તોલવાની વાત ના કર,
ફૂંક મારી આ સૂરજને ઠારવાની વાત ના કર.

તું પડો પાતાળનાંએ ખોલવાની વાત ના કર,
પોટલો પાણીનો રણમાં બાંધવાની વાત ના કર.

જેમ તું દોડીશ આગળ તેમ આગળ દોડશે એ,
તું પડછાયાને તારા ઝાલવાની વાત ના કર.

પથ્થરો ફેંકી બહુ તો આયના ફોડીશ 'દિલીપ'
પથ્થરોથી પ્રતિબિંબો ફોડવાની વાત ના કર.

## ઉઘાડેછોગ જીવું છું / *સુધીર પટેલ*

ફૂલો સમ સાવ ખૂલીને ઉઘાડેછોગ જીવું છું,
ભરમ ને ભેદ ભૂલીને ઉઘાડેછોગ જીવું છું.

સમય વ્હેતો રહ્યો કાયમ મને મૂકીને કોરાણે,
હવે પળપળ વસૂલીને ઉઘાડેછોગ જીવું છું.

નથી પોપટ તરસ્યો ને હવે પોપટ નથી ભૂખ્યો,
રે આંબા-ડાળે ઝૂલીને ઉઘાડેછોગ જીવું છું.

હવેની બસ મથામણ છે ત્વચાની પાર થાવાની,
છોડી મ્હેલો-મહૂલીને ઉઘાડેછોગ જીવું છું.

સજા રૂપે મળી છે જિંદગી કૈં એટલે 'સુધીર',
બધાં ગુન્હા કબૂલીને ઉ

## બે ગઝલ / ગુણવંત ઉપાધ્યાય

### ૧

પાણીને કાપી આવું, પર્વત સુરંગ ચાંપું,
આકાશથી ખરીને તું ધાર ત્યારે આવું.
દરિયાની રેત માફક છું હાથમાં જ તારા,
રેશમ સમો સરીને તું ધાર ત્યારે આવું.

સાગર ઉપરનું પોતે સામ્રાજ્ય છું સૂસવતું,
વહેતા પવન સમો છું વરસાદ ખેંચી લાવું.
ગુસ્તાખ છું પરંતુ હું આંખનું છું મોતી,
ભીની નજર બનીને તું ધાર ત્યારે આવું.

છે રોમરોમ ખુશબૂથી શ્વાસ આ મહેલાં,
જેને સુગંધ કહો છો સાકાર રૂપ મારું,
ઝળહળતી જ્યોત છે તું હું પણ સજીધજીને
રંગીન પાંખ લઈને તું ધાર ત્યારે આવું.

તું આંખ છે અમારી દેશ્યાવ તે સ્વયં છું
પળનો પ્રબંધ પાકો હું રાત ને દિવસ છું.
નિર્બંધ છું પરંતુ તારી નજરથી ઘાયલ
વાદળ સમો ઝૂકીને તું ધાર ત્યારે આવું.

વર્તુળનો પરિઘ ને હું મધ્યબિન્દુ પોતે
ક્યારેક છું અણું તો ક્યારેક છું મહત્તમ,
હું આદિ વૃક્ષ અનહદ ફળફૂલથી સભર છું
નીચે લચી-લચીને તું ધાર ત્યારે આવું.

### ૨

ચાર ખૂણા ને ચાર દિવાલો વચ્ચે સૂતા,
મૂંગામંતર કંઈક પ્રલાપો વચ્ચે સૂતા.

કેદ કરીને આંખોમાં અડિયલ ચોમાસુ,
શ્યામ સરકતી ગોકળગાયો વચ્ચે સૂતા.

છૂટવાની કોશિશમાં જીવતર ખર્ચી નાખ્યું,
ફરી-ફરીથી એ જ સલાખો વચ્ચે સૂતા.

પૃચ્છા કરતી બિલાડી બચ્ચાને કાજે,
શ્વાસ બુઝાશે કે નિભાડો? વચ્ચે સૂતા.

સૂતા તો પણ ચેન સમી ક્ષણ દૂર ભાસતી,
લગભગતાના લાખ લગાવો વચ્ચે સૂતા.

અજવાળાની આંખો જેવા અક્ષર તમને,
કેમ સજાવું, ગીચ બજારો વચ્ચે સૂતા.

ચોરસની એકાદી બાજુ બાદ કરીને,
અણિયાળા અસ્પષ્ટ ત્રિકોણો વચ્ચે સૂતા.

છેક વસાઈ સ્વયં ગઈ એ ક્ષણના ટેકે,
ખુલ્લંખુલ્લાં પાંચ કબાટો વચ્ચે સૂતા.

છે જ બટકણી ડાળ સમું કાચું વિદ્યાલય
છોડી, અધવચ્ચે જ નિશાળો વચ્ચે સૂતા.

# બે ગઝલ / સતીન દેસાઈ 'પરવેઝ'

૧

ગઝલના વનમાં યે થોડું-ઘણું જડે છે ક્યાં!
શબદને ચાખતું શબરીપણું જડે છે ક્યાં!

જડે છે બ્રહ્મ અનાયાસ જે પયંબરને,
મરમનું એને કશે બારણું જડે છે ક્યાં!

તમારું રકત ભલે ખડકે શ્વાસ સદીઓના,
તમે જે તાપી શકો, તાપણું જડે છે ક્યાં!

તમામ રાત લઈ ગોદમાં ક્ષિતિજ જાગે,
ઝૂલાવે સૂર્યને એ પારણું જડે છે ક્યાં!

કમાડ જેમ તમે જાત વાસી-ખોલો પણ,
સમયના દ્વારને કો' આંગણું જડે છે ક્યાં!

ઉલૂક રૂપે જો અવતાર આપ પામ્યા છો,
ન ઘૂઘવ્યા કરો મોંસૂઝણું જડે છે ક્યાં!

તમોને મૂર્તિમાં સઘળું મળે સલામત પણ,
અજંપ મૂર્તિને કે ટાંકણું જડે છે ક્યાં!

ફરીફરીને ય મનના બજારે ગોતો પણ,
અતીત નામે ય સંભારણું જડે છે ક્યાં!

વરસતી મ્હેર હો બારે ય માસ એની પણ,
ખરા જ અર્થમાં ઓવારણું જડે છે ક્યાં!

પ્રચંડ વેગથી 'પરવેઝ' છો ધપો આગળ,
ચરમના ધામે ય પોતાપણું જડે છે ક્યાં!

૨

પાય વિનાયે ઘટ-ઘટ જાતો ક્યારે થાતો ખડિયો ખાલી !
અનહદના પંથે લંબાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

અક્ષરનાં ઝાકળમાં ન્હાતો ક્યારે થાતો ખડિયો ખાલી!
અર્થોની ખુશબૂમાં વ્હાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

આભ લગી કાયમ છંટાતો ક્યારે થાતો ખડિયો ખાલી!
ભીતરના નાદે છલકાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

નિત સૂરજને એ પંચાતો ક્યારે થાતો ખડિયો ખાલી!
ખૂટે ક્યારે એની રાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

છાક જનમનો છોળે એમાં કેવળ ખાલીખમ રહેવામાં,
છોને ખાલીપો વરતાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

કાગળમાં બેસીને દરિયો રાહ જુએ છે કૈં જન્મોથી,
આંખો માફક ફૂટી જાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

જાતપણું ખોઈ બેઠાં છે ફૂલ સુગંધોની કાયામાં,
ખડિયો ખડિયા શું રંગાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

એ જ અજંપે આકાશોને સાત સમંદર તાકે 'પરવેઝ'
વાદળ શો છોને ઢોળાતો ક્યારે થાતો ખડિયો ખાલી!

## હું અને સમય / *કૌશિક પંચાલ*

ક્યારેક સાંજ ઢળે હું,
નદીકિનારે ધીમા પગલે ચાલતો હોઉં છું,
ને, રેતમાં પડેલાં પગલામાં કોઈ પરિચિત પગલાં શોધ્યા કરું છું.
વૃક્ષોની હારમાળા વચ્ચેથી પસાર થાઉં ત્યારે,
એકએક વૃક્ષ મને તાકે અને પૂછ્યાં કરે
કે મારો પડછાયો ક્યાં ગયો?
ઢળતા સૂરજને જોઈ હું કેમ એકલતા અનુભવું છું.
પાનખર પછી, આ વસંતનો લીલો છાક ચોતરફ જોઈને પણ,
કેમ, આ મન ઉદાસ રહે છે?
છાતી ઉપર પથ્થર મૂક્યો મસમોટો તોયે,
લીલા ઘાસ જેવું કંઈક સળવળી ઊઠે છે મારી ભીતરમાં.
કાંઠા પરથી નહીં આવતો ભીનો પવન,
આંખો ઉપર વળી ગયેલી સમયની રાખને
કેમ ઉડાડી શકતો નથી?
મને હવે રસ પડે છે,
ખરી ગયેલાં પીંછાને ઘેરી વળેલી રાતી કીડીઓની અવરજવરમાં.
હવે હું કેવળ ઘટનાઓ વચ્ચે બેસી રહું છું.
ને મારી આસપાસ ઘટનાઓ જીવે જાય છે.
જાહેર બગીચાના બાંકડા પર હું અને સમય,
ચૂપચાપ બેસી રહીએ છીએ.
કોઈ એકમેકને કશું જ પૂછતું નથી.
અમારી વચ્ચે વીતી ગયેલા વખતની કોઈ જ યાદગીરી નથી.
કોઈ જ વાત નથી, વાત કરવાને.
અને એટલે જ,
હું અને સમય,
અમે બન્ને ચૂચાપ બેસી રહીએ છીએ,
જાહેર બગીચાના બાંકડે.

## લખજે / *મનીષ પરમાર*

ખેતરોની સામટી સુવાસ લખજે,
ચાસમાંથી ફૂટતી લીલાશ લખજે.

કેટલું ઝાકળ વરસતું પાંદડેથી!
શ્વાસની ફૂલો ઉપર ભીનાશ લખજે.

આ સમયનાં સાવ કોરાં પાન વચ્ચે-
અક્ષરો થૈને ઊભો છું શ્વાસ લખજે.

હું દિવસ આખો પ્રતીક્ષામાં વિતાવું,
હોઠ વચ્ચે સાંજના લાલાશ લખજે.

શક્યતા રણને વહેવાની ઘણી છે,
ઝાંઝવાંની ઝાંય પર તું પ્યાસ લખજે.

## અધરાતે / *કૌશિક પંચાલ*

સાવ અકારણ અધરાતે
ઊઘડી આંખ, ને જોઉં તો,
ઝળૂંબતું તારાઓથી ખચિત આકાશ
પાછલા પહોરના ચંદ્રનો માંદલો પ્રકાશ
અંધકારમાં ચળાઈ ચળાઈને આવતો પવન
સાંભળીં શકાય એવી ચૂપકીદીનો ઘૂઘવે દરિયો.
રહીરહીને વાતી આછી ઠંડકની મ્હેક
મકાનો, અગાશીઓ, છાપરા, રસ્તા, વૃક્ષ ને વળાંકો,
એકલા કાળા રંગનું ચિત્ર જાણે મસમોટું.
સર્વત્ર નિદ્રાનો પાશ,
અંજગરની જેમ ભરડો લઈને પડ્યો છે.
સાવ અજાણી લાગે
પ્રત્યેક વસ્તુ દિવસની.
બરાબર આકાશની વચ્ચે રૂની પોઠો ભરીને વહેતી
વાદળાની વણઝારમાં
અટવાઈ જાય ઊંઘરેટી નજર.
નક્કી ન કરી શકાય,
એવો રાતનો સમય વહેતો જાય સડસડાટ.
ખલેલ વગરની ક્ષણો,
આવે અને જાય એક પછી એક.
કેટલે દૂર હજી તો,
ભળભાંખળું
ઘસાતી હવામાં હમણાં તો શોધુ તારી
ચિરપરિચિત ગંધ.
એકદમ ઊઠે
શ્વાનનું કરુણ રુદન,
વાતાવરણને આખેઆખું ચીરતું.

## જોઈ લ્યો / *સુધીર પટેલ*

આપણામાં એક બાળક આજ છે પણ, જોઈ લ્યો,
એ રીતે સૌ પોતપોતાનું જ બચપણ જોઈ લ્યો.

રીત જોવાની હવે બદલાઈ ગઈ છે આપણી,
એ જ છે આ ગામ, રસ્તાઓ ને આંગણ જોઈ લ્યો.

એટલે ભીતરમહીં ખારાશ વધતી જાય છે,
જોઈ લ્યો બિલ્લીપગે ફેલાય છે રણ, જોઈ લ્યો!

એ જ છે આ બાગ જે ખિલખિલ હતો ત્યારે કદી,
પાનપાને આજ ઉદાસીનું કારણ જોઈ લ્યો.

જો ખરેખર પામવો હો અસલી ચ્હેરાને 'સુધીર',
આંખ મીંચી ભીતરે ઝળહળતું દર્પણ જોઈ લ્યો.

## ગઝલો લખાતી / *મનીષ પરમાર*

પાંદડાંની ચીસથી ખીણો ભરાતી,
પાનખર આવી હવે એમાં સમાતી.

છાંયડાઓ સૂર્ય સાથે આથમે છે,
પાતળી દીવાલ રંગોની છવાતી.

હું હવાને ક્યારનો વાળી રહ્યો છું!
મ્હેક મારા ઘર સુધી પાછી લવાતી.

પત્ર ક્યાં મારી ઉપર આવ્યો ફરીથી?
ને હૃદયમાં વેલ શબ્દોની સુકાતી.

ભેજ ફૂટે તો મજા આવે નદીમાં,
રેતના કાગળ ઉપર ગઝલો લખાતી.

## બે કાવ્યો / *મધુ કોઠારી*

### ૧. વાંસળી

હું એવી વાંસળી છું
જેનાં છિદ્રો ગયાં છે પુરાઈ,
કેમ કરી છેડી શકીશ
સૂરાવલી?
કેવી રીતે ડોલાવી શકીશ
આ નગરને?
ને કેવી રીતે સમયના કરંડિયામાંથી
નસીબના સાપને
લાવી શકીશ બહાર?
પણ વિચારું છું :
સૂર છેડવાનો અર્થ શો?
આખરે દગાબાજ નાગોને જ
ડોલાવવાનાને?
તેમની છલનાની ફેણોને જ
ફેલાવવાનીને?
ફેણો જે ડંખી જાય ભોળપણની આંગળી.
ભલે રહ્યો હું
છિદ્રો વિનાની વાંસળી.

### ૨. સંબંધો

સંબંધો સાચવીને
થાકી જવાયું.
પત્તાના મહેલની માફક
ગેરસમજણની ફૂંકથી
તૂટી પડે છે સંબંધો.
સંબંધો બાંધીએ
પાકા મહેલની જેમ
છતાં તે પડી નહીં જાય તેની
કોઈ ખાતરી નથી હોતી.
આવું હોય પછી થાકી જ
જવાયને?
બરફ જેવા ઠંડા
કે સેકરીન જેવા અંતે
કડવા લાગતા સંબંધો,
કે પછી બબલ-ગમની જેમ
ચાવ્યા જ... ચાવ્યા જ...
કરવા પડતા સંબંધો.
આવા સંબંધો સચવાય તોય ઠીક અને
ન સચવાય તોય ઠીક.
મૂકોને લમણાઝીક.

## મળવાની ઘટના / *મધુ કોઠારી*

કોઈકને મળવાનું હોય
અને ના મળે,
ત્યારે દિવસ થઈ જાય છે
વાસી બ્રેડ :
એવી બ્રેડ જે વાસી હોય છતાં
ખાવી પડે છે!
પેલી વ્યક્તિ ના મળે
પછી મનને મનાવવું પડે છે
મહામુસીબતે,
જેવી રીતે હવામાં જલાવવું પડે છે
જૂના ફાનસનું ખોખું.
કારણ કે પ્રકાશની જેમ
કોઈકની મિત્રતાની જરૂર હોય છે.
તેથી કોઈકને મળવાનું
જરૂરી બની જાય છે, અને
તેથી સુંદર પક્ષીને મળવાનું પણ
મુલતવી રાખવું પડે છે.

## દઉં તને / *બિપિન મેશિયા*

(રથોદ્ધતા-ગઝલ)

નૈનમુગ્ધ હરણાં દઉં તને,
કે સુવર્ણ ઝરણાં દઉં તને?

હોય રંભણ કદાપિ પાણી શું,
તો સમંદર ઘણા દઉં તને!

બાહુપાશ વલખંત પર્ણ શો,
પર્ણ સૌ વન તણાં દઉં તને!

થાય ચાહત તને ગ્રહો તણી,
આવ! આભ બમણાં દઉં તને!

ક્યાંયથી સમય ઢૂંકતો નથી,
શેષ આયુ - એષણા દઉં તને!

લાગણી રણઝણે પળે પળે,
દિવ્ય અંતર-વીણા દઉં તને!

## પ્રપંચલીલા / *રિષભ મહેતા*

શબ્દોના ખેલ બધા ખોટા, આ શબ્દોના ખેલ બધા ખોટા!
પુસ્તક કહો છો તમે જેને વાચકજી
એ તો છે શબ્દોનો મંચ,
મંચ ઉપર ક્યાંય કશું સાચું ના હોય,
હોય સાચો તો કેવળ પ્રપંચ

કીમિયાગર જેઓ છે મોટા પ્રપંચના તે સર્જક ગણાય બહુ મોટા...!

શબ્દોના ખેલ બધા ખોટા..!

ડાળ ઉપર ઝૂલે તે સાચકલાં ફૂલ
છાબડીમાં તો ફૂલની છાયા,
શબ્દો તો ધ્યાનસ્થ અંબરમાં હોય,
હોય પુસ્તકમાં શબ્દોની માયા.

પુસ્તક લો આલ્બમ છે પળના પ્રસંગનું, એમાં છે શબ્દોનાં ફોટા...!
શબ્દોના ખેલ બધા ખોટા...!

## રાનાપીલીવાનીજા
*ગુણવંત ઉપાધ્યાય*

ખૂબ અઘરો લાગતો ઉત્તર, સવાલનો,
પણ, સરળ વ્યવહાર ઉષાકાળ સાંજનો.

રંગ રાતોચોળ જ્યાં ખીલે સવારનો,
ઊભરે છે આંખમાં ઠસ્સો ગુલાબનો.

રંગ નારંગી પછી છલકાય સૂર્યથી,
કેફ પણ ચઢતો રહે કેવો કમાલનો!

રંગ પીળો સૂર્યમુખી અંગપાર નદી
અર્ધ્ય સૂરજને ધરે ક્રિયા-કલાપનો.

રંગ લીલો આંખમાં રોપ્યો છે ત્યારથી-
હાથ તડકાનો ધરે છાયો ઉજાસનો.

વાદળી વરસી પડ્યો છે રંગ તો હજુ-
પગ ઉપર પ્રભાવ છે મૂળના સ્વભાવનો.

નીલરંગી આંખ છેડે નીલમણિ છે એ?
કોઈ પત્તો આપશે એના મુકામનો?

જાંબલી રંગો મહીં રંગાઈ છે ગઝલ,
રાગ સંધ્યાનો કહો છો, એ છે રાતનો.

આટલું પામી ગયા તો યાર પામશું,
પ્રશ્ન કોઈ મૂંઝવે જુદી જ જાતનો!

## મુક્તક / *દિલીપ શ્રીમાળી*

માગતા સાથે મળી ગઈ ચાંદની,
મારું ઘર ટાળી વળી ગઈ ચાંદની.
આખરે એનો અહમ ઊતર્યો ખરો,
સૂર્ય ઊગ્યો ને ઢળી ગઈ ચાંદની.

## શકાય છે / *ગિરીશ ભટ્ટ*

ચરણોય હોય તોય ક્યાં દોડી શકાય છે?
સંબંધ પથ તણાય ક્યાં તોડી શકાય છે!

સમજાય છે તટોનું આ - હોવું, અલગ અલગ,
બે શ્વાસ સાવ પાસના જોડી શકાય છે!

ટાંગી શકો તસવીરને, એના ગયા પછી,
વળગેલ ડૂસકાંય શું ચોડી શકાય છે!

છલના જ બિંબની, સજા દર્પણને આપવી?
એના વિના શું બિંબને, તોડી શકાય છે!

ઘટના ઋણાનુબંધની મળ્યાં અહીં છતાં,
પૂર્વગ્રહો શું અંત લગ, છોડી શકાય છે!

## ગઝલ / *કિરીટ ગોસ્વામી*

આપણી ઈચ્છાઓ રંગીન હોય છે;
વાસ્તવિકતા કેટલી ભિન્ન હોય છે!

ભીતરે તોફાન સૌમાં હો અલગ;
બ્હાર એના કોઈ ક્યાં ચિહ્ન હોય છે!

બાગમાં પણ આગને ભૂલે નહીં:
વ્યક્તિ કો' હાથે કરી દીન હોય છે!

પૂછજો વ્હેતી નદીને એ વિશે:
પથ્થરો શું લાગણીહીન હોય છે?

કોઈ સહચર હોય કે ના હોય છો;
સાથ શ્રદ્ધાઓનો હરદિન હોય છે.

## જશોદાને ઠપકો / *મનોહર ત્રિવેદી*

'તારી માનો તું...'
અમથું મેં તો વ્હાલ કરી કીધું'તું, એમાં શું?

મધરાતે જ્યાં જાણ થઈ ત્યાં મેં જ વગાડી થાળી,
પ્હેલવારુકી મેં જ ઘરેઘર જૈ ઉઘડાવી જાળી.

ભાનબળી હું એમ ઊડી'તી જાણે કાગળ-પત્તું!

હરખપદુડી થૈને મેં તો મણું સાકર વ્હેંચી,
અને અટાણે તું જ આંખથી રૈ છો રીસ ઉલેચી!

કર્યાં કારવ્યાં પર તેં બાઈ, આમ ફેરવ્યું પોતું?

હાબા જેવા ઘરમાં તારે લાખ પળોજણ હોય,
લાલાને સાચવવા નવરી છે ગોવાલણ કોઈ?

આફૂડી હું એક તે ભૂલી જાઉં ફરી બધ્ધું

## વિસ્તરું છું રાતદિન

*આતિશ પાલનપુરી*

પૂર સામે હું તરું છું રાતદિન,
તે છતાંયે ક્યાં ડરું છું રાત દિન?

જે મળે તે આવકારું પ્રેમથી,
કોઈને ક્યાં કરગરું છું રાતદિન?

બારમાસી છું છતાં એના વગર,
ભરવસંતે પણ ખરું છું રાતદિન.

એ ધસીને મૌન છો બેસી ગયાં,
શબ્દ થૈને વિસ્તરું છું રાતદિન.

મ્હેક માટીની મળે 'આતિશ' મને,
આ ધરા પર ઝરમરું છું રાતદિન.

## બે ગઝલ / *દિનકર પથિક*

૧

તું જ ખુદ આવી શકે તો?
સાંજ છલકાવી શકે તો.

આંગણું મ્હેકેય પાછું,
સ્મિત ફરકાવી શકે તો?

એ જુદી રીતે કહે છે,
તું જો સમજાવી શકે તો?

ના ભલે અંદર ન આવે,
દ્વાર ખખડાવી શકે તો?

બર્ફ થીજ્યો ઓગળે પણ,
સ્પર્શ પથરાવી શકે તો?

'આભ છે કેવું મજાનું!
પાંખ ફેલાવી શકે તો?

થાય ઘંટારવ ગઝલમાં
શબ્દ ફૂંકાવી શકે તો?

૨

તરંગોની પ્રતીક્ષામાં ઊભો છું હું,
વિચારોના તરાપામાં ઊભો છું હું.

હવાની લ્હેરખી અડશે? નથી સંભવ,
જુઓ આ મૂળ થડિયામાં ઊભો છું હું.

દરદ વિશે પૂછો છો કાં, નથી જોતાં,
પીડાના સૌ પુરાવામાં ઊભો છું હું.

તમારી એક-બે વાતો અમે જાણી,
અમારી વાત વણવામાં ઊભો છું હું.

પવન માણી રહ્યો છે મ્હેકને ત્યારે,
ખૂણા પર જઈ બગીચામાં ઊભો છું હું.

તમારું આગમન કેવું શુકનવંતું,
અસરની સર્વ છાયામાં ઊભો છું હું.

## બે ગઝલ / *કિશોર મોદી*

### ૧. ભીતર મહોરાતું જાય છે

નિયમિત જગતમાં એક જણ વેરાતું જાય છે,
દોણ દોણ સુગંધ થઈ જુઓ ફેલાતું જાય છે.

નયનો જુએ છે પણ કહી શકતા નથી કશું,
ને એ જ કારણે હૃદય સોરાતું જાય છે.

મંથનમાં કેમ રોજના હું ડૂબી જાઉં છું,
હોવાપણું વિચારમાં વલોવાતું જાય છે.

કૈં કેટલીય વાત એવી હોય છે અહીં,
કોઈ ને કોઈ મનમાં નિત પડઘાતું જાય છે.

યુગ જેવડો સવાલ અહીંયા એટલો જ છે,
કે ઝાંઝવામાં કાં બધું ઢોળાતું જાય છે.

સત ને અસતની વારતા કરતા રહો તમે,
ને આપણા સમેત જગ તોળાતું જાય છે.

'કિશોર' કેટલો મરકતો જાય છે હવે,
સામ્રાજય શાશ્વતી ભીતર મ્હોરાતું જાય છે.

### ૨. મનથી મીર હોય છે

આ વૃત્ત કેવું આભમાં તલ્લીન હોય છે,
જાણે પ્રકૃતિની અનોખી રીત હોય છે.

સ્મિત આપના સમું નિખાલસ આપજો તમે,
રાધા સમી અમારી અમથી રીસ હોય છે.

ઘટ તો વિચારું નીચું જોઈ ભોંય ખોતરે,
ક્યારેક આપણીય ખોટી જીદ હોય છે.

આંસુના છાંયડે છુપીને બેસવું પડે,
એવા વિવશપણાની સૌને ચીડ હોય છે.

આ શહેરમાં અચૂક લાવો ને મળી શકો,
હંમેશ અહીં 'કિશોર' મનથી મીર હોય છે.

## સારી હતી / *દિનેશ કાનાણી 'પાગલ'*

શ્વાસની સંભાવનાઓ ત્યાંય પણ સારી હતી,
પથ્થરોની ભીંત વચ્ચે એક જ્યાં બારી હતી.

માત્ર તારા ઘરમાં બત્તીઓ જ તેં ઠારી નથી,
તેં નગરની લાંબી આ સડકોય પણ ઠારી હતી.

સાગરોના ઘૂઘવાટો, પર્વતોની આ અદા,
ને પ્રવાસોના પવનમાં યાદ પણ તારી હતી.

બાંકડા પર બેસું કે હું પાંદડાંઓને ગણું?
સાંજના વાતાવરણમાં સાંજ બહુ ભારી હતી.

સર્જકોના અંતમાં ને એના એ આરંભમાં,
કોઈ પીડા નામની બે ચાર સન્નારી હતી!

### લવાજમ પૂરું થાય છે ?

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૮૦ મનિ ઑર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. બહારગામની બૅંક પરના ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૧૧૦/- ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો. કવિલોક C/o કુમાર ટ્રસ્ટ ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

## રેશમી ક્ષણના દોરે

*પ્રીતમ લખલાણી*

રાત્રિના ગાઢ અંધકારમાં
બધું જ શક્ય છે.
દીવાલે
બંધ પડેલ ઘડિયાળ
ટક...ટક.. કરતું દોડવા માંડે.
રેતશીશીમાં
ક્ષણ
પતંગિયું થઈ ઊડવા લાગે.
પવનની આહટે
લહેરી ઊઠે
પથ્થરની તોતીંગ દીવાલો વચ્ચે
ઘર.
શ્વાસોના પડછાયામાં
બસ આપણને સંભળાય
આપણો જ એક અવાજ.
કૂંડે મલપતા
છોડવાના સ્પર્શે
ત્વચા
ટેરવાંથી આગળ વધે
બંધ બારી ખોલવા
કૂદી પડે કાંટાળા થોરથી ટહુકતો
લાગણીનો એક લીલો મોર
દૂર આભમાં
ઝરમર વરસતાં વાદળમાં
ચમકવા માંડે વીજળી
ને આપણે હરખાતા
પરોવવા માંડીએ
રેશમી ક્ષણના દોરે
મોતીનો હાર...!

## ગઝલ / *ગુલામ અબ્બાસ 'નાશાદ'*

જાણે બાકી રહી તબાહી છે,
મનમાં ઊઠતી ફરી સુનામી છે.

ઘરમાં બેઠો છતાં અનુભવમાં-
શ્વાસ ફૂલ્યા ને આંખો ફાટી છે.

ફૂલ ખિલ્યા છે પંખીનો કલરવ,
શું કરું ભાગ્ય જો ઉદાસી છે?

લાગણીનો ન થઈ શક્યો ઉપચાર,
પ્રાણઘાતક એ તો બિમારી છે.

કોઈ બદલાવની નથી આશા,
મેં ય મારી દીધી પલાંઠી છે.

સુખ હતું ત્યાં સુધી હતા સાથે,
મિત્રતા મિત્રોએ નભાવી છે.

શુદ્ધ વહેવાર દિલથી મેં રાખ્યો,
ભૂલ મારી જ એ ગણાઈ છે.

એક તરફ પ્યાસ તીવ્ર હોઠો પર,
સામે દરિયો છે, પાણી પાણી છે.

ડાઘ વસ્ત્રો ઉપર છે આંસુના,
એની પણ એક નવી કહાની છે.

હું દુઆ કે મદદ નહીં માંગું,
દુર્દશા જે થઈ એ કાફી છે.

આયનો જોઈ લાગ્યું છે 'નાશાદ'
કોઈ મારા સમો અભાગી છે.

## વર્તુળાયા કરું / *ફિલિપ ક્લાર્ક*

શહેરી વાયરાએ
ધમરોળી નાખ્યું છે મારા ગામને.
અનાજ પકવીને ય
ભૂખે મરતું મારું ગામ
દોડી રહ્યું છે શહેર તરફ-
શહેરની ચમકદમકથી
અંજાયેલું મારું ગામ
પોતાને પણ જોઈ શકતું નથી.
ગામમાં ભરપેટ લીધેલા શ્વાસ
શ્વાસમાં ખેંચાયેલ લીલું લીલું ઘાસ,
હાથ થઈને
સાંજની મેલીઘેલી હવામાં
ખોલીને સાંકળ દેવાનાં
હોશકોશ પણ ગુમાવી બેસે છે.
ભેરુ સાથે પકડદાવ રમેલા
એ ભાગોળની હવા ક્યારેક
બારીના તૂટેલા કાચમાંથી
પ્રવેશી જાય છે મોડી રાતના
ને મારી કાચી ઊંઘ
માથે આવેલા દાવની જેમ
દોડાદોડી કરી મૂકે છે.
કશું જ હાથ લાગતું નથી.
પાણીમાં બાચકા ભરવાની રમત ચાલ્યા કરે;
ચાલતું હોય એવું લાગ્યા કરે.
શહેરના રસ્તા ટીંગાટોળી કરી
ક્યારેક મને મૂકી આવે છે ગામની ભાગોળે.
મારામાં ઊભરાતી ગટરો
ને પગ ટેકવીને ચાલતી ક્ષણો
ક્યારેક વિહ્‌વળતા બનીને
વીંટળાઈ વળે છે મારા અસ્તિત્વને.
હું વારંવાર કેન્દ્રમાં આવવા કરું છું પ્રયત્નો.
ફર્યા કરે છે પરિસ્થતિનું પરિકર
ને વારંવાર હું વર્તુળાયા કરું છું.

## ‘કવિલોક’ના જૂના અંકો

નીચે જણાવેલ અંકોની જૂજ નકલો સિલકમાં છે. વહેલો તે પહેલો એ ધોરણે તે અપાશે.
**સળંગ અંક :** ૭૩, ૭૯, ૨૪૧, ૨૫૦, ૨૫૫, ૨૫૭, ૨૬૨, ૨૬૩, ૨૬૫, ૨૬૬, ૨૬૭, ૨૬૮, ૨૬૯, ૨૭૦, ૨૭૨, ૨૭૩, ૨૭૪

પ્રત્યેક અંકની કિંમત રૂ. ૧૫ (રવાનગી ખર્ચ માફ)

રકમ માત્ર મનિઑર્ડરથી ‘કવિલોક ટ્રસ્ટ’ના સરનામે મોકલવી. રૂબરૂમાં અંક લેવા આવનારને ૧૧થી ૫ દરમિયાન કાર્યાલયમાંથી તે મળી શકશે.

ઉર્દૂ કાવ્યો / *જયન્ત પરમાર*

અનુ. હનીફ સાહિલ

(૧) યાદ

તેની યાદ
દરિયા કિનારે ઊછળતા તરંગની જેમ
ઊમટી રહે છે આંખોમાં.

તેની યાદ
કોઈ વૃક્ષની છાતી પર
ચાકુથી ખોતરેલા નામની જેમ
મારા શ્વાસોના અંધાકૂપમાં
ચૂપકીથી ઊતરે છે.

તેની યાદ
આમ જ અચાનક મળી જાય છે
રસ્તે ચાલતા ચાલતા
જૂના સિક્કાની જેમ.
જેને સંતાડી રાખી લઉં છું.
પોતાના હૃદયના ખીસ્સામાં.

(૨) મૃત્યુનો એક દિવસ

સાવ જીર્ણ
ફાટેલું, પડછાયાનું પહેરણ
એક ખીંટી પર લટકાવીને
ઘરના એક ખૂણામાં
મૂક્યું દેહનું ખોળિયું,
અને ચુપકીદીથી
ધીમા પગલે નીકળ્યો હતો હું.

## વિનોદ જોશી

આકળવિકળ આંખકાન વરસાદ ભીંજવે
હાલકડોલક ભાનસાન વરસાદ ભીંજવે

ચોમાસું નભ વચ્ચે લથબથ સોળ કળાએ ઊગ્યું રે વરસાદ ભીજવે
અજવાળું ઝોકાર લોહીની પાંગત સુધી પૂગ્યું રે વરસાદ ભીજવે

નહીં છાલક નહીં છાંટા રે વરસાદ ભીંજવે
દરિયા ઊભા ફાટ્યા રે વરસાદ ભીંજવે

ઘરમાંથી તોતીંગ ઓરડા ફાળ મારતા છૂટ્યા રે વરસાદ ભીંજવે
ધૂળ લવકતા રસ્તા ખળખળ વળાંક ખાતાં ખૂટ્યા રે વરસાદ ભીંજવે

પગના અંતરિયાળપણાને ફળિયામાં ધક્કેલો રે વરસાદ ભીંજવે
નેવાં નીચે ભડભડ બળતો જીવ પલળવા મેલો રે વરસાદ ભીંજવે

બંધ હોઠમાં સોળ વરસની કન્યા આળસ મરડે રે વરસાદ ભીંજવે
લીલો ઘમ્મર નાગ જીવને અનરાધારે કરડે રે વરસાદ ભીંજવે

અહીં આપણે બે અને વરસાદ ભીંજવે
મને ભીંજવે તું તને વરસાદ ભીંજવે
થરથર ભીંજે આંખકાન વરસાદ ભીંજવે
કોને કોનાં ભાનસાન વરસાદ ભીંજવે

*-રમેશ પારેખ*

કુદરતે જગતના અનુભવ માટે મનુષ્યને પંચેન્દ્રિય આપી છે. દૃશ્ય, સ્પર્શ, સ્વાદ, ગંધ અને શ્રવણ જેવી ખાતરીપૂર્વકની પ્રતીતિઓ આપણે આ પંચેન્દ્રિયથી કરીએ છીએ. પ્રકૃતિમાં જે કંઈ છે તેનાં ઝીલણ માટેની આ કુદરતી વ્યવસ્થા છે. તેનાં ઉપયોગ કે ક્ષમતાં વત્તાઓછા હોઈ શકે. પણ તેના વડે પ્રકૃતિ આપણી સાથે તાલ મિલાવે છે. તેના થકી અંદર બહારનું એક સંતુલન રચાય છે.

પણ ઘણીવાર આ સંતુલન એકાએક ખોરવાઈ જાય છે. પ્રકૃતિમાં જ કંઈ એવું એવું બને કે જોવાનું હોય તે કાનને સંભળાવા લાગે, સાંભળવાનું હોય તેનો સ્વાદ અનુભવાતો રહે. સુંઘવાનું હોય તે અડકતું હોય તેવું લાગે અને એમ પંચેન્દ્રિયો વચ્ચે અનુભવો જાણે આટાપાટા રમતા રહે. આવા અનિરુદ્ધ અનુભવો પૈકીનો એક અનુભવ છે ધોધમાર વરસતા વરસાદનો અનુભવ. આપણે પલળવા ઇચ્છીએ તો વરસાદ તો ભીંજવવા માટે તત્પર જ હોય છે. આ કાવ્યમાં ભીંજવી રહેલા વરસાદનું વેગવાન અને ઇન્દ્રિયોથી પમાતા અનુભવની શિસ્તને રફેદફે કરી નાખતું જીવંત ચિત્રણ થયું છે. ભરઉનાળે કે દુષ્કાળમાં પણ એ આપણને નિઃશેષ પલાળી દે તેવું બળવાન છે.

પંક્તિએ પંક્તિએ 'વરસાદ ભીંજવે' એવા શબ્દોની આવૃત્તિ છે. એ ઘોષણા પણ છે અને આપદ્‌સ્થિતિ પણ છે. આંખકાન કશું જુએ - સાંભળે તે પહેલાં તો ભાનસાન હાલકડોલક થવાં લાગ્યાં છે અને વરસાદી સકંજામાં સમગ્ર અસ્તિત્વ ભિડાઈ ગયું છે. આ પરિસ્થિતિ જ કંઈક એવી છે કે તેમાં ગોઠવ્યું ગોઠવાય તેવું કશું રહ્યું નથી. બધું જાણે અતંત્ર થઈ ગયું છે. પણ અતંત્ર છે એટલે અણગમતું છે તેવું નથી, આ તો ભીંજાવાનો મામલો છે. ભીંજાતા ભીંજાતાં જ વરસાદી સ્પર્શનો અનુભવ જાણે આંખોનો અનુભવ બની ગયો. ચોમાસું સોળે કળાએ ખીલતું દેખાયું. ખીલતું દેખાયું એટલે તેની સુગંધ પણ જાણે અનુભવાઈ. ઢોલિયે ઢળેલા શરીરમાં ચેતનનો અપૂર્વ આવિષ્કાર થયો. લોહી જાણે જળાંહળાં થઈ ગયું. શરીરના સામાન્ય ધર્મો જાણે બદલાઈ ગયાં. છાલક કે છાંટામાં આવરી લેવાય તેવા નહીં પણ મસમોટા અકલ્પ્ય જળરાશિને સમાવીને બેઠેલા દરિયા ઊભા ફાટ્યા હોય તેવો પ્રચંડ પ્રતાપ અનુભવતી કાયા જાણે પોતાના પરિચિત વ્યાકરણમાંથી મુક્ત થઈ ગઈ.

ઓરડાના અવકાશને હડસેલીને ઢોલિયેથી છલાંગ મારી કૂદી પડનારને હવે જ ખબર પડી કે અમુક માપના લંબચોરસ વિસ્તારને વળોટી જવાથી કેટકેટલું મળી શકે. રસ્તા પર હમણાં સુધી ફરફરતી રેલી ધૂળ ખળખળાટ વહેણમાં વહેતી થઈ. એ જોતાં ચરણોને ચંચળતા અડી ગઈ અને તેમનું અંતરિયાળ હોવું એકાએક ફળિયે જઈને ઊભું રહ્યું. ઊભા રહેવાની જગ્યા પસંદ કરવામાં ઊભા રહેનારે ચતુરાઈ કરી. એ જાણે છે કે આ ક્ષણ સુધી ભડભડ બળતો રહેલો જીવ ઠરી શકે તેવી શક્યતા ઊભી થઈ ગઈ છે. એણે નેવા નીચે ઊભા રહેવું પસંદ કર્યું. સીધી થપાટ પણ ન લાગે અને ઠારવાનું હોય તે ઠારી પણ શકાય.

શું ઠારવાનું છે? શાની છે આ દાહકતા? શરીર આખુંયે જાણે ભડભડ બળે છે તેની પ્રતિક્રિયા બંધ હોઠના મરકાટમાં વ્યક્ત થાય છે. સોળ વરસની કન્યાનો હોઠના બંધ હોવા સાથેનો સંદર્ભ એ તન્વી પ્રત્યેની શરીરી ઉન્મુખતા જતાવે છે. તેની આળસ મરડતી આભંગ મુદ્રાને મરડતા હોઠથી અનુભવી લેવાનો અભરખો અહીં છતો થાય છે. અંગેઅંગમાં પ્રવેશી ગયેલા નાગનું અનરાધારે કરડવું એ જાણે બહાર અનરાધારે વરસતા વરસાદ સાથે એકલીન થઈ જાય છે. ઝેર ચડે અને શરીર પોતાના કાબૂ ગુમાવી દે તેવું હાથ બહારનું અને ગજા ઉપરવટનું કશુંક થયાનો પ્રચંડ અનુભવ આખાયે અસ્તિત્વમાં ફરી વળ્યો. આ પરિસ્થિતિ વેઠી શકાય તેવી પણ નથી અને છોડી શકાય તેવી પણ નથી. હવે જે થાય તે થવા દેવાની વશીભૂતતા સ્વીકારી લેવી પડે તેમ છે. હવે શરીર રોજિંદું નથી રહ્યું. કાંઈક વિશિષ્ટ બની ગયું છે. વરસાદી આગમનનો પ્રભાવી સ્પર્શ અહીંતહીં ચોમેર તેની છટાઓને વિલાસ દાખવી રહ્યો હોય ત્યારે એક તો આવા વરસાદની ઉપસ્થિતિ હોય અને તેમાં આપણે બેથી ઓળખાવાતા પ્રિયજનોની સામેલગીરી હોય પછી બહારનો વરસાદ બહાર ન રહેતાં એ બન્નેમાં જ પ્રવેશી ન જાય તો બીજું શું થાય? વળી, એની વચ્ચે કોઈ ત્રીજાની ઉપસ્થિતિ તો ક્યો પ્રેમીજન સાંખી શકે? સાથે સાથે ભીંજાવાની વાતને તો છાંડી દેવી પાલવે તેમ નથી. છેવટે એકબીજાને ભીંજવતા રહી વરસાદનો પણ હાર્દિક સ્વીકાર કરી એનું કામ પોતે કરવાની જાણે કે બાહેંધરી અપાતી હોય તેમ ભીંજામણપર્વ ઉજવાતું રહે છે.

કવિએ આ કાવ્યને શરીરી આવેગોના વારાફેરા અનુસાર ઘાટ પકડતી ભાષામાં આલેખવામાં કમાલ કરી નાખી છે. ભાષાને પાછળ છોડતાં જાવ અને હથેળીમાં ઝાલતાં જાવ તેવી સહજ ગતિથી લય અહીં મરડાતો રહે છે. ઇન્દ્રિયાનુભવોનાં અટપટા ઉલ્લંઘનો કાવ્યના વિષયરૂપે કવિએ પસંદ કરેલા પ્રપાતી વરસાદના ઉચ્છલ પ્રભાવ સાથે અનન્યતાપૂર્વક સંગીત સાધે છે. છેવટે કુદરતનો પ્રત્યેક અનુભવ મનુષ્યની પંચેન્દ્રિયનો વિષય જ હોય છે. પણ તેની આવી તીવ્ર, ધારદાર અને ચમત્કારી અવળાસવળીનો ભાષામાં અનુભવ કરાવવો તે વાત ઘણી અઘરી છે. વરસાદ જેમ પ્રકૃતિનું તત્ત્વ છે તેમ મનુષ્ય પણ પ્રકૃતિનું જ તત્ત્વ છે. એમની સંગતિ સ્થાપી ન શકે તો તે કવિ શાનો? કાવ્યની અંતિમ પંક્તિઓમાં આ ઉપચય સિદ્ધ થાય છે. તેમાં કાવ્યન્યાય તો છે જ પણ ઊંચી કવિપ્રતિભાનો સ્ફોટ પણ છે. જે પૂર્વે 'આકળવિકળ' હતાં તે આંખકાન હવે 'થરથર' છે. શરીરી અનુભવનું અહીં સાક્ષીતીકરણ છે.

આમ જોઈએ તો અહીં એક સીધું સાદું ફોટોજેનિક કુદરતી દૃશ્ય છે. પણ તેમાં ભાષાના બળે કવિએ એવી તો ગતિ ભરી દીધી છે કે આપણે પણ હાલકડોલક થતાં જઈએ છીએ. અહીં જોઈ શકાશે કે છેવટે તો 'વરસાદ ભીંજવે' એ ઘોષણામાં થતી વરસાદની વાત વરસાદની નથી રહેતી. પણ એ ન જાણવાથીયે કોઈ ગેરલાભ નથી. કોઈપણ રીતે ભીંજાવાનો અનુભવ હંમેશા આનંદપ્રદ જ હોય છે. □

ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

## ગઝલનો વરસાદ જુદો છે

*'ગઝલનાં સેંકડો ફૂલો ઉગાડું આ બગીચામાં',*
*વરસ, તું ખૂબ અમરેલી, મને અવસર મળી આવે.*
*(પૃ. ૮૯)*

અમરેલીના ધોધમાર વરસાદોએ રમેશાઈની મબલખ ફસલો આપી. ગીત-ગઝલના નવ્ય-સ્વરૂપથી ગુજરાતને પરિષ્કૃત કર્યું. રમેશાઈના બગીચામાં 'ગીતનાં ફૂલો ઝાઝા' અને ગઝલનાં ગુચ્છ આછાં 'નજરે ચઢ્યાં.' જ્યારે ગીત-ગઝલના સમાંતર અવસરો રચાય એવી શ્રદ્ધાના નાદે હર્ષદ ચંદારણાને જન્માવ્યો હશે, તેવી પ્રતીતિને ઉપર્યુક્ત શેર નખશિખ સમર્થન આપે છે.

સાચો ગઝલ-સાધક ગઝલના નાદબ્રહ્મનું સીંચન કરે છે. ગઝલના પ્રગાઢમૂળમાંથી અંકુરિત થતા સત્વ-તત્ત્વની લીલાને સ્થિતપ્રજ્ઞતાથી નિહાળે છે. તેના પ્રાગટ્યની અનિમેષ પ્રતિક્ષા કરે છે. કારણ કે તે ગઝલની અનાયાસ ક્રીડાં-લીલા વિશે સહજ સભાનતા દાખવે છે. તેથી જ 'હાથની હોડી'નો આ રચૈયતા ગઝલ-નિર્માણના પરિતોપને કેવો સહજ પામે છે!

*'પ્રતીક્ષાની કેવી ફસલ નીપજે છે?*
*અનાયાસે આખી ગઝલ નીપજે છે!' (પૃ. ૪૭)*

આ શે'ર તેના ગુપિત મર્મમાં આપણને એક બે પળ નહીં પણ, સદીઓની સફર કરાવે છે. અહીં ગઝલ પ્રાગટ્યની ચીર-સ્થાયી પ્રતીક્ષા ઇંગિત છે. મુજસ્સિમા ગઝલ (ગઝલસુંદરી)ને નખશિખ અલંકૃત અવસ્થામાં પામતા નિશ્ચે યુગોના યુગો વીતી જાય. એથી જ આ સાધક સમય-કાળના અવલંબનને નકારી, દીર્ઘકાલીન સમાધિનાં સ્વરૂપોને સાકાર કરે છે.

*'ઉગવા કાજ ચાસમાં પેઠા. દીર્ઘ એકાંતવાસમાં પેઠા.*
*નીકળ્યા નહીં જો કદીય પેઠા, એકવારે સુવાસમાં પેઠા.'*
*(પૃ. ૩)*

અહીં સ્થળ-કાળના એકાંતવાસનો નહીં, પરંતુ વિદેહી એકાંતવાસની સુવાસના ગર્ભમાં પ્રવેશવાનો સંદર્ભ છે, કે જ્યાં ગઝલનું મૂળ સ્થાનક અડીખમ ઊભું જણાય છે. નિસર્ગની લગોલગ ચાલતો આ કવિ, પ્રકૃતિના તત્ત્વ-સંદર્ભનો પૂર્ણતમ અભ્યાસુ છે. ગઝલનું ચરમ તો પ્રકૃતિના સર્વ ચરમથી આગે છે. ગઝલનો નાદબ્રહ્મ ત્યારે જ લયબદ્ધ પમાય છે કે જ્યારે, પ્રકૃતિનો, સમયનો નાદ સ્થિર થઈ જાય. આ બાહ્યિક યોગ નથી. પરંતુ જ્યારે તેનું આત્મ-સંવિધાન સદાય, ત્યારે જ ગઝલનો લય સાધકની શ્રુતિને વાચા આપતો હોય છે. તેથી જ આ કવિ પણ આમ કહે છે-

*'સકળ સૃષ્ટિ નીરવ, સમય સ્થિર જ્યારે*
*જુઓ, આ ગઝલથી ઉઠે છે નિનાદો. (નિવેદનમાં)*

ગઝલ એક રીતે સૃષ્ટિ અને સમયના રવ સાથે સંલગ્ન હોવા છતાં, તેનો રવ નિર્લેપ છે. આ તત્ત્વને સમર્થન આપતો એક શે'ર માણિયે,

*'બધાયે રવોમાં અરવ હોવું મારું,*
*રવો લુપ્ત થાતા તરત ધમધમે છે.'*

ગઝલના મર્મ-અતલનો વિહાર આ કવિ અનાયાસ દાખવે છે. પરંતુ ગઝલકાર પ્રતીક-સંવિધાનનો આગ્રહી હોવાના નાતે 'હાથની હોડી'નું સહજ નિર્માણ કરે છે. દષ્ટિસમક્ષ તે ભલેને સ્થૂળ સ્વરૂપે કાગઝી વૃત્ત સંવૃત્તનું ચિત્ર ખડું કરતો હોય, છતાં, તે દબદબાભેર કાગળમાં દરિયો ચીતરીને તરતો જાય છેઃ

*'હાથની હોડી, હલેસું પીંછીનું કરતો રહું,*
*એક દરિયો ચીતરીને કાગળે તરતો રહું.*
*જે મળે કેવળ મળે છે એક ક્ષણની અનુભૂતિ,*
*કૈંક રાતોની હું એને ખંડણી ભરતો રહું. (પૃ. ૫૫)'*

'હાથની હોડી' અધ્યાત્મચરમનો સ્પર્શ ઝીલે છે. અહીં સાધક સાક્ષાત્કારની ક્ષણાર્ધ કાજે જીવન-

સમસ્તની ધ્યાનસ્થ ખંડણીને ઉજાગર કરે છે. રાત અહીં અંધારનું નહીં, જાગરણનું પ્રતીક ધરી આવે છે. જેમ એક ઉર્દૂ શાયર કહે છે.

*'વરક તમામ જલાને પડે હૈં આંખોં મેં*
*તમામ રાત જલી કાગઝો - કલમ કે લિયે.'*

(અર્થાત્ - કાગળના બધાં જ પાનાઓ આંખમાં જ બાળવા પડ્યા ને આખી રાત કાગળ અને કલમ કાજે બળતી રહી.)

આમ, આ કવિ પણ કૈં કેટલીયે રાતોને આંખમાં બાળીને બેઠો છે. એથી જ નિત-નિરંતર શબ્દના માળાં-જાપને જવલંત સ્વરૂપે કાગળ પર ચીતરે છે.

*'ફેરવું નિત્ય શબ્દની માળા,*
*મારી ભક્તિ જવલંત કાગળમાં.' (પૃ. ૨૮)*

આમ, દશ્યમાન કાગળનો કોઈ અકળ અવતાર આ કવિ જન્માવે છે. એથી જ એક નહીં પણ ચાર-પાંચ કાગળ વિષયક ગઝલો સર્જી નાની બહરમાંય રહસ્યનાં બિંબો ખડો કરે છે.

*'ના પૂછશો શો છે ભેદ કાગળમાં,*
*રંગ સાતે સફેદ કાગળમાં.' (પૃ. ૨૫)*

કાગળની છાતી પર એકાકાર થતી ગઝલ, સ્વયં એના અનેકવિધ રંગોમાં ય એકરંગ ઝળહળે છે. આ કવિનું કલા-સામર્થ્ય એમાં હૂ-બ-હૂ મ્હોરે છે. સફેદ એ પવિત્રતાનું પ્રતીક હોઈ ગઝલના રંગોમાં એની સર્વોપરિતા સિદ્ધ કરે છે.

કાગળની જેમ જ ચાર પર્દા ગઝલ નિર્મી આ કવિ ગાલિબાના અંદાઝને દોહરાવે છે.

*'ફક્ત પડદાપણું કરો અળગું*
*ખૂલશે કૈંક દ્વાર પડદામાં.' (પૃ. - ૩૧)*

પડદાના પ્રતીક દ્વારા રહસ્ય સંકુલની અપ્રગટ ભીતી પર, લાચારી પર, નિરર્થકતા પર અનેકવાર પ્રહાર કરે છે. જેમ અહમદ ફરાઝ કહે છે...

*'તુ ખુદા હૈ ન મેરા ઈશ્ક ફરિશ્તોં જૈસા,*
*દોનોં ઈન્સાં હૈં તો ક્યોં ઈતને હિજાબોં મેં મિલે.'*

એમ આ કવિ પણ પર્દાના રહસ્યને માર્મિક રીતે તંત-તંત ફંફોસે છે. 'હાથની હોડી' મહદઅંશે પ્રવાહીત અવસ્થાઓને વેગવંતી કરે છે. આમે આ કવિ જળના જ સ્વરૂપોનો સાધક છે. એથી જ આ પૂર્વે - 'ફીણ-મોજાં' (૧૯૯૧), 'નદીને મળ્યા પછી (૧૯૯૪) અને 'કલરવનું ઘર' (૧૯૯૮) વગેરે સંગ્રહ જન્માવી ચૂક્યા છે. અહીં, જળ-ઝાકળ-વાદળ-વર્ષા-સરોવર-નદી-દરિયો-ફીણ-મોજાં જેવા પ્રતીકો વારંવાર વાચા આપે છે. વળી, જળના ભ્રામક સ્વરૂપ (ઝાંઝવાં)યે લ્હેરાતા જોવાય છે. સમગ્ર ગઝલસંગ્રહમાં 'નદીકાંઠે' (ચાર ગઝલ), 'નદીને મળ્યા પછી', 'દરિયો અને હું', 'દરિયો અને તું' 'દોસ્ત દરિયો' 'ગઝલ-સરોવરની' 'ગઝલ-ભેજની', 'જળ પર લકીર', 'હાથની હોડીમાં', 'વરસાદ જુઓ છે' અને 'વર્ષા', વગેરે ગઝલ શીર્ષક કવિના જળપ્રેમની સંવેદનાઓને સુદૃઢ કરે છે. પળ-જળ-તળ અતળના અજંપને અકબંધ રાખીને આ કવિ રહસ્યના ગર્તને ખૂંદી વળે છે.

*'જળ હતું કે સ્થળ હતું કે તળ હતું કે છળ હતું?*
*જળ સુધી પ્હોંચ્યા પછીની પળની વચ્ચે શું હતું?'*
(પૃ. ૪૨)

મહદંશે અધ્યાત્મદર્શનના આગ્રહી કેટલાક સાધક જેવા કે રાજેન્દ્ર શુક્લ, મકરંદ દવે, શબ્દાતીત એવમ્ ઈન્દ્રિયાતીત વ્યજનાના અંતિમમાં નિરાકારી અવસ્થાઓને સાધે છે જયારે ગઝલનો મર્મ આકાર-નિરાકારની વચ્ચે ડોકાતા રહસ્યનિર્માણને ય સાધવાના અવસરમાં રાચતો હોય છે.

આ દરમિયાની ગુપિતને સજીવ કરવાનો કસબ આ કવિને અનાયાસ જડ્યો છે. એથી જ રુમાનથી રુહાનના સત્વ-તત્વને એ બરાબર ચકાસે છે, આકારિત કરે છે.

જેના સઘન બિંબો ગઝલ અષ્ટકમાં નજરે ચઢે છે.

*એક પણ તે પછી ન આથમ્યા,*
*સૂર્ય ઉગ્યા હજાર મસ્તકમાં.' (પૃ. - ૧૧)*

*

*'હેત, અશ્રુ, મેઘ, વીજ, આંખોમાં,*
*સૌ વરસાદી ચીજ આંખોમાં.' (પૃ. - ૧૮)*

*

*'અણ ઉકલતી લકીર હાથોમાં,*
*વણ છૂટ્યું એક તીર હાથોમાં' (પૃ. ૨૧)*

*

*'હોઠ મૂંગા ને સાદ મુઠ્ઠીમાં,*
*ખોલું, પૂર્યો છે નાદ મુઠ્ઠીમાં' (પૃ. ૨૨)*

*

*કૈંક પંખીના ગાન મારામાં,*
*ગૂંજતું આસમાન મારામાં' (પૃ. ૨૪)*

આમ, ગઝલઅષ્ટકમાં આત્મસકળનું સમસ્તઅકળ સાથે અતૂટ સંવિધાન જોવા જડે છે. અહીં કેવળ અધ્યાત્મનો ઝબકાર કે અણસારો નથી. પણ પ્રતીકાત્મક નિરૂપણ દ્વારા બે પારની રહસ્યમય લીલાને સહજ પમાડવાની કલા-રીતિ પ્રગટે છે. 'હાથની હોડી' હાથ કે હોડી સુધી સીમિત ન રહેતા આ કવિના રક્તનો લય બની વહે છે. ગઝલ-ચિંતનની પ્રવાહીતતામાં નિરંતર ખળખળતો આ કવિ જળ-તળ-અતળના આંતર-બાહ્ય સ્વરૂપોને પામ્યા પછીયે મત્સ્ય જેમ સાનંદ મૌન વિહાર કરે છે. તેથી અવસ્થાઓ વિશે દરિયા જેમ ઘૂઘવતો નથી. ગઝલના અંતરંગને બરાબર પિછાણતો આ કવિ, ભાવકને અધ્યાત્મ-પરાઅધ્યાત્મ વચ્ચે વારંવાર વિહાર કરાવે છે. છતાં ગઝલના લાગણીતત્ત્વને એકસરખો જ ન્યાય આપે છે. આ કવિની બાળસહજ નિર્દોષતા પ્રકૃતિ સાથે સાયુજ્ય રચવામાં ઉપકારક નીવડે છે. એથી જ પળ-પળ અને નાદ-નિનાદના ઐશ્વર્યને પામ્યા પછીયે, એ અનેક કૃતિમાં અપ્રાપ્ય કલ્પનના સ્ફિોટ પણ સર્જે છે.

*હવે જોઉં છું તું કેવો મને આકાર આપે છે,*
*ફરી આ ચાકડે માટી મને પડકાર આપે છે. (પૃ. ૧૫)*

*

*મેં સરોવરમાં એ તરતું જોયું છે,*
*ગામ જે ગબડી પડ્યું છે પાળથી.*

*

*ફરી સૂર્ય ફૂટ્યો ભર્યા બોંબ માફક,*
*પલીતો હતો રાતભરની ઉદાસી. (પૃ. ૫૦)*

*

*મારાથી થઈ શક્યો એ ગજાનો ગુનો કર્યો,*
*કવિતા કરી અલગ જીવવાનો ગુનો કર્યો.*

આમ, આ ગઝલકાર સાંપ્રતના ગુનાહિત માનસ કર્મને પડકારી કવિત્વના અલગારી અસ્તિત્વને ચીંધે છે. ગઝલના તમામ રંગ-સાતત્યને જાળવે છે. આ ગઝલકાર ઇલહામ (દૈવીશક્તિ)થી ઉપકૃત હોવા છતાં, નરસિંહ કે મીરાં જેમ તેમાં ઓગળીને નહીં પણ અતલને સાધીને પણ 'હાથની હોડી' વડે આકારયુક્ત વિહાર કરે છે. લાગણીના તીવ્ર સંવેદનોમાં જાતને ઝબોળી દૂર-નિકટના સર્વ સત્વ સાથે ગઝલમય અનુસંધાન સ્થાપે છે. જેમાં કવિનું અનંત પ્રાગટ્ય સમાયેલું છે. તે પિંડની માટી સાથે વતનની માટીનું ઋણ તંત-તંત ગૂંથે છે. એટલું જ નહીં અબાલ-વૃદ્ધ સર્વની ચેતનાના ભિન્ન સ્વરૂપોને ગઝલ-પીંડ બક્ષે છે. ગઝલનો એકલક્ષી સાધક ન રહેતા અનેક લક્ષ-સંવિધાનમાં ગઝલને મુખરિત કરે છે.

*'અડોઅડ ડાળનાં બે ફૂલ, સાજણ આપણે બન્ને,*
*આ મર્મર, મ્હેક ને રંગોનું કારણ આપણે બન્ને.' (પૃ. -૮૮)*

*

*'બગીચે, બાંકડે ચોક્કસ મળું છું સાંજની સાથે,*
*સમય છું વૃદ્ધ, ઘરથી નીકળું સાંજની સાથે.'(પૃ. ૮૭)*

આ સાધક પ્રિયતમના પ્રણય-સંગમાંય ઈશ્વરીય તત્ત્વને સાધે છે, વળી સમયના વૃદ્ધત્વને સાંખ્ય નિર્માણની માર્ગે દોરી વાસ્તવિક ચિતાર પણ આપે છે.

આમ, સમગ્ર ગઝલસંગ્રહ સાચુકલા, પારદર્શી કલ્પન-સંવેદનના અકબંધ સૂરને જન્માવે છે. ભાવકની અંતરંગ ચેતનાને માતૃના અમી ઓવારણાંથી ભીંજે છે. (નોંધ : આ સંગ્રહને સાહિત્ય અકાદમીનું ત્રીજું પારિતોષિક પ્રાપ્ત થયું છે.) ❑

# કવિલોકનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. | આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. | રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય |
| ૪. | સાત મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૫. | પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૬. | જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય |
| ૭. | પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય |
| ૮. | ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ |
| ૯. | ગદ્યકાવ્ય | ૨૪-૦૦ |
| ૧૦. | આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ |
| ૧૧. | જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ |
| ૧૨. | પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ |
| ૧૩. | અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ |
| ૧૪. | અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ |
| ૧૫. | પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૧૬. | નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૭. | સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૧૮. | આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૯. | અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૨૦. | દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૨૧. | અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૨૨. | નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૨૩. | અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૨૪. | ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ.રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૨૫. | જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૨૬. | ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૨૭. | ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૨૮. | ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૨૯. | હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૩૦. | કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે. ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

**C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧**

**ફોન : ૨૨૧૪૩૭૪૫**

## શ્વાસનો આખરી તહેવાર

'ગત જનમનો આટલો ઓથાર છે,
ખોપરીમાં સ્વપ્નનો ભંગાર છે.

શ્વેત કપડું લાશ પર જોયા પછી,
આયનાની આંખ અનરાધાર છે.

જન્મદિન જેવો જ અવસર મોતનોં,
માણસોની ભીડ પારાવાર છે.

સત્ય કેવળ મોત છે, એ જ સાધ્ય છે,
જિંદગી તો મોતનું ઓજાર છે.

ચૂંદડી ઓઢી મરશિયા આવજો,
શ્વાસનો આ આખરી તહેવાર છે.

આમ તો વરસાદ 'ધૂની' કૈં નથી,
આંસુઓનો એ પુનઃ અવતાર છે.

('તારા અભાવમાં'માંથી) -ધૂની માંડલિયા

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

સ્થાપક : રાજેન્દ્ર શાહ
શરદ
વિ.સં. ૨૦૬૧



સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૧
વર્ષ ૪૮ : અંક : ૫
સળંગ અંક : ૨૮૭

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

**ધીરુ પરીખ**



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૬૧ : વર્ષ ૪૮ : અંક ૫ સળંગ અંક ૨૮૭



તંત્રી
**ધીરુ પરીખ**
સલાહકાર
રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

શરદ વિ.સં. ૨૦૬૧ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૫



# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અંતરે.



## કવિતા અને સત્ય

**સ**ત્ય અને હકીકત - truth and fact - આ બે વચ્ચેની સૂક્ષ્મ ભેદરેખા સમજ્યા પછી જ કવિતામાં એના નિરૂપણની કલાત્મકતા અને મહિમાને મૂલવી શકાય. પ્લેટોએ પોતાના ગ્રંથ 'આદર્શ નગરરાજ્ય'માંથી કવિઓને દેશનિકાલ કર્યા હતા. કારણ આપ્યું હતું કે તેઓ જુઠ્ઠાણાં ચલાવે છે. મતલબ કે કવિઓ કવિતામાં સત્યથી વેગળા ચાલે છે. પ્લેટોની પાસે જે કાવ્યોનાં ઉદાહરણો હતાં તેમાં કવિઓએ પુરાણપ્રતિષ્ઠિત દેવદેવીઓને ખોટી રીતે વર્તતાં બતાવ્યાં હતાં. પ્લેટો ફિલસૂફ હતો અને કવિ પણ હતો. પરન્તુ ઉક્ત ગ્રંથમાં એક ફિલસૂફ તરીકે રાજ્યવ્યવસ્થા વિશેનો પોતાનો વિચારવિમર્શ તેણે રજૂ કર્યો છે. ફિલસૂફ તરીકે તેનું અંતિમ લક્ષ્ય સત્યરૂપ મૂલ્યની જાળવણીનું છે. ઇતિહાસ-પુરાણની વિકૃતિ કે વિ-ચલનને એ અસત્યમૂલક ગણાવે છે. બસ, આ તબક્કે જ ગેરસમજૂતી ઊભી થવા પામી છે.

કવિ અને ઇતિહાસકારમાં આ જ મોટો તફાવત છે કે ઇતિહાસકાર વફાદારીપૂર્વક તથ્યોનું બયાન કરે છે, કરવું જોઈએ. કવિ આવાં તથ્યોમાંથી મૂલ્યબોધ સારવી લે છે અને તેને પોતાના આગવા દર્શનથી કાવ્યમાં નિરૂપે છે. આમ કરવા જતાં ઇતિહાસ કે પુરાણની મૂળ સામગ્રીને તે ખપમાં લઈ તેના નૂતન અને છતાં સનાતન મૂલ્યબોધના અર્થઘટનમાં રાચે છે, અને તે પ્રમાણે તેને અભિવ્યક્ત કરે છે.

કવિને ઇતિહાસ-પુરાણનું પુર્નલેખન કરવાનું હોતું નથી. જો એમ જ કરવાનું હોય તો કવિ અને કવિતકલાનો વિશેષ શો? આ નૂતન અર્થઘટનમાં જ એનું ક્રાન્તદર્શીપણું પ્રકટ થાય છે. ઇતિહાસનાં

તથ્યોમાં ઘણુંબધું માનવજીવન કે માનવસમાજ માટે મૂલ્યબોધક હોય. પરન્તુ એ તથ્ય લેખે જ એનો ઐતિહાસિક દસ્તાવેજી મહિમા છે. વળી, એવાં તથ્યો જો મનુષ્યને અપાચરણ તરફ લઈ જાય તો ઇતિહાસ-પુરાણ શા ખપનાં? પણ ના. છેક એવું નથી. ઇતિહાસ-પુરાણનો લક્ષ્યબોધ એ જ મૂલ્યબોધ છે. સામાન્ય જનસમૂદાય તેને ન પામી શકે અને ઇતિહાસ-પુરાણનાં દૃષ્ટાંતાને આધારે વિપરીત વર્તન કરે તો તે માનવજાતને માટે હમેશાં આફતરૂપ બને છે. આથી કવિ કોઈ દાર્શનિક પીઠિકાએ ઇતિહાસ-પુરાણનાં તથ્યોમાંથી સનાતન મૂલ્યબોધ સારવીને નિરપેક્ષ સત્યની માનવજાતને ભેટ ધરે છે, અને તે પણ કલાત્મક રીતે જેથી તે સુપથ્ય અને સુગ્રાહ્ય બને.

'મહાભારત'નું દર્શન યુદ્ધ નહીં પણ શાંતિ છે. માણસજાત માટે અશાંતિ સર્જનાર તત્ત્વો સામે યુદ્ધે ચડવું તે જ દાર્શનિક રીતે શાંતિનો મૂલ્યબોધ કરે છે. આથી જ 'કુરુક્ષેત્ર'ને 'ધર્મક્ષેત્ર' કહ્યું છે! આપણે નજીકના ઇતિહાસમાં નજર કરીશું તો અહિંસાના પરમ આરાધક ગાંધીજીએ અસહકારની ચળવળ ચલાવી હતી, જેને શબ્દફેરે 'સ્વાતંત્ર્ય સંગ્રામ' તરીકે પણ નિરૂપવામાં આવી; પરંતુ સ્વાતંત્ર્યમાં જે સર્વોચ્ચ સુખ હોય છે તે પ્રાપ્ત કરવા પારતંત્ર્યની સામે યુદ્ધ આપવું પણ પડે. ત્યારે યુદ્ધ એ ઇતિહાસનું તથ્ય છે, પણ એ તથ્યમાં ભાવિ પેઢી અન્યો પર પારતંત્ર્યની બેડીઓ ન લાદે અને લાદે તો કોઈ તે સહન ના કરે તે માટેના યુદ્ધનો મૂલ્યબોધ શાંતિ છે. આથી યુદ્ધ ઇતિહાસ છે એટલે કે એ તથ્ય છે, અને એ દ્વારા પ્રાપ્તવ્ય શાંતિ એ સત્યમૂલક દર્શન છે. માટેસ્તો પ્રહ્‌લાદના ઉગાર માટે હિરણ્યકશિપુનો સંહાર એ અહિંસામૂલક જીવનલક્ષી સનાતન સત્યબોધ છે. અશાંતિનું ઉપશમન શાંતિમાં છે.

ઇતિહાસ-પુરાણનાં આવાં અનેક પાત્રો-પ્રસંગોને કવિ જુદી રીતે જુએ અને તે પ્રમાણે કોઈ જીવનમૂલ્ય-બોધક સત્ય એમાંથી સારવીને ઉક્ત પાત્રો-પ્રસંગોમાં નજીવાં પરિવર્તનો આણે ત્યારે એ ઇતિહાસનો વિપર્યાસ કરતો નથી, સત્યની વેદી પર તથ્યનું બલિદાન આપતો નથી, બલકે એ તથ્યની કૂખે સત્યનું અવતરણ કરાવે છે. કવિનો આ સર્જનાત્મક કહો તો સર્જનાત્મક, દાર્શનિક કહો તો દાર્શનિક, કાવ્યાભિગમ છે. કવિતાને આવા સત્ય સાથે લેવાંદેવાં છે.

પ્રિયકાન્ત મણિયારનું 'ઇસુની ઉક્તિ' નામક કાવ્ય છે. કાવ્યારંભે સ્તંભે ચઢેલા ઇસુ બોલે છે :

*'મને ઉતારી લો*
*ઉતારી લો આ વધસ્તંભ પરથી,*
*સૈનિકો, મારે શહીદ નથી થવું.'*

કાવ્યાંતે ઇસુના શબ્દો છે.

*'મારે કોઈ પણ વેશ્યાનો થોડી વાર વર થવું છે.*

*તેઓ શું કરે છે તેનું તેમને ભાન નથી,*
*ભલે*
*પણ હું શું કરું છું તે તો હું જાણું છું.'*

અહીં કવિએ ઇસુના મુખમાં જે શબ્દો મૂક્યા છે તે ઐતિહાસિક રીતે ઇસુના તો નથી જ! પરન્તુ ઇતિહાસની એ કરુણ ઘટનામાં કવિચિત્ત જે દર્શન કરે છે તેને માનવજાતના કલ્યાણમાં વ્યાપ્ત અને પ્રવૃત્ત ઇસુચેતનાને સનાતન કરુણાના સત્યમૂલક બોધની પીઠિકાથી ઉજાગર કરવાનું છે. આ રીતે જોવા જતાં કવિતા કઈ રીતે સત્ય સાથે પનારું પાડે છે તે ફલિત થશે. અલબત્ત, એ વાતનું વિસ્મરણ તો ના જ થવું જોઈએ કે તથ્યમાંથી સત્યબોધ સારવીને તેને કવિતાકલાની શરતે નિરૂપવાનો છે. અન્યથા એનું સપાટ બયાન ક્યારેક સૂક્તિ બની શકે પણ તેને કવિતાના પ્રદેશમાં અલ્પ સ્થાન હોઈ શકે. સુન્દરમ્‌ની જાણીતી ઉક્તિ છે :

*'હું માનવી માનવ થાઉં તો ઘણું.'*

આ પંક્તિમાં ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિએ મનુષ્ય વિકસ્યો છે, તેમ જણાવી કવિ કહે છે કે તેનામાં બાહ્યાભ્યંતર માનવીય લક્ષણો સિવાય જો 'મનુષ્યતા' ન પ્રકટે તો તે મનુષ્ય રૂપ વિકાસનું વૈજ્ઞાનિક તથ્ય ભલે હોય પણ તેનું તાત્ત્વિક મૂલ્ય અત્યલ્પ છે. મનુષ્યને માટે મનુષ્યત્વની પ્રાપ્તિ અને પ્રાકટ્ય એ જ સત્યમૂલક કસોટી છે. આ વિચારને અહીં સુપેરે અંકે કરવામાં આવ્યો છે. આથી એ સૂક્તિ બને છે, પણ સુ-કવિતા બને છે ખરી? કવિતા માટે જેમ અન્ય વિષયો ઉપાદાન સામગ્રી છે તેમ 'સત્ય'ની બાબતમાં પણ છે. આથી સત્ય પણ કવિતામાં તો કલાની શરતે આવે તો જ સ્વીકાર્ય છે. આને કારણે સુજ્ઞ સભાન સર્જક તથ્યમાંથી સત્ય સારવીને કાવ્યકૃતિ રચવા જાય છે ત્યારે એનું લક્ષ બન્ને બાજુ વહેંચાયેલું હોય છે : સત્યની જાળવણી અને કલાની ખેવના.

*'Work while you work and play while you play*
*That's the way to be happy and gay.'*

સૂક્તિ સારી એટલે અહીં જીવનમૂલ્યના સત્યનું રક્ષણ થયું છે, પણ એમાં કાવ્યાત્મક અભિવ્યક્તિ ન હોવાથી કલાનું જતન થયું નથી. આથી એમ કહી શકાય કે કવિતા અને સત્યનો સંબંધ કલાત્મક નિરૂપણ અને અભિવ્યક્તિની ભૂમિકાએ સાર્થ બની રહે છે.

ઑક્ટોબર ૨૨, ૨૦૦૫ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૨. હૅક્ટરનું મૃત્યુ

બીધેલાં હરણના ટોળાની માફક પોતાની નગરીમાં આવી ભરાયેલા ટ્રોજનોએ તેમના દેહો પરના પરસેવાને સૂકવ્યો, પોતાની તરસ છિપાવવા સુરાપાન કર્યું અને ઊંચા કાંગરાઓવાળી ગઢની ભીંતને ટેકે થાક ઊતાર્યો, ત્યારે બહારના ઢોળાવ પરથી ઢાલધારી અકીઅનો ગઢ તરફ આગળ ધસ્યા. પરંતુ, પોતાના દુષ્ટ હેતુ માટે ભાગ્યદેવીએ હૅક્ટરને ગઢની બહાર સ્કીઅન દરવાજા પાસે જ રાખ્યો.

એવે ફીબસ અપોલો અકિલીઝ સમક્ષ પ્રગટ થયા અને બોલ્યા : 'નામદાર તમે શા માટે મારી પાછળ ઊભા છો? તમે માનવ છો અને હું એક અમર દેવ છું એ વાત જો તમે આટલા વ્યસ્ત ન હોત તો તમે જાણી હોત. જે ટ્રોજનોને તમે રણમાંથી પલાયન કરી દીધા તેમની સાથેનો પનારો તમે ભૂલી ગયા શું? તમે અહીં બહાર આથડો છો એટલામાં એ બધા ગઢમાં ભરાઈ ગયા એ તમને ના દેખાયું? તમે મારો વધ કદાપિ નહીં કરી શકો, હું મૃત્યુથી પર છું.'

ચપળપાદ અકિલીઝ ક્રોધિત થઈ ગયો. ધનુર્ધારી દેવ ઉપર ધસી આવી એણે એને ખૂબ ખેપાની દેવ કહ્યો. 'તમે મને મૂર્ખ બનાવ્યો છે, અકિલીઝ બરાડ્યો, 'ને મને અહીં ગઢની દીવાલથી દૂર તાણી લાવ્યા છો. ઈલિયમ ભેગા ન થયા હોત અને જે બધા ટ્રોજનો ધૂળ ફાકતા થયા હોત તેમનો વિચાર તો કરો! એમનાં જીવન બચાવીને તમે મારો મહાન વિજય ઝૂંટવી લીધો છે, તમારે માટે એ આસાન કામ છે, તમને કોઈ શિક્ષાનો ભય નથી - મારામાં શક્તિ હોત તો તમને પણ સીધા કરવાનું મને ગમત!'

વધુ એક શબ્દ બોલ્યા વિના, પરાક્રમોનો વિચાર કરતો અકિલીઝ, રથોની શરતમાંના વિજેતા અશ્વની અદાથી, એ દોટ મૂકીને નિશાને પહોંચે તેમ, નગર ભણી દોડ્યો. ખેતરોમાંથી કડી કાઢી એને આવતો પહેલો જોનાર વૃદ્ધ રાજા પ્રાયમ હતો. એ દોડતો હતો ત્યારે એના વક્ષ પરનું કાંસું પાનખરમાં દેખાતા તારાની માફક ઝબકતું હતું - બીજા બધા તારાઓના તેજને ઝાંખું પાડી નાખતા એ તારકને શિકારી (મૃગશીર્ષ)નો શ્વાન કહેવામાં આવે છે અને એ સૌથી તેજસ્વી તારક હોવા છતાં, એ મંગળકારી નથી; કારણ, આપણે રાંક લોકો માટે એ માંદગી આણે છે. એ વૃદ્ધ આદમીથી ઊંહકારો કઢાઈ ગયો અને, પોતાના હાથ ઊંચા કરી માથા સાથે એણે પછાડ્યા. એકદમ ભયભીત અવાજે, દરવાજા પાસે ઊભો રહી અકિલીઝ સામે લડવાના હેતુથી ઊભેલા પોતાના પ્રિય પુત્રને તે મોટેથી આજીજી કરવા લાગ્યો.

હૅક્ટર ઉપર પોતાનો હાથ લંબાવીને એ વૃદ્ધ માનવી બોલ્યો : 'હૅક્ટર! મારા પ્રિય પુત્ર, પેલાની સાથે કોઈની સહાય વિના તું એકલો લડ નહીં. એને હાથે તું પરાજય અને મૃત્યુ જ પામવાનો. તારા કરતાં એ ક્યાંય વધારે તાકાતવાન છે ને વળી એ ખુન્નસે ભરાયેલો છે. મને એની પર ઓછો ભાવ છે એમ દેવોને પણ હોત તો કૂતરાઓ અને ગીધડાં એના શબને ફોલી ખાતાં હોત (તો મારા હૃદય ઉપરથી કેટલો બોજો ઓછો થઈ ગયો હોત!)' એ માણસે

મારા કેટલા લાખેણા દીકરાઓ ઝૂંટવી લીધા છે, એમને હણ્યા છે કે દૂરના દ્વીપોમાં દાસ તરીકે વેચ્યા છે. સેનાએ નગરમાં શરણ લીધું છે ત્યારે આજે, કુંવરી લેઓથથી થયેલા મારા બે પુત્રો લાઇકેઓન અને પોલિકેરસ મારી દૃષ્ટિએ પડતા નથી. દુશ્મનોએ એમને બાન પકડ્યા હશે તો, કાંસું અને સોનું આપી અમે તેમને મુક્ત કરાવીશું, કારણ, આદરણીય મુરબ્બી એલ્ટિસે પોતાની પુત્રીને મોટો દલ્લો આપ્યો છે પરંતુ એ જો અત્યાર સુધીમાં મૃત્યુ પામ્યા હોય અને હેડીઝમાં હોય તો મારે માટે અને એમની જનેતા માટે એ વેદનાની એક વધુ વાત થશે. જો કે, ઇલિયમમાં કોઈ એમનો શોક લાંબો સમય નહીં પાળે - સિવાય કે, હૅક્ટર તુંયે એમની ભેગો જાય અને અકિલીઝને હાથે પડે. તો બેટા, ગઢની અંદર આવી જા અને, ટ્રોયનો તથા ટ્રોજનોનો રક્ષણહાર બની રહે અને, પેલ્યુઝપુત્રને જશ અપાવવા તારી મોંઘી જિંદગીને વેડફી નાખ મા. હજી લાગણી અનુભવી શકતા તારા આ રાંક બાપા પર દયા કર. મારા ઘડપણમાં પિતા ઝ્યૂસે જે ક્રૂર ભાગ્ય જોવાનું મારે માટે રાખ્યું છે તેનો જરી વિચાર કર - મારા પુત્રોની કતલ, મારી દીકરીઓનું ચૂંથાવું, એમનાં શયનગૃહોનું લૂંટાવું, જંગલી શત્રુઓને હાથે એમનાં બાળકોના ધૂળમાં ઘા થવા અને ભ્રષ્ટ અકીઅન હાથો વડે મારી પુત્રવધુઓનાં અપહરણ થવાં - આ સઘળું મારા મરતાં પહેલાં મારે જોવું પડશે. ને છેલ્લે ધારદાર ભાલે વીંધાઈને પડવાનો મારો વારો આવશે જ્યારે કોઈનું ભાલું કે કોઈની તલવાર મને હણી નાખશે ત્યારે, મારા બારણા પાસેની શેરીમાં જ અકરાંતિયા કૂતરાંઓ મને ફાડી ખાશે. જે કૂતરાંઓને મારા ભાણા પર બેસીને મેં ખવરાવ્યું છે અને મારા દરવાજાની ચોકી કરવાની તાલીમ આપી છે. તે સઘળા પોતાના ધણીના લોહીથી મદમસ્ત થઈને, ત્યાં સુસ્ત થઈને પડ્યા રહેશે. આહ, કોઈ જુવાનિયો યુદ્ધમાં મરાય અને પોતાના ઘાસોતો ત્યાં પડ્યો રહે એ ચાલે, સુંદર ન હોય એવું કંઈ પ્રગટ કરવા માટે એનામાં મૃત્યુને કંઈ સાંપડે નહીં. પણ કોઈ વૃદ્ધ હણાય અને એના શ્વેતકેશી મસ્તકને, એની ધોળી દાઢીને અને એનાં ગુહ્યાંગોને કૂતરાં ભ્રષ્ટ કરે ત્યારે, આપણે માનવ અધોગતિમાં ખૂંપી જોઈએ છીએ.'

આટલું બોલી પ્રાયમે પોતાના ધોળા વાળ તાણ્યા અને કેટલાક કેશ ખેંચી કાઢ્યા; પણ હૅક્ટરના નિર્ધારને એ ફેરવી શક્યો નહીં. પછી હૅક્ટરની માતા રોવા અને વિલાપ કરવા લાગી. પોતાનાં વસ્ત્રોને આઘા કરીને પોતાના એક થાનેલાને ખુલ્લો કરી બીજે હાથે એને પકડીને આંસુ સાથે એ બોલી, 'હૅક્ટર, મારા બાળ, આદર દાખવીને મારી ઉપર દયા કર. કેટલી વાર તને મેં આ થાનેલે લગાડ્યો છે અને એનાં પયથી તને શાતા આપી છે. બેટા, એ દિવસોને યાદ કર. ગઢની અંદર રહીને તું શત્રુનો સામનો કર અને એ આદમીનો સામનો કરવા તું એકલો ન જા. એ સાવ જંગલી છે અને તું એમ ન ધાર કે એ તને મારશે તો, મારા પ્રિય પુત્ર માટે, તારા જનાજા પાસે બેસીને હું રોઈ શકીશ; ખૂબ દાયજા સાથે આવેલી તારી પત્ની પણ એમ નહીં કરી શકે, પણ અમારા બેઉથી ખૂબ દૂર, આર્ગાઈવ બતેલાઓ પાસે તને કૂતરાંઓ ફાડી ખાશે.'

આમ, રુદન કરતાં કરતાં એ બંનેએ પોતાના પ્રિય પુત્ર પાસે આગ્રહભરી વિનંતી કરી. પણ હૅક્ટરને એમની કશી અસર ના થઈ. એ પોતાને સ્થાને જ ચીટકી રહ્યો અને રાક્ષસી અકિલીઝને એણે પોતાની પાસે આવવા દીધો. કોઈ ડુંગરાળ કાળોતરો

ઝેરી વનસ્પતિ આરોગીને મસ્ત બને અને પોતાના રાફડા પાસે ગૂંચળું વળીને પડ્યો હોય ત્યાં સુધી એ કોઈ માણસને આવવા દે અને વિનાશક ચળકાટ સાથે એની ઉપર મીટ માંડે તેમ, જરી પણ ખમચાયા વગર, પોતાની ઢાલને ભીંતના ઉપસી આવેલા ભાગ સાથે ટેકવી દૃઢ અને અણનમ ઊભો. પણ એના અજેય આત્મા સાથે સલાહ પુશવિશ કર્યા પછી એને ભય લાગ્યો અને પોતાની દશા બદલ એ ઊંહકાર કરવા લાગ્યો. એણે વિચાર્યું : 'હું દરવાજામાં થઈ ગઢમાં પેસી જઉં તો પોલિડેમસ જરૂર કહેવાનો કે, 'આજે આ કતલની રાતે, અકિલીઝ પટમાં આવ્યો છે ત્યારે, સેનાને પીછેહઠ કરી ગઢ ભેગા થઈ જવાની મારી સલાહ મેં અવગણી' મારે એમ જ કરવું જોઈતું હતું. આ સંજોગોમાં, સેનાને મારી હઠનો ભોગ બનાવી હોઈ, હું મારા દેશબાંધવોનો અને, પેનીઢક ઝભ્ભાવાળી ટ્રોજન નારીઓનો સામનો હું કરી શકું નહીં. 'હેક્ટરને પોતાના જમણા હાથમાં શ્રદ્ધા હતી અને આખી સેના એણે ગુમાવી, એમ કોઈ સામાન્ય નગરજન કહે તે હુંથી સહ્યું જાય નહીં. પણ એમ બોલાશે જ, ને ત્યારે, હું જાણીશ કે, અકિલીઝનો સામનો કરવા માટે બહાર ઊભા રહેવું અને એને મારી જીવતા ઘેર પાછા ફરવું કે, ટ્રોયના ગઢ પાસે માટે કીર્તિવંત મૃત્યુને વરવું તે ક્યાંય ચડિયાતું છે. મારી નકશીકામવાળી ઢાલને વજનદાર શિરત્રાણને અને મારા ભાલાને ભીંતે ટેકવી દઈ, મારી પોતાની સત્તાથી અકિલીઝ પાસે પ્રસ્તાવ મૂકું. એને હું વચન આપું કે અમે હેલનને અને એણે આણેલી બધી સંપત્તિને મેનેલોઝને સોંપી દઈએ, અરે, પેરિસ એની સાથે ટ્રોયમાં જે કંઈ લાવ્યો છે તે સઘળું સોંપી દઈએ. એના વડે તો આ અકીઅન સંગ્રામના બીજ વવાયાં છે. વિશેષમાં અમારી સંપત્તિમાંથી પણ દુશ્મનોને ભાગ આપીએ તેવું વચન હું તેને આપું અને પછી, સંસદમાં કશું છૂપું ન રાખવા હું મારા દેશ બાંધવોને સમજાવું અને બધી જંગમ મિલકતના બે સરખા ભાગ પાડીએ. પણ હું પગલાંનો વિચાર શા માટે કરું છું? મારે ડર રાખવાનું પૂરતું કારણ છે કે હું અકિલીઝ પાસે જઈશ તો એ નહીં દયા દાખવે, નહીં મારી જાત માટે સાદર દાખવે અને, નિઃશસ્ત્ર અને અરક્ષિત એવા અને એક સ્ત્રીની માફક એ વધેરી નાખશે. નહીં; સંકેતસ્થાને મળી, પ્રેમશબ્દોની આપલે કરતાં અને એકબીજાની એકદમ નિકટ બેસતાં છોકરાં-છોકરીની માફક આ ઘડીએ હું અકિલીઝ પાસે જઈ શકું નહીં. વખત બગાડ્યા વિના, એને ભીડવો જ. પછી જોઈએ કે અમારા બેમાંથી કોને ગળે ઝ્યૂસ વરમાળા પહેરાવવા ચાહે છે.'

હેક્ટર આમ સંકલ્પ-વિકલ્પમાં ડૂબેલો હતો એવે જ, પોતાના ઝગારા મારતા શિરત્રાણમાં, યુદ્ધ માટે સજ્જ થઈને, યુદ્ધદેવ જેવો દેખાતો અકિલીઝ એની નિકટ આવી લાગ્યો. પોતાને જમણે ખભે એણે પેલિયોનનું એશવૃક્ષનું ભાલું ધારણ કર્યું હતું અને, એના દેહ પરનું કાંસું ઊગતા સૂર્યની માફક તગતગતું હતું. હેક્ટરે દૃષ્ટિ ઊંચી કરી, એને જોયો અને, ધ્રૂજવા લાગ્યો. લડવા માટે એ નાહિમ્મત થઈ ગયો અને, દરવાજા પાસે ઊભો હતો ત્યાંથી, ભયભીત થઈ, એ ભાગ્યો. પણ વેગની ગણતરી કરીને પેલ્યુઝપુત્રે એની પાછળ પળવારમાં દોટ મૂકી. પાંખેથી ઊડતાં પંખીઓમાં સૌથી વેગવાન, પહાડી બાજ કોઈ ગભરું કપોતની પાછળ પડે અને, ચીખતો પોતાના શિકારની પાસે પહોંચે, શિકાર હાથ કરવા માટે વારંવાર ઝડપ મારે તેમ અકિલીઝ એની પૂંઠે પડ્યો, અને પેલું કબૂતરું પોતાનો જાન બચાવવા જેમ ઝડપી ભાગે તેમ, પોતાના પગ લઈ જાય એટલા વેગથી

હૅક્ટરે ટ્રોયની રાંગ પાસે દોટ મૂકી. ચોકી અને, પવનથી નમેલા અંજીર વૃક્ષને વળોટી અને દીવાલથી થોડું અંતર રાખી, ગાડાને એ બંને દોડવા લાગ્યા અને, સ્કેમેણ્ડરના સ્રોત એવા બે ઝરાઓ પાસે પહોંચ્યા, એકમાંથી ગરમ પાણી નીકળે છે અને, ભડભડતા અગ્નિની ઉપર ધુમાડો હોય તેમ, એ ઝરામાંથી વરાળ નીકળ્યા કરે છે. પણ બીજામાંથી, કાળે ઉનાળે પણ, હિમ જેવાં શીતળ જળ નીકળ્યા કરે છે. એમની નજીક પાણાનાં બે થાળાં છે, ત્યાં ટ્રોજનોની પત્નીઓ અને સુંદર દીકરીઓ, અકીઅનો ચડી આવ્યા તે પહેલાં, પોતાનાં ચમકદાર કપડાં ધોવા આવતી. મૃગયા અહીંથી પસાર થઈ, હૅક્ટર આગળ અને અકિલીઝ પાછળ એક સારો માણસ પણ એની પાછળ ક્યાંય ચડિયાતા દોડવીર સાથે. ને વેગ તો ભયંકર હતો. આ સામાન્ય દોટ ન હતી. ઘોડા કેળવનાર હૅક્ટરના જાન માટેની એ દોટ હતી, અને પ્રાયમના નગર ફરતી એ જોડી, ઊડતે પગે, ત્રણ વાર દોડી, તાકાતવાન શરતના ઘોડાની જેમ બેઉ દોડતા હતા, જાણે ઇનામમાં ત્રિપાદ કે યોદ્ધાની અંતિમ ક્રિયાની રમતમાં સ્ત્રીનું ઇનામ જીતવાનું હોય.

બધા દેવો એમને જોઈ રહ્યા હતા - મૂંગા મૂંગા, આખરે, દેવો અને માનવોના પિતા નિઃશ્વાસ સાથે બીજા દેવો તરફ ફરી બોલ્યા : 'ટ્રોયની દીવાલો પાસે જે માનવીનો પીછો પકડાઈ રહ્યો છે તેને મારા હૃદયમાં ઉષ્માભર્યું સ્થાન છે. હૅક્ટર માટે હું ખેદ અનુભવું છું. ઇડાના પહાડ પર અને ટ્રોયના કિલ્લામાં, મારા માનમાં એણે અનેક બળદોના સાથળો બાળ્યા છે, પણ હવે પ્રાયમની નગરી ફરતે મહાન અકિલીઝ એનો પીછો પકડી રહ્યો છે. તો દેવો, વિચાર કરો અને, એનું જીવન બચાવવું કે પેલ્યુઝપુત્ર અકિલીઝને હાથે એને મરવા દેવો-એ નક્કી કરવામાં મને સહાય કરો.'

'પિતાજી! 'તેજસ્વી નેત્રોવાળી એથિની ઉદ્‌ગારી ઊઠી, 'તમે કેવી વાત કરો છો?' મૃત્યુની યાતનામાંથી બચવા જેનું ભાવિ નિર્માણ થઈ ગયું છે તેવા મર્ત્ય માનવીને માટે એનો અંત મુલતવી રાખવાનું સૂચન તમે કરો છો? ભલે તમને ઠીક લાગે તે કરો પણ, અમને સૌને તેમાં સૂર પુરાવવા ન કહો.

'ટ્રિટોની દેવી અને મારી પ્રિય દુહિતા', ઝ્યૂસ વદ્યા, 'હું એને બચાવવા ઇચ્છતો ન હતો એવી તું હૈયાધારણ રાખજે. મારી શુભેચ્છા ઉપર તું આધાર રાખી શકે છે. તને ઠીક લાગે તેમ કર ને તે પણ તરત જ ઝ્યૂસ તરફથી આ ઉત્તેજન મળતાં, પોતાનો ભાગ ભજવવા તરવરતી એથિની એલિમ્પસનાં શિખરો પરથી વેગથી નીચે આવી.

એ દરમિયાન ચપળપાદ અકિલીઝે હૅક્ટર પાછળની પોતાની નિષ્ઠુર દોટ ચાલુ રાખી. પહાડ પરની પોતાની ખોલમાંથી મૃગબાળને બહાર કાઢી, પહાડના ઢોળાવો પર, મેદાનો પર અને ઝાડીઓમાં પણ કોઈ શિકારી શ્વાન એની પાછળ પડે, એની ગંધ પકડે અને આખરે પોતાના શિકાર પર તરાપ મારે તેમ, હૅક્ટરની કોઈ પણ ચાલાકીથી એ છેતરાયો નહીં. એક કરતાં વધારે વાર હૅક્ટર ડાર્ડેનિયન દરવાજાઓ તરફ દોડ્યો, એ આશાએ કે કિલ્લા પરના બાણાવળીઓ એને પીછો પકડનારથી બચાવે, પણ ગઢની નજીકના ભાગ તરફ રહીને, અકિલીઝે એને દરેક વખતે રોક્યો અને એને ખૂલ્લો જમીન તરફ ધકેલ્યો. ને છતાંય, હૅક્ટર એને આઘો કરી શક્યો નહીં તેમ, અકિલીઝ એને પકડી પાડી શક્યો નહીં. જાણે એ ભીષણ ઓથારમાંની દોટ હતી, જેમાં શિકાર કે શિકારી એક અંગ હલાવી શકે નહીં.'

મોત એને પગલે પડ્યું હતું ત્યારે હૅક્ટર કેમ બચી શક્યો એમ તમે પૂછશો. અપોલોના અંતિમ વારના વચ્ચે પડવાથી જ એ એમ કરી શક્યો હતો, એ દેવ એની પાસે છેલ્લી વાર આવ્યા, એનામાં બળ પૂર્યું અને એના ચરણોમાં એણે વેગ ભર્યો. વળી, પોતાના હસ્તથી સંજ્ઞાઓ કરીને અકિલીઝ પોતાના માણસોને કહેતો હતો કે, પોતાના શિકાર પર કોઈએ તીર ન છોડવું, કારણ એને ડર હતો કે, એમ થાય તો, એનો અનુચર વહેલેરો લાગ લઈ તીરથી હૅક્ટરને વીંધી કીર્તિ કમાઈ જાય. પરંતુ એ બંને ઝરાઓ પાસે ચોથી વાર પહોંચ્યા ત્યારે, પિતાએ પોતાની સુવર્ણતુલા આગળ ધરી અને બંને પલ્લામાં મૃત્યુ મૂક્યું, એકમાં અકિલીઝને માટે અને બીજામાં ઘોડાં કેળવતા હૅક્ટર માટે, ને પછી એમણે મધ્યમાંથી એ ત્રાજવું, ઊંચક્યું. દાંડી હૅક્ટરની બાજુ તરફ ઢળીને એનો અંત નિશ્ચિત થઈ ગયો. એ હવે મૃત માનવી હતો. ફીબસ અપોલો એને છોડી ગયા, અને તેજસ્વી નયનોવાળી એથિની અકિલીઝ પાસે ગઈ ને ગંભીર શબ્દો બોલી : 'ખ્યાતકીર્તિ અકિલીઝ ઝ્યૂસના લાડા, અકીઅન શસ્ત્રો માટે મોટો વિજય મેળવીને બતેલાઓ ભેગા થવાનો આપણો સમય પાકી ગયો છે. હૅક્ટર અંત સુધી લડત આપશે પણ, તું અને હું એને હણવાના છીએ. પોતાના પિતા ઝ્યૂસ સમક્ષ ધનુર્ધારી દેવ અપોલો ભલે હવે ગમે એટલું ટળવળે, હૅક્ટર હવે છટકવાનો નથી. હવે શાંત ઊભો રહે અને હાંફ ઊતરી જવા દે ને એ દરમિયાનમાં હું હૅક્ટર પાસે જઈ એને લડવા પ્રેરું છું.'

અકિલીઝ ખૂબ રાજી થયો અને દેવીએ કહ્યા પ્રમાણે એણે કર્યું. પોતાના કાંસ્ય ધારવાળા ભાલા પર ટેકો લઈ એ ત્યાં ઊભો અને એથિની એની પાસેથી હૅક્ટર પાસે ગઈ અને, ડેઈફોબસનું રૂપ ધારણ કરીને તથા એના જેવો અવાજ કરીને એ બોલી, 'પ્રિય બંધુ, વેગવાન અકિલીઝે તને થકવી નાખ્યો હશે, નગર ફરતે શી ઝડપે એ દોડતો હતો? ચાલ, અહીં જ ઊભા રહી આપણે એનો સામનો કરીએ.' 'ડેઈફોબસ,' ઝગમગતા શિરત્રાણવાળો હૅક્ટર બોલ્યો, હેકાબી અને પ્રાયમે આપેલા બધા ભાઈઓમાં મેં તને સૌથી વિશેષ પ્યાર કર્યો છે. પરંતુ બીજા બધા નગરમાં જ રહ્યા છે ત્યારે, મારી દશા જોઈને, ગઢની બહાર આવવાની અને મને સહાય કરવાની હિમ્મત દાખવવા બદલ હું હવે તારું વધારે શુભ વાંછીશ.' 'પ્રિય ભાઈ,' એથિનીએ કહ્યું, 'આપણાં માતાપિતાએ મને ત્યાં જ રોકાઈ જવા ખૂબ આગ્રહ કર્યો હતો તેની હું તને ખાતરી આપું છું. મારા માણસોએ પણ તેમ જ કર્યું - અકિલીઝથી એ લોકો એટલા ગભરાઈ ગયેલા છે. પણ તમારી ચિન્તા મારું કાળજું કોરી રહી હતી. ચાલો, આપણે હિમ્મતપૂર્વક એની પર ધસી જઈએ અને, ભાલાં મારવામાં કંજૂસ ન થઈએ. આપણી જોડનો વધ કરીને આપણાં રક્તરંજિત બખ્તરો સાથે અકિલીઝ વહાણે જવા નિર્માયો છે કે, તમારે ભાલે પડવા એ નિર્માયો છે તે જોઈએ. એથિનીનો તુક્કો સફળ થયો અને એ હૅક્ટરને આગળ દોરી ગઈ. હૅક્ટર અને અકિલીઝ સામસામે આવ્યા.'

ચળકતા શિરત્રાણવાળો હૅક્ટર પહેલાં બોલ્યો: 'નામદાર અકિલીઝ, પ્રાયમના મહાનગર ફરતે તમે મારી પાછળ ત્રણ ચક્કર લગાવ્યાં છે પણ મેં તમને મારી પાસે ઢૂકવા દીધા નથી કે તમે મને રોકી શક્યા નથી. પણ હવે હું વધારે દોડવાનો નથી. હવે તમારી સાથે દ્વન્દ્વયુદ્ધ ખેલવાનું અને, તમને મારી નાખવાનું કે તમારે હાથે મરવાનું મેં નક્કી કર્યું છે. પણ તે પહેલાં આપણે એક સારું નક્કી કરીએ, તમારા દેવો તમારા

અને, મારા દેવોને મારા સાક્ષીઓ તરીકે રાખીને - આ દેવો કરતાં વધારે સારા જામીન કોઈ મળી શકે નહીં - નક્કી કરીએ કે, ઝ્યૂસ મને ટકી રહેવા દે હું તમારો વધ કરું તો, રિવાજોને મંજૂર ન હોય તેવું કોઈ ગેરવર્તન હું તમારા દેહ સાથે નહીં કરું. હું અકિલીઝ માત્ર તમારું કવચ ઉતારી લઈશ. પછી તમારું શબ હું અકીઅનોને સોંપીશ. તમે પણ મારે માટે એમ જ કરશો ને?'

એની પ્રત્યે કરડી નજર કરતાં ત્વરિત્પાદ અકિલીઝ બોલ્યો : 'મારી સાથે કરાર કરવાની વાત કરે છે તે, હૅક્ટર, તું પાગલ હોવો જોઈએ. કેસરીઓ માણસો સાથે કરાર કરતા નથી કે, વરુ ઘેટાં સાથે સમ્મતિ સાધતું નથી - એ સૌ જન્મજાત શત્રુઓ છે. આપણું બંનેનું પણ તેવું જ છે. આપણી વચ્ચે મૈત્રી અશક્ય છે અને, આપણામાંથી એક પડશે નહીં અને, જક્કી યુદ્ધદેવને પેટ ભરીને લોહી પાશે નહીં ત્યાં સુધી આપણી વચ્ચે સુલેહ થશે નહીં. આ સમય છે તારી શૂલવિદ્યા અને હિમ્મત બતાવવાનો. હોય એટલી હિમ્મતને તું ભેગી કરી લે. પેલાસ એથિની તું મારે ભાલે વીંધ્યા એની રાહ જુએ છે એટલે, તને અત્યારે કોઈ બચાવી શકશે નહીં. તારે ભાલે તેં મારા મિત્રોને વીંધ્યા અને મને દુઃખ પહોંચાડ્યું તેની પૂરી કિમ્મત તારે આ ઘડીએ ચૂકવવાની છે.'

આટલું કહ્યા પછી અકિલીઝે પેંતરો ભર્યો અને એના પ્રલંબ પ્રતિબિમ્બવાળા ભાલાનો પ્રહાર કર્યો. પણ પ્રખ્યાત હૅક્ટર સજાગ હતો અને એણે એ પ્રહારને ટાળવામાં સફળતા મેળવી. આવતા ભાલા ઉપર એની નજર મંડાયેલી હોઈ એ નીચે બેસી ગયો અને ભાલું એના શિર ઉપરથી પસાર થઈ ગયું. પરંતુ પેલાસ એથિનીએ એ જમીનમાંથી ખેંચી કાઢ્યું અને અકિલીઝને પાછું આપ્યું.

મહાન સેનાધ્યક્ષ હૅક્ટરે આ જોયું નહીં હોઈ, પેલ્યુઝના અજોડપુત્ર પ્રત્યે પોકારી ઊઠ્યો : 'દેવ જેવા અકિલીઝ નિશાન ચૂકી ગયા! મારા મૃત્યુ માટે ઝ્યૂસે તમને ખોટી મિતિ આપી લાગે છે! તમને વધારે પડતી ખાતરી હતી. પણ તમે ખૂબ વાચાળ છો, તમારી જીભ વધારે પડતી છુટ્ટી છે - મને ધમકાવીને મારી શક્તિનું હરણ તમે કરવા માગો છો. પણ તમે મને ભગાડી નહીં શકો કે, તમારું ભાલું મારી પીઠમાં ભોંકી નહીં શકો. તમને તક લાધે તો હું હલ્લો કરતો હોઉં ત્યારે મારી છાતીમાં એને હુલાવી દેજો. પણ પહેલાં તમારે મારા આ ઘામાંથી છટકવું પઢડશે ને એનું બધું કાંસું તમારા માંસમાં ખૂંપી જાય એવું દેવ કરો! ટ્રોજનો માટે મોટામાં મોટા શાપરૂપ એવા તમે મરણ પામશો તો, આ યુદ્ધ એમને માટે હાથનો ખેલ થઈ જશે.'

પછી એણે પોતાના પ્રલંબ પ્રતિબિમ્બ પાડતા ભાલાને ઘુમાવ્યાં અને વાર કર્યો. ને એ બરાબર અકિલીઝની ઢાલના મધ્ય ભાગ પર પછડાયું અને ત્યાંથી એ પાછું ફેંકાઈ ગયું. હૅક્ટરને ક્રોધ વ્યાપ્યો. અને એ ત્યાં નિરાશ થઈને ઊભો કારણ, એની પાસેથી એણે બીજું લાંબું ભાલું માગ્યું. પણ ડેઈફોબસ ત્યાં નજીકમાં હતો જ નહીં, ને શું બન્યું છે તે સમજીને હૅક્ટર પોકારી ઊઠ્યો : 'તો દેવોએ મને મૃત્યુનો યત્ન કરવા માટે બોલાવ્યો શું! હાય મને હતું કે ભલો ડેઈફોબસ મારી બાજુમાં છે પણ; એ તો નગરમાં છે અને એથિનીએ મને છેતર્યો. હવે મોત છેટું નથી, એ મારી સામે તાકી રહ્યું છે અને એમાં હવે ઉગારો નથી. પોતાની બધી શુભેચ્છા અને સહાય મારી પર વરસાવ્યા પછી હવે, ઝ્યૂસે અને એના ધનુર્ધારી પુત્રે નિર્ણય કર્યો જણાય છે. તો હવે હું મારા અંતને ભેટું છું. મારા જીવનનું મારે ઊંચું

મૂલ્ય મેળવવું જોઈએ અને મારું મૃત્યુ કીર્તિહીન નહીં હોવું જોઈએ, ને, હવે પછીની પેઢીઓ જેનું સ્મરણ કરે તેવું શસ્ત્ર પરાક્રમ મારે કરવું જોઈએ.'

હેક્ટરના પડખામાં, એની કમ્મરે ધારદારી, લાંબી અને વજનદાર તલવાર લટકતી હતી. એણે એ તલવાર ખેંચી, જાતને હોશિયાર કરી અને ઘેટાંના કુમળા બચ્ચા પર કે આરામથી બેઠેલા સસલાં પર કાળાં વાદળ વીંધીને ઊંચે ઊડતો ગરુડ ત્રાટકે તેમ એ ત્રાટક્યો. તલવાર તાણીને હેક્ટરે હલ્લો કર્યો તો, ક્રોધથી લાલચોળ થઈને અકિલીઝ એની સામે ધસ્યો. પોતાના દેહ આડી સુશોભિત ઢાલ ધરીને, એનો ચળકતો શિરત્રાણ પોતાની ચાલ સાથે ડોલાવતો અને હેફીસ્ટસે બતાવેલી ઉપરની કલગી ફરફરાવતો, આકાશમાંના સૌથી ચળકતા રત્ન સાન્ધ્ય તારક રાડ પડતાં પ્રકાશે તેમ પ્રકાશતો, જમણા હાથમાં સમતોલ પકડેલા ભાલાની અણીને ચમકાવતો હેક્ટરને હણવાના નિર્ધાર સાથે અને, હેક્ટરના પોચા અંગને શોધતો અકિલીઝ એની સામે આવ્યો.

અકિલીઝે જોયું કે પેટ્રોક્લસના દેહ પરથી ખેંચી કાઢેલા હેક્ટરે પહેરેલા કવચમાં અન્નનળી નજીકના ગળા પાસેની ખુલાવટ સિવાય બીજે કશે અવકાશ ન હતો અને માણસને ખતમ કરવા માટે એ સ્થાન તો ઉત્તમ છે. હેક્ટરે પોતાના પર હલ્લો કર્યો ત્યારે કુંવર અકિલીઝે પોતાના ભાલાથી હેક્ટરના ગળાના માંસમાં ખૂંચી ગઈ જો કે, એ કાંસાની ધારે એની શ્વાસનળીને વીંધે નહીં અને, પોતાના વિજેતાને સંબોધવા એને શક્તિમાન રાખ્યો. હેક્ટર ધૂળ ભેગો થયો અને મહાન અકિલીઝે એની ઉપર વિજય મેળવ્યો. 'હેક્ટર', એણે કહ્યું, 'પેટ્રોક્લસનું બખ્તર' ખેંચી કાઢ્યું ત્યારે તું બેશક માનતો હતો કે, 'હું સલામત છું.' તે કદી મારો વિચાર જ કર્યો ન હતો. હું ખૂબ દૂર હતો. દૂર ખૂંખાર બતેલાઓ પાસે પેટ્રોક્મસ કરતાં ક્યાંય ચડિયાતો એક આદમી અલગ હેમખેમ બેઠેલો હતો, એ આદમીએ તને ભોંભેગો કર્યો છે. એટલે હવે અમે પેટ્રોક્લસનો અંતિમ વિધિ કરીએ ત્યારે, કાગડા-કૂતરાં તારું માંસ ચૂંથશે ને ખાશે!

ક્ષીણ થતા જતા સ્વરે હેક્ટરે બોલ્યો : 'હું તમને વીનવું છું, તમારે ઘૂંટણે પડું છું અને, તમારા જીવનના તથા તમારાં માતાપિતાના સમ દઈ કહું છું કે, અકીઅન વહાણો પાસે મારા દેહને કૂતરાંઓને હવાલે ના કરશો પણ બદલામાં વળતર લઈ એ દેહને મુક્ત કરશો. મારા પિતા અને મારાં રાણીમાતા તમને પુષ્કળ કાંસું અને સુવર્ણ આપશે. મારા દેહને ઘેર લઈ જવા દેજો જેથી ટ્રોજનો અને એમની પત્નીઓ અગ્નિવિધિથી મારું સન્માન કરે.'

દોટવીર અકિલીઝ એની સામે ઘુરક્યો. 'કૂતરાં', એ બોલ્યો, 'મારા ઘૂંટણની વાત નહીં કર કે, મારાં માતાપિતાનાં નામ વચ્ચે નહીં લાવ. તેં મને જે વીતાડ્યું છે તે જોતાં તને કાચો ખાવાની હિમ્મત મારામાં જાગે તો સારું થાય. પરંતુ એક બાબત નક્કી છે, તે એ કે, કૂતરાંઓથી તારા શરીરને કોઈ બચાવી શકશે નહીં, તારા મૂલ્ય કરતાં દસ ગણી તારી મુક્તની રકમનો અહીં ટ્રોજનો ઢગલો કરે અને, વધારે આણવાનું વચન આપે તો પણ નહીં, ડાર્ડેનિયન પ્રાયમ તારા ભારોભાર સુવર્ણ આપવાની આજ્ઞા એમને કરે તો પણ નહીં ને નહીં તારાં રાણીમાતા, પોતે જણેલા પુત્રને જનાજા પર રાખી એને માટે અશ્રુપાત કરી શકે, પણ કૂતરાંઓ અને શિકારી પક્ષીઓ તારી જયાફત ઉડાવશે.'

મરવાની અણીએ પહોંચેલા હેક્ટરે ફરી એક વાર કાકલૂદી કરી. 'હું તમને કેટલા સારી રીતે ઓળખું છું ને તમારું મન વાંચી શકું છું! એણે કહ્યું 'તમારું હૈયું લોખંડ જેવું કઠણ છે - હું થૂંક વલોવી રહ્યો છું. છતાંય

અમલ કરતાં પૂર્વે જરા થોભજો, ક્રોધી દેવો પણ એ યાદ રાખશે અને, પેરિસ અને અપોલો તમારી બધી કીર્તિસોતા તમને અહીં સ્કીઅન દરવાજે આવશે ત્યારે તમારી વારી પણ આવશે.'

મૃત્યુએ હેક્ટરને આગળ બોલતો થંભાવ્યો અને એનો દેહમુક્ત આત્મા હેડીઝ ભણી ઊઠ્યો, પોતાના ભાગ્યને અને પોતાના મનુષ્યત્વને થોડી જવા બદલ એને ગ્લાનિ થતી હતી. પરંતુ એ મરી ગયો હોવા છતાં, રાજકુમાર અકિલીઝે એને ફરી સંબોધ્યો : 'મરી જા તું! ઝ્યૂસ અને બીજા અમર દેવો નિર્ધારે ત્યારે મારું મૃત્યુ છો આવતું.'

પછી એણે પોતાનું કાંસ્ય ભાલું શબમાંથી ખેંચી કાઢી એને નીચે મૂક્યું. હેક્ટરના ખભાઓ પરથી એ જેવું લોહીખરડ્યું બખ્તર કાઢવા લાગ્યો કે તરત જ બીજા અકીઅન લડવૈયાઓ ત્યાં દોડી આવ્યા અને ફરતા ઊભા રહ્યા. હેક્ટરનું કદ તથા એનો અદ્ભુત દેખાવ જોઈ એમને અચરજ થયું. ત્યાં ઘેરો વાળી ઊભેલાઓમાં કોઈ એવો ન હતો જેણે હેક્ટરને ઘા મારવાની તક ન ઝડપી હોય. પાસે જઈને કોકે ઘા કર્યો ત્યારે ઘા મારનાર પોતાના સાથીઓને મજાકમાં સંભળાવતો કે, હેક્ટરે વહાણો સળગાવ્યા ત્યારના કરતાં એની સામે અત્યારે કામ પાડવું વધારે સરળ છે.

હેક્ટરનું બખ્તર ખેંચી કાઢ્યા પછી વેગવીર અકિલીઝ ઊભો થયાં અને અકીઅનોને એણે ભાષણ કર્યું. મારા મિત્રો એ બોલ્યો, 'આર્ગાઈવોના નાયકો અને સલાહકારો, જે માણસે બીજા બધા યોદ્ધાઓ કરતાં આપણને વધારે નુકસાન પહોંચાડ્યું છે તેની ઉપર દેવોએ આપણને વિજય અપાવ્યો છે. ...ગે નગર ફરતા આપણે સશસ્ત્ર તપાસ કરીએ અને ...જનોનો વીરોત્તમ પડ્યો હોઈ એ લોકો કિલ્લો છોડી ...વા માગે છે કે, હેક્ટરની સહાય વિના પણ એને વળગી રહેવા માગે છે એ બાબતની માહિતી આપણે મેળવીએ. પણ હું તે કેવી વાત કરું છું પરંતુ, જ્યાં સુધી હું મૃત્યુલોકમાં છું અને ધરતી ઉપર ચાલી શકું છું ત્યાં સુધી મારાં જહાજો પાસે વણ દફનાવાયેલો અને વણવિલાપાયેલા પડેલા મારા સાથી પેટ્રોક્લસને હું કેમ ભૂલી શકું? હેડીઝના આવાસોમાં મૃત્યુ પામેલા ભલે બીજા મૃત્યુ પામેલાઓને ભૂલી જતા હોય. તો અકીઆના સૈનિકો, ચાલો આપણે આ શબને ઊંચકીને, 'અમે મહાન કીર્તિ પામ્યા છીએ, ટ્રોયમાં દેવની જેમ પૂજાતા હેક્ટરને અમે હણ્યો છે,' એમ વિજયગાન ગાતા, આપણે જહાજો ભેળા થઈએ.'

મરણ પામેલા રાજકુંવરને નિર્લજ્જ અત્યાચારનો ભોગ બનાવવાનું કામ પછી અકિલીઝે કર્યું. હેક્ટરના પગની પાછળના ભાગના, ઘૂંટીથી ગોઠણ સુધીના સ્નાયુબંધો કાપી નાખ્યા, ત્યાં ચામડાના પટ્ટા ભરાવ્યા અને એ પટ્ટાઓને પોતાના રથ સાથે મજબૂત બાંધ્યા અને એના મસ્તકને ઢસડાતું રાખ્યું. પછી વિખ્યાત બખ્તર લઈ એ પોતે રથે ચડ્યો અને, ચાબુક મારીને ઘોડાઓ ચાલુ કર્યા ને એ ઘોડાઓ જાણે કે ઊડવા મંડ્યા. પાછળ ઢસરડાતા હેક્ટરે ધૂળના ગોટા ઉડાડ્યા, એના કાળા કેશ બેઉ બાજુએ ઢળી પડ્યા અને, એના એક કાળના સુંદર ચહેરા પર ધૂળ પડવા લાગી, તેના પોતાના જ વતનમાં એના શત્રુઓને હાથે ઝ્યૂસે એને આમ અપવિત્ર થવા દીધો.

હેક્ટરનું મસ્તક આમ ધૂળમાં રગદોળાતું રહ્યું. પોતાના પુત્રના આ હાલ થતા જોઈ એની માતાએ પોતાના વાળ ખેંચ્યા અને પોતાનો અંતરપટ ખેંચી એનો ઘા કર્યો અને મોટી દુઃખાર્ત ચીસ નાખી. એના પિતાએ વેદનામાં ઊંહકાર કર્યા, એની આસપાસ ઊભેલા લોકોએ એ વેદનાના સૂર ઝીલી લીધા અને

આખી નગરી શોકસંતપ્ત થઈ ગઈ. એના ગગનભેદી મિનારાથી માંડી એની અધમાધમ શેરી સુધીનું આખું ઇલિયમ ભડભડ બળતું હોત તો પણ એમનો વિસ્તાર આટલો જોરદાર ન હોત. ભયગ્રસ્ત વૃદ્ધ રાજવી ડાર્ડેનિયન દરવાજા તરફ ચાલવા લાગ્યો. અને એના અનુચરોએ એને અટકાવ્યો ત્યારે એ છાણમાં ઘસડાવા લાગ્યો અને દરેક ખવાસને નામ દઈ વિનંતી કરવા લાગ્યો : મિત્રો, મને એકલો રહેવા દો તમે મારી વધારે પડતી ઉપાધિ કરો છો. નગરની બહાર મને એકલાને અકીઅન બતેલાઓ પાસે જવા દો. હું એ અમાનવી રાક્ષસને વિનવવા માગું છું. હેક્ટરની યુવાનીથી અને મારા ઘડપણથી એ કદાચ શરમાય. આખરે તો એનેય જન્મદાતા જનક છે, મારા જેવડી વયનો પેલ્યુઝ, બધા ટ્રોજનોને શાપરૂપ થવા એનો ઉછેર્યો છે, જો કે મારા જેટલી પીડા કોઈએ ભોગવી નથી, મારા કેટલા બધા પુત્રોને એમની જુવાનીમાં એ કસાઈએ રહેંસી નાખ્યા છે. ને હું એ સૌ માટે વિલાપ કરું છું પણ એમનામાંના એક હેક્ટર માટેનું મારું ક્રન્દન મને મારી કબરે લઈ જવાનું રે, એ મારા હાથમાં મૃત્યુ પામ્યો હોત તો તો અમારા હૈયા ભરીને અમે એને માટે વિલપ્યાં હોત, હું ને, પોતાની પીડા માટે એને જન્મ દેનાર, એની જનેતા. આંસુ સારતો પ્રાયમ આમ વિલાપ કરતો હતો. ટ્રોયના નગરજનોએ પોતાના ડૂસકાંઓના સૂર પુરાવ્યા. અને પછી ટ્રોયનારીઓની સંગે રાણી હેકાબી કરુણ મરસિયો ગાવા લાગી. મારા બાળ! રુદિત સ્વરે એ બોલી, 'હાય મને! તું આમ ચાલી ગયો પછી મારે શા હાજે જીવવું ને સહેલું? તું નિશદિન મારું ગૌરવ હતો અને અને નગરમાંના દરેક નર-નારનો તું રક્ષક હતો ને એ સૌ તને દેવની જેમ સંબોધતાં, તું જીવતો હતો ત્યાં સુધી તું, ખરે જ, એમનો મહાયશ હતો. હવે મૃત્યુ અને વિધાતા તને ઉપાડી ગયાં.'

હેકાબી આમ રુદન અને વિલાપ કરતી હતી. પરંતુ હેક્ટરની પત્નીએ હજી એ સમાચાર સાંભળ્યા ન હતા. એનો પતિ ગઢની બહાર રોકાઈ ગયો હતો એમ કહેવાને પણ કોઈ એની પાસે ગયું ન હતું. પોતાના ઘરના એક ખૂણામાં, બેવડા પનાના એક જાંબુડી નાખમાં એ ફૂલની ભાંત ભરી રહી હતી. નિર્દોષતામાં એણે ચૂલા ઉપર પાણીનો મોટો દેગડો મૂકવા કહ્યું હતું જેથી યુદ્ધમાંથી પાછો આવેલો હેક્ટર ગરમ પાણીએ નહાઈ શકે - એને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે હવે એ સર્વ સ્નાનથી દૂર અકિલીઝ અને તેજનયની એથિનીને હાથે મૃત્યુ પામ્યો હતો. પરંતુ કિલ્લાની આડભીંત પાસેનાં વિલાપ અને ડૂસકાંઓ એને કાને પડ્યો. આખે શરીરે એ કંપી ઊઠી. એના હાથમાંથી કાંઠલો જમીન પર પડી ગયો. પોતાની ખવાસગણોને એણે ફરી બોલાવી 'તમારામાંથી બે જણી મારી સાથે ચાલો, શું બન્યું છે તે મારે જોવું જ જોઈને મારાં પૂજ્ય સાસુમાનો સ્વર મને સંભળાયો, મારી વાત હું તો મારું હઇડું બહાર નીકળી રહ્યું છે અને મારા પગ ઊપડતા નથી, પ્રાયમના કુળ ઉપર ભયંકર આફત તોળાઈ રહી છે. મને આ અમંગળ સમાચારથી બચાવો પણ મને ખૂબ ભય છે કે, અકિલીઝે મારા વીર સ્વામીને ગઢની બહાર પકડી રાખી એ, ખુલ્લા મેદાનમાં, એની પાછળ પડ્યો છે. અરે હેક્ટરના હઠીલા ગૌરવનો એણે અન્ત પણ આણ્યો છે. કારણ, હેક્ટર કંઈ ટોળા ભેગો પાછળ ન રહે, સૌની પહેલાં એ મોરચે ધસે અને પોતાના જેવું શૂરાતન કોઈને દાખવવા ન દે.'

આટલું બોલીને, પગલી સ્ત્રીની માફક, થડકતે હૈયે એણ્ડ્રોસેકી પોતાની દાસીઓ સાથે ઘરની બહાર

રાંગ પાસે આ રીતે, લોકોનું ટોળું જમા થયું હતું ત્યાં એ આ આડંભીંતે ચડી નીચે મેદાન ઉપર દૃષ્ટિપાત કર્યો તો, નગરની સામે પોતાના પતિને એણે ઢસરડાતો જોયો - તેજ તોખાર ધીમી રવાલ ચાલે ચાલતા એને અકીઅન વહાણો તરફ ઘસડી રહ્યા હતા. એણ્ડ્રોમેકીની આંખે અંધારાં ઊતર્યાં. એ બેહોશ થઈ ગઈ અને, જમન પર ચત્તીપાટ પડી. એની આકર્ષક શિરશોભા નીચે પડી ગઈ, એનો મોડ, એનું કેશબંધન અને, પિતા ઈટિયોનને ગૃહેથી એને લઈ જવા માટે હૅક્ટર રાજાશાહી કરિયાવર લઈ ત્યાં આવ્યો હતો ત્યારે, એફ્રોડાઈટીએ એને આપેલો સુવર્ણનો અંતરપટ બધુંય નીચે સરી પડ્યું. એ આમ મૃતપ્રાય હાલતમાં હતી તેવે એની નણંદો અને દેરાણીઓ એને ફરતી ટોળે વળી અને એ સૌએ એને પોતાના હાથમાં લઈ લીધી. આખરે એ ભાનમાં આવી ત્યારે એ ડૂસકાં ભરવા લાગી અને ટ્રોયની નારીઓ પાસે વિલાપ કરવા લાગી.

'હાય, હૅક્ટર', હાય અને ! એણે રુદન માંડ્યું. 'તમે અહીં પ્રાયમગૃહે અને હું મારા પિતા ઈટિયોનને ઘેર, આપણે બેઉં એક જ દુર્ભાગી તારાની દૃષ્ટિ હેઠળ જન્મ્યાં હોઈશું, મારા દુર્ભાગી પિતાએ એની વધારે દુર્ભાગી દીકરીને થીબ્ઝમાં ઉછેરી આજે એ પસ્તાતા હશે કે, દીકરી જન્મી જ ન હોત તો સારું થાત. કારણ, તમે હેડીઝ અને અજાણ અધોલોક તરફ ગમન કરી રહ્યા છો અને મને તમારી પાછળ દુઃખમાં તમારા ઘરમાં વિધવાની દશામાં મૂકી ગયાં છો. અને તમારો દીકરો તો હજી સાવ બાળક જ છે, દુઃખી માતાપિતાનો બાળ એ હૅક્ટર, તમે મૃત્યુ પામ્યા છો એટલે તમે હવે એને આનંદ નહીં આપી શકો કે નહીં એ તમને તેમ કરી શકે. અકીઅન યુદ્ધની ભયંકરતામાંથી એ ઉગરી જશે તો પણ એને પંથ હવે પીડા ને યાતના જ છે કારણ, એની સંપત્તિ અજાણ્યા લોકો બોટશે. અનાથ બાળક સાથીઓથી પણ વિખૂટો પડી જાય છે કારણ, એ ઉદાસ નજરે અને અશ્રુસિક્ત ગાલે ફરે છે. પોતાની જરૂરિયાતને લઈને, પોતાના પિતાના મિત્રો મળ્યા હોય ત્યાં જઈએ. કોઈ અંગરખું તો કોઈ કેડિયું તાણે છે અને, દયાથી પ્રેરાઈ કોઈ એના મુખ સમીપે સુરાની કટોરી ધરે છે તે ક્ષણ સુધી, એના હોઠ ભીના થાય ત્યાં સુધી, એ તો ઘૂંટડો એના કંઠ નીચે ઊતરતો નથી. પછી ત્યાં બીજો છોકરો આવે છે. એનાં માબાપ બેય જીવતાં હોય છે, એ પેલા નબાપાને મુક્કીઓ મારી, એ મિજબાનીમાંથી હડસેલી મૂકે છે અને ટોણો મારી કહે છે, 'જા બહાર જ જતો રહે તારો બાપ અહીં મિજબાની માણતો નથી.' એટલે પેલું નબાપું બાળક રોતું રોતું એની પાસે જાય છે નાનો એસ્ટ્રિયેનેક્સ એના પિતાને ખોળે બેસીને હાડકાં પરનો મેદ અને માંસ આરોગતો અને રમતાં થાકી જઈશ. નિદ્રાવશ થવા જતો ત્યારે પોતાની નાવળા હાથમાં લાડ પામતો, આનંદથી સુંવાળી શય્યામાં સૂતો. પણ હવે એના પિતા જતાં, એસ્ટ્રિયેનેક્સ અનિષ્ટોથી ઘેરાઈ જશે. ટ્રોયના રક્ષક તરીકે ઓળખાતા તમારા લોકો ગઢના અને ગઢના રાખણહાર નિહાળતા હતા. અને તમારાં માવતરથી દૂર, ચાંચાળાં જહાજો પાસે, કૂતરાંઓએ ધરવ કર્યા પછી, તમારા નિર્વસ્ત્ર દેહને સળવળતાં જંતુઓ ખાવા લાગશે. સ્ત્રીઓએ તૈયાર કરેલા તમારા સુંદર પોશાકો ઘરમાં પડ્યા રહેશે. એ બધાની હું રાખ કરી નાખવાની છું. એ હવે તમને નકામાં છે, તમે કદી એ પહેરવાના નથી. પણ ટ્રોયનાં નર-નારીઓ તમને અંતિમ માન આપશે જ.

આમ એણ્ડ્રોમેકી આંસુ સારતી આક્રન્દ કરવા લાગી અને, દાસીઓ એમાં જોડાઈ. (ક્રમશઃ)

## એ અવ્યાખ્યેયં વિશે / *ઉશનસ્*

અર્ધું અધૂરું શું ને વળી શું પૂરેપૂરું?
છે ચાલુ કશું કાર્ય જે પૂરું ન, ના શરૂ.

ના ક્યાંય એનો અંત છે એવો એ તંત છે,
લાગે પૂરો થયો કે તરત ત્યાં એ શરૂ.

ખંડેર થાય ખલક, ખરી જાય પોપડા.,
તિરાડમાંય બીજ છે, પાછું તરુ શરૂ.

આ શૂન્ય લાગે તેય એવું સાવ શૂન્ય ના,
બ્રહ્માંડ ફૂટે એક કે જો, અન્ય નીકળ્યું.

લાખ ઉલેચ્યા કરો વીરડો ગણીને વિશ્વ,
ખાલી ન થાય, એવુને'વું રૂહે ભર્યુંભર્યું.

આમ લાગે પ્હાડ જેવું સખ્ત શુષ્ક એ,
પણ રોમરોમ એમનું જીવન ઝર્યુંઝર્યું.

આમ વિચારીશ તોય થાકી જૈશ તેમ પણ,
ઉશનસ્, તુંથી શું, કોથીય જાય ના કળ્યું.

## સાતત્ય / *ઉશનસ્*

ખાદ્યાં જ કર્યું મેં મારામાં
તો મળ્યો 'મોએન્જો દડો' જેવો
એક પ્રાચીન અસ્લુસૂલ
ઈતિહાસપૂર્વેનો
સભ્યતા-અવશેષ!
જેમાં એકાદ મમીય
જે કદાચ મારું જ
તે વખતનું!

## ગાડી અને તંદ્રા / *ધીરુ પરીખ*

ઝડપીમાં ઝડપી આ ગાડી;
તોયે મારા વિચારોથી આગળ ક્યાં જાય?

ચક્રો એનાં ગતિમાન
મારા મનને તો એનું લેશ નહીં ભાન,
બેઠો બેઠો દોડ્યે જાઉં ક્યાંયનો યે ક્યાંય...

સાંકળ ખેંચાય, ટોળું એકઠું ત્યાં થાય,
ગાડી ઊભી રહી જાય.
તંદ્રાડૂબ્યો હુંય તે કૈં સાંભળું સવાલઃ

કોણે ખેંચી છે સાંકળ?
બોલો, કોણે ખેંચી છે સાંકળ?

કોલાહલે ઢસડાતો જોઉં આસપાસ
આખાયે ડબાની કશી ચાલતી તપાસ.

કુસુમદલેથી જેમ ઝરે છે ઝાકળ
તેમ હોઠ મારા ફરફરે વાક :
અંતરિયાળ ખેંચીને આ સાંકળ
કેમ કોઈ બોલે નહીં!
મારી પેલી તંદ્રાનો ત્યાં ઉકેલાતો વળ.

ડબામાં સહુયે પાછાં ગોઠવાઈ રહે,
કોઈનેય કોઈ નવ કશું કહે.
ગાડી એમ સરતી જ્યાં
હુંય પાછો તંદ્રા મહીં ડૂબતો ત્યાં!

## બે સૉનેટ / *નટવર ગાંધી*

### ૧. માકિઆવેલી

જ્યાં શાસને નૃપ નપુંસક, મંદબુદ્ધિ,
ત્યાં આવતાં અધમ આક્રમી કૈંક ધાડાં,
ને ઝૂંટવે ઝનૂનથી સુત વિત દારા,
રાજા મરે અગર દેશવટે સિધાવે.
કૈં કૈં વજીર કપટી દરબાર બેઠા,
જે સામ, દામ, અજમાવત દંડ, ભેદ,
લેતા પડાવી પીઠ, કાવતરાં કરાવે,
થાતી અરાજક દશા, વળી નાશ થાતો.
તું જાણતો મનુજ ચંચલ, લોભી લુચ્ચા,
વિશ્વાસ ક્યાંય કરવો નહિ કોઈનો 'ને
જો હોય જીવવું વળી જીતવું સદા તો
થાવું શિયાળ વળી સિંહ અરણ્ય વાટે.
ચાણક્ય તું નિરખતો બધું વક્રનેત્રે,
તારો પ્રભાવ પ્રસરે નીતિ રાજ્યક્ષેત્રે.

### ૨. માર્ક્સ

અમીર ઘરનો ભણેલ નબીરો પૂરો, તે છતાં
ભમ્યો ભટકતો તું રંક દૂર દેશ નિર્વાસને,
પ્રકોપી સળગાવતો કલહ, દેશ-વિદેશમાં
કુશાગ્ર કલમે તું બીજ સહુ રોપતો ક્રાંતિનાં.
નથી જ નથી માન્ય, દ્રવ્ય, ધન, ધાન્યનો સંઘરો,
નથી જ નથી માન્ય, ધન્ય મિજબાની ઐશ્વર્યની,
નથી જ નથી માન્ય, દૈન્ય, સમુદાયના દાસ્યનું,
નથી જ નતી માન્ય, મદ્ય મદિરા ધજા, ધર્મનાં.
કરે જરૂર કામ સૌ મતિયથા, યથાશક્તિથી,
ભલે જરૂર પૂરતું મળી રહે બધાંને વળી,
સમાન જન હો સહુ, સહુ સ્વતંત્ર સન્માનિત,
પ્રફુલ્લિત પછી મનુજ પમરે પૂરા ગૌરવે.
તને હતું ઊતારવું સકળ સ્વર્ગ પૃથ્વી પટે,
પરંતુ ઊભર્યું અહીં નરક કેમ ક્હે છેવટે?

માકિઆવેલી : માકિઆવેલી (Machiavelli 1469-1527) માનવસ્વભાવના કપટ, પ્રપંચ, વક્રતા, શંકા, સત્તાભૂખ, દ્વેષ ગેરેની વાત કરે છે. એનું કહેવું એમ હતું કે જે કોઈને સત્તા કબ્જે કરવી છે અને પછી ટકાવી રાખવી છે એણે આ બધી માનવસહજ વૃત્તિઓની ગણતરી કર્યા સિવાય છૂટકો નથી. માકિઆવેલી મધ્ય ઇટલીમાં આવેલા ફ્લોરેન્સના પ્રજાસત્તાક રાજ્યનો ૧૪૯૨-૧૫૧૨ દરમિયાન અધિકારી હતો, સરકાર બદલાતાં તેની હકાલપટ્ટી થઈ. બાકી રહેલી જિંદગી એણે ચિંતન અને લેખનકાર્યમાં વિતાવી. રાજ્ય કેમ કરવું, યુદ્ધ કેમ કરવું વગેરે વિષયો ઉપર મહત્ત્વના પુસ્તકો લખ્યાં.

૧૪૫૦-૧૫૫૦ના ગાળામાં યુરોપમાં ખાસ કરીને ફ્રાંસ, સ્પેન, ઇટલી અને ઇંગ્લંડમાં રાજ્યો રાજ્યો વચ્ચે, કેથલિક અને પ્રોટેસ્ટન્ટ ધર્મપંથો વચ્ચે વારંવાર ઝગડાઓ, લડાઈઓ થતી. અંધાધૂંધી ફેલાયેલી રહેતી. ફ્રાન્સના ઇટલી ઉપરના આક્રમણને કારણે ત્યારે આદર્શ ગણાતા ફ્લોરેન્સની પણ પડતી થઈ. આ બધું માકિઆવેલીએ સગી આંખે જોયું. એને થયું કે રાજવીએ અંદરના ઊહાપોહ કે બહારના આક્રમણથી બચવા માટે હંમેશ સાવધ રહેવું જોઈએ. પોતાની સત્તા ટકાવી રાખવી હોય તો દક્ષતા અને કુશળતાથી રાજ્યસંચાલન કરવું ઘટે. રાજકારણ એ કાંઈ શોખનો વિષય નથી, કે નથી કોઈ બિનકુશળ, શોખીન માણસોને પ્રયોગ કરવાનું સાધન. એ તો છે અનુભવી, દક્ષ અને મુત્સદ્દી માણસોનું દિવસરાતનું અવિરત કામ, જેમાં રાજવીએ સતત જાગ્રત રહેવું અનિવાર્ય છે. એની સત્તા ઝૂંટવી લેવા કંઈક પ્રતિસ્પર્ધીઓ ટાંપીને બેઠા જ છે. એમાં તો કોઈનો પણ, સગા ભાઈનો પણ, વિશ્વાસ ન થાય. સામ, દામ, દંડ અને ભેદ એમ બધાંનો ઉપયોગ કરવાની તૈયારી રાખવી જરૂરી છે. જુઓ Machiavelli. The Prince. New York : Norton.આપણે ત્યાં ચાણક્ય મુનિએ પણ આ જ વાત કરી છે. જુઓ. B.S. Bist. Canakyanitidarpanah. Delhi. Chaukhamba Sanskrit Pratishthan: 2001

માર્ક્સ : સામ્યવાદી વિચારધારાનો આદ્ય સંસ્થાપક અને પ્રમુખ પ્રણેતા. કાર્લ માર્ક્સે (Karl Marx 1818-1883) ભલે આખી જિંદગી ગરીબ લોકોની વાત કરી. છતાં પોતે કોઈ ગરીબ ઘરમાં નહિ, પરંતુ જર્મનીના એક ઉચ્ચ-મધ્યમ સુખી યહૂદી કુટુંબમાં જન્મેલો. બાપ વકીલ. પછીથી ન્યાયાધીશ થયેલા. માર્ક્સે જેના યુનિવર્સિટીમાંથી (University of Jena) ડૉક્ટરેટની પદવી મેળવી. ૧૮૪૨ પછી એક પછી એક ક્રાંતિકારી મંડળો સ્થાપ્યાં. એની બળવાખોર પ્રવૃત્તિઓને કારણે એ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં બધે જ સરકાર એનો નિષેધ કરતી અને દેશનિકાલ કરતી. આમ, માર્ક્સ જર્મની છોડીને પેરિસ ગયો, ત્યાંથી હદપાર થતા બ્રસેલ્સ ગયો: ત્યાંથી ભાગીને કલોન ગયો અને ત્યાં વળી પકડાયો તથા ત્યાંથી નિકાલ થતાં છે[illegible] લંડન ગયો. મ[illegible]ની લંડનમાં એક નિરાશ્રિત તરીકે [illegible]માં:

હોવાથી એક પછી એક ઘરમાંથી માર્ક્સ કુટુમ્બને ધકેલીને કાઢવામાં આવતું, એની પત્ની જેની (Jenny von Westphalen) બહુ ઉમદા કુટુંબની હતી, પણ આખી જિંદગી માર્ક્સ સાથે ગરીબીમાં જીવી. માર્ક્સને વફાદાર રહી. યેન કેન પ્રકારે ચાર દીકરીઓ ઉછેરી. એક દીકરી જન્મી ત્યારે એને માટે ઘોડિયું લેવાના અને વર્ષ પછી મરી ત્યારે એને દાટવા માટે કૉફિનના પણ પૈસા માર્ક્સ પાસે નહોતા. બીજી એક દીકરી એલિનોરે ૧૮૯૮માં અને ત્રીજી દીકરી લોરાએ ૧૯૧૧માં આપઘાત કર્યો. સૌથી મોટી દીકરી જેની માત્ર ૩૯ વર્ષે ગુજરી ગઈ.

હળાહળ નર્કના કાદવ જેવી (hellish Muck) આ કંગાલિયતમાં માર્ક્સનો એકમાત્ર સહારો હતો એના સમાજવાદી મિત્ર અને સહયોગી એન્ગલ્સનો (Fredrich Engles, 1820-95) એન્ગલ્સ ધનવાન ઉદ્યોગપતિનો દીકરો. એણે માર્ક્સને જો નિયમિત ભથ્થું ન બાંધી આપ્યું હોત તો માર્ક્સ કુટુમ્બને ક્યાં તો રસ્તે રઝળવાનું થાત. અથવા તો અનાથાશ્રમમાં રહેવાનું થા.. પોતાની વિચારધારાને વિકસાવવામાં અને તેને ગ્રંથસ્થ કરી પ્રચારવામાં ભાગ્યે જ કોઈએ માર્ક્સ અને એના કુટુંબ જેટલું સહન કર્યું હશે. એડમંડ વિલ્સન (Edmund Wilson, 1895-1972) લખે છે : 'Such pain and such effort it cost to build a *stronghold* for the mind and the will outside the makeshifts of human society.' (To the Frinland Station. 1972 New York : Farrar, Straus and Giroux, p. 403.) માર્ક્સ અને એન્ગલ્સ બન્નેએ સાથે મળીને કમ્યૂનિસ્ટ લીગ સ્થાપી અને કમ્યૂનિસ્ટ મૅનિફેસ્ટો (Communist Manifesto, 1848) અને સામ્યવાદી વિચારધારાનો મહાન ગ્રંથ દાસ કૅપિટાલ (Das Kapital, 1867) લખ્યા.

'મદ્ય મદિરા ધજા ધર્મનો' : માર્ક્સે એક વાર કહેલું કે 'Religion is the opium of the masses...' and also, 'I hate all gods' (To the Finland Station, p. 227)

'સમાન જન હો સહુ' માર્ક્સનો સિદ્ધાંત હતો કે માણસનું માણસ તરીકે સન્માન થવું જોઈએ. એણે કહ્યું કે 'Man is the highest being for man, i.e. the categorical imperative to overthrow all conditions in which man is a humliated, enslaved, despised and rejected being.' Quoted in Colin Gumbrell. 1983. Karl Marx, London: Evergreen *Lives*. p. 16.

'કરે જરૂર કામ સૌ' : 'From each according to his ability, to each according to his needs.' Quoted in Robert Tucker. Marx-Engels Reader, New York : W.W. Norton, p. 133.

## બે ગઝલ / *ભરત વિંઝુડા*

### પાસ આવે

દૂર જઈને જ કોઈ સતાવે,
તો કોઈ એટલે પાસ આવે.
કોઈ બનતી નથી એમાં ઘટના,
એ કથા સાંભળો ને રડાવે.
સત્યનો હાથ સૌથી ઉપર છે,
સૂર્ય એને વધારે જલાવે.
કાળ ઘેરી વળે છે બધાંને,
સૌની સાથે એ ખુદને વિતાવે.
ગણગણે છે ન સમજાય એવું,
અણસમજ એક ગઝલો લખાવે.

### ખતરો છે

સાથ સંગાથ એક ખતરો છે,
હર મુલાકાત એક ખતરો છે.
એમ બેસી ગયા અદબ વાળી,
જાણે બે હાથ એક ખતરો છે.
આ કવિતા ય એક સાહસ છે,
આ રજૂઆત એક ખતરો છે.
શબ્દ નીચે સુરંગ મૂકી છે,
કોઈ પણ વાત એક ખતરો છે.
સામે બળ એકઠું થયું સૌનું,
મારી તાકાત એક ખતરો છે.

## મુક્તક / *અનિલ ચાવડા*

શ્વાસ પણ થોડા ઉછીના માંગવા પડે,
ને સમયના વહેણને ભાંગવા પડે.
મૃત્યુ દરવાજો બનીને ઊભું હોય તો,
બારણે થોડા જ તોરણ ટાંગવા પડે?

## આ કેવડિયાના ગીતનો કાંટો / *યશવંત ત્રિવેદી*

કોણ મારે નેણ પૃથવી જેવડું સપનું મૂકે? કેમ હું જાઉં છું ચોંકી?
કોણ મીઠો આ કેવડિયાના ગીતનો કાંટો જાય છે મને ભોંકી?

કોણ સરે છે ફૂલની ઠીબે રંગના જેવું? આ ઝંખના કેરા હરણા જેવું?
ભીતર મારી કોણ સરે છે છાંયડા જેવું? કોણ ભીનું થાય ઝરણા જેવું?

ચૈતરતું આ કોણ મારામાં ફૂટતી વસંત-ડાળને જાતું ટોકી?
કોણ મારા આ દેહની ડાળે વીણતું કદંબ જાય છે મને રોકી?

કોણ શીખવતું પ્રેમની ગીતિ, આજ માથાબોળ નાહી ઊઠેલી શરદા જેવી?
કોણ મને ઓઢાડતું અહીં સાંજને ટાણે જાત એની આ - પ્રીતની ઉપર પરદા જેવી?

કેટલું ટગર જોઈ રે'તું કોણ માધવીની વેલ તો મારે તન આ લોંકી?
કોણ મીઠો આ કેવડિયાના ગીતનો કાંટો જાય છે મને ભોંકી?

## દૈયડના ટહુકાના ગુલબંકી પ્રાસમાં / *યશવંત ત્રિવેદી*

આછેરા ધુમ્મસ ને આછા ઉજાસમાં
અણોઠી શાં સપનાંની લાલપરક આશમાં
કોણ આવે છે ઢૂંકડું આ વર્ષાના ગીત જેમ
દૈયડના ટહુકાના ગુલબંકી પ્રાસમાં?

અધૂરા આ ગીત તણી પંક્તિ જે આવી ગઈ હોઠ ઉપર અણદીઠા ભીતરના વહાલથી
અરધી બીડેલ તારી આંખોથી ઢોળાતી કુંવારી લાગણીને શીદને તું ઢાંકે રૂમાલથી?

આછેરા બોલમાં ને ધૂસર આ મૌનમાં
આ કોણ આવ્યું છે ફૂલોના શ્વાસમાં?
કોણ આવે છે ઢૂંકડું આ વર્ષાના ગીત જેમ
દૈયડના ટહુકાના ગુલબંકી પ્રાસમાં?

કિયાં લગી વારીશ તું તોફાની દૈયડને? કિયાં લગી રોકી દૈશ મોર તણી કેકાને આભમાં?
તો બોલ, કિયો રંગ તારાં સપનાંનો? બોલ, કિયો રંગ તારાં પગલાંનો ભીના આ દાભમાં?

કોણ કાલવે છે ફૂલ અને ભીની સવારને
થોડી હથેળીમાં ભીનાશ ને વળી થોડા અજવાસમાં?
કોણ આવે છે ઢૂંકડું આ વર્ષાના ગીત જેમ
દૈયડના ટહુકાના ગુલબંકી પ્રાસમાં?

## બે ગઝલ / *ગુણવંત ઉપાધ્યાય*

### મળે છે ક્યાં?

વિશદ અભિવ્યક્ત કરવાની જરીયે તક મળે છે ક્યાં?
મળે તક પાતળી, આકાશ સમ વ્યાપક મળે છે ક્યાં?

મળે પ્રત્યેક પાણીદાર રત્ન જ આગવા કિન્તુ,
વલોવી શબ્દસાગર આપતાં ભાષક મળે છે ક્યાં?

મળ્યું છે માત્ર માનવ-મન અમોને ચંદ્રમા જેવું,
પરંતુ મન પ્રફુલ્લિત રાખતાં વાચક મળે છે ક્યાં?

જરૂરી એક પંક્તિ પર થવી ચર્ચા અનેકાનેક,
પીડાને પામનારા કોઈ આસ્વાદક મળે છે ક્યાં?

અમે પણ વૈખરી વંઠેલને વ્યાપક ગણી લીધી,
પરા વાચા પચાવી જાણતાં ભાવક મળે છે ક્યાં?

### નીકળ્યો છું

બે શબ્દ ઉછીના લઈને નીકળ્યો છું,
હું ભીડથી જુદો થઈને નીકળ્યો છું.

હે દોસ્ત, અડવાણે પગે તારા જ કાજે,
સઘળું તજી આરત ભઈ ને નીકળ્યો છું.

જ્યાં વ્યક્ત પીડા તાર-સ્વરમાં સાંભળી કે
મારી સકળ સુધબુધ ગઈ ને નીકળ્યો છું.

છું શબ્દવેધી બાણનું પ્રતિબિંબ જાણે
હું સ્હેજ વંકાદ જઈને નીકળ્યો છું.

સૌ કોઈના માટે હજુ સાક્ષાત્ છું પણ,
હા, હાથતાળી ખુદ દઈને નીકળ્યો છું.

## મોત હરકોઈને / *'પ્રણય' જામનગરી*

છેક ભીતરથી હો ઉઘડવાનું,
એ ક્ષણે કૈંક નક્કી જડવાનું.

જાળવી લો મલાજો સગપણનો,
મોંઘું પડશે સુમનને અડવાનું.

હોય ઘર, ગામ કે ભલે જંગલ,
મોત હર કોઈને પકડવાનું.

એક ક્ષણ સરવું યાદમાં ઊંડે,
એક ઊડતું વિહગ પકડવાનું.

છે સમસ્યા અહીંની રોજિન્દી,
કોઈને કોઈ ક્યાંક નડવાનું.

ઘરઝુરાપો 'પ્રણય' નકામો છે,
ભાગ્યમાં છે સતત રખડવાનું.

## ગઝલ / *હનીફ સાહિલ*

કંઈક તારી નિશાની મૂકી જા,
સાશ્વત હો, કહાની મૂકી જા.

સાંભળીને રડી પડે આંખો,
વાણી એવી વ્યથા મૂકી જા.

તારી આંખ જ ફરે આંખોમાં,
એવી હાલત નશાની મૂકી જા.

આ સ્મરણ, વિસ્મરણ, આ સંબંધો,
છે જીવન આમદાની મૂકી જા.

નીચે ભીની બિછાત ધરતીની,
ઊર્ધ્વ છત આસમાની મૂકી જા.

આંખ ખુલ્લી રહે મરણ વેળા,
તું પ્રતીક્ષા કશાની મૂકી જા.

જેમાં ભરપૂર તગઝ્ઝુલ હો 'હનીફ',
એવી ગઝલો મઝાની મૂકી જા.

## કદી પૂછજો / પ્રફુલ્લ પંડ્યા

તમે સામેથી મળવાને આવ્યાં'તાં તોય મને એકલો મેં રાખ્યો તે રાખ્યો શું કામ કદી પૂછજો!
તમે આઘેથી આવ્યાં'તાં લઈને અરમાન છતાં દીધી નહીં સાન; શાને પૂછજો...

કેટલાંય સન્દર્ભો સાંકળ બનીને મને ભીંસે ખખડાટ એનો થાય નહીં
કેટલાંય વિચારો તલવાર બનીને મને વીંઝે ખનકાટ એનો થાય નહીં.

તમે સપનાંઓ સામેથી લાવ્યાં'તાં તોય મને સપનાં વિહોણો મેં રાખ્યો શું કામ કદી પૂછજો...

ડગલે ને પગલે મારો કૉલર પકડીને મને મોતને બતાવનાર કોણ છે?
સદીઓનાં જામેલાં મીણને પીગળવાની આડે ઊભું છે તે કોણ છે?

તમે સોનેરી ઇચ્છાઓ લાવ્યો'તાં તોય મને ઇચ્છાથી દૂર મેં રાખ્યો શું કામ કદી પૂછજો...
તમે રોજરોજ સપનામાં આવ્યાં'તાં તોય મને રોજરોજ એકલો મેં રાખ્યો શું કામ કદી પૂછજો...

## જાણ્યાં-અજાણ્યાંનું કાવ્ય / પ્રફુલ્લ પંડ્યા

જાણ્યું તે ય અજાણ્યું?
વાયું કઈ રીતનું આ વ્હાણું?
શું જાણ્યું તે ય ના જાણ્યું ?

અમે અજાણ્યાં કૈંક પ્રદેશે શ્વાસોને ફરકાવ્યા
અને કેટલીય અંધારી ખીણોમાં જઈને રોકાયાં!

થરથરતાં મુકામો વચ્ચે જીવવાનું છે ટાણું?
પલકમાં સઘળું યે અણજાણ્યું?
આ તે કેવું જાણ્યું?

આ આજ અને આ કાલની વચ્ચે આશાઓ ટીચાતી
રે ક્ષણ ક્ષણ કેરાં તુફાનોમાં જગતજાત કૂટાતી!

અંધારું વીંધાયું નહીં ને અજવાળામાં કાણું?
જાણ્યું આ જ અજાણ્યું ગાણું?

## ગઝલ / સુરેશ ઝવેરી

જીવ પર આવી હતી એ પણ ખરું!
લાગણી જાગી હતી એ પણ ખરું!

આંખથી વાતો કરીને હોઠ પર
આંગળી રાખી હતી. એ પણ ખરું!

વાંક મારે રાતનો શું કાઢવો?
સહેજ અજવાળી હતી એ પણ ખરું!

જાત ચમકાવી ભલે એકાદ પળ
વીજળી તાજી હતી એ પણ ખરું!

પત્ર ફાડી નાખશે નક્કી હતું :
નોંધ ટપકાવી હતી એ પણ [illegible]!

કવિલોક : સપ્ટેમ્બર-ઑક્ટો'

## પરપોટો ફોડી! / *જિતુ પુરોહિત*

રેતી, શંખ, છીપલાં ને કોડી,
દરિયાને શું જાવું છોડી?

આલીશાન બનાવી મેડી,
તૂટી પડશે વહેલી-મોડી.

જીવતર એમ વીત્યું છે જાણે,
વગર હલેસે ચાલી હોડી.

આખેઆખું વૃક્ષ કપાયું,
કો'કે જ્યાં એક ડાળી તોડી.

કયા સ્થળે વિસામો મળશે?
થાક્યો છું હું દોડી દોડી.

શ્વાસ એમ અધવચ્ચે ભાગ્યો,
જેમ હવા પરપોટો ફોડી.

## ગઝલ / *ગુલામ અબ્બાસ 'નાશાદ'*

કરીને ત્યાગ જીવતરનો પ્રણય શું છે બતાવી દઉં,
કહો તો છાતી ચીરેને હૃદય શું છે બતાવી દઉં.

ખુશીમાં હાસ્ય ના હો ને રુદનમાં અશ્રુઓ ગાયબ,
બની પ્રેક્ષક નિકટ આવો સમય શું છે બતાવી દઉં.

જતાવો લાગણી ને વ્યક્ત આદર પણ કરી જોજો,
ધરી દો તેગને મસ્તક વિનય શું છે બતાવી દઉં.

ભય હો તો જરી આ પીઠના જખ્મો જુઓ એ બાદ,
રાજયની વ્યથા શું છે, વિજય શું છે બતાવી દઉં.

ઉછીનું તેજ માગી ઝળહળે છે શાંત જીવ લોકો,
જલનની હોય તૈયારી ઉદય શું છે બતાવી દઉં.

ા મારા હાથથી વિષનો કટોરો લો કોઈ પળભર,
છી 'નાશાદ' બીજી પળ પ્રણય શું છે બતાવી દઉં.

## હે રામ! / *મુકુન્દ પરીખ*

અપ્રત્યક્ષ શબ્દ
પેલ્લો...
દૂરદૂર દેખાય!
તીવ્ર ઝંખનાએ
ઝૂરતી અનુભૂતિ
ઢંઢોળીને
જાગૃત કરે મન...!

પેલ્લો...
છાજલી માંડીને જો...
એ..., દેખાય!

વૃક્ષની છાંયે
ઊભો નિરાંતે
પવનમાં ફરફરતો
અક્ષર-તૃણ વાગોળતો...!

જા...
જલદી જા...
ને લાવી આપ
સત્વરે
એ શબ્દમાંથી
અક્ષર થાય એ પહેલાં...
હે... રામ!

### યાત્રા / *દક્ષા વ્યાસ*

મેદુર મેઘાડમ્બરથી
આકાશ ઘેરાઈ જાય છે,
અવિરત વર્ષાધારાથી
એકાકાર થઈ જાય છે આભધરા
અને...
મને મૂકીને નીકળી પડું છું
યાયાવર પંખી જેમ
અગોચર પ્રદેશની યાત્રાએ
શીતળ જલધારાથી સઘળું તરબતર
બહિરભીતર.
સમયની રેત
મુલાયમ-પોચી પોચી
આછી-આછી સળવળ
ઝીણી ઝાંઝરીની ઝણઝણ
કશુંક અંકુરિત થવા કરે અંદર :
તારા-મારા મિલનનો ગેબી અવસર.

### ગઝલ / *નટવર વ્યાસ*

આંખ, સામેથી બધાં દશ્યો નથી હટતાં,
ક્રૉસના ખીલા સમા સ્પર્શો નથી હટતા.
છે અભાવોનું રસાયણ હસ્તરેખામાં,
ઝંખનાનાં એટલે મત્સ્યો નથી હટતાં.
આ સફેદીને વટાવી દઈ શકું, કિન્તુ,
સાત છે અંદર બીજા રંગો નથી હટતા.
સૂર્યનો રથ તો હટે છે સાંજ થઈ જાતા,
આ ઉદાસીના અટલ અશ્વો નથી હટતા.
હું પરાજયથી કદી ડરતો નથી મિત્રો,
પણ સફળતાના તીણા પ્રશ્નો નથી હટતા.
વિષ વ્યાપ્યું છે રગેરગમાં સતત એનું,
એ ઋણાનુબંધના સર્પો નથી હટતા.

### શોધ / *દક્ષા વ્યાસ*

સવાર પડે છે ને રાત પડે છે,
શોધ્યા કરું છું સોનપરીને.

વસંતની વહેલી સવારે,
પોપચાં પર પગ ટેકવીને,
બેઠી ભાળું-ન ભાળું ત્યાં.
ઊડી જાય છે એ,
અજાણી વનરાજિમાં.
પુષ્પપાંદડીની પાંખો પહેરીને.

શ્રાવણની શીતળ ઝરમરમાં,
ઝાંઝરના ઝણકાર રેલતી
ઠમકાં લેતી એને
ઝાલું-ન ઝાલું ત્યાં
ફોરાંના ત્રિપાર્શ્વ ગોળામાં બિરાજીને
પહોંચી જાય છે
આકાશી મેઘધનુના ઝરૂખે.

શરદની અચ્છોદ-ધવલ રાત્રે
રાતરાણીના મઘમઘતા પ્રાંગણમાં
આંખો પાથરીને
બેસું છું પ્રતીક્ષામાં
શકે
રૂપેરી પડદાની બહાર
એ આવે ધરાર.

પળ પછી પળ
આકળવિકળ
ને... કેદ થઈ જાય છે એ
ઘેરી નિંદરની કિલ્લેબંધીમાં.

સવાર પડે છે ને રાત પડે છે
શોધ્યાં કરું છું મને - સોનપરીને.

## બે ગઝલ / *'રાઝ' નવસારવી*

૧

સત્ય તારો કમાલ છે સાંઈ,
દુનિયા મિથ્યા ખયાલ છે સાંઈ.

છે દિલાસાઓ થોડા ઝોળીમાં,
તે છતાં મસ્ત હાલ છે સાંઈ.

આશરો તારા નામનો લીધો,
એ ફકીરોની ઢાલ છે સાંઈ.

જન્મથી હું તને સમર્પિત છું,
તે પછી ક્યાં સવાલ છે સાંઈ?

'રાઝ' પર ફક્ત એક નજર તારી,
સૌ દુઃખોનો નિકાલ છે સાંઈ.

૨

તનને આતમની છે હરીફાઈ,
પામશે કોણ એમાં સરસાઈ?

પ્રેમ સાધન નથી પ્રદર્શનનું,
જૂજ સમજે છે એની ગહેરાઈ.

'હા' કે 'ના' એની નિજી બાબત છે,
દિલને એની ગમી સલૂકાઈ.

જ્યારે નિંદા કરી મેં કોઈની,
મુજને મારી છબી જ દેખાઈ.

મારી ગુમનામી 'રાઝ' ગાયબ થઈ,
જ્યારે જીવનમાં આવી રૂસ્વાઈ.

## અંધાધૂંધી થાશે / *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

અંધાધૂંધી થાશે.
રોક... નહિતર, હમણાં મારી રગરગ સળગી જાશે.

આંગળીઓમાં આગ ભરીને,
રઝળું છું હું રણમાં,
રોજ સવારે થાય રૂપાંતર
મારું સમરાંગણમાં.

સમરાંગણમાં સડતું લશ્કર મને જ કોરી ખાશે.
રોક નહિતર...

રાત પડે ત્યાં રંજ-રોષનું
ધાડું લઈને આવે.
મારી ખુદની સમજણ
મુજમાં રહી મુજને હંફાવે.

એવું લાગે મારું છત્તર મારાથી જ હણાશે.
રોક, નહિતર...

## સમય ક્યાં છે / *તથાગત પટેલ*

નથી ગમતું અકડવાનો સમય ક્યાં છે?
કરું શું હું ઝઘડવાનો સમય ક્યાં છે?

બધાંને એમ લાગે છે નથી પીતો,
હકીકતમાં લથડવાનો સમય ક્યાં છે?

નડે છે પાનખર કાયમ હજુયે પણ,
બધે ખાલી ખખડવાનો સમય ક્યાં છે?

ઘસાઉં છું સદા ચારે તરફથી પણ,
નથી પડતો ગબડવાનો સમય ક્યાં છે?

ભલેને ભય હશે તોયે અડગ છું હું,
ખબર છે કે ફફડવાનો સમય ક્યાં છે?

## ત્રણ કાવ્યો / *આકાશ ઠક્કર*

૧

કોરા કાગળ પર
મેં તને ચીતર્યો
ત્યારે તું ચિતરાયો ખરો
પણ દેખાયો નહીં.
મેં તારું નામ લખ્યું
ત્યારે લખાયું ખરું
પણ વંચાયું નહીં.

મારા કાગળ અને
તારા અસ્તિત્વ વચ્ચે
ભલે કોઈ ભેદ ના હો
પણ આપણી વચ્ચે
બાકી બચેલા તફાવતને
તું બનવા દે
આકાશ.

૨

ત્વચા પીતા
તરસ્યા ટુવાલને
હું કરગરું
અને એ બની જાય
મારો ઈશ્વર
તે પહેલાં
મારી ભીનાશને
તું બનવા દે
આકાશ.

૩

શાશ્વતની શંકા
બાંધ્યા પગે પણ
મને ચલાવવા સોળ પાડે
તે પહેલાં
નહીં જન્મેલાં મારાં પગલાંને
તું બનવા દે
આકાશ.

## શા માટે? / *મહેશ દવે*

કાળના વહેતા અખંડ પ્રવાહને
મિનિટ, કલાક, દિવસ, મહિના ને વર્ષ...
આયુષ્યના ટુકડાઓમાં વહેંચ્યો;

સ્થળના અફાટ વિસ્તરેલા વ્યાપને
જળ, ધરતી, દુનિયા, દેશ, ગામ, નગર, ઘરના
અસંખ્ય ભાગલાઓમાં ભાંગ્યો;

જીવોથી છલકાતી અપરંપાર સૃષ્ટિને
જંતુ, સરિસૃપ, પ્રાણી, માનવ, કોમ ને જાતિઓમાં
છૂટાં પાડી ભાગ-વિભાગ પાડ્યા;

અનંત, વ્યાપ્ત, સર્વસ્વના આશ્લેષમાં
ભળવા-ભીડવા માટે?

## હરણું / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

રંક તૃષાતુર જળની આશે ભમતું ભ્રામક હરણું,
રહરહતા હૈયે એ અમથું શોધે શીતળ ઝરણું,
રંક તૃષાતુર જળની આશે ભયતું ભ્રામક હરણું.

ચેન નથી તનમનમાં એવી તૃષા તળિયે જાગી.
મનસાગરમાં સળગે વડવા, લાય લગોલગ લાગી,
મૃગજળતાં છળ જગવે એના હૈયે મીઠું શમણું,
રંક તૃષાતુર જળની આશે ભમતું ભ્રામક હરણું.

પડ આખડ પણ ભોંય ચૂકે ના, કોણ રહ્યુ છે પ્રેરી!
ઝળહળતી રણરેત સુંવાળી મનડું લેતી હેરી,

ક્યાંય નથી આરો-ઓવારો, ક્યાંય મળે ના તરણું,
રંક તૃષાતુર જળની આશે ભમતું ભ્રામક હરણું.

રહરહતા હૈયે એ અમથું શોધે શીતળ ઝરણું,
રંક તૃષાતુર જળની આશે ભમતું ભ્રામક હરણું.

## રંગથી વાતાવરણ /
*'પ્રણય' જામનગરી*

ટહુકે-ટહુકે કાળનો ક્ષય થાય છે,
જે વીતે છે એ સમય ક્યાં જાય છે?

હોય કાચી ભીંત પરનો સાથિયો,
એ રીતે મનમાં કોઈ સચવાય છે.

કૂણી-કૂણી કોની ઇચ્છા વ્યગ્ર છે,
કોનો ચ્હેરો, મારો ચ્હેરો થાય છે?

તાજી તાજી તિતલીઓના રંગ જો,
રંગથી વાતાવરણ રંગાય છે.

વાટ જો અજવાસ માટે તું 'પ્રણય',
સૂર્ય ઝાડીઝાંખરે અટવાય છે.

## ન કર / *'પ્રણય' જામનગરી*

તું ફરી એનો એ સવાલ ન કર,
મારી ઇચ્છાઓને હલાલ ન કર.

માગણી કર-ન કર, મળી રહેશે,
સંશયોને વધારે વહાલ ન કર.

હું કળી જાઉં તારી અંદરને,
મારી સાથે તૂં એ કમાલ ન કર.

રંગ ભગવો ભૂંસાઈ જાયે સહુ,
ઊડતો એ રીતે ગુલાલ ન કર.

ખોઈ બેસીશ તું મને પાછો,
મારી સાથે તું ભાવ-તાલ ન કર.

કમનસીબીની સાથે મૂર્ખાઈ!
તૂં વધારે તને કંગાલ ન કર.

સહુને આપ્યા જ કર 'પ્રણય' કાયમ,
વાયદો કર, તો આજકાલ ન કર.

## સમણાંની ચોપાટમાં /
*મનસુખવન ગોસ્વામી*

સમણાંની ચોપાટમાં દાણા આવે ઘણા,
ખુદના ખાલીપણાં, ખખડે છે ખંડેર શાં.

ખખડે છે ખંડેર-શાં અંધારાં એકાંત,
આશા આમરણાંત, મોં-મેળાને માંડવે.

મોં-મેળાને માંડવે અગણિત છે અણસાર,
તારા-શો તલભાર, ભાવ ન કોઈની ભીતરે.

ભાવ ન કોઈની ભીતરે હૈયે છે બસ હોડ,
દુનિયાની આ દોડ, હું જીતું કે તું જીતે.

હું જીતું કે તું જીતે ક્યાં છે કશો'ય ફેર,
અંતે ઠેરના ઠેર, સમણાની ચોપાટમાં.

## મન / *મનસુખવન ગોસ્વામી*

જેમને જોતાં કદી પણ ના ધરાયું મન,
એમનું કાં થઈ ગયું પળમાં પરાયું મન?

આળસુના પીર ઊપડ્યા જ નહિ આ પગ,
કૈંક વેળા ત્યાં જવા નહિતર કરાયું મન!

જંગમાં છો આપણો જેવો થયો હોય જય!
જંગમાં આ આપણું એવું મરાયું મન!

આમ સમજાવ્યું ને પછી તેમ સમજાવ્યું,
ક્યાંય માળું જોતર્યે ના જોતરાયું મન!

આંસુઓ તો તો'ય છલકેલાં જરા મોડાં,
એ પહેલાં ક્યાંય વ્હેલું ઊભરાયું મન!

# બે કવિતા / *ફિલિપ ક્લાર્ક*

(૧)

ધ્યેવ વગરના વિચારોથી
સતત ધ્રૂજ્યા કરતી મનની સપાટી
ન નીકળે હરફ
ઓગળ્યા કરે બસ સમયનો બરફ
શું થશે-ની દહેશતથી
કોરાયા કરે કાળજું
સંભળાયા કરે આવનાર સમયના ઘૂઘવાટ
માંડ બેસવા જઈએ ત્યાં
થઈ જવાય અસ્તવ્યસ્ત
કેમ કરીને થવું સ્થિર?
પોતીકાને સમજાવવા જતાં
પારકું બની જતું વાતાવરણ..
ને પડખું ફર્યા કરતી પરિસ્થિતિ
ઘેરાતાં વાદળો
ના વરસે ના વિખરાય
ડચૂરા જેવું બાઝી જાય કંઠમાં
ચાલ્યા કરે છાતીની ધમણ
ભડભડતો અગ્નિ બાળ્યા કરે જીવને..
વહી જાય સમજણની વણજાર
રેતીના સુસવાટાથી સમસમી ઊઠે રણ
સમયનાં ઊંટ તો ગાંગર્યા કરે...
વિટામીન વગરની વાતો
માખોની વ્યર્થ બણબણ
સઘળી દવાઓને લાગી ગએલાં
નિરર્થકતાનાં લેબલ
ક્યાં લગી જોયાં કરવાં ભજવાતાં દશ્યો
ક્યાં લગી મૂક પ્રેક્ષક બનીને બેસી રહેવું?
વાતો વસંતની, રાતો પાનખરની
ક્યાં લગી વાળ્યાં કરવાં પાનખરનાં પાંદડાં
ક્યાંથી લાવવી જાદુઈ લાકડી
ક્યાંથી બોલાવવી પરીને
હાથવગું સરે દૂર
ધીરજમાં આવે ઓટ
ધસમસતાં આવે વિહ્વળતાનાં પૂર
ઠેકાણે રાખવા ધારેલું
મુકાઈ જાય આડે હાથે ક્યાંક
અવઢવ અને અટકળમાં
લંબાતા જાય ઉદાસીના દોર
છૂટવા જઈએ એમ બંધાતું જવાય
ને
પીઠ પર સવાર થએલી નબળાઈઓ
ચાબુક ફટાકાર્યા કરે.

(૨)

આવનાર સમયના હાથમાં
ગુલછડી હશે કે ખંજર?
આવતાં જળ
લહેર હશે કે વમળ?
ઘટનાઓ
અમંગળ વસ્ત્રો પહેરીને આવશે.
શંકા-કુશંકાની ચિનગારીથી
હાડમાં વ્યાપેલો ભય
વધુ ને વધુ
પ્રજવલિત થતો જાય.
લંબાઈ લંબાઈને
લમણે આવીને બેસી જતા
લાચારીના હાથ,

હયાતીના ભીંતોમાં
ઠોકાતા ખીલા...
કાચાકામના કાટમાળને
એકઠો કરવામાં
ડૂબી જાય આજનો સૂરજ.
ફૂલો સાથે ખીલવાનું ભૂલી જવાય
ને કરમાવું
બની જાય લોકોનો વિષય.
એક વંદાને
ઘરમાં બીક વગર ફરતો જોઈને પણ
ઓછી થતી નથી બીક.
શબ્દ પણ ઉચ્ચારવાની
શક્તિ ખોઈ બેઠેલું મન
પિડાતું ગુન્હેગારના અહેસાસથી.
અંધારામાં થતી રાહત
અજવાળું થતાં જ
દબાવેલી સ્પ્રિંગની જેમ
ઊછળે અજંપા.
કોઈ પૂરે ચાવી,
ચાવી ખલાસ થતાં જ
બંધ રમકડા જેવું બની જવાય.
કોઈ કશું કરે નહીં
ને કોરાયાં કરે કાળજું
પ્રત્યેક ક્ષણ હાથ ઉગામતી લાગે
ને બની જવાય અવાક્.

## જલપ્રલયટાણે /

*પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'*

ધધૂડે ધો-ધો-ધો, નભ તડડ તૂટે, જળ છૂટે!
ગળે ડૂમા બાઝ્યા ઘર ઘર તણે, શેંજ વછૂટે?
ચડી વાયુ-રાંગે સમદર રૂઠ્યા, તાંડવ રચે!
રચાતો કલ્પાંતે જલપ્રલય એવો દ્રવ બચે!

મહાભૂતોમાંથી જલ પવન બે શેષ, સીમં છૂ!
ગયાં આઢોળી કૈં તરુ, સડક-રસ્તા ડબડ-ડૂ!
કિસાનોનાં સોણાં હરણ થઈ ભાગ્યાં દૂર-દૂરે!
વળે પાછાં ક્યારે? ગતિ નિયતિની કોણ કળશે?

સુનામી, ભૂકંપે જલપ્રલયમાં રુદ્રરૂપમાં
નિહાળી, કંપે છે, જગ, પ્રભુ તને! કિંતુ મુજમાં
નવી જાગે ઊર્જા : ક્રમ કુદરતી કેમ અટકે?
સ્વીકારી લૌં હર્ષ શિર નત કરી, ના જ ખટકે!

પરંતુ, યાચું છું; અતિ વિકટ દુર્દાન્ત સ્થિતિ છો,
ટકી રૂહૌં, બેઠો થૌં ફરી ફરી નવી તાજપ હજો!

ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો. લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧

## બે ગીત / *મુકેશ આર. પુરોહિત*

### (૧) વાવણી

કોયલને વાવી મેં આંગણે,
ગીતના અભાવ તણા મૂગા સંવેદનને
ફેંકી દીધું છે ઘરબારણે.

નળિયાં તોડીને એક પીંછું ચોધાર આજ
ભીંજાવે ચાર-ચાર ભીંતને,
રોક્યું રોકાય નહિ ધસમસતું પૂર
બીક લાગે છે સુક્કી પછીતને,
ઊંડા-ઊંડા રે જાય ધરતીના શ્વાસ
કોઈ તોફાની વાદળીના કારણે.

ચેતીને ચાલજે તું કાતિલ મધરાત
એણે સૂરજને તેડ્યો છે કાંખમાં,
એક લીલેરું પાન આજ તૂટી પડ્યું'તું
એનો માતમ છે ડુંગરની આંખમાં;
ધરતી ઝૂલે ને ઝીણું ઝૂલે પાતાળ
સંગ ઝૂલે નવજાત આભ પારણે.

### (૨) સાંજ

સાંજ ઢળી કૂંપળમાં
સૂરજનો પરપોટો પકડી હાથ ઘાસનો
તરે નદીનાં જળમાં.

પીંછાંનાં પચરંગી વાદળ ટહૂકે-ટહૂકે
સૂકા વડલે અનરાધારે વરસ્યાં,
ભેખડના કાળા પડછાયા ધબ્બ દઈને
પાણી વચ્ચે ભૂસ્કો દેતાં કણસ્યા;
તરણાં ઓથે ડુંગર કોરો રહી ગયો
ભડભડતા દાવાનળમાં.

મોરપિચ્છ શી ક્ષિતિજોને શણગારે
પીંછી જ્યારે હળવે મેઘધનુપી હાથે,
લાખ-લાખ તલવાર ઝીલવા ચકવા-ચકવી
નીકળી પડતાં રોજ ફરી સંગાથે;
ફૂલોથી ચિક્કાર આંગળી છાનું-છપનું
ફરી રહી બાવળમાં.

## ત્રણ કાવ્યો / *પ્રીતમ લખલાણી*

### *કલબલતી સાંજે*

શેરીની ધમાલ
છાનાં પગલે
લીલી ભીની તરલ ગંધમાં
કાળી સમી ઝૂકે.

હરિયાળી વનરાઈમાં
પગ પલાળતો સૂર્ય
છલકાતી વાવનાં
ઊતરવા માંડે
એક પછી એક પગથિયાં
જળમાં લહેરાતાં
વૃક્ષોનાં પ્રતિબિંબે
પાંદડે પાંદડે
કલબલતા આભમાં
ચંદ્રને આવકારવા
ઊડવા માંડે
પાંખ ફફડાવતું
સાંજનું
સોનલવર્ણ પંખી!

### સંદેશ

ડાળે
રમતાભમતા
જો નજરમાં ચઢી જાય
એકાદ પીળું પાન
તો પંખી
હડી કાઢતું
વાદળને જઈને કહે :
‘ધોધમાર નહીં તો
ઝરમર ઝરમર વરસ
હવે વૃક્ષો થયાં છે
તરસ્યાં!’

### કદાચ

વૃક્ષ છાંયડે
બાંધેલ બગલો
ટહુકે ટહુકે
પીગળતો
છલકાતો
કદાચ
ઘર થઈ જાય!

## છે તો છે / *દિલીપ શ્રીમાળી*

ભીંતની આરપાર છે તો છે,
આ નજર ધારદાર છે તો છે.

પ્રકરણે પ્રકરણે ગયો અટકી,
વારતા ચોટદાર છે તો છે.

રાતભર ઊંઘે કે પછી જાગે,
સૂર્ય માથે સવાર છે તો છે.

એને છોડીને ક્યાં જવાનું રણ,
ઝાંઝવાનાય ભાર છે તો છે.

જીતવાનું એ એના જોરે,
કાટવાળી કટાર છે તો છે.

આયનામાં બહુ ન જો ‘દિલીપ’,
અંગ વાંકા અઢાર છે તો છે.

## હોય છે / *સ્નેહા પરમાર*

જેમણે ઇચ્છાઓ છોડી હોય છે,
એમની હાલત કફોડી હોય છે.

સત્યનો સંવાદ ટૂંકો હોય છે,
સત્યની માત્રાઓ થોડી હોય છે.

એમના ચહેરામાં ખામી હોય ના,
જેમની પાસે હથોડી હોય છે.

ભીંતને પણ કાન હો તો શું થયું?
ભીંતને કંઈ જીભ થોડી હોય છે?

એનો પડછાયો સમષ્ટિમાં પડે,
જે ધજા ભીતરમાં ખોડી હોય છે.

## ગઝલ / ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

એ બધિર થૈ જાય શાને મંત્રના સૌ નાદમાં!
ઓલવે દીવો જ તુલસી, પણ કઈ મરજાદમાં!

આંખને વસિયત હું સોંપું પણ કયા સંવાદમાં!
આંધળાં બિંબો સમયનાં ત્રાટકે ફરિયાદમાં!

ધારણા ભીનાશની જન્મો-જનમ નડશે ગઝલ,
શું ય ધારી બેઠી'તી તું શબ્દના વરસાદમાં!

અધઘડીના મૌતના ફાંફા હતા જે વૃક્ષને,
દાનમાં વાણી દઈ બેઠું છે એ અપવાદમાં!

તળ-અતળની સૌ તિરાડોમાં ભલે અકબંધ હો,
વ્હાણ દરિયાનું ય ડૂબે મોજના વિખવાદમાં!

એ ખરેલાં પિચ્છનાં ડૂસકાં થઈને રહી ગયા,
કોઈ લીલા જન્મના ટહૂકા હતા જે સાદમાં.

કોણ કરશે કાફિયાના વેશમાં તારું હરણ?
ચીતરી જોજે ગઝલ વનવાસ મારા પાદમાં!

વ્હાણ હંકારી થાક્યા ભીતરી રમણા વિષે,
નિત્ય પરપોટો જ ચગળે છે અતલ પણ સ્વાદમાં

ક્યાં લગી સૂરજ ભરીને થાળમાં વ્હેંચ્યા કરું?
મૂર્તિનો એકાદ ટુકડો આપ તું પરસાદમાં.

ભીડ ખુદ મારા ચરણની ઘેરતી હરપળ મને,
લીન ક્યાં 'પરવેઝ' થાતા પંથ પણ એકાદમાં!

## ગઝલ / ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

નિર્લેપતાની મોજમાં લ્હેરાવે વસ્ત્રને,
જમનાનું જળ ન હોય જે શરમાવે વસ્ત્રને.

એની જ આસપાસ સુદર્શન ફર્યા કરે,
એવું ન વાર-વાર હવે ફાવે વસ્ત્રને.

રંગો બધા અકળ ઊડે છે, અજંપમાં,
ભગવા વિશે જ સંત જો સમજાવે વસ્ત્રને.

ફંફોસતી રહે છે યથાવત આ રાત પણ,
ખીંટી કઈ છે સૂર્ય જ્યાં લટકાવે વસ્ત્રને.

તડકાની સાવ નગ્ન હઠીલી જમાતને,
સૂઝે છે ક્યાં કશું કે એ અપનાવે વસ્ત્રને.

ફૂલોની હો વિશાળ ભલે નભ-શી વસ્ત્રતા,
ઝાકળનું એક ટીપું યે અજમાવે વસ્ત્રને.

અંતિમપણાનો અર્થ કશો અન્ય હોય ક્યાં!
કહી દો આ પિંડને જ કે દફનાવે વસ્ત્રને.

ગૂંથે છે તાર-તાર ભલે ગૈબના ગઝલ,
સક્ષમ હજી નથી જ કે પ્હેરાવે વસ્ત્રને

'પરવેઝ' શું જવાબ ધરે આંધળો સમય!
મૌસમ-શું કોણ આવીને બદલાવે વસ્ત્રને!

## અણદીઠ સવાયું / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

કોણ હશે મલકાયું?
ફૂલની કોમળ મ્હેંક મૂકીને કોણ હશે છલકાયું?
કોણ હશે મલકાયું?
અકળ ગહન અણદીઠ સવાયાં શમણાંને ઢંઢોળું,
આકળ વિકળ લાગણીઓને તેજ-તરાપે તોળું;
ઝાકળ માંહે મુખ ઝબોળી કોણ હશે હરખાયું?
કોણ હશે મલકાયું?
રોજ સવારે અબરખ રેણુ ઝાકમઝોળ ઢળાવે,
ચોગમ એની ગંધ સુવાસિત કણકણમાં પ્રસરાવે,
અગમ નિગમનાં અજવાળાં લઈ કોણ હશે રેલાયું?
કોણ હશે મલકાયું?
અજવાળી રાતોના અવસર મઘમઘતા હું ન્યાળું,
લોલ પિલોલે અંતરતમના ભાવ બધા નિહાળું.
લીલકાતી ધરતીને આંગણ કોણ હસે પરખાયું?
કોણ હશે મલકાયું?

## ખારવો / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

ખારવો ઝાલ્યો ના કો' દિ ઝલાય,
આગવો આપ્યો ના કો' થી મપાય
કે ખારવો દરિયાની દેણ છે.
સાગરના લોઢ એની છાતીમાં ઊછળે,
પથ્થરિયા હાથ બેઉ ઝંઝાને મૂલવે,
નાવડી રોકી ના એની રોકાય;
કે ખારવો દરિયાની દેણ છે.
ઝાઝા જુહાર એના દરિયાના ખોબલે,
ઘૂઘવતાં પૂર એણે પીધાં છે ખોબલે,
ભરતી ને ઓટ એની આંખમાં સમાય;
કે ખારવો દરિયાની દેણ છે.
ખાંડાના ખેલ માણે દરિયાને માંડવે,
ઝાઝેરું જોર એની ભૂજાઓ તોળવે!
ઉઘાડું આભ એની સોડમાં લપાય,
કે ખારવો દરિયાની દેણ છે.

મૂળ કવિ : તરસેમ (પંજાબી)

અનુવાદક / ડૉ. આર. એચ. વણકર

## પુસ્તક અને પ્રેમ

પ્રેમ કરવામાં,
અને પુસ્તકમાં વાંચવામાં,
કાંઈ ફરક નથી હોતો,
કેટલાંક પુસ્તકોના આપણે,
મુખ્ય પાના જોઈએ છીએ,
તે બોર કરે છે, ત્યારે,
પાના ઉલટાવીએ છીએ, પછી મૂકી દઈએ છીએ,
કેટલાંક પુસ્તકોને આપણે,
રાખીએ છીએ તકિયા નીચે,
એકાએક જ્યારે આંખ ખૂલે છે,
તો વાંચવા લાગી જઈએ છીએ.
કેટલાંક પુસ્તકોનાં,
શબ્દ-શબ્દો વાંચીએ છીએ,
તેમાં ખોવાઈ જઈએ છીએ,
ફરીથી વાંચીએ છીએ,
એ આત્મામાં વસાવી લઈએ છીએ.
કેટલાક પુસ્તકો પર,
રંગબેરંગી નિશાન કરીએ છીએ,
પ્રત્યેક લીટી પર વિચારીએ છીએ,
અને કેટલાંક પુસ્તકોના,
નાજુક પાના પર,
નિશાની કરતાં પણ ગભરાઈએ છીએ,
પ્રેમ કરવામાં,
અને પુસ્તક વાંચવામાં,
કાંઈ ફરક હોતો નથી.

## કૂતરો

જે ઘરોમાં માત્ર માણસ જ નહિ, કૂતરાં પણ રહે છે,
તે ઘરોમાં પ્રવેશવાની રીત પણ જુદી હોય છે,
દરવાજાની અંદર જતાં જ કૂતરો પૂછે છે,
ક્યાંથી મોં ફેરવીને આવી રહ્યા છો,
ઊભા રહો, હું માલિકને અવાજ કરું છું,
તમે સોફા પર બેસો છો,
કૂતરો હાથ, પગ અને ટાંગોની વચ્ચે,
સૂંઘે છે અને તપાસે છે, માલિક પાસે જઈને કહે છે,
આદમી ભલો માણસ છે,

માલિક ચા-પાણીનો ભાવ પૂછે છે,
કૂતરો પહેલેથી જ પૂંછડી પટપટાવે છે,
કુશળતાથી સજાવેલા ફૂલોને,
તમે એકાએક અડકો છો, વફાદાર કૂતરો ન જાણે ક્યાંથી,
ઘૂરકવા લાગે છે, અને તે પછી તમે જુઓ છો,
કૂતરાં જ્યાં પણ નથી હોતા,
ત્યાં પણ ઘૂરકવા લાગે છે,
તમે ટેબલ પર પડેલા પુસ્તકને ઉપાડો છો,
કૂતરો ત્યાં પણ બોલી પડે છે,
તમે સોફા પરથી ઉઠીને ગાદલા પર બેસો છો,
ગેરહાજર કૂતરો હજુ પણ ઘૂરકે છે,
છેવટે તમે કહો છો, મહાશય! કમાલ છે,
આ કૂતરો ક્યાં વંશનો છે,
માલિક સ્મિત અને ગર્વથી કહે છે,
તેનો પિતા અમેરિકન, અને માતા અંગ્રેજી હતી,
મહાશય! આ વંશ આપણા ઘરોમાં,
હજુ બહુ જૂજ પ્રવેશ્યો છે.

## કાવ્યાસ્વાદ

### વિનોદ જોશી

*ભણકારા*

આઘે ઊભા તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શા હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે-ઊપડે નાવ મારી,
માથે જો નિજ નરી જુએ કાન્તિ તો સૃષ્ટિ સૂતી
ચોંકી જાગે, કુસુમવસને તેથી જ્યોત્સના લપાતી,
ને બીડેલાં કમળ મહીં બંધાઈ સૌંદર્યઘેલો
ડોલે, લેટે અલિ મૃદુપદે, વાય આ વાયુ તેવો.
ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસ છંદ,
કે આંદોલું જરી લય નવે બીનના તાર મંદ,
તેમાં આ શી - રજનીઉરથી, નર્મદા વ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજતરજ, કે વાદળી ફેનમાંથી,
-પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નીતરી નીગળે અંતરે શી ય 'સેહ્નની'

*-બ. ક. ઠાકોર 'સેહ્નની'*

ગુજરાતી ભાષાનું ઈ.સ. ૧૮૮૮માં લખાયેલું આ સૌથી પહેલું સૉનેટ છે. તેના કવિ.બ. ક. ઠાકોર વિચારપ્રધાન કવિતાના પ્રણેતા તરીકે જાહેર છે. પણ આ સૉનેટમાં ઊર્મિતત્ત્વની જે રીતે માવજત થઈ છે તે જોતાં એમને ઉત્તમ ઊર્મિકવિઓની હરોળમાં પણ મૂકી શકાય તેવું લાગશે.

આ સૉનેટ રમ્ય પ્રકૃતિના આહ્‌લાદક અનુભવની નીપજ છે. પ્રકૃતિના ચિત્તહારી દર્શનથી કવિહૃદયમાં અનુભવાતો વિસ્મયકારી રોમાંચ અને તેમાંથી નીતરી આવતી કાવ્યવાણી આ કાવ્યનો વિષય છે. સંસ્કૃતવૃત્તોમાં લખાયેલી રચનાઓ માણવા તરફનો અનુરાગ હવે ઓછો થવા લાગ્યો છે. પણ આ સૉનેટનો મંદાક્રાન્તા ભાવકને વશ કરી લે તેવો છે, છતાં રુચિ કેળવાયેલીન ન હોય તો આ કાવ્યમાં પ્રવેશ કરવો કદાચ મુશ્કેલ બને.

પણ એક દૃશ્યાવલિ રચી લઈએ. રેવા અર્થાત્ નર્મદા નદીનાં વિશાળ વહેતાં પાણી પર એક નૌકા તરી રહી છે. કાવ્યનાયક તેમાં બેઠો છે. જાણે કેમરામાં દૃશ્યો ઝીલતો હોય તેમ તે આસપાસનું સઘળું અવલોકી રહ્યો છે. આઘે સામા કિનારે રહેલું ધુમ્મસ, તેની વચ્ચે જાણે ઊંઘી ગયા હોય તેવાં વૃક્ષો. નર્મદાનું શાંત છતાં સ્તનધડક સમું હેલારા લેતું જળ. એ ધડકનોથી ઊંચાનીચાં થતાં તલ જેમ ધીમે ધીમે હલતી નાવ, જેમાં કાવ્યનાયક બેઠો છે. આખુંયે ચિત્ર એક સૂતેલી રમણી કે યૌવનાનું હોય તેવું અહીં ઝિલાયું છે. પહેલી ચાર પંક્તિ આ ચિત્ર રચવામાં યોજાઈ છે.

આ ચિત્ર તો જે જોઈ શકાયું તેનું હતું. પરંતુ આ તો રાત્રિનો સમય. અને એવે વખતે શુભ્ર ચંદ્રની ચાંદની ઝીલતાં ફૂલોની પાછળ રાત્રિ છુપાઈ જતી હોય તો તેને કેમ કરી પરખવી? વળી, કમળમાં બંધ થઈ જતો ભમરો કમળમાં મૃદુતાથી હલનચલન કરે તે રીતે મંદમંદ વહેતા વાયુને પણ કેમ ચીતરવો? આખુંયે વાતાવરણ એટલું તો ઋજુ અને મખમલી છે કે લગીરે આંચકો ખમી શકાય તેમ નથી. આપણી આંખો એકદારી ટગરટગર જેના પર મંડાઈ જાય તેવી ચિત્રશ્રેણી અહીં એક પ્રકારની મોહિની રચી દે છે.

એવે વખતે જ કવિ 'ત્યાં સૂતેલો' એમ કહી પોતાને આ દૃશ્યાવલિમાં સામેલ કરે છે. અત્યાર સુધી જે નિસર્ગલીલાનો વિસ્તાર હતો તેમાં હવે એક કવિનો પ્રવેશ થાય છે. શું કરે છે કવિ? એ અર્ધા અનાયાસ છંદ લવે છે. સરખા ઉચ્ચાર કરવામાં ઊર્જા વેડફાય તે જાણે કવિને મંજૂર નથી. વાતાવરણનો કેફ એવો

તો ચડ્યો છે કે સ્વર ઘેનિલ બની ગયો છે. જાણે કોઈ નવો લય રચવા માટે વીણાના મંદ તાર સક્રિય થયા હોય તેવું લાગે છે. પણ કશું પ્રગટતું નથી. પરિસ્થિતિ જ કંઈ એવી સુશાંત છે કે તેમાં કોઈ વિક્ષેપ સહેવાય તેમ નથી. કશી જ હલચલ નહીં, છતાં જાણે બધું કોઈ અપૂર્વ ઝૂલે રહ્યું છે.

ત્યાં તો એકાએક, કશુંક બન્યું. કવિ ખુદ વિમાસણમાં પડી ગયા.. રાત્રિનો પ્રભાવ પડ્યો? નર્મદાના વહેણમાંથી કંઈ આવી મળ્યું? સ્વર્ગગાની રૂપેરી રજ ખરી પડી? કે પછી જળશીકરોમાંથી વાદળી સરી આવી? કવિને ભ્રાન્તિ થઈ કે પોતે જે અનાયાસ છંદો રટી રહ્યા છે તેમાં કોઈક ફેરફાર થઈ રહ્યો છે.

શો ફેરફાર થઈ રહ્યો છે? કવિ જે રટે છે તે ધ્વનિઓ હવે ભાષામાં બદલાવા લાગે છે. ફૂલો અને પાંદડાં પરથી વિશુદ્ધ એવા ઝાકળબિન્દુ સરે તે રીતે ભીની, નીતરતી સાવ ચોખ્ખીચણાટ કહેવાય તેવી ભાષા અંતરમાંથી જાણે નિંગળવા લાગે છે.

કદાચ આ જ કવિતા છે. અત્યાર સુધી જે અસંબદ્ધ રટણા હતી તે હવે જાણે નીતરેલી ભાષા બનીને પ્રગટ થવા લાગી. કવિ પોતે પણ તેનાથી અપાર વિસ્મયમાં ગરકાવ થઈ ગયા છે. તેઓ હવે પોતાને જ પૂછી રહ્યા હોય તેમ આ ભીનીછમ આકાર લેતી વાણીથી લુબ્ધ થઈ ગયા છે અને પોતાને જાણે ઉત્તર પણ આપી રહ્યા છે કે આજ કવિતા છે.

'સેહ્ની' આ કવિનું ઉપનામ છે. પોતાને જ એ રીતે સંબોધી કાવ્યસર્જનના વિસ્મયને પોતાનામાં સમાવી લેતા કવિ આપણા માટે પણ એવો જ ભાવ રચી દે છે.

આખુંયે સૉનેટ કાવ્યસર્જનની પ્રક્રિયાનું બની જાય છે, પણ બીજી રીતે જોઈએ તો નિસર્ગના રમ્ય પ્રભાવ તળે પાંગરતી અને પ્રગટતી મનુષ્ય ચેતનાનો આવિષ્કાર પણ તે બને છે. અહીં જે કલ્પનો પસંદ થયાં છે તે રુચિકર, સુયોગ્ય, યથાસ્થાને અને પૂરેપૂરાં સાર્થક છે. આ કલ્પનોથી અદ્‌ભુત ભાવસૃષ્ટિ રચાય છે અને કવિનું તેની સાથેનું અનુસંધાન પણ તે થકી પમાય છે. નિદ્રાધીન વૃક્ષો, સરિતાનો મૃદુ મલકાટ, ચોંકીને જાગતી સૃષ્ટિ, કુસમવસનમાં લપાતી રાત્રિ વગેરે કલ્પનો કાવ્યમાધુર્યમાં તરબોળ કરી મૂકે તેવાં છે.

પ્રકૃતિદર્શનથી અનુભવાતી આનંદોર્મિ કવિને અર્ધા, અનાયાસ છંદમાંથી એક સંપૂર્ણ કાવ્યકૃતિનો ઉઘાડ ચીંધી રહે છે. આ વિસ્મય જ અહીં આપણા આનંદનું કારણ બની રહે છે. જાણે કવિતા વાંચતા નહીં પણ અનુભવતા હોઈએ અને અનુભવીને પછી આપણે જ એ લખતાં હોઈએ તેવું ઘણાંને લાગશે.□

# ગિરનાર સાંપડશે તને...

ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

*'ખુદા બતા દે કિ પહુંચા હું કૈસી મંઝિલ પર,*
*વજૂદ અપના મૈં ઢૂંઢૂં હવા કે સાહિલ પર'*

ગઝલનાં મૂળભૂત અસ્તિત્વને ફંફોસતા હરદ્વાર ગોસ્વામીને નિજ અસ્તિત્વની સજાગતાના ઝળહળ પ્રમાણો એમના પ્રથમ ગઝલસંગ્રહ 'હવાને કિનારે'ની બાવન ગઝલોમાં ક્યાંક ક્યાંક અચૂક સાંપડ્યા છે. 'હવાને કિનારે' શીર્ષકની કાવ્યાત્મકતાને સાર્થક કરવા ગઝલની ભારરહિત પ્રજ્ઞાને નિજ જાત સાથે સંગોપવાના અવિરત પ્રયાસો સર્જકે પૃષ્ઠ-પૃષ્ઠ પર અનાવૃત્ત કર્યા છે જેની યથાર્થતાના પરિમાણઓ કેટલે અંશે ઊર્ધ્વગામી થયા છે તે એમના અશઆરને હવા-શું સ્પર્શતા જ પામી શકાશે.

*'પ્રથમ શ્વાસ મૂકું, હવાને કિનારે.*
*પછી શંખ ફૂંકું, હવાને કિનારે. (પૃ. ૫૨)*
*પછી સૌ સમંદર છે મારે જ નામે,*
*કદમ જો ન ચૂકું, હવાને કિનારે.*

નરસિંહી આબોહવાને જન્મજાત શ્વસતા આ કવિને તળાજાની શિખર શૃંખલા મધ્યે જ ગઝલના ભવ્ય સંસ્કારો માતાના લલાટસ્પર્શ અને પિતાની શ્લોકોક્તિમાં ઇન્દ્રિય જાગૃતિના ભવ્ય અવસર રૂપે સાંપડ્યા છે. વળી, શંખ-ઘંટ નાદના અવિરત ગુંજારવથી એમનીય નાદજન્ય લીલા શબ્દઐશ્વર્યનો મૌનઅભિષેક કરતી આવી છે. પરિણામે આ કવિનો શબ્દનાદ પણ સમંતર શા ગર્જનમાં નહીં પરંતુ કોક અગોચર હવાને કિનારે ગઝલના રવાનુરવને વહેતો કરવાના નિરંતર યત્નમાં છોળે છે.

*'હું હવામાં ઊંચકાવાનો હવે,*
*હાથને અડતું તમારું ચીર છે.' (પૃ. ૩૬)*
*'બધાની કલ્પનાઓ નભ સુધી પ્હોંચી,*
*પવન ત્યાંનો અમસ્તો દોડવા લાગ્યો.' (પૃ. ૩૪)*
*'ડાળ પરથી તોડી ફેંક્યો, એને કહી દો,*
*મૂળ હવામાં નાખીને હું ફેલાયો છું.' (પૃ. ૪૮)*
*તું હસી પાયાની ઈંટો જેમ ને,*
*હું હવામાં પણ હવેલી થૈ ગયો. (પૃ. ૮)*
*શક્ય છે કે હોય ઘર 'હરદ્વાર'નું,*
*તેં હવાનું ક્યાં સદન જોયું હતું! (પૃ. ૩૮)*

આમ, હવા માત્રના ગર્ભમાં નિજઓળખ પ્રસ્થાપિત કરતો આ કવિ ક્યારેક ઉર્દૂના પૂર્વસૂરિના તસવ્વુરનો હમસફર બની જાય છે. દૃષ્ટાંતરૂપે-

ખિરામ સે મુઝે પેહચાન, મેરા રૂપ ન દેખ,
કહીં સબા, કહીં સર્સર, કહીં હવા હું મૈં.'

*(મતીન આરીફ)*

(અર્થાત્ : એ દૃષ્ટાત તું મને મારી ચાલ માત્રથી જ ઓળખ, હું ક્યાંક પૂર્વીય પવન, ક્યાંક તેજ હવા તો ક્યાંક હવા માત્ર છું.) હવાની નિરાકારી અવસ્થામાંય ગઝલના ભવ્ય સદનનિર્માણ કરતો કવિ માત્ર હવાઈ કલ્પનનો જ નિરંકુશ પરિચાયક નથી. એમની ગઝલોના સહયાત્રી થતા વેંત જણાશે કે જેમ શિખરસ્થ થવા કાજે અચળ પાયાનું નિર્માણ જરૂરી છે, તેમ ગઝલચરમના સાક્ષાત્કાર ક્ષણો પણ પારદર્શક સ્વાનુભૂતિ વિના ક્યારેય સંભવતી નથી. ગઝલની આ પૂર્વ શરતને આ કવિએ શ્વાસ-પ્રાણ-રક્તમાં સુગંધો શું વહી છે. હવાના સદનમાંયે વાસ્તવ-દર્શનના દ્વારે ઊભો રહી આ સર્જક હોવા વિશેની સજાગતાનું કેવું માર્મિક નિરૂપણ કરે છે.

*'આ તે કેવા સંબંધોમાં અટવાયો છું,'*
*ઊભો છે તું શિખર થઈને હું પાયો છું! (પૃ. ૪૮)*
*'હોવા વિશેના ક્યાસમાં ચંદન ઘસાય છે.*

*આ જાતની તલાશમાં ચંદન ઘસાય છે.' (પૃ. ૨)*
*'વ્રજની હરેક રજ નહીં તો મ્હેક-મ્હેક કાં,*
*ઝળહળ ઝબાક રાસમાં ચંદન ઘસાય છે.' (પૃ. ૨)*
*'અટવાયો છું સ્થાયીમાં,*
*કેવી આ સંગીતાઈમાં.' (પૃ. ૨૨)*
*'એક આકાશી અને બીજી તમારી છે,*
*ત્રીજી તકલાદી હશે છત આપણા વિશે.' (પૃ. ૪૭)*
*'એ પછી સૌ ધારણામાં તું હશે હરદ્વાર પણ,*
*સૌ પ્રથમ હોવા વિશેની ધારણા પૂરી કરો.' (પૃ. ૧૫)'*

આ કવિ અન્ય સર્જક જેમ અસ્તિત્વની અસમંજસમાં ન રહેતા, હોવાના વાસ્તવવાદને તંત-તંત ગૂંથે છે. હોવાની ધારણા વિશેની સંશયાત્મક વક્રોક્તિમાં પણ હરદ્વાર નિજ હોવાપણાને સાર્થક કરે છે. વળી, ગઝલના ભાવવિશ્વને નવ્ય ભાષાના રૂપ-સ્વરૂપમાં અલંકૃત કરવાના આ કવિના જન્મજાત સંસ્કારો માત્ર વાસંતી કૂંપળોમાં જ નહીં પરંતુ બારમાસી પ્રાકૃતિક સંવેદનમાં લીલુંછમ પાંગરે છે. પરિણામે ગઝલનું વૃક્ષત્વ તેનાં રૂપ-સ્વરૂપમાં એકાક્ષી ન રહેતા બૃહદ અવકાશી સાયુજ્ય રચે છે. જેની ડાળે-ડાળે પર્ણે પર્ણે મૂળગત સંવેદનોનો શેરમય ચીતાર પ્રાગટ્ય પામે છે.

*'વાસંતી અક્ષરોએ મને ચીંટકો ભર્યો,*
*ફૂલો ફૂટે છે શ્વાસની હર એક ડાળને.' (પૃ. ૧૩)*
*'મૂળ સોતો મને ઉખાડ્યો છે,*
*તે પછી આભમાં ઉડાડ્યો છે.' (પૃ. ૩)*
*'એને વિસ્તરવા જગા ટૂંકી પડી.*
*એક દરિયાથી નદી છૂટી પડી.' (પૃ. ૬)*
*'ઓશિકું આકાશનું હું પણ કરત,*
*આભની કિંમત જરા ઊંચી પડી.' (પૃ. ૬)*
*'એની બારી ખૂલી ગઈ છે,*
*એક નવું ઘર ચણવું છે બસ.' (પૃ. ૨૬)*

આમ મૂળસોતું ચેતનાથી ઉખડ્યા પછી પણ કવિ નિરાકારી (વિદેહી) ચૈતન્યનો સંવાહક બને છે. વાસંતી ટહૂકાનો નભવિહાર કરતો કવિ, વિરામની કોઈ પળ સાધતો નથી. પરંતુ અંત-લક્ષ્યને પામ્યા બાદ પણ અંતની સંકુલતાને નકારે છે નદી હોવા છતાં સમંદરનાં ગર્તમાંથી પાછો ફરે છે. આવી વિસ્ફોટક ચૈતન્ય પરિમિતિ જ્યારે સધાય છે ત્યારે જ અધ્યાત્મચરમના ઉઘાડની બારીઓ ખૂલે છે. સદ્‌ભાગ્યે આ કવિને ક્યાંક ક્યાંક આવું ચૈતન્ય સાંપડ્યું છે ખરું, તેથી જ તેઓ પણ નિરાકાર બારીની સન્મુખ હવાની નવ્ય હવેલી નિર્મવા તત્પર થાય છે.

*'તારું તળિયું શોધવા ચકળ-વકળ પાતાળ,*
*તારી ઊંચાઈ વિશે ટૂંકી નભની જાત.' (પૃ. ૪૪)*
*'આંખ સામે જ આપ છો તોયે, (પૃ. ૪)*
*આપનો ઈંતજાર ચાલે છે.'*
*'એક પડઘાનો પછી પડઘો પડે.*
*મૌનના ઘરનો સીધો રસ્તો પડે.'*
*'તારો ઈશ્વર તારા જેવો,*
*મારા જેવો મારો ઈશ્વર.' (પૃ. ૧૪)*
*'લખચોરાસી પરસેવા પણ,*
*તારી સંગે અત્તર અત્તર.' (પૃ. ૨૮)*
*'લખચોરાસી ભૂલ વિષેના સરવાળામાં શેષ આપણે,*
*જાત વિષે લ્યો ઓછાવત્તા કરવાની કૈં ઓર મજા છે.*
*(પૃ. ૪૨)*

*'સાવ છીછરા થૈ ગયા સમદર સાતે સાત,*
*અજર-અમર થૈ જાય છે પરપોટાની જાત.' (પૃ. ૪૮)*

આમે ગઝલનું અંતિમ તો અધ્યાત્મમાં જ ઓગળતું હોય છે. અધ્યાત્મદુર્લક્ષ્ય સેવનાર સર્જકો પણ અજાણતામાં જ આંતરિક ચૈતન્યના પરિબળે ક્યારેક-ક્યારેક આછોતરો ઝબકાર પમાડે છે. આ કવિમાં અધ્યાત્મના કેટલાક પિંડ, ઘાતક વાસ્તવના આર્તનાદમાં વલોવાયા પછી જ પ્રગટ્યા છે. જે નિશ્ચે અનાગતના અવકાશમાં શાશ્વત સ્વરૂપે પ્રગટશે જ એવી શ્રદ્ધા અસ્થાને નથી. તેના સમર્થ પરિબળો એની ઝાંખી આમ પણ કરાવે છે.

*'વેદના હું ઠાલવું તો ક્યાં જઈને ઠાલવું,*

*આયખું અંગાર છે ને હાથ પણ બળતો નથી.' (પૃ. ૩૧)*

નરસિંહી અવસ્થાનું બિંબ પ્રગટાવતો આ શેર, સર્જકની અધ્યાત્મજાગૃતિના સઘન પ્રમાણો આપે છે. અસ્તિત્વના અંગારના સ્થૂળ પ્રતીક દ્વારા આગામી સૂક્ષ્મતર મશાલી દાહમાં ઓગળવાની ખેવના દાખવતો આ કવિ નિરાકાર સમસ્તના લક્ષ્ય-સંવિધાનને કૃતક અધ્યાત્મને સ્થાને ચરાચર તત્ત્વમાં જ નવ્યભાષા પ્રયોજનથી સાધે છે.

આ કવિનો કલા-કસબ વાસ્તવના મૂળાધાર પર ઊભીને જ નરી વક્રોક્તિ દ્વારા સનાતનને અવરોધતા હર તત્ત્વને પડકારવામાં જ પરિપક્વતા દાખવે છે. જેનાં તથાગત સ્વરૂપે ઐશ્વર્યના નિર્માલ્યનો દેતો પડકાર પણ જોવા જડે છે.

તો વળી, પ્રકૃતિના નિર્મળ-નિર્દોષ પ્રતીક-કલ્પનનો ચમત્કૃતિજન્ય વિનિયોગ પણ અસંખ્ય શેરમાં ઉજાગર થાય છે. આ પૂર્વે કદી ન પ્રયોજાયેલ તત્ત્વસંવિધાનને સહજ નિર્મી કેવા ગજબવિસ્ફોટ સર્જે છે!

*'ખોડંગાતી જાતનું કારણ મળ્યું,*
*આ વિચારોમાં જ ખાડા થૈ ગયા.' (પૃ. ૧૯)*

*'ફૂલની ફરિયાદ શું કરવી હવે,*
*મ્હેકની વચ્ચે જ વાડા થૈ ગયા.' (પૃ. ૧૯)*

*'ચૂંટી લઉં એકાદ બે ગમતાં કિરણ હવે,*
*આ સાંજના તડકા જરા કૂણા પડ્યા હશે.' (પૃ. ૨૧)*

*'શ્હેરનું માથું ફોડી શકે એકદા,*
*રોજ પથ્થર થવા મ્હેક પાડે બૂમો.' (પૃ. ૨૭)*

*'પતંગિયાં પરસેવો લૂછે,*
*પુષ્પોની આ પરછાઈમાં.' (પૃ. ૨૨)*

ઉપર્યુક્ત અશઆર આ કવિને અપ્રાપ્ય એવા સ્થાપત્ય પરિબળો ભેટ ધરે છે જે કવિને સ્થાયિત્વ તરફ દોરી જાય છે. અહીં કવિનું ખિન્ન ભાવજગત પ્રગટ થાય છે. તળાજાનું પ્રાકૃતિક ભાવવિશ્વ શહેરી આબોહવામાં ભગ્ન થતાવેંત આ કવિ ફૂલ-મ્હેક-પતંગિયાં જેવાં નિર્દોષ પ્રતીકો દ્વારા ભાવસંવેદન પર ચાલતી અવિરત ઘાતનાં અતિસૂક્ષ્મ બિંબનિર્માણ કરે છે.

આ કવિ પણ ફૂલનાં અંતિમ નિર્ભેળ તત્ત્વ સુગંધના વાડા રચી, સાંપ્રત માનવસમુદાયની વિચિત્ર મનઃસ્થિતિને પ્રતીકાત્મક ચીતારે છે. આજનો માનવ આત્મવિગ્રહના પરિમાણ રચી કેવો છિન્ન-વિચ્છિન્ન થઈ ગયો છે તેનાં દૃષ્ટાંતો પૂરા પાડે છે. તેમ છતાં વિશાળ સંતર્પક લેલૂંબ લચેલ અશઆરની શાખે કોળતો આ કવિ એના દરમિયાની અવકાશમાં કેટલાક અપરિપક્વ શેરમાં શાને પાંગરે છે તે વણઉકલ્યો પ્રશ્ન છે.

*'લખવા ખાતર લખવું છે બસ,*
*એ રીતે પણ ટકવું છે બસ.' (પૃ. ૨૬)*
*કોઈની સાથ ના બને હમણાં,*
*કોઈની સાથ પ્યાર ચાલે છે. (પૃ. ૪)*

તો વળી, કાફિયા ચુસ્તીમાં પુખ્તી દાખવતો આ કવિ બોધ-નિરોધ સાથે નોંધ કાફિયા પ્રયોજી ક્ષતિ પમાડે છે. ક્યાંક હમરદીફ, હમકાફિયાની વૃત્તિઓમાં ધુબાકા-આકા-હરદ્વારકાકા જેવા ગુજરાતી-હિન્દી કાફિયા પ્રયોજી કાવ્યકર્મને ઠેસ પમાડે છે. તો ક્યાંક અર્થની દુર્બોધતા અને અર્થ ઊઘાડની અધૂરપમાં કણસતી નાની બહરની ગઝલો પણ અકાળે અસ્થાને પ્રાગટ્ય પામે છે. ત્વરિત કાગળ પર અંકિત થવાનાં આવા અભરખા કાશ, ખાળી શકાયા હોત તો...

આ કવિને આંશિક રીતે પૂર્વ સૂરિયોની છાયા-નિરૂપણનું પ્રગાઢ મમત્વ પણ પજવે છે. જેમકે - 'શ્વાસની હરએક ડાળને' રાજેન્દ્ર શુક્લ 'જટાયુ હશે' મનોજ ખંડેરિયા, 'કશો અર્થ ક્યાં રહ્યો,' મનહરમોદી તેમજ 'એની માને' જેવી ભ્રષ્ટ મનોવૃત્તિની ગઝલ ચિનુ મોદીની 'માદર બખત' રદીફની યાદ તાજી કરાવે છે. આટલી ક્ષતિઓને નજરઅંદાજ કરતા જણાશે કે.. કવિનું સામર્થ્ય ગિરનાર જેમ 'હવાને કિનારે' આત્મનાદ પ્રાગટ્યના અવસરોમાં નિરંતર ગૂંજે છે. જેની ગુંજનો મહિમા સંગ્રહ પ્રાગટ્યની પળથી જે ગઝલના પ્રત્યેક કાળને અચૂક કરવો જ પડશે. ❑

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દ્વવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | | |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | | |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

કવિલોક ટ્રસ્ટ
C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૨૧૪૩૭૪૫

## મને લૈ જાઓ રે

મને લૈ જાઓ રે ફરી વતનમાં, એ જ ઘરમાં,
જયહીં બાપા ત્યારે ઘરની પરસાળે શ્લથ દગે
ઢીલાં ઝાંખે ચશ્મે જીરણ, મન સૂને ડગમગે,
અઢેલી બેસીને ખરતી ભીંતને પાનખરમાં
રહેતા'તા જોઈ જીવનભરની રાહ કશીક,
કદી ના'વ્યા એવા વખતની, નિજસંતાન લખિયા,
જયહીં બા ને ફોઈ નિજ જરજર્યું વસ્ત્ર, બખિયા
લઈ મોટા મોટા સીવતી હતી ત્યાં છેક નજીક;

મને લૈ જાઓ કો અહીંથી, સરનામા ઈતરથી
પુરાણા પોતાના પરિચિત પ્રીછ્યા બાળવયમાં,
ફરી પાછા પેલા વણફિકરના એ સમયમાં
ત્યહીં જ્યાં ચિંતાઓ મુજ સહુ થતી માવતરથી;

નથી મારે મોટા થવું, પછીની લૈલો વળગણો,
મને પાછાં દૈ દો ઘર, સમય એ, એ સગપણો...

('છેલ્લો વળાંક'માંથી) -ઉશનસ્

**સ્થાનસમર્પિત**
**'કવિલોક'ના એક ચાહક તરફથી**

## જૂના વતનથી

જૂના વતનથી પ્રવાસી જન આવતાં જે કહે :
વસો અહીં શું સાવ ઉભડક આમ ઊંચા જીવે?
ભવિષ્ય ભૂલી વર્તમાન જીવતાં, ત્રિશંકુ તમે,
અહીં નહીં, નહીં તહીં, સતત કેમ વ્હેરાવ છો?
તજી જનની, જન્મભૂમિ, ધનની ધુરા ખેંચતાં,
વિદેશ વસતા કુતૂહલ સમા, અહીં કોણ છો?
અહીં સ્વજન કોણ છે? અકરમી મટ્યા હિંદના.

જરૂર તજી હિન્દની સરહદો, પરંતુ મટ્યો
નથી જ નથી હિન્દી હું, તજી ની જ એ સંસ્કૃતિ
કદી બૃહદ હિન્દની, નથી ભૂગોળ પૃષ્ઠે, ભલા,
સીમિત કદી ભવ્ય ભારત, વળી સવાયો થઈ
અમેરિકન, હું થઈશ ગુજરાતી ગાંધી તણો,
સહિષ્ણુ સમુદાર નાગરિક હું બનું વિશ્વનો,
સદૈવ, રટું મંત્ર એક : વસુધૈવ કુટુમ્બકમ્.

('અમેરિકા, અમેરિકા'માંથી) -નટવર ગાંધી

1108

પક : રાજેન્દ્ર શાહ
હેમંત
વિ.સં.૨૦૬૨



નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૫
વર્ષ ૪૮ : અંક : ૬
સળંગ અંક : ૨૮૮

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

**ધીરુ પરીખ**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૮ : અંક ૬ સળંગ અંક ૨૮૮



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- રહેશે તેની સહુએ નોંધ લેવી**


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. અથવા રૂ. ૨૫૦. આજીવન $ 75: ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ.૧૫. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી; એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પાકટ્ય મુજ અન્તરે.




## કવિતા અને વાદ

**વાદ** શબ્દ મુખ્યત્વે બે બાબતે પ્રયોજાય છે. એક, કોઈ વિચારધારા. બે, એવી કોઈ વિચારધારાનો વ્યવહાર કે તેનું આચરણ. મૂળ તો કોઈ વિશિષ્ટ વિચાર ક્રમશઃ એની વિચારધારામાં પરિણમે છે. આવો વિચારવિશેષ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં સંભવી શકે છે. આથી કોઈ પણ જીવનક્ષેત્રમાં આવો વિચાર આખરે વિચારધારામાં પરિણમે છે. આવું જીવનક્ષેત્ર તત્ત્વજ્ઞાનનું હોય, વિજ્ઞાનનું હોય, ઇતિહાસનું હોય, કલાનું હોય કે પછી અન્ય કોઈ પણ. આવા ક્ષેત્રમાં કોઈ પ્રતિભાશાળી વ્યક્તિવિશેષ કોઈ વિચારવિશેષનું પ્રચલન કરે અને તેનો વ્યાપક અર્થમાં સ્વીકાર થાય ત્યારે તે 'વાદ'માં પરિણમે છે.

આવો વિચારવિશેષ્ અમૂર્ત છે, પણ જ્યારે તે આચરણમાં આવે છે ત્યારે તે મૂર્ત બને છે. આમ, તે વિચારવિશેષ 'વાદ' બની આચરણક્ષમ થાય છે. આ રીતે કોઈ પણ વાદ અસ્તિત્વમાં આવે છે અને ધીમેધીમે પ્રચલન પામે છે. આથી માનવઇતિહાસમાં વિવિધ તબક્કે અસ્તિત્વમાં આવેલી વિચારધારાઓ વિવિધ કાળતબક્કે વિવિધ 'વાદ' તરીકે પ્રચલિત બની છે. સાહિત્યમાં પણ આવી વિશિષ્ટ વિચારધારાઓ વિવિધ કાળતબક્કે 'વાદ'નું રૂપ પામી છે. સાહિત્યમાં 'વાદ' રૂપે આવેલી આવી વિચારધારાઓ વિવિધ જીવનક્ષેત્રોમાંથી આવી છે. ચિત્રકલા અને તત્ત્વજ્ઞાન તેમાં મુખ્ય ક્ષેત્રો છે. મનુષ્યના વિકાસમાં જ્ઞા વિજ્ઞાન અને કલાનું પ્રમુખ પ્રદાન છે. સાહિત્ય માનવ જીવનનાં વિવિધ પાસાંઓ સાથે સંલગ્ન

પૂર્વોક્ત ક્ષેત્રની વિચારધારાઓ તેમાં સ્વીકૃત થાય અને સક્રિય બને તે સ્વાભાવિક છે.

હવે સાહિત્યના વ્યાપક ક્ષેત્રમાંથી તેના એક મહત્ત્વના અને મહત એવા કવિતા સ્વરૂપનો અને તેમાં વાદના પ્રવર્તનનો અહીં વિમર્શ કરવા વિચાર્યું છે. સાહિત્યમાત્ર સાવેગ સંવેદન અને સમ્યક્ ચિંતન પર આધારિત છે. તેમાંય કવિતાનું સ્વરૂપ સૂક્ષ્મતમ હોઈ તીવ્ર સંવેદન અને તટસ્થ ચિંતન પર વધુ આધારિત છે. હવે જ્યારે કવિતાનો વિચાર કરીએ છીએ ત્યારે ઉક્ત 'વાદ' સાથે તેનો નાતો કેવો રહ્યો છે તે જાણવું અને કેવો રહેવો જોઈએ તે નાણવું જરૂરી છે. મહાકાવ્યકાળથી આજના ગદ્યકાવ્યકાળ સુધી આવતાં કોઈ ને કોઈ વિચારધારા કવિતાના સાહિત્ય સ્વરૂપમાં કાર્યરત બની જ છે તેવું જોઈ શકાય છે. અલબત્ત, છેલ્લાં બસો-ત્રણસો વર્ષમાં 'વાદ'નું વૈવિધ્ય જોવા મળે છે તેવું ક્યારેય જોવા મળ્યું નથી. આનું કારણ જ્ઞાન-વિજ્ઞાન અને કલા-ખાસ કરીને ચિત્રકલા-નાં ક્ષેત્રોમાં જે ઝાઝાં અને ઝડપી પરિવર્તનો આવ્યાં છે તે છે.

નિસર્ગવાદ, વાસ્તવવાદ, રાગોદ્રેકવાદ વિશ્વકવિતામાં ચિરકાળથી જોવા મળે છે. પણ આ રીતે કવિતા અને વાદનો સંબંધ વિચારીએ ત્યારે તે દ્વિપરિમાણી છે તે સ્મરણમાં રહેવું જોઈએ. કોઈ વિચારધારાને વાદરૂપે સ્વીકૃતિ મળતાં કવિતામાં તે ઝિલાય ત્યારે તે વાદનું કવિતામાં થતું પ્રચલન તે અંતસ્તત્ત્વગત છે. આથી આવો વાદ-વિચાર એ કવિતાની વિષય-સામગ્રી બની રહે છે. જેમ કે ગાંધીવિચારની કવિતા, એટલે કે ગાંધીવાદની કે ગાંધીવાદગંધી કવિતા, રાષ્ટ્રભક્તિની કવિતા એટલે કે રાષ્ટ્રવાદી કે રાષ્ટ્રવાદગંધી કવિતા, ધર્મ-સંપ્રદાયની કવિતા. આ પ્રકારની કવિતામાં પેલો વિચારવિશેષ એટલે કે જે તે વાદ આવી કવિતાની વિષયસામગ્રી હોવાથી તે તેનું અંતસ્તત્ત્વ બને છે. તો કવિતા અને વાદના સંબંધનું બીજું પરિમાણ અભિવ્યક્તિગત છે. આ પ્રકારની વાદગ્રસ્ત કવિતામાં જે તે વાદ તેના અભિવ્યક્તિના સ્વરૂપમાં ઝિલાયો હોય છે. જેમ કે કલ્પનવાદ, પ્રતીકવાદ, દાદાવાદ, ભવિષ્યવાદ, પરાવાસ્તવવાદ, અંતસ્ચેતનાવાદ, ઘનવાદ, પ્રભાવવાદ, ઇત્યાદિ વાદો.

આવા વાદો ચિત્રકલા અને માનસવિજ્ઞાનમાંથી મુખ્યત્વે આવેલા છે. કવિજન કંઈક નૂતન સૃજનપરિણામ ઇચ્છતો હોય ત્યારે તે આસપાસનાં જીવનક્ષેત્રોમાંનાં પ્રભાવક પરિબળો તરફ વળે છે. છેલ્લાં સો-સવાસો વર્ષમાં વિશ્વભરમાં મુખ્યત્વે ચિત્રકલામાં અને માનસવિજ્ઞાનમાં નવોન્મેષો વધુ પ્રમાણમાં જોવા મળ્યાં છે. તે તે ક્ષેત્રની પ્રતિભાશાળી વ્યક્તિઓએ પોતાના વિશેષ વિચારથી અને તેના આચારથી કવિઓના સંવેદનતંત્રને ઝંકૃત કરી મૂક્યું છે. પરિણામ એ આવ્યું છે કે ચિત્રકલા, માનસવિજ્ઞાન અને ક્યારેક તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાંથી કવિઓએ તે તે વ્યક્તિવિશેષે પ્રચારેલા વિચારવિશેષ કે વાદનું પોતાના

કવિતાસર્જનમાં સ્વાગત કર્યું છે. વાદવિશેષનું કવિઓએ કરેલું સ્વાગત, અગાઉ જણાવી ગયો તેમ, અંતસ્તત્ત્વ અને અભિવ્યક્તિ એમ ઉભય પક્ષે દષ્ટિગોચર થાય છે. આ રીતે જોવા જઈએ તો છેલ્લાં સવાસોએક વર્ષમાં ચિત્રકલાની શૈલીઓ પરિવર્તન પામતી ગઈ છે તેમ તેમ કવિતાની અભિવ્યક્તિમાં યથોચિત પરિવર્તનો આવ્યાં છે. આમાંથી ચિત્રકલાના કેટલાક વાદ કવિતાને માફક આવ્યા છે તો કેટલાક માફક નથી પણ આવ્યા. ભવિષ્યવાદ, દાદાવાદ, ઘનવાદ જેવી ચિત્રકલાની વાદશૈલીઓ કવિતાકલાને બહુ માફક આવી જણાતી નથી. પરિણામે ઉક્ત વાદની કવિતા ઝાઝું ગજું કાઢી શકી નથી. કવિઓએ તેવી વાદશૈલીઓને અપનાવીને પછી અળગી મૂકી દીધી છે.

આથી નવતાની ઝંખના કવિઓ પાસે આવાં આવાં પ્રયોગક્ષેત્રો પુરસ્કારાવે તે સ્વાભાવિક હોવા છતાં પણ સ્થાયી સ્વરૂપ પામ્યાં નથી. તો આમ થવાનું કારણ શું? આ પ્રશ્નનો ઉત્તર પામવા કવિતા અને વાદના સંબંધમાં કવિતા અને વાદ એ બેમાંથી કવિનું પ્રયોજન શું સિદ્ધ કરવાનું છે તે સમજાવું જોઈએ. કોઈ પણ કવિનું પ્રથમ અને પરમ પ્રયોજન કવિતા સિદ્ધ કરવાનું જ હોય એ સર્વસ્વીકૃત અને સર્વકાલીન હકીકત છે. પરન્તુ જ્યારે નૂતન પ્રયોગની ધખનામાં કવિ કોઈ વાદને સ્વીકારી તેની વેદી પર કવિતાનું બલિદાન આપે ત્યારે કવિતા કઈ રીતે બચી શકે? કવિનું કામ કોઈ વાદને બચાવવાનું છે કે કવિતાને બચાવવાનું? સુજ્ઞ અને સભાન કવિ આનો ઉત્તર બરાબર સમજે છે. આથી જ વિશ્વકવિતામાં વિવિધ વાદોની કવિતા ભલે રચાઈ હોય, પણ જે પ્રવાહમાં વાદનો પથ્થર ગળે બાંધી કવિ તરવા પડ્યો છે તે ડૂબ્યો છે અને કવિતાને ડુબાડી છે. આવું કવિતાના ઇતિહાસમાં જ્યારે જ્યારે બન્યું છે ત્યારે ત્યારે પછીથી આવનાર કવિઓએ એવા વાદનાં વળગણોને અળગાં કરી કેવળ કવિતાતત્ત્વનો સહારો લીધો છે, અને તેઓ કાળપ્રવાહમાં તરી ગયા છે. આથી એમ કહી શકાય કે કવિતા અને વાદનો સંબંધ અવિનાભાવી સંબંધ નથી. હા, જ્યાં વાદપરસ્તી કરીને પણ જે કવિએ કવિતાતત્ત્વને વિસારે પાડ્યું નથી તેણે તે તે વાદની કવિતા સિદ્ધ કરી જ છે. એટલે કવિતા અને વાદનો વિચાર કરતાં એમ અવશ્ય જણાશે કે વાદકવિતા કરતાં કવિતાવાદ કવિને મન મહત્ત્વની સર્જનસભાનતા હોવી ઘટે.

ડિસેમ્બર ૨૦, ૨૦૦૫ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૩. અંતિમ સંસ્કાર અને ક્રીડાઓ

ટ્રોય નગરી વિલાપગ્રસ્ત હતી ત્યારે અકીઅનો હેલેસ્પોણ્ટ પાસે પાછા પહોંચી ગયા અને, જહાજો પાસે જઈ સૌ પોતપોતાના વહાણ ભેગા થઈ ગયા. માત્ર યુદ્ધપ્રેમી મર્માઇડનોને વિશ્રામ અપાયો ન હતો. પોતાના અનુચરોને અકિલીઝે પોતાની પાસે જ રાખ્યા હતા અને એણે એમને સંબોધન કર્યું. 'અશ્વપ્રેમી મર્માઈડનો, મારા વિશ્વાસુ સાથીઓ, આપણે આપણા ઘોડાઓની ધૂસર છોડશું નહીં પરંતુ, આરૂઢ દશામાં જ આપણે પેટ્રોક્લસ પાસેથી પસાર થઈ, મૃત માનવી માટે વિલાપ કરાય તેમ એને માટે કરીશું. ને રુદન કર્યા પછી, આંસુથી થોડું સાન્ત્વન પામ્યા પછી આપણે ઘોડાઓનો સાજ છોડશું અને અહીં વાળું કરશું.'

મર્માઈડનો બધા એક સાથે વિલાપ કરવા લાગ્યા. અકિલીઝ મોખરે હતો અને વિલાપ કરતી મંડળીએ લાંબી કેશવાળીવાળા પોતાના તોખારોને શબ ફરતે ત્રણ વાર ફેરવ્યા. મુક્તપણે રુદન કરવા થેટિસે તેમને ઉત્તેજિત કર્યા. રેતી ભીની થઈ ગઈ અને એમનાં યુદ્ધ-કવચો આંસુથી ભીંજાયાં. મહાન ભય જગાડનારને એ યોગ્ય અંજલિ હતી. પછી, પોતાના માણસમાર હાથોને પોતાના સાથીની છાતી પર મૂકી પેલ્યુઝપુત્રે પોતાની સાથે સૌને મરસિયા ગવરાવ્યાં. 'હેડીઝના આવાસમાં પણ, પેટ્રોક્લસ, તું રાજી થા. તને આપેલાં સઘળાં વચનો હું પાળી રહ્યો છું. હેક્ટરના શરીરને હું અહીં ઘસડી લાવ્યો છું ને કૂતરાઓ એનું કાચું માંસ ખાશે અને તારી ચિતા ઉપર ટ્રોયના બાર કુલીન જુવાનોના માથાં કાપી હું વધેરવાનો છું અને, તારા મૃત્યુથી મને વ્યાપેલા ક્રોધને ઠાલવવાનો છું.'

આટલું બોલ્યા પછી, હેક્ટરને વધારે અપમાનિત કરવાનો વિચાર અકિલીઝને આવ્યો. મેનીરિયસના પુત્રના જનાજા પાસે ધૂળમાં એણે હેક્ટરના શબને ઊંધું નાખ્યું. પછી એના સૈનિકોએ પોતાનો ચળકતાં અસ્ત્રશસ્ત્રો છોડ્યાં, હણહણતા ઘોડાઓને છોડ્યા અને, પેલ્યુઝના વેગીલા પુત્ર સાથે સેંકડોની સંખ્યામાં પ્રેતભોજન માટે જોડાયા. લોખંડની કાતીએ અનેક સફેદ બળદો કપાયા, અનેક ઘેટાં અને બેં બેં કરતાં બકરાંઓનો વધ કરવામાં આવ્યો અને અનેક ડુક્કરોની રૂંવાટી રાખ થઈ ગઈ. શબ ફરતે લોહીની કટોરીઓ રેડવામાં આવી.

એ દરમિયાનમાં, પોતાના મૃત મિત્ર માટે વ્યથિત હોવા છતાં પેલ્યુઝના પુત્રને બીજા અકીઅન રાજવીઓ સાથે ખાણું લેવા બોલાવવામાં સમ્રાટ એગામેમ્નોનને ઘણો આગ્રહ કરવો પડ્યો. એ સૌ એગામેમ્નોનની કુટિરે પહોંચ્યા ત્યારે, એ રાજાઓએ છડીદારોને એક દેગડો ભરી પાણી ગરમ કરવા કહ્યું; એમને આશા હતી કે એ પાણી વડે અકિલીઝ પોતાનાં અંગો પરથી લોહીના ખરેટા દૂર કરશે. પરંતુ એવું કંઈ સાંભળવાને એ તૈયાર જ ન હતો. પ્રતિજ્ઞા લઈને બોલ્યો કે, 'સૌથી મહાન દેવ ઝ્યૂસના શપથ લઈ હું કહું છું કે, પેટ્રોક્લસને અગ્નિદાહ ન દઉં, એ સ્થળે ઢોરો ન કરું અને મારું માથું ન મુંડાવું ત્યાં સુધી પાણીને

મારા શરીરને અડાડવું એ મહાઘાતક થશે, કારણ, હું ગમે તેટલું લાંબું જીવું હાલ ભોગવી રહ્યો છું એવી વ્યથા હું કદી નહીં ભોગવું પરંતુ ખોરાકનો વિચાર પણ હું ધિક્કારતો હોવા છતાં આપણી આવશ્યકતાને વશ થઈ, આપણે ખાવું જોઈએ. અને પ્રભાત થતાં, એગામેમ્નોન, લાકડાં એકઠાં કરવાની અને પ્રતીચ્યોયનના પીડાકારક પ્રવાસમાં માનવીને જે સામગ્રીની જરૂર પડે તે બધી ભેગી કરવાની આજ્ઞા આપ આપશો, જેથી જેટલો બને એટલો જલદીથી પેટ્રોક્લસ ચિતાએ ચડી શકે અને એના ગયા પછી, લોકો પોતાને કામે લાગી શકે.'

સૌ સરળતાથી સમ્મત થયા અને ધગશપૂર્વક પોતાના ભોજનની તૈયારી કરવા લાગ્યા; સૌએ એમાં પોતાનો ભાગ આપ્યો હતો. સૌએ લિજ્જતથી ખાધું અને પોતાની ક્ષુધાપિપાસા તૃપ્ત કર્યા પછી સૌ પોતપોતાની કુટિરે રાત ગાળવા ગયા. પરંતુ પેલ્યુઝનો પુત્ર થાકથી કણસતો ગરજતા દરિયાને કાંઠે, ખુલ્લામાં તે પોતાના મર્માઈડનોથી વીંટળાયેલો પડી રહ્યો, દરિયાનાં મોજાં કાંઠા સાથે અફળતાનાં રહ્યાં. ઈલિયમની દીવાલો સુધી હેક્ટરની પાછળની દોટથી એનાં અંગો પણ થાક્યાં હતાં, પરંતુ જેવો એને શાતાદાયક નિદ્રાએ ઘેર્યો તેવો જ એને પેટ્રોક્લસનું ભૂત દેખાયું. બિલકુલ પેટ્રોક્લસ જેવું જ લાગતું અને એની જેમ જ બોલતું, એ જ કદનું, એ જ સુંદર નયનોવાળું અને એ પહેરતો હતો તે જ વસ્ત્રો ધારણ કરેલું.

એ ભૂત અકિલીઝના મસ્તક સમીપ ઊભું રહ્યું અને ભૂતે એને કહ્યું : 'અકિલીઝ તમે નિદ્રાધીન થઈ ગયા અને મને ભૂલી ગયા. હું મૃત્યુ પામ્યો છું એટલે હવે તમે મારી ઉપેક્ષા કરો છો. જલદી મને દફનાવો અને મને હેડીઝના દરવાજા પસાર કરવા દો. મૃત્યુ પામેલાઓના અશરીર આત્માઓએ મને બહાર રાખ્યો છે અને, સરિતા પાર કરીને એમના ભેગા થવા દેતા નથી પણ ઉઘાડા ફટાસ દ્વારની આ તરફ મને આંટા મારતો રાખ્યો છે. અને તમને અરજ ગુજારું છું કે મને તમારો હાથ આપો કારણ, એક વાર તમે મને અગ્નિમાંથી પસાર કરશો પછી, હેડિઝેથી હું ફરી આવીશ નહીં. ધરતી ઉપર તમે અને હું સાથે કદી બેસી શકીશું નહીં, આપણા સાથીઓ આપણી વાત સાંભળી શકશે નહીં, આપણે કશી યોજનાઓ ઘડી શકશું નહીં. કારણ, મારા જન્મસમયે લખાયેલા લેખ અનુસાર ભયંકર દુર્ભાગ્યને હું પામ્યો છું. અને, પૂજનીય અકિલીઝ, ટ્રોય નગરની દીવાલ પાસે જ મૃત્યુ પામવાનું તમારા ભાગ્યમાં પણ લખાયું છે. હવે એક વિનંતી વધારે. અકિલીઝ, મારાં અસ્થિને તમારાં અસ્થિથી દૂર ના દાટવા દેશો. બાળરમતમાં થયેલા ઝઘડાથી એમ્ફિડેમસના પુત્રની હત્યા મારાથી આકસ્મિક રીતે થઈ જતાં, પનીશિયસ મને તમારે ઘેર લાવ્યા એટલે તે પછીથી હું તમારા ઘરમાં તમારી સાથે જ ઉછર્યો છું તે રીતે મને તમારા ભેગો જ પડ્યો રહેવા દેજો. સમર્થ પેલ્યુઝે મને પોતાને ત્યાં આવકાર્યો અને, પ્રેમપૂર્વક મને ઉછેર્યો અને એમણે મને તમારો સ્કવાયર બનાવ્યો. તો તમારાં માતૃશ્રીએ આપેલું સુવર્ણપાત્ર જ આપણો બેઉનો અસ્થિકુંભ ભલે બની રહે.

'મારા પ્રિય હૃદય, અકિલીઝ વધ્યો, 'અહીં આવીને આ બધી વાતો કહેવાની તને શી જરૂર પડી? તારી ઈચ્છા પ્રમાણે જ હું બધું કરવાનો છું. પણ તું પાસે આવ એટલે આપણે ભેટી શકીએ, પછી ભલેને એક ક્ષણ માટે જ, અને આપણાં આંસુમાં થોડું સાન્ત્વન મેળવી શકીએ.'

આટલું બોલીને, એને બાથમાં લેવા માટે અકિલીઝે પોતાના બાહુ પસાર્યા પણ, ફોગટ. ધૂમ્રસેર માફક એ અદૃશ્ય થઈ ગયો અને ભૂમિ નીચે સરકી ગયો. અચરજ સાથે અકિલીઝ કૂદ્યો. પોતાના હાથ એણે પછાડ્યા અને હતાશામાં પોકારી ઊઠ્યો : 'તો પછી એ સાચું છે કે હેડિઝના આવાસમાં પણ કશુંક ટકી રહે છે પણ, એ મનુષ્યાકૃતિ ભૂત જ છે ને એને બુદ્ધિ હોતી નથી, આખી રાત પેટ્રોક્લસનું ભૂત (ને એ એના જેવું જ દેખાતું હતું) મારી પડખે જ ઊભું રહ્યું છે, રોતું ને રસળતું ને, મારે શું કરવું તે મને કહેતું રહ્યું છે. અકિલીઝના શોરથી મર્માઈડનો જાગી ગયા અને વિલાપ કરવા લાગ્યા અને, પોતાના અરુણા પદે ઉષા એમની સમીપ આસ્તેથી આવી ત્યારે, દુઃખી મૃત્યુ પામનારની આસપાસ એ સૌને એણે વિલાપ કરતા ભાળ્યા.'

' દરમિયાનમાં રાજા એગામેમ્નોને માણસોને અને ખચ્ચરોને પડાવ ફરવા ચોમેર લાકડાં લાવવા માટે મોકલ્યા. એની જવાબદારી આઈડોમેન્યુઝના સ્કવાયર મેરિયોનેસને સોંપવામાં આવી હતી. એ માણસો ખાંધે કઠિયારાના કુહાડા અને ધીંગાં રાંઢવાં લઈને જતાં હતા. આડાઅવળા ઊંચેનીચે એમ ફરતા એ લોકો અનેક નિર્ઝરવાળા ઈડાના ડુંગરાઓ પાસે પહોંચ્યા. ત્યાં જઈ પોતાના ધારદાર કુહાડાઓ વડે ઊંચાં ઓક વૃક્ષ ઉપર ધડાધડ ઘા ઝીંકવા મંડ્યા અને એ વૃક્ષો ટપોટપ પડવા લાગ્યાં. અકીઅનોએ એનાં ફાડચા કર્યા અને પછી દોરડેથી તેમના ભારા બાંધ્યા. અને ખચ્ચરો પર તે લાદ્યાં. એ ખચ્ચરો ઝાડી વીંધતાં મેદાન તરફ ચાલવા લાગ્યાં. આઈડોમેન્યુઝના સ્કવાયર મેરિયોનેસની આજ્ઞાથી કઠિયારાઓ પણ થડિયાં ઉપાડી ચાલવા લાગ્યા. કાંઠે પહોંચી, અકિલીઝ જે સ્થળે પેટ્રોક્લસને અને પોતાને માટે ઢેરો કરવા માગતો હતો ત્યાં એ બધાં લાકડાંનો ઢગલો કર્યો.

આ બધાં લાકડાંને ત્યાં મૂકી એ સૌ ત્યાં વાટ જોતા બેઠા. પોતાના યુદ્ધ-પ્રિય મર્માઈડનોને શસ્ત્રસજ્જ થવાનો અને દરેક સારથિને રથ જોતરવાનો હુકમ આપ્યો. સૌ તરત ગયા અને બખ્તર પહેરીને તથા શસ્ત્રસજ્જ થઈને આવ્યા અને રથીઓ તથા સારથિઓ રથારૂઢ થયા. ઘોડાઓ મોખરે ચાલ્યા અને એમની પાછળ ગણી શકાય એટલા પદાતીઓ હતા. આ સરઘસની મધ્યમાં પેટ્રોક્લસને એના પોતાના માણસોએ ઊંચક્યો હતો, એમણે કાપી લીધેલી કેશની લટો પેટ્રોક્લસના શરીર ઉપર રાખવામાં આવી હતી. એમની પાછળ, પેટ્રોક્લસના મસ્તકને ઊંચકનાર, મુખ્ય ડાઘુ અકિલીઝ હતાં, પોતાના કુલીન સાથીને એ હેડીઝ આવાસે રવાના કરી રહ્યો હતો.

અકિલીઝે નિયત કરેલે સ્થળે પહોંચી એમણે પેટ્રોક્લસને નીચે મૂક્યો અને એને માટે લાકડાં ગોઠવ્યાં. પણ એવે વેગવીર ઉત્તમ અકિલીઝને કંઈ નવું સૂઝ્યું. ચિતા પાસેથી ખસીને સ્પેર્ક્યુસ નદને સમર્પિત ભૂરા કેશની લટ એણે કાપી પછી સુશરંગી સમુદ્ર ભણી દૃષ્ટિપાત કરતો ક્રોધી સ્વરે એ બોલ્યાં : 'સ્પેર્ક્યુસ, મારા પિતાની પ્રાર્થનાનો આ ઉત્તર છે ! ટ્રોયથી હું પાછો આવું ત્યારે એમણે તને વચન આપ્યું હતું કે, મારે આ લટ કાપી તને ધરવી અને, તારા અધિકારીક્ષેત્રમાંની તારી સુગંધી વદી પર તને તારાં પુણ્ય સલિલ વારિની પાસે, પચાસ ઘેટાંઓનો બલિ તને ધરવો. વૃદ્ધરાજાની એ પ્રતિજ્ઞા હતી. પણ એની પ્રાર્થનાનો તે સ્વીકાર કર્યો નથી. ને મારી જનમભોમકા હું હવે ફરી ભાળવાનો નથી એટલે આ લટથી છૂટો પડી હું એ મારા મિત્ર પેટ્રોક્લસને

અર્પણ કરવા માગું છું.

આટલું બોલીને એણે એ લટ પોતાના પ્રિય સાથીના હાથમાં મૂકી. આ જોઈ સમગ્ર સમુદાય વધારે અશ્રુપાત કરવા લાગ્યો અને સૂર્યાસ્ત સુધી એ ચાલુ રહેત પણ અકિલીઝને અચાનક એક વિચાર આવ્યો. એગામેમ્નોન પાસે જઈ એ બોલ્યો : નામદાર, આપને સઘળા સાંભળશે. અલબત્ત, એમની ઇચ્છા હોય તો એ લોકો વિલાપ કરી શકે છે પણ આ ઘડીએ તો ચિતા પાસેથી જઈ પોતાનું ખાણું પકાવવા જવા તેમને આદેશ આપો. અમે મુખ્ય ડાઘુઓ અહીં પૂરું થતાં સુધી રોકાશું. જોકે, અકીઅન સેનાપતિઓ અહીં રહેશે તે મને ગમશે.'

અકિલીઝની ઇચ્છા જાણીને, માનવોના સમ્રાટ એગામેમ્નોને સૈનિકોને બરખાસ્ત કર્યા; પરંતુ મુખ્ય ડાઘુઓ ત્યાં જ રોકાયા અને તેમણે લાકડાં ગોઠવ્યાં. એમણે સો ફીટ લાંબી ને પહોળી ચિતા ગોઠવી અને રુદિત હૃદયે એની પર શબને રાખ્યું. ચિતા પાસે એમણે તગડાં ઘેંટાંઓની અને, વાંકાં શિંગડાવાળાં ઢોરની ચામડી ઉતરડી. મહાનહૃદયી અકિલીઝે દરેકમાંથી માંસના લોચા લઈ તેમના વડે પેટ્રોક્લસના શબને પગથી માથા સુધી ઢાંક્યું અને પછી પશુઓનાં મડદાંઓને પેટ્રોક્લસ ફરતાં ગોઠવ્યાં. પછી મધની અને તેલની બકડિયાં, બરણીઓ ઉમેરી અને એમને ચિતાને ટેકે ગોઠવી, અને પોતાની ધૂનમાં એણે ચાર ઊર્ધ્વગ્રીવા અશ્વો ચિતા ઉપર ધકેલ્યા; એ એમ કરતો હતો ત્યારે એ કણસતા હતા. મૃત પેટ્રોક્લસે નવ કૂતરા પાળ્યા હતા. અકિલીઝે એની ગરદન કાપી અને એમનો ઘા ચિતા પર કર્યો. પછી એ એક દુષ્ટ કૃત્ય કરવા તરફ ધપ્યો. બાર બહાદુર જુવાન ટ્રોજનોને એણે તલવારને ઝાટકે દીધા અને ચિતા પેટાવી એટલે નિર્મળ અગ્નિ તેમને ગળી જાય. આટલું બોલી એણે નિસાસો નાખ્યો અને પોતાના પ્રિય મિત્રને ફરી એક વાર એણે કહ્યું : 'પેટ્રોક્લસ, હેડીઝના આવાસમાં તારું સ્વાગત હો!' તને આપેલાં બધાં વચનોનું હું પાલન કરી રહ્યો છું. ઉમેરાવોના દીકરા એવા બાર બહાદુર ટ્રોજનો તારી જ ચિતાના અગ્નિમાં ખાક થઈ જશે. પ્રાયમના પુત્ર હૅક્ટર માટે મેં બીજું વિચાર્યું છે - હું એને અગ્નિમાં નહીં નાખું, કૂતરાઓને ખાવા માટે એને હું નાખીશ પરંતુ અકિલીઝની આ ધમકી છતાં, હૅક્ટરનું શબ કૂતરાઓને હવાલે કરવામાં આવ્યું નહીં. દિવસ અને રાત, ઝ્યૂસદુહિતા એફ્રોડાઈટીએ શ્વાનોને આઘા રાખ્યા અને, ગુલાબના અમૃતમય તેલનું સિંચન શબ પર કરતી રહી જેથી, અકિલીઝ એને આમતેમ ત્યારે, એની ચામડીમાં ચીરા ન પડે. વિશેષમાં ફીબસ અપોલોએ એ શબ જ્યાં પડ્યું હતું તેની ઉપર છાયો જ રહે તે હેતુથી, એ ત્યાગ ઉપરના વ્યોમમાં એક અંધારું વાદળું ગોઠવી દીધું. એટલે, સૂર્યનો તાપ એની ચામડીને દઝાડે નહીં કે એનાં અંગોને સૂકવી નાખે નહીં.

પેટ્રોક્લસના દેહ બાબત પણ તકલીફ ઊભી થઈ, ચિતા પેટતી જ ન હતી. પણ વેગવાન અને બુદ્ધિવાન અકિલીઝને એક ઇલાજ સૂઝ્યો. ચિતાથી અંતરે ઊભા રહીને, ઉત્તરના અનિલ બેરિયાઝને અને પશ્ચિમના ઝફિરને પ્રાર્થના કરી અને ઉત્તમ સામગ્રી ધરી સુવર્ણ કટોરીમાંથી એણે અંજલિઓ આપી અને કાષ્ઠ તરત પેટાવી અને એની ઉપરના દેહો તરત ભસ્મીભૂત થાય એ માટે એમને અકિલીઝે આજીજી કરી. એની પ્રાર્થના સાંભળી બેઉ વાયુદેવોને એ સંદેશો આપવા ઇરિસે તરત દોટ મૂકી. એ પહોંચી ત્યારે બંને વાયુ આ પશ્ચિમના વાયુના

મહેલમાં ખાણું આરોગતા હતા. ઇરિસ દોડતી ત્યાં પહોંચી અને એ બંને વાયુદેવોએ એને ઉંબરાને પથ્થરે ઊભેલી જોઈ ત્યારે એ બંને તરત ઊભા થઈ ગયા અને ઇરિસને પોતાની પાસે અંદર આવી બેસવા કહ્યું. પણ એણે ના પાડી અને પોતાનો સંદેશો એ સંભળાવવા લાગી. 'મને બેસવાનો સમય નથી', એણે કહ્યું, 'મારે સમુદ્રતટે અને ઇથયોપિયનો પાસે જવું જોઈએ, બધા દેવાને એ યજ્ઞભોજન આપી રહ્યા છે તે હું એ ચૂકવા નથી માગતી. પરંતુ, બોરિયાઝ અને પ્રતીચ્યાનિલ, મારે તમને અકિલીઝનો સંદેશો આપવાનો છે. જેને માટે સમગ્ર અકીઅન સૈન્ય વિલપી રહ્યું છે તે પેટ્રોક્લસના શબ નીચેની ચિતાને પેટાવવા તમે તુરત જશો તો એ તમને આકર્ષક બલિ ચડાવવાનું વચન આપે છે!

પોતાનો સંદેશો આપીને ઇરિસ જતી રહી અને બંને વાયુઓ ગર્જના કરતા ઊઠ્યા અને વાદળોને પોતાની આગળથી ધકેલવા લાગ્યા. ક્ષણમાત્રમાં એ સાગરતટે પહોંચી ગયા, વેગથી વાવા લાગ્યા અને પોતાના ફુંફાડાથી મોજાંઓ પેદા કરવા લાગ્યા. ટ્રોયની ઊંડી ધરતી પાસે એ પહોંચ્યા ત્યારે ચિતા ઉપર એ તૂટી પડ્યા અને, ચિતાગ્નિ ભયંકર સુસવાટા કરતો પ્રજ્વલિત થઈ ઊઠ્યો. ચિતાની ફરતે ગર્જના કરતાં આખી રાત એ એકમેકને ચિતાને ભડભડતી રાખવામાં મદદ કરતા રહ્યા. મોટા સુવર્ણપાત્રમાંથી બે કડાંવાળી કશેરી ભરી ભરીને પેટ્રોક્લસે અંજલિઓ આપીને ધરણીને ભીની કરી દીધી અને અભાગી પેટ્રોક્લસના આત્માનું એણે આવાહન કર્યું. લગ્નને દિવસે જ મૃત્યુ પામનાર પુત્રને અગ્નિ દેતું પિતા આક્રન્દ કરે તેમ, હતાશ હૃદયે પોતાના સાથીના દેહને બાળતો અને ચિતાની પ્રદક્ષિણા કરતો અકિલીઝ આક્રન્દ કરવા લાગ્યો.

પૃથ્વી પર નવા દિવસની ઘોષણા કરવા પ્રભાતતારક સૂર્ય ઉદય પામે છે. અને, એને શિરોટે, રત્નાકર ઉપર પ્રભાત પોતાના કેસરિયા વાઘા પાથરે છે ત્યારે, અગ્નિ મંદ પડ્યો, ભડકાં બંધ થયા અને બંને અનિલો ગરજતા મોજાંવાળા થ્રેશિયન સાગર ઉપર થઈ સ્વધામ જવા રવાના થયા. અકિલીઝ થાકી ગયો હતો. ચિતા તરફથી વળીને એ જમીન પર પડ્યો અને પડ્યા ભેગો જ નિદ્રાધીન થઈ ગયો. પરંતુ; એગામેમ્નોન સાથે આવેલા બીજાં સેનાનાયકો એને જંપવા દે તેમ ન હતું અને એ આખું મંડળ એની પાસે ગયું. એમના સ્વરથી તેમ જ એમના પગરવથી જાગીને, પોતે શું ચાહતો હતો એ એણે તેઓને કહ્યું : 'નામદાર એગામેમ્નોન અને, સંયુક્ત અકીઅનોના આપ સૌ અન્ય નેતાઓ, ચમકતી સુરા વડે ચિતાના અંગારાઓને આપ બુઝાવી નાખો, પછી આપણે જુદાં તારવવાની કાળજી રાખીને, પેટ્રોક્લસનાં અસ્થિફૂલો વીણવાં જોઈએ, એને વચ્ચોવચ્ચ સુવાડ્યો હતો એટલે એ શોધતાં તકલીફ ન પડવી જોઈએ. એના ભેગા બીજા જુવાનોને અને ઘોડાઓને પણ બાળ્યા હતા. એ અસ્થિફૂલોને એક સુવર્ણ પુષ્પપાત્રમાં મૂકશું અને એમની ઉપર ચરબીનાં બે પડ મૂકી એને જડબેસલાક બંધ કરી દેશું ને આ જગતમાંથી હું વિદાય લઉં ત્યાં સુધી એ સાચવી રાખવાનાં રહેશે. એના ઢોરાની વાત કરીએ તો, એ બહુ મોટો ન કરવા હું તમને કહું છું. દેખાવે સારો લાગે એટલું બસ છે. હું જઉં પછી પાછળથી, જે અકીઅનો ધીંગાં વહાણોમાં બચ્યા હોય તે સૌ મોટા ને ઊંચો ઢોરો ભલે બાંધે!'

પેલ્યુઝના વેગવીર પુત્રે જણાવ્યા પરમાણે સૌ કામે લાગ્યા. ચિતાના જે જે ભાગમાં અગ્નિએ પોતાનું કાર્ય પૂરું કર્યું હતું અને રાખના ઊંડા ઢગલા

પડ્યા હતા ત્યાં ત્યાં એમણે ચળકતી સુરાથી ચેહને ઠારી. પછી અશ્રુભારી આંખો સાથે પોતાના વિનમ્ર સાથીનાં સફેદ અસ્થિઓ વીણી એક સુવર્ણ પુષ્પધારકમાં મૂક્યાં અને ચરબીનાં બે પડ વડે એ પાત્ર એમણે બંધ કર્યું, એને એની કુટિરમાં મૂક્યું અને એ પાત્ર ઉપર સુંવાળું શબ ઢાંકી દીધું. પછી, ચિતાની ફરતે પથરાઓની ગોળ આડ કરીને એમણે ઢોરો રચ્યો. પછી, માટી આણી, અંદર ઢગલો કર્યો.

સૈનિકોએ સ્મારક રચ્યું તે પછી તેઓ ત્યાંથી જવાનો અણસાર આપવા લાગ્યા. પરંતુ અકિલીઝે એમને રોક્યા અને મોટા ચકરડામાં તેમને બેસાડ્યા. એ ગોળ ચક્કરની મધ્યમાં ક્રીડાઓ થવાની હતી. સ્પર્ના પારિતોષિકો માટે વહાણોમાંથી દેગડાઓ, ત્રિપાદો, ઘોડાઓ, ખચ્ચરો અને જાતવાન ઢોર એ લાવ્યો; રાખોડી લોખંડ પણ આણ્યું અને કમ્મરબંધવાળા ઝભ્ભા પહેરેલી સ્ત્રીઓ પણ હતી.

પહેલો ક્રમ એણે રથદોડને આપ્યો, એને માટે એણે નીચેનાં સુંદર પારિતોષિકો જાહેર કર્યાં : પ્રથમ આવનારને કલાપ્રવીણ એક નારી અને, એક કુડીને બશેર માપનો કર્ણાકાર હાથાવાળો ત્રિપાદ, બીજે આવનારને છ વર્ષની વયની અને સગર્ભા હોય તેવી ઘોડી, ત્રીજે ક્રમે આવનારને ચાર શેરના માપની કીટલી અને એને મેશ ન લાગી હોય તેવી, નવી જેવી, ચોથે ક્રમે આવનારને બે સુવર્ણમુદ્રા અને પાંચમાને ચૂલે ચડાવ્યું ન હોય તેવું બકડિયું.

પ્રતિયોગિતાની જાહેરાત કરવા અકિલીઝ ઊભો થયો. 'નામદાર એગામેમ્નોન અને અકીઅન વીરો' રથની પ્રતિયોગિતામાં વિજય મેળવનારા માટે આ પારિતોષિકો વાટ જોઈ રહ્યાં છે. બીજા કોઈના માનમાં આપણે ક્રીડા આયોજન કર્યું હોત તો પ્રથમ પારિતોષિક જીતી હું મારી કુટિરભેગો થયો હોત. મારે તમને કહેવાની જરૂર નથી કે, પોઝેઇડોન દેવે મારા પિતા પેલ્યુઝને ભેટ આપેલી મારા આ અશ્વોની અમર જોડેલી સૌથી વધારે વેગવાન છે, મારા પિતાએ એ જોડ મને આપી છે. પરંતુ અને મારી એ અદ્‌ભુત વાજિજોડલી પ્રતિયોગિતામાં ભાગ નહીં લઈએ, પોતાના પરાક્રમી સારથિનો એ જોડ શોક પાળે છે. પેટ્રોક્લસ એમની પ્રત્યે કેટલો માયાળુ હતો, રોજ ચોખ્ખા પાણીથી એમને ધમારતો અને પછી એમની કેશવાળીમાં જૈતુનનું તેલ તપતપાવતો! ત્યાં ઊભાઊભા એ પેટ્રોક્લસના જવાની ખેદ અનુભવે છે. એમની કેશવાળી નીચે ઢસડાય છે અને પોતાની વ્યથામાં એ ત્યાંથી યશ દેતા નથી. પરંતુ, આખી સેનામાંથી કોઈને પણ પોતાના ઘોડાઓમાં વિશ્વાસ હોય અને પોતાનો રથ ધીંગો હોય એમ લાગતું હોય તે આ પ્રતિયોગિતામાં ભાગ લેવા માટે પોતાનું સ્થાન લે.

અકિલીઝની આ જાહેરાતે સમર્થ રથીઓને પટમાં ઊતાર્યા. સૌથી પહેલા કૂદનાર હતો રાજા યુમેલસ, એડ્‌મિટસનો પુત્ર. બીજો ટાઇડ્યુસનો પુત્ર ડાયોમિડીઝ આવ્યો; એની પાસે ટ્રોસના અશ્વોની જાતવંત જોડ હતી. એ અશ્વોના માલિક ઇનિયાસને અપોલોએ બચાવ્યો ત્યારે, એ જોડ ડાયામિટીઝ લઈ લીધી હતી. પછી આવ્યો એટ્યુસસુત મેનેલોઝ, એગેમેમ્નોનની ઘોડી ઇથી અને પોતાનો ઘોડો પોર્ગેસ એમ એ જાતવંત અશ્વોની એક એણે જોતરી હતી. એક કાઇજિના પુત્ર ઇકીપોલર્સ એગામેમ્નોને ઇમીની ભેટ આપી હતી અને બદલામાં ઇલિયમ આવવામાંથી એણે મુક્તિ મેળવી લીધી હતી. સિસિયોમનો એ રહેવાસી ખૂબ સમૃદ્ધ હતો અને, ઇલિયમ જૂજ હેરાન થવાને બદલે એશઆરામથી ઘેર જ રહેવા માંગતો હતો. મેનેલોઝે જોતરેલી આ

ઘોડી દોડવા માટે થનગની રહી હતી. લાંબી કેશવાળીવાળા પોતાના તોખારોને જોતરનાર ચોથે એણ્ટિલોક્સ હતો. નેલ્યુઝના પુત્ર, ઉદાર રાજવી મેસ્ટરનો એ પુત્ર હતો. એને રથે જોતરેલી જોડ પાઈલિયન જાતની હતી. પોતાનું કાર્ય એ સારી રીતે જાણતો હતો તે છતાં, એના પિતાએ એને કેટલાંક ઉપયોગી સૂચનો કર્યાં.

'એણ્ટિલોક્સ', એસ્ટરે કહ્યું, 'તું જ જ્ઞાત છો અને ઝ્યૂસ અને પોઝેઈડોનની તારી ઉપર કૃપા છે અને એમણે તને અશ્વવિદ્યા શીખવી છે. એટલે તને કંઈ સલાહ આપવાની મને આવશ્યકતા નથી. પરંતુ વાળવાની જગ્યાએ ઘોડાઓને વાળવામાં તું કુશળ છો પરંતુ, તારા ઘોડા જરા ધીમા છે ને એ તને અવરોધ કરશે એનો મને ડરે છે. પણ જોડો બધી વેગવાન હોય તો પણ, તું જાણે છે એવી એક પણ હિકમત એમના હાંકનારા જાણતા નથી. એટલે, તારે ઈનામ ન ગુમાવવાં હોય તો, તારી બધી હિકમતોનો સહારો તારે લેવો રહ્યો. સારો કઠિયારો બનવા માટે બળ કરતાં હિકમતની વધારે જરૂર પડે છે. વાયરામાં વહાણ પથચ્યૂતિ કરે છે ત્યારે, હિકમતથી જ સુકાની સુરા જેવા કાળા સાગરમાં નાવને સીધી રાખી શકે છે. ને હિકમતથી જ એક સારથિ બીજાના કરતાં આગળ નીકળી જાતો હોય છે. પોતાના રથ અને ઘોડા ઉપર ઘણું બધું છોડી દેતો સામાન્ય આદમી વળાંક આગળ એક બીજા સારથિની પાછળ રહી જતો હોય છે, એના ઘોડા આડાઅવળા ભમવા લાગે છે અને એ એમને બરાબર વાળી શકતો નથી. પણ બુદ્ધિવાન સારથિ ભલે કોઈ ધીમી જોડની પાછળ હોય પણ, એની નજર તો નિશાને જ મંડાયેલી હોય છે અને એનાં પૈડાં પછી ઝડપથી ફરવા લાગે છે, લગામ વાપરીને ઘોડાઓને વેગથી દોડાવવાનો સમય આવે ત્યારે, એ ઊંઘતો નથી ઝલાતો; લગામને એ હાથમાં મજબૂત પકડી રાખે છે અને, આગળ હોય તેની ઉપર એની નજર બરાબર મંડાયેલી હોય છે.'

'ધ્યાનમાં રાખવા જેવી એક બીજી વાત પણ સાંભળ એ એવી તો દીવા જેવી ચોખ્ખી છે કે તારા ધ્યાન બહાર એ નહીં રહે. એક સુકાઈ ગયેલા ઓક કે પાઈન વૃક્ષનું ઠૂંઠું છે અને એની બાજુમાં એ સફેદ પથરા છે. એ જગ્યાએ માર્ગ સાંકડો થઈ જાય છે કોઈ પુરાણી કબર હોય કે રસ્તાનો વળાંક નિર્દેશવા અગાઉના કાળમાં કોઈએ એ પથરા રાખ્યા હોય. એ ગમે તે હોય, નામદાર અકિલીઝે વળાંકબિન્દુ તરીકે એ સ્થાન પસંદ કર્યું છે, તું ત્યાં રથ લઈ જાય ત્યારે, તું પથરાની બને એટલો પાસે રહેજે, તું જાતે જરા ડાબી તરફ નમજે અને જમણી તરફના ઘોડાને બુચકારાં દઈ, એને જરા ચાબૂક મારી એની લગામ જરા ઢીલી મૂકજે પણ, ડાબી બાજુના ઘોડાને પથરાની એટલો નજીકથી વાળજે કે, તારા રથના પૈડાની નાભિ એ પતરા સાથે ઘસાય પણ પથરા સાથે અથડાવાથી દૂર રહેવાની કાળજી તારે રાખવી પડશે નહીં તો તારા ઘોડા ભાંગશે અને રથના ટુકડા થઈ જશે. તો, વીર, તારી બુદ્ધિ વાપરજે અને બરાબર જોતો રહેજે કારણ, એ વળાંકે તું એમને બધાને વટી ગયો તો, ઘસારો કરીને પણ કોઈ તારી સાથે કે આગળ નહીં થઈ શકે, સ્વર્ગમાંના બીજથી જન્મેલો, એડ્રેસ્ટસનો જાતવાન એરિયોન પણ નહીં.'

અશ્વારોહણનું બધું શાસ્તર પુત્રને આમ સમજાવ્યા પછી રાજા નેસ્ટર પોતાની જગ્યાએ ગયો. પોતાના ઘોડાઓ સાથે આવનાર પાંચમો મેરિયોનેસ હતો. પછી સૌ પોતપોતાના રથમાં આરૂઢ થયા અને એમના નામથી નિશાનો એક શિરત્રાણમાં નાખ્યાં. અકિલીઝે એ શિરત્રાણ હલાવ્યું. નેસ્ટરના પુત્ર

એણ્ટિસોકસનું નિશાન પહેલું બહાર આવ્યું. પછી યુમેલસનું આવ્યું ને તે પછી એટ્રયુસપુત્ર શૂરવીર મેનેલોઝનું આવ્યું. ચોથે મેનોલોઝ આવ્યો અને, એ સૌમાં ઉત્તમ ડાયોમિડીઝ છેલ્લો આવ્યો. એ બધા પડખોપડખ ઊભા રહ્યા અને સૌને અકિલીઝે વળાંક -બિન્દુ બતાવ્યું, દૂર, સમથલ જમીન પર એ હતું પોતાના પિતાના સ્કવાયર સાદરણીય ફીનિક્ષને ત્યાં એણે મધ્યસ્થ તરીકે નીમ્યા હતા ને સૌની દોટ પર નજર રાખીને તો અહેવાલ તેમણે સોંપવામાં હતો.

એક જ પળે સ્પર્ધકોએ પોતાના ઘોડાઓને ચાબુક માર્યા, લગામો હલાવી અને, મોઢેથી આજ્ઞા આપી ઘોડાઓને દોડતા કર્યા. જરા પણ અડચણ વગર મેદાનમાં વીંધતા ઘોડાઓ દોડવા લાગ્યા અને જહાજો પાછળ રહી ગયાં. એમની છાતી નીચેથી ઊડતી ધૂળના ગોટ આંધીના વાદળ જેવા કે ધુમ્મસ જેવા દેખાતા હતા અને એમની કેશવાળી હવામાં લહેરાતી હતી. એક પળ રથ ધરતીને અડતા હતા અને બીજી પળે હવામાં અધ્ધર ઊડતા હતા. પોતાના રથમાં ઊભેલો દરેક સારથિ પહેલો આવવા મથતો હતો અને દરેકનું હૈયું જોરથી ધડકી રહ્યું હતું. પોતાના ઘોડાઓ પ્રત્યે એ બરાડતા હતા ને એ ઘોડાઓ ધૂળના ગોટાઓ ઉડાડતા હતા.

પરંતુ પુરપાટ દોડતા ઘોડાઓ વળાંક વળોટીને ભૂખરા દરિયા તરફ વળ્યા પછીથી તરત જ દરેક સારથિએ પોતાનું સ્વરૂપ પ્રગટાવ્યું અને અશ્વો લાંબા થવા લાગ્યા. યુમેલસની તેજ તાજણો ટોળાથી આગળ નીકળી ગઈ, એની તરત જ પાછળ, ટ્રોસના બીજના જાતવેંત ઘોડાવાળો ડાયોમિડીઝ હતો. બંને વચ્ચેનું અંતર એટલું ઓછું હતું કે ડાયોમિડીઝના ઘોડાઓ જાણે કે હમણાં યુમેલસના રથમાં કૂદી પડશો એ ઘોડાઓ જાણે યુમેલસના શિર ઉપર જ ઊડતા હતા, એના વાંસને અને ખભ્ભાને પોતાના શ્વાસ વડે ગરમાટો આપતા હતા. ટાઈડ્યુસના પુત્ર પર હજીયે ખફા હતા એવા ફીબસ અપોલોએ એનો ચાબુક એના હાથમાંથી નીચે ફંગોળ્યો હોત તો ડાયોમિડીઝ યુમેલસને ત્યાં જ આંબી ગયો હોત અથવા, એની બરાબર જ રહ્યો હોત. યુમેલસની ઘોડીઓને આગળ ધપતી જોઈ અને પોતાના ઘોડાઓને કશા કારણ વિના ધીમા પડતા જોયા ત્યારે, ડાયોમિડીઝને ઝાંઝ ચડી અને એના ગાલ ઉપર આંસુડાં સર્યાં, પરંતુ, ડાયોમિડીઝ સાથે અપોલોને કપટ કરતા જોઈ એથિની એ મહાવીરની પાછળ દોડી, એણે એનો ચાબુક ઊંચકી પાછો આપ્યો અને એના ઘોડાઓમાં એથિનીએ નવા પ્રાણ પૂર્યા વળી એ એટલી ગુસ્સે ભરાઈ ગઈ હતી કે એ યુમેલસની પાછળ પડી અને, પોતાની દૈવી શક્તિ વાપરી એણે યુમેલસના રથનું ધૂસર તોડી નાખ્યું. પરિણામે એની ઘોડીઓ છૂટી થઈને દોડવા લાગી રથનો દાંડો જમીન પર તૂટી પડ્યો અને, યુમેલસ જાતે રથની બહાર ફંગોળાઈ પૈડા પાસે પડ્યો. એની કોણી, એનું મોઢું અને નાક છોલાઈ ગયાં, એના કપાળમાં ઢીમણું ઉપસી આવ્યું; એની આંખો આંસુથી ઊભરાઈ અને એની વાચા હરાઈ ગઈ. એટલામાં એ રથના ભંગાર પાસેથી ડાયોમિડીઝ પોતાના તેજ તોખારોની સહાયથી આગળ વખોરી ગયો, બીજાઓ ત્યાં ક્યાંથી પાછળ રહી ગયા હતા. એથિનીએ એની અશ્વજોડલીમાં શક્તિનું સિંચન કર્યું અને એ જોડના સ્વામીને વિજેતા થવા દીધો.

ડાયોમિડીઝની પાછળ કસુંબલકેશી મેનેલોઝ આવ્યો અને એની પછી હતો એણ્ટીલોકસ; પોતાના પિતાના અશ્વો પ્રત્યે એ બરડાતો હતો ડાયોમિડીઝની અશ્વજોડના જેવું પાણી બ.

તેમને એ અનુરોધ કરતો હતો. 'તમારી શ્રેષ્ઠ ચાલ તમે હવે બતાવો, એ બોલી ઊઠ્યો. 'ડાયોમિડીઝની બહાદુર જોડતી આગળ નીકળી જવાનું તમને હું નથી કહેતો કારણ, પોતાના પ્રિય પાત્રને વિજય અપાવવા માટે દેવી એથિનીએ એમનામાં વેગ પૂર્યો છે. પણ મેનેલોઝની જોડીની સાથે થઈ જાઓ. અને એમની પાછળ ન રહો. એ પણ ઝડપથી કરો નહીં તો પેલી ઘોડી ઈથી તમારી સામે નાકનું ટીચલું ચડાવશે. દોસ્તો, આમ ઢીલા કેમ છો? તમારે હવે શાની આશા રાખવી એ હું તમને સ્પષ્ટ સંભળાવી દઉં રાજા ને સ્ટર કદી તમને પંપાળશે નહીં! એ તમારી ગરદન કાપશે ને તે પળનાયે વિલંબ વિના જો તમે આમ ઢીલા રહેશો અને આપણે માટે નાનું ઈનામ મેળવશો તો! તો એમની પાછળ દોડો પુરપાટ વેગે ! મારગ સાંકડો હશે ત્યાંય એમની આગળ સરકી જવાની મારી શક્તિ ઉપર વિશ્વાસ રાખો. મારી તક હું નહીં ગુમાવું.'

પોતાના ધણીની ધમકીને હૈયે ધારણ કરીને એના અશ્વો થોડો સમય વધારે વેગથી દોડ્યો અને તરત જ અનુભવી સમરવીર એણ્ટિલોક્સે આગળ સાંકડો થતો માર્ગ જોયો. એ સાંકડી નેળ હતી. શિયાળુ વરસાદથી ભરાયેલાં પાણીએ નેળની કેટલીક ધારને કાપી નાખી હતી અને વચલી ખાડને ઊંડેરી કરી હતી. મેનેલોઝે ચીલો રોકી રાખ્યો હતો અને કોઈને આગળ નીકળી જવા ફાવવા દેતો ન હતો. પણ એણ્ટિલોક્સ એલાને જ ન વળગી રહ્યો. એણે રથને એક બાજુએ તારવ્યો અને મેનેલોઝને દબાવ્યો. ભય પામી મેનેલોઝે એની ભણી બૂમ મારી 'તું ગાંડાની જેમ હંકારે છે, એણ્ટિલોક્સ, તારા ઘોડાને કાબુમાં રાખ અહીં ચીલો સાંકડો છે. એ આગળ પહોળો થાય છે ત્યાં તું મારી આગળ નીકળી જજે. મારા રથ સાથે ભટકાય નહીં એનું ધ્યાન રાખજે નહીં તો, આપણા બંનેના રથ ભાંગી પડવાના.'

પણ એને ન સાંભળવાનો ડોળ કરીને એણ્ટિલોકસે પોતાનો ચાબુક ફટકાર્યો અને એકદમ બેફામ રીતે હંકારવા લાગ્યો. કોઈ જુવાન પોતાની તાકાત માપવાને ચકરડી ફેંકે ને એ જેટલું અંતર કાપે એટલું અંતર બંને સાથે પછી મેનોલોઝની જોડીએ મારગ આપ્યો અને એ પાછળ પડી ગઈ. એણે જાતે જ ઝડપ ઘટાડી નાખી કારણ, એને ડર હતો કે, શક્તિશાળી ઘોડાઓ ચીલાયાં ભટકાય અને જીતવાને આતુર એવા પોતાના સારથિઓ નીચે ઉથલી પડી ધૂળ ફાકતા થઈ જાય. પણ રક્તકેશી એનેલોઝે એણ્ટિલોક્સ ઉપરનો પોતાનો ગુસ્સો તો ઠાલ્યો જ. 'એણ્ટિલોક્સ' એણે કહ્યું, તું જગતનો સૌથી ભયાનક સારથિ છે. તારામાં થોડીક પણ અક્કલ છે એમ માનનાર અમે ભૂલ ખાતા હતા. ભલે તું તારે આગળ નીકળી જા પણ, આ બાબત વિશે તું સોગન ન ખા ત્યાં સુધી તું ઈનામ નહીં લઈ શકે.'

પછી મેનેલોઝે પોતાના ઘોડાઓને સંબોધી જોરથી કહ્યું, 'થોભતા ના અને સૂનમૂન ના બનતા. પેલી જોડના પગ તમારા કરતાં વહેતેરાં થાકી જશે. એ તમારી માફક યુવાન નથી. પોતાના ધણીના ઠપકાથી ગભરાઈને વધારે સંકલ્પપૂર્વક દોડવા લાગ્યા અને થોડી જ વારમાં પેલી જોડીની પાછળ નજીક આવી ગયા.

એ દરમિયાનમાં, પ્રેક્ષકોને બેસવાની જગ્યાએથી પ્રેક્ષકો ઘોડાઓની વાર જોવા લાગ્યા. ધૂળનું વાદળ ઉડાડતા એ વેગથી આવતા હતા. ક્રીટનો રાજા આઇડોમેન્યઝ એમને જોનાર પહેલો હતો. તમાશબીનોના કુંડાળાની બહાર ઉચ્ચાસને એ

બેઠેલો હતો. ને દૂરથી આવતો સારથિઓ અવાજ સાંભળી એણે એના હાંકનારને ઓળખી કાઢ્યો. એણે આછી લાલ રંગવાળા અને કપાળે પૂનમના ચાંદા જેવા સફેદ ગોળ ટપકાવાળા એક ઘોડાને પણ એણે ઓળખી કાઢ્યો. ઊભા થઈ આઇડોમેન્યુઝે બીજા પ્રેક્ષકોને કહ્યું, 'દોસ્તો, આર્ગાઇવોના નાયકો અને સલાહકારો શું મને જ એકલાને જ ઘોડાં દેખાય છે કે તમે પણ જોઈ શકો છો?' કોઈ નવી જોડ મોખરે લાગે છે. ઉપડતી વેળા આગળ હતી તે યુમેલસની ઘોડીઓ ત્યાં કશેક મુશ્કેલીમાં મુકાઈ ગઈ લાગે છે કારણ, વળાંક પાસે મેં એમને મોખરે ભાળી હતી ને હવે એ અને ક્યાંય દેખાતી નથી. હું આખું મેદાન જોઈ વળ્યો.

કદાચ યુમેલસના હાથમાંથી લગામ છટકી ગઈ હોય, નિશાની પાસેથી એ ઘોડીઓને બરાબર હંકારી શક્યો નહીં અને કદાચ વળાંક લેતી વેળા એને અકસ્માત જોયો હોય. હા, એ ત્યાં જ ફેંકાઈ ગયો અને એનો રથ ભાંગ્યો હશે ને એની ઘોડીઓ ભડકીને ભાગી ગઈ હશે. પણ તમે જ ઊભા થઈને જુઓ મને પૂરી ખાતરી નથી પણ હા, પહેલો આવતો જણ મને ઇટાલિયન લાગે છે, આપણા આર્ગાઇવોનો એક રાજવી, ઘોડાં કેળવનાર ટાઈડ્યુસનો પુત્ર, ડાયોમિડીઝ પોતે.

પરંતુ ઓઈલ્યુઝના પુત્ર દોડવીર ઐયાઝે એનો વિરોધ કરી કહ્યું. આઇડોમેન્યુઝ, તારે દેખાડો શા માટે કરવો જોઈએ? પેલી મોટી ડૉક ભરતી ઘોડીઓને હજી લાંબો પંથ કાપવાનો છે. અને તું આપણામાં સૌથી નાનો નથી કે તીક્ષ્ણ આંખવાળો નથી. તું હંમેશાં નિયમ બનાવી દે છે. અહીં તારાથી ચડિયાતાઓ સમક્ષ તારી બોલીને તારે વશ રાખવી જોઈએ. જે પહેલાં હતી તે જ ઘોડીઓની જોડી મોખરે છે, એ છે યુમેલસની જોડી અને રથમાં એ રહ્યો યુમેલસ, હાથમાં ચોકઠું પકડીને!

કીટનોના સેનાપતિને આથી માઠું લાગ્યું. 'ઐયાઝ' એણે સામું કહ્યું, 'તું તે કેવો મોટો કજિયાળો અને ખરાબ સ્વભાવનો માણસ છો! આર્ગાઇવોનો સામાન્ય વિવેક પણ તારામાં નથી. પણ ચાલ, મોખરાની જોડ બાબત આપણે હોડ લગાવીએ. આપણે ત્રિપાદ કે દેગડાની હોડ લગાવી અને રાજા એગામેમ્નનોન આપણા મધ્યસ્થી થાય. તું હારીશ ત્યારે માનીશ.' આઇડોમેન્યુઝને સણસણતો જવાબ દેવા માટે દોડવીર ઐયાઝ ઊભો થયો, અને, કૂદી પડીને અકિલીઝ વચ્ચે ન પડ્યો હોત તો ઝઘડો વધી ગયો હોત. ઐયાઝ અને આઇડોમેન્યુઝ એ બોલ્યો, 'ઝઘડવાનું બંધ કરો બીજો કોઈ કરે તો તમે જેને ઉતારી પાડે તેવી અપમાનોની આપ-લે તમારે બંને માટે શોભાસ્પદ નથી. અહીં બેસીને અશ્વો ઉપર નજર શા માટે નથી રાખતા? વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા એ સૌ હમણાં અહીં આવી પૂગશે પછી તમે જાતે જ નક્કી કરજો ને કે કોણ પહેલું આવ્યું ને કોણ બીજું?'

એટલા સુધીમાં ડાયોમિટીઝ ખૂબ નજીક આવી પોંચ્યો હતો. એ ચાબુકથી હંકારતો હતો. દરેક ચાબુકના ફટકાર માટે હાથ ખૂબ વીંઝતો હતો અને પોતાના ઘોડાઓને હવામાં ઊંચા કુદાવતો હતો ને એમ એ લક્ષ્ય તરફ આવી રહ્યો હતો. એ ઘોડાઓના હાંકનાર પર ધૂળની વૃષ્ટિ થતી હતી અને, એ વેગી અશ્વ જોડતી જમીનથી અધ્ધર ઊડતી હતી એટલે એ સુવર્ણજડિત રથનાં પૈડાંનાં નિશાન ભોંય પર ભાગ્યે જ દેખાતાં હતાં. (ક્રમશઃ)

## ઈતબાર સપનાંનો / ભાનુપ્રસાદ પંડ્યા

હશે પુષ્પોથી ઓછો ભાર સપનાંનો,
હવા શો નેત્રમાં સંચાર સપનાંનો.

ઢળી તંદ્રાતણો ધ્રૂજી ગયો પડદો,
સુણાયો દશ્યમાં ઉદ્ગાર સપનાંનો.

અદીઠાં ચેતનાનાં દ્વાર જ્યાં ખૂલે,
વણાયો ખૂબ ઊંડો તાર સપનાંનો.

સરી ગૈ યાદ, પળ સામેની પણ ચાલી,
રહ્યો બસ, એક ત્યાં આધાર સપનાંનો.

કહો મૃગજળ કે છાયા વાદળાની એ,
નિભાવી સૌ જીવે વે'વાર સપનાંનો.

સવાલી શબ્દના કે પ્રીતમાં પાગલ,
બધા ખ્વાબી સદા ઈતબાર સપનાંનો!

## દર્શન / યોસેફ મૅકવાન

હું સતત રહ્યો જેની તલાશમાં-
એ જ તો રહ્યું'તું આસપાસમાં!

ના નજર કરી ઊંચી, ન જોયું'તું
જોયું એ જ મેં આકાશ, ચાસમાં!

જે ફરે વિના આધાર સૃષ્ટિમાં,
એ પવન પડ્યો'તો આમ ઘાસમાં.

મ્હેલની ગઈ જાહોજલાલી, ત્યાં;
ખીલતાં ફૂલો જોયાં વિનાશમાં.

કાળ તોડવાનો કર પ્રયત્ન તું
લે, બતાવ ફૂંકી પ્રાણ લાશમાં.

## ચૂપચાપ ચાલ્યો / *ધીરુ પરીખ*

ચાલો, હવે બાંધી લો સામાન.

બાબો ક્યાં છે?

ટૉઇલેટમાં કોણ છે?

અરે, ઝટ કરો...
સ્ટેશન હવે નજીકમાં છે.

તમે ભાઈ, આઘા ખસો;
આમ વચ્ચે ઊભા ઊભા...

અરે, મારે પણ ઊતરવાનું છે, ભાઈ!
આમ ઉતાવળ શાને કરી રહ્યા?

તમે મારી બૅગ ઉપાડી છે.
હેં! સૉરિ. એક જ રંગની છે.

આપણો બધો સામાન ગણી લીધો?

હા, બધું બરાબર છે.

અને ગાડીએ વ્હિસલ મારી લાંબી.
ધીમે ધીમે ઘટતી ગઈ ગતિ.
પછી ઊભી રહી.
એક જણ કશુંયે લીધા વગર
ચૂપચાપ ડબામાંથી ઊતરીને ચાલ્યો ગયો.

પ્લૅટફૉર્મ પર ઘોંઘાટનું ઘમસાણ મચી રહ્યું.

---



---

## તિલસ્મ / *પ્રવીણ પંડ્યા*

આ વાસ્તવ જગતથી
બહુ જુદી નથી તિલસ્મી દુનિયા.
ફર્ક માત્ર એટલો જ છે
કે એકમાં આપણે જોઈએ છીએ
અને
બીજામાં કોઈક આપણને બતાવે છે.
એકમાં આપણે ચાલીએ છીએ
અને
બીજામાં કોઈક આપણને ચલાવે છે!
હું રોજ સાંજે
ઝળહળતી એ તિલસ્મી દુનિયા
પાસેથી ચાલતો ચાલતો
સહીસલામત ઘેર પહોંચુ છું.
જોકે
આ પણ કોઈ નાનુંસૂનું તિલસ્મ નથી!

## ફરીફરીને / *લાલજી કાનપરિયા*

ફરીફરીને સ્મરણોનું એક ખેતર છે લ્હેરાતું,
ફરીફરીને ટહુકો થઈને કોઈ રહે છે રેલાતું.
કેટકેટલાં સમય તણાં હળ ફરી ગયાં છે અહીંયાં?
કેટકેટલા અવસર લીલા સરી ગયા છે અહીંયાં?
ફરીફરીને નમણું નમણું કોઈ રહે છે મલકાતું!
ફરીફરીને સ્મરણોનું એક ખેતર છે લ્હેરાતું.
મબલખ મબલખ મોસમને હું વાઢું તોય ના ખૂટે
અઢળક અઢળક નીપજ મારી કોઈ કદી ના લૂંટે!
ફરીફરીને બેય કાંઠડે કોઈ રહે છે છલકાતું!
ફરીફરીને સ્મરણોનું એક ખેતર છે લ્હેરાતું.
નભગંગાની જેવું પાવન કોઈ રહે છે ખળખળતું,
મારા નભમાં ચાંદો થઈને કોઈ રહે છે ઝળહળતું.
ફરીફરીને અજવાળું થૈ કોઈ રહે છે ફેલાતું,
ફરીફરીને સ્મરણોનું એક ખેતર છે લ્હેરાતું.

# ચાર ગઝલ / રાજેશ વ્યાસ 'મિસ્કીન'

૧.

આરંભે મદમાતાજી,
પેટભરી પસ્તાતાજી.

આ તે કેવું ગાતાજી?
રાતાપીળા થાતાજી.

સમજુ શિરોમણિ એવા કે,
ગોટે ચઢતા જાતાજી.

જગમાં, ઘરમાં, પોતામાં,
ક્યાં ક્યાં જઈ સંતાતાજી.

શ્વાસે શ્વાસે અધ્ધરતાલ,
પછડાતાં-પટકાતાજી.

શું ય ભર્યું ગાડું ખેંચે?
લાગે છે ખેંચાતાજી.

ભીતર પેસીને શબ્દો,
બૉંબ સમું ઝીંકાતાજી.

જીવન-સંધ્યા દૈનિકમાં,
હપ્તાવાર છપાતાજી.

૨.

ચોતરફથી ઊછળે સાગર અને...
આપણે વચ્ચેના ટાપુ પર અને...

કોઈ આ સુખદુઃખ કરે સરભર અને.
તોય એનું એ જ આ જીવતર અને...

કોણ કરતું ડોકિયું પળભર અને...
એ જ પથ્થર એ જ ઈશ્વર-ઘર અને...

કાળજાના ટુકડા દર્પણ સમા,
ચાકળા ટંગાય એ અવસર અને...

રંગ આવ્યા યાદ રંગોળી બની,
આંગણું-આકાશ એ ઝરમર અને...

કોઈ ઓચિંતુ જ 'મિસ્કીન' આવશે,
થઈ જશે સઘળું સહજ તત્પર અને...

૩.

હોઉં અંધારે અને પડછાયો અજવાળે પડે,
આમ કૈં જીવી જવાનું મોંઘું સરવાળે પડે.

ખોટ એની જિંદગીમાં એમ વચગાળે પડે,
જેમ જળની ખોટ આ ધરતીને દુષ્કાળે પડે.

સાવ ગાંડુતૂર વાવાઝોડું, સાથે માવઠું,
વીજળીની જેમ એની બીક પણ બાળે - પડે.

ને પછી સળગ્યા કરે આમ જ ઘરે ઘર માણસો,
ઘાસની ગંજીમાં ચિનગારી અટકચાળે પડે.

કોણ આ 'મિસ્કીન' સતત સળગાવતું સંસારમાં?
ને થતી ઈચ્છા આ કોનો દેહ હેમાળે પડે?

૪.

પગલું મૂકું ને પાન ખખડે,
જંગલ થઈ જઈ સભાન ખખડે.

એક આંચકો ધરતીમાંથી,
માણસ મૂગા મકાન ખખડે.

એ જ જર્જરિત પ્રશ્ન કેમ છો?
ખડખડ પંચમ જબાન ખખડે.

પસાર થાતું કોણ શ્વાસમાં?
પાન સૂકું થઈ ગુમાન ખખડે.

દૂર દૂર ખાંસીની ખડખડ,
અને આંખમાં સ્મશાન ખખડે.

હું ને જંગલ બેઉ ધ્રૂજતાં,
કશુંક જ્યાં દરમ્યાન ખખડે.

# જિંદગીની શોધ / *યશવંત ત્રિવેદી*

તો આ પ્રૌઢ ઉંમરે હું શા માટે જિંદગીને ફરી શોધવા નીકળ્યો છું?

જો મને એકલતા અને વેદનાનો નશો ન હોય
જો મને વિસ્મૃતિ થઈ શકતી હોય પ્રેમ અને સૌંદર્યની
જો જખ્મો પર હું ઢાંકી શકતો હોઉં ક્ષમાનાં વાયલિટ પુષ્પોને-

તો આ ટાપુ ઉપર હજી અનાગતની કઈ બારીઓ ઉઘાડીને
મારે વર્ષાના ધૂસર સમુદ્રને એક દંતકથાની જેમ જોવાનો બાકી છે?
શતાબ્દીઓના કયા આચ્છાદન તળે પરદો ઊંચકીને જોવાની બાકી છે
બર્ચની સોનેરી પાંદડીઓની છાયામાં સૂતેલી પેલી શાશ્વતીની કવિતાને?

તો શું હું એવી નાનીનાની પંખીક્ષણો જેવું જ જીવ્યો છું?
સ્વપ્નનું પતંગિયું સોનાના ઈયરિંગ જેમ વૃક્ષની ડાળ પર ચોંટ્યું હોય એમ?
નાનાનાના જખ્મો ઉપર શું રૂમાલ ઢાંકીને ખુશ થતો રહ્યો છું?

તો આ આંસુઓને તાળું મારી વેદનાને સીલ કરવાનો
બ્રહ્માંડવ્યાપી અવાજ કોનો ઊઠે છે?
ધુમ્મસના પરદાથી ઢાંકેલો આ કયો ટાપુ ઊપસી રહ્યો છે સમુદ્રની ભીતરથી?
ઊડતાં સી-ગલ્સની માળા પહેરેલી કઈ સમુદ્રકન્યા મને નિમંત્રણ આપે છે?
અને વસ્ત્રોની ઝરમર જેવાં આ જુલાઈનાં ઝાપટાં કયા અજ્ઞાત રસ્તાઓ
ભણી મને લઈ જાય છે? ક્યાં અનામ બંદરો ભણી?

તો શું આ પૃથ્વી પણ એક નાનકડો દ્વીપ જ હતી?
જેને હું સુખ માનતો હતો એ જિંદગીના ઓવરડ્રાફ્ટથી વધુ કંઈ નહોતું?
આજે પહેલીવાર જોઉં છું તો દરક્ષણે વિસ્તરતા તારાઓમાં કોનો પ્રેમ પ્રગટ થઈ રહ્યો છે?
પરબ્રહ્મનો અવાજ ઝીલતું રેડિઓ-ટેલિસ્કોપ કોના રહસ્યમય પ્રેમનો સંકેત આપે છે?
આશીર્વાદ જેમ એક નવો રસ્તો ઊઘડતો આવે છે મર્મરતાં વનોપવનોમાંથી
જે મને લઈ જાય છે જિંદગીના નવા માઈલસ્ટોન ભણી...!
ને રાત્રે નવી નિહારિકાની એક ડાળ પ્રેમની જેમ સ્પર્શ્યા કરે છે મારા વક્ષઃ સ્થલને!

તો આ પ્રૌઢ ઉંમરે હું શા માટે જિંદગીને ફરી શોધવા નીકળ્યો છું?

## ચૂપચાપ ચાલ્યા આવો પ્રેમગીતનાં શબ્દો જેમ! / *યશવંત ત્રિવેદી*

પ્રૌઢાવસ્થાની આંચ લાગી ગઈ-
ઉત્તરના વૃદ્ધ વાયરાએ હરિત પર્ણોમાં શિશિરની નકશી કોતરવા માંડી
સાંધ્ય સમયે જુહુના સમુદ્રકિનારે ટ્રેજડિના સંવાદો જેમ
સી-ગલ્સ કેં કેં આક્રંદ કરી ઊઠ્યાં.

ત્યારે સમુદ્ર પારથી કઈ કન્યાની છાયાએ
સાંધ્ય લીંબોઈ રંગના લૅન્ડસ્કેપમાં નર્તકી જેમ જગ્યા લઈ લીધી?
એની ત્વચા તળે યૂરપની કઈ વસંતનો ઉત્તાપ હતો?
એનાં નેત્રોમાં બારીઓ ઢળતી હતી અનાગતના કયા પ્રેમગીત ભણી-?

શતાબ્દીઓની આરપાર નીકળીને એ કન્યા
મારી આંગળી પકડીને મને સોપારી અને નાળિયેરીનાં વૃક્ષો ભણી લઈ જાય છે?
પૂછે છે - તમે સૌંદર્ય અને વેદનાના સર્વ દ્વીપો જોયા છે?
બધીય સ્મૃતિઓને ઢંઢોળી જુઓ - એકેએક પંખીક્ષણને જગાડી જુઓ!
હું અવન્તી અને વિદિશાના અતીતની વિસ્મૃત રાત્રિઓ વિષે નહિ-
તમને અનાગતની કોઈ ધૂસરલક્ષ્મીના નેત્રોસમી
રહસ્યમયી વેલેન્શ્યા નગરી વિષે પૂછું છું-
શોનબ્રૂન ગાર્ડનનાં ગુલાબો પર ઝાકળની વિશ્રંભકથા સમી
શૃંગારરાત્રિમાં કોઈ લૅમ્પપોસ્ટના સી-ગ્રીન પ્રકાશમાં શું તમે મને જોઈ નથી?
છેક પ્રૌઢાવસ્થા લગી તમે મને શોધ્યા કરી છે નવેમ્બરના ગુલાબો લગી...

એક નવા દિવસના શ્રદ્ધાવચન સાથે આવી છું-
જુઓ ત્યાં સંધ્યાના ઝાંખા પ્રકાશમાં તરુણ યુગલો દક્ષિણની હવા જેમ બેઠાં છે!
નાળિયેરીઓ પર માઈગ્રેટરી પંખીઓનો ચહકાટ પ્રેમકવિતાના અક્ષરો સમો સંભળાય છે!

હમણાં રાત્રિની શૃંગારકથાનો પ્રારંભ થશે એક નવી પૃથ્વીના જન્મ સમો
આ સમુદ્રનાં મોજાંઓ નવા પ્રારંભ જેમ ચાલી નીકળશે નદીઓ ભણી...
નવા સંબંધ-નવી લેણદેણ એક નવા જીવનના સાદ ભણી...

જો તમારી પાસે વહી ગયેલાં વર્ષોનો કોઈ ઉત્તર નથી
તો મને પણ પ્રશ્નો ન પૂછશો અનાગત વિષે-
કવિ, ચૂપચાપ ચાલ્યા આવો શેષ પ્રેમગીતના શબ્દો જેમ!

## ત્રણ કાવ્યો / *રાજેન્દ્ર પટેલ*

### ૧. વાળ ઓળતાં

કાંસકાના અનેક દરવાજામાંથી
ધસી જતા કાળા પ્રવાહ વચ્ચે
પસાર થતો સમયનો પંજો
સઘળાં આભાસી સ્વપ્ન પંપાળે.

બહારથી બધું બરોબર,
અંદર ઊછળે અંધકાર સ્થિર.

ક્યારેક ઓળતાં-ઓળતાં અટકી જાય હાથ
જોઈ કોઈ સફેદ વાળ,
ભીતરે પડે મસમોટી ફાળ.
ઢાંકી ઢાંકીને ઢાંકી શકતો નથી
રાખનો આ ઢગલો
ગમે તેટલી વાર ગોઠવીએ વાળ.

જાણે એક અદૃશ્ય હાથ
ઓળ્યાં કરે છે અમને
અમારી જાણબહાર.

કાળુંધોળું ઘાસ
લીલુંછમ ઊછરી શકે છે
તે માનવા તૈયાર નથી
દર્પણમાંનો કાળમીંઢ ચહેરો.

ચહેરામાં
ગૂંચળું વાળીને બેઠેલું અંધારું,
થવા દેતું નથી કોઈ અજવાળું.
કોણ જાણે
અજાણ્યા ઘાટ ઘડવામાં ખવાઈ ગયા છે હાથ.
અંદરનાં મૂળિયાંનો ઉજાસ,
જોઈ શકતી નથી આંખ.

ઊગતી ને ઊગતી દરેક વસ્તુને
બીબામાં ઢાળવામાં મશગૂલ હાથનો
હાથો બની,
જોયાં કરીએ છીએ અમે
વસૂકી ગયેલી ધરતીમાં સતત ફરતું એક હળ.

સતત લાગ્યાં કરે છે :
જેવા ઓળવા જોઈએ વાળ તેવા
લાખ પ્રયત્ને પણ ઓળતા નથી.

એકાદ ખરી પડેલો વાળ
ટગરટગર જોઈ રહી
સમજાયા કરે છે
વાળ ઓળવાનો કશોક અર્થ.

### ૨. એક કાવ્ય

છે દિવસ રાત પહેલાં?
દરરોજ આમ પૂછતી રાત્રી
તસુય નથી ખસતી.

પડછાયાના ટોળામાં
ભીંસાતો, ચગદાતો, ઉશેટાતો
ઝાંખો ઓળો
ફરફરે છે હવે,
પાનખરના છેલ્લા પાંદડાની જેમ.

પગલાં નીચે ધરબાએલો
પંખીનો ફફડાટ
મસ્તકના કણકણમાં ફેલાતો જાય છે;
અને રસ્તાનો અંત દૂર ને દૂર સરતો જાય છે.

દિવસ બની જાય
અંધારિયું દર
જાણે ગૂંગળાતા બોદા શ્વાસ વચ્ચે

જામી છે લાંબી રાત.

તારાખચિત આકાશમાં
ફરીફરીને એનો એ જ પ્રશ્ન પડઘાય છે
કશોક જવાબ શોધતો, અમારામાં.

સૂઈ ગયેલાં મનમાં
ઊઠતો નથી કોઈ અસવાર
તે છતાં, પડે છે રોજ સવાર.

ઝાકળ, કળી અને ફૂલોના
શાંત સંકેતો પામ્યા વગર
ફરી એક વાર, આંગણું
ધૂળછાયું થઈ જાય છે.

અંધારાનાં ડગ ભરતો ઓળો સાંજ બની
બારણા વચ્ચે સ્થગિત થઈ
પીધાં કરે છે માત્ર
આગળ-પાછળનું અંધારું.

પછી,
સ્વપ્ન, ફણગો થઈ ફોડવા મથે છે,
બંધિયાર કોચલું.

અને પૂછ્યા કરે છે એટલું :

દિવસ રાત પહેલાં?
છે, દિવસ રાત, પહેલાં?
છે દિવસ રાત પહેલાં?
છે દિવસ રાત પહેલાં?

## ૩. એક કાવ્ય

એક ઝાટકે ઓઢેલી ચાદર ફંગોળી,
ઊભો થઈ જોઈ લે,
તું કોઈ ખરેલી ઉલ્કાનો ટુકડો નથી.

વહેતી ક્ષણમાં ફૂટેલા ફણગાની તાજગી
તારા માટે વલખે છે.
તેનો શાંત અવાજ, સાંભળ.

જડબેસલાક બંધ કિલ્લો ખોલી પ્રવેશવા દે,
સાત સાત દરવાજાની અવનવી હવા,
તે જનેતાની જેમ તને બાથ ભરવા મથી રહી છે.

પ્રકાશ પ્રત્યેક પળે,
સમગ્ર પૃથ્વીને વાંકો વળી આલિંગન કરે છે,
તારા સમેત.
પગ ઉપાડ, હજાર હજાર હાથીના ભાર
જેટલું એક પગલું,
ખરતું પીછું જોઈ,
પાંખો ફફડાવવાં રાહ જોઈ રહ્યું છે.

પરીધીની આરપાર નીકળીને જો,
પ્રતિક્ષણે, દૂર ઘુમરાતા ગ્રહો
તારા સ્થિર પગલાની રાહ જોઈ રહ્યા છે.

હાથ લંબાવી ખોલી કાઢ બંધ પડદો,
બારી બહાર અગણિત તારાખચિત આકાશ
ઝગમગી રહ્યું છે.
તારા ઉદ્ભવ પહેલાથી, માત્ર તારે કાજ.

## આભ ચડેલા પૃથ્વીવાસી આપણ / *મૌન બલોલી*

એને જોયો છાપામાં ને ચિત્ત ચડ્યું ચકરાવે,
ભડભડ જલતી ચલમ સરીખો
ધોમ ધૂમનો ધગધગતો ફુત્કાર ફેંકતો,
લબકારામાં જવાળા ઓકે, આ ધરણીધર કેવો
ભીતર ગર્ભાશયમાં પથ્થર-લોઢું-માટી સઘળું.
સમરસ થઈને ગરમ ગરમ કૈં ગર્ભપાતના પિંડ ઊતરે,
કોક આંચકે લાવારૂપે મહારુદ્ર ઓકાય.
આભમાં પ્રાણવાયુના વિસ્તારો ઓલાય,
જનાવર-ઝાડી-જંગલ-પંખીના કલશોર
આંખથી જોજન છેટાં જાઉં.
વણ બોલાવે તાપમાનનાં તેડાં આવે,
કોક વાદળો વરસે તો પણ વરાળ થઈને
તરસ્યાં ઊડી જાય.

અચાનક કોક આંચકે સો સો જોજન છેટા
મઝધારોની પ્રશાંત લ્હેરો માઝા મૂકી;
કાંઠાની મર્યાદા તોડી,
નગર-નગરના ઘરેઘરોમાં અવગત વહેંચે,
પ્રાણવાયુની આંખો સામે પ્રાણ શ્વાસનો રૂંહેંસે-ખેંચે,
તો પણ આપણ કેવા!
ભૂખની ચર્ચા કરતાં કરતાં ખાતાં પાકા મેવા.
ગાય ભાંભરે ભૂખે તો પણ
સરવા કાને ઘાસ જરાં ના ફૂટે.
ઈઝી મોક્ષના આડે પથ જે
લોટા જળથી પથ્થર-પાવર પૂજે એને ક્યાંથી સીધેસીધું સૂઝે?
પાળેલા પાવરના પાસા ફેંકી ફેંકી
આતંકો-વિસ્ફોટો વચ્ચે ફૂરસદના ફાડેલા આપણ,
ઈઝી મનીના રસિયા આપણ, મોબાઈલમાં ફસિયા આપણ,
અવગત ઘરના વાસી તો પણ ક્રિકેટ મેચના રસિયા આપણ,
ડગલેપગલે કેટકેટલી ધરતી ગળીએ?
કેવળ અટકે વેગી વાદન ગરજ ગરજના ગાળે-ગાળે,
નહિતર બેઠા ધર્મ નામની ધૂળ ખંખેરી નવરી પળની પાળે!

નયન ખૂલ્યાં તો નદી કિનારો કઈ તરફ લઈ ચાલ્યો!
સહુ પોતાની મર્યાદામાં પશુગણ-પંખી હળીમળી વિહરતાં,
વૃક્ષે-વૃક્ષે પાંદેપાંદે કુદરતના ગણ સ્વાગતમાં ફરફરતા,
અહીં પ્રગટેલો આ ધરણીધર કેવો!
ના ગરમ ગરમ ગર્ભપાતના પિંડ ઊતરે,
અહીંયાં કેવળ નિર્મલ જલનો પ્રસવ પલેપલ થાય,
શિર્ષ પર મુગટ સરીખી ધવલ હિમની શોભા જોઈ
એમ ચિત્તને થાય,
ખરેખર જોયાં કરીએ જોયાં કરીએ,
રાગદ્વેષને ખોયાં કરીએ - ખોયાં કરીએ,
આભ ચડેલા પૃથ્વીવાસી આપણ કેવા!
ગર્ભપાતની કાચી પળને તાળું દેવા હેઠે ના ઊતરીએ,
યુગયુગથી જે અવગત ગાળો મારગ શોધે એને
મીલેટરીની માયા ત્યાગી હજી જ્યોતિ ના ધરીએ!

## અસ્તુ... / મુકુન્દ પરીખ

અનાયાસ
ઊગે છે સતત
આડેધડ
ચોપાસ
અસ્તિત્વના રોમેરોમ
ગુલમહોર થૈ આંગણામાં કુણા તડકે ન્હાય
ગરમાળાનાં સ્વર્ણપંખી થૈ ઊડે વ્યોમ
અળસિયાની જેમ જન્મે અકારણ
અશ્વેત આકાશે વીજ થૈ કરે આક્રોશ
ઇચ્છાઓને શું?
હિમાલય થઈએ
જવાળામુખી થઈએ
સૂર્ય, ચંદ્ર જેમ આકાશે ઊગીએ
ફૂલ થઈએ
અનિકેત થઈએ
અપર્ણ વૃક્ષ થઈએ
અશબ્દ કાવ્ય થઈએ
પશુ થઈએ
પંખી થઈએ.

*

પંખીને એક નીડ જોઈએ
રૂપકડી એક માદા જોઈએ
ક્રીડા કરવા
સમી સાંજનું સરવર જોઈએ
માદા મૂકે ઈંડાં છ-સાત
બે-ચાર જન્મ્યાં બચ્ચાં.
નર લાવે ફળનાં બીજ પોચાં
માદા લાવે સરવર જળ મીઠાં
ખવડાવી પીવડાવી કર્યાં જતન
પાંખ ફૂટી ને ઊડ્યાં ગગન.
એકલ એકલ પંખી - જોડ
બેઠી નીડમાં સોડેસોડ

નર કહે :
'આ લપને છોડ!
ઇચ્છા વગરનાં કરીએ મન
તો જ યક્ષ - પ્રશ્નો આવે અંત.'
તાડુકીને બોલી માદા:
'ઇચ્છા વગરનાં મન
એટલે પંખ વગરનાં તન!
પંખી થૈને પાંખ વગરનાં
ભૂંડાં લાગીએ બેઉ આપણ!'

*

ભલે ઊગે
દિવસ-રાતે
અડાબીડ ઇચ્છાઓ
સમયની પોઠે
સૂતા પડછાયા
સર્વે
ઇચ્છાના આકાર
કોઈ નાના, કોઈ મોટા
વહેતા જળના પરપોટા
પ્રસવે
ભાવ
અભાવ
ગર્ભિણી ઇચ્છાઓ
અસ્તિત્વનો શ્વાસ
ઇચ્છાઓ...

*

ઇચ્છાનાં ત્રોફાં ત્રોફાવી
પોઢીએ
પિરામિડે
મમી જેમ
નિર્મમ...
અસ્તુ...

## બે ગઝલ / ગુણવંત ઉપાધ્યાય

૧.

એક હાલરડું તરસતાં બાળકો,
કાન સરવા રોજ કરતાં બાળકો.

આપણું પરભૃતિકા જેવું થયું,
ઘોડિયાઘરમાં ઊછરતાં બાળકો.

એક ટહુકા જેમ કરમાતાં ગયાં,
બંધ ઘરમાં હરતાં-ફરતાં બાળકો.

નિત્ય ઓજસ આપતું આંગણ ગયું,
પડતાં આખડતાં ઊજરતાં બાળકો.

માત્ર ચાવીથી જ સરકે છે સમય,
-ને રમકડાં-પ્રિય, ડરતાં બાળકો.

કાલ માટે એ જમા પૂંજી હશે,
આજને બસ આજ ગણતાં બાળકો.

બાળકાવ્યો શી રીતે લખવાં, કહો?
લોકહૈયેથી જ્યાં સરતાં બાળકો!

ચીંથરે વીંટ્યાંની હાલત શું હશે?
દરબદર ભટકે રઝળતાં બાળકો.

આપણું 'ગુણવન્ત' ભાવિ આ જ છે,
કાલની ચિંતા, ફફડતાં બાળકો!

૨.

ચોપડા સંકેલવાની પળ હવે આવી ગઈ,
ગાઢ નીંદર ખેંચવાની પળ હવે આવી ગઈ.

આટલું સાયુજ્ય લાંબું એટલે વીત્યો વખત,
આંખ નબળી પેખવાની પળ હવે આવી ગઈ.

સાચ્ચેસાચું આપણે ક્યારેય પણ જીવ્યાં હશું?
નાળને પણ છેદવાની પળ હવે આવી ગઈ.

સ્હેજ ભીની થાય એમાં આંખનો પણ દોષ ક્યાં?
આંસુને ખંખેરવાની પળ હવે આવી ગઈ.

જે હતું સામે જ એ આળેખવા પીંછી બન્યા,
ચીતરેલું છેકવાની પળ હવે આવી ગઈ.

આપણે હોવાપણાનો ભાસ થઈ જીવી ગયા,
પડ સકળ ઉખેળવાની પળ હવે આવી ગઈ.

કોઈને પણ ના મળે જીવન અભાવોથી સભર,
ચાતરી મારગ જવાની પળ હવે આવી ગઈ.

**ઈ. ૨૦૦૩ અને ૨૦૦૪નાં 'કવિલોક ટ્રસ્ટ'નાં પારિતોષિકો**

૧. બ.ક.ઠા. સૉનેટ પારિતોષિક રૂ. ૫૦૦/-
૨૦૦૩ - શ્રી લાલજી કાનપરિયાને 'બધું સંગોપીને' સૉનેટ માટે
૨૦૦૪ - શ્રી ઉશનસ્‌ને 'કોઈ તડકા લ્યો' સૉનેટ માટે

૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક રૂ. ૧૦૦૦/-
૨૦૦૩ - શ્રી રાજેન્દ્ર પટેલને 'એવું પણ નથી' કાવ્ય માટે
૨૦૦૪ - શ્રી લાભશંકર ઠાકરને 'એક કાવ્ય' માટે

૩. સ્વ. ભાવનાબહેન મુ. દેસાઈ
કાવ્યાસ્વાદ પારિતોષિક રૂ. ૩૫૧/-
૨૦૦૩ - શ્રી યોસેફ મેકવાનને 'અંતરમાં અજવાળાનાં...' માટે
૨૦૦૪ - શ્રી રાજેન્દ્ર ઉપાધ્યાયને 'મને ગમતું ગીત' માટે

નિર્ણાયકો : ચિમનલાલ ત્રિવેદી, પ્રસાદ બ્રહ્મભટ્ટ

## બે કાવ્યો / *ફિલિપ કલાર્ક*

૧.

વિસ્તરતું જાય
શબ્દનું આકાશ
ટમટમવા લાગે
અર્થના તારા.

આયનામાં
પડે તિરાડ.
શંકાશીલ બની જવાય.

બગીચાનો બાંકડો
એકાએક ઊઠી જાય.
ઊંચી થતી જાય ભીંતો,
મુકાતી જાય બારીઓ.

સચવાએલી ક્ષણો
રક્તકણો બની
વહેવા લાગે લોહીમાં.

ચડી જાય
વિહ્વળતાનાં પડળ
ઝાંખુંઝાંખું
દેખાયા કરે બધું.

ચાહનામાં આવે ઓટ,
લખાએલો અધૂરો પત્ર
મુકાઈ જાય ડાયરીમાં...

તો કોઈનો સ્પર્શ
સુંવાળપની પરાકાષ્ઠા બની
વ્યાપી જાય રોમે રોમે...
રોમે...રોમ...રોમે...રોમ...

૨.

વૈશાખની એક સાંજે
ગટરિયા પવનથી
વળખાતા અંધકારે
ચગદાતી ફૂટપાથ પર
મેલાઘેલા આકાશ નીચે
ધુમાડાઓ.
છાતીમાં ઘૂંટતો
અથડાતો કૂટાતો એ
ભીડમાં બહાર નીકળવા
કરી રહ્યો છે પ્રયત્નો.
વાહનો, ઘોંઘાટ,
કર્કશ અવાજોની ઊડાઊડ,
બળતી ભૂખની તીવ્ર વાસ
રઘવાયો બની ગએલો એ
ફંફોસ્યા કરે છે ખિસ્સા
અને આગળ વધતો રહે છે.
કોક ખૂણેથી દેખાઈ જતો ચાંદો
એને લાગે છે માંદો.
પ્રશ્નોની ઢગલીઓ જેવા તારા
એના ખોબા જેવા મનને
સ્પર્શી શકતી નથી આકાશની વિશાળતા.
સાંચાની જેમ ચાલી રહ્યું છે એનું હૃદય;
દિવસ આખાનો થાક
આવીને બેસી ગયો છે ચશ્માની દાંડીએ.
ભીડમાંથી બહાર નીકળવા
મથતો એ બહાર નીકળી શકતો નથી.
તે પોતાનામાં
વધુ ને વધુ ઊંડો ઊતરતો જાય છે.

## બે કાવ્યો / *કિશોરસિંહ સોલંકી*

### ૧.

જ્યારે મરી જાઉં હું
ત્યારે
આંસુઓથી અભડાવશો ના મને
કારણ કે
જીવનભર આંસુઓના સહારે જીવ્યો છું હું.
છાપાઓમાં જાહેરાતો આપીને
ના વધારશો તમારા નામની ડીગ્રીઓ
કારણ કે
જીવનભર છાપાઓમાં લખી લખીને
થાકી ગયો છું હું.
ના બેસણું, ના ફોટા, ના ફૂલહાર
ના શોકસભા કે ના કાળાં-ધોળાં કપડાંનો વ્યવહાર
કારણ કે
આ બધાથી ઉબાઈ ગયો છું હું.
જો બની શકે તો
એક જ કામ કરશો મારા માટે
કે
અગ્નિની સાક્ષીએ કાયમ માટે ભૂલી જજો મને.

### ૨. અવસર

હવે મેં
મુહૂર્ત જોવડાવ્યું છે મારા અવસરનું.
લાંબા ઉજાગરા પછી
વારંવાર આંખ મીંચાઈ જાય
ઝોકું આવી જાય
ઊંઘરેટી આંખો ભારેખમ બની જાય
એવો જ કોઈક
લાલઘૂમ સમય આવી ગયો વચાળે
ન ઊંઘી શક્યો
ન જાગી શક્યો
ચૂકી જવાયો કિનારો
વિખરાઈ જવાયું આડુંઅવળું
હવે ખોબલે ખોબલે ભેગો કરું છું
પડછાયો
પણ પહોંચી વળતો નથી હું મને
માટે જ મેં મુહૂર્ત જોવડાવ્યું છે
મારા અવસરનું!

### 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

આ અંકથી સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહકનંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહકનંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો. ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે. આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ આજીવન ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

# ચાર વ્યંગ તઝમીન / *નિર્મિશ ઠાકર*

૧.

(મૂળ શે'ર)

પાતાળથી શરૂ કરી નભમાં ગગન સુધી,
ચઢતા ઊતરતા ક્યારના બેઠા છીએ અહીં.

-આદિલ મન્સૂરી

(વ્યંગ તઝમીન)

કવિઓનાં મિલન

ગાલિબની ગઝલથી મીરાંના ભજન સુધી;
ઢાંકી ક્ષુધાને, શબ્દનાં ચૌદે ભુવન સુધી;
'નવરાશ' છે તો કાવ્યનાં ઊંડાં મનન સુધી;
પાતાળથી શરૂ કરી નભમાં ગગન સુધી;
ચઢતા ઊતરતા ક્યારના બેઠા છીએ અહીં.

-નિ.ઠા.

૨.

(મૂળ શે'ર)

કાપ કરવત કાપ મારાં આંગળાંની છાપને,
હું કબૂલું છું ગુલાબો ચૂંટવાનાં પાપને.

-ચિનુ મોદી

(વ્યંગ તઝમીન)

વિવેચકનો પશ્ચાતાપ

'કૈં ન ઉગાડી શકે તો ચાલ થોડું કાપને !'
એ રીતે મેં જાળવેલું આ ચમનના માપને,
આજ લે કાબૂ નથી જો આ વ્યથાના વ્યાપને,
કાપ કરવત કાપ મારાં આંગળાંની છાપને,
હું કબૂલું છું ગુલાબો ચૂંટવાનાં પાપને.

-નિ.ઠા.

૩.

(મૂળ શે'ર)

આ ક્ષણ પછીની મારી સ્થિતિથી અજાણ છું,
જો કે હયાત છું હું આ પંક્તિ લખ્યા સુધી.

-ભગવતીકુમાર શર્મા

(વ્યંગ તઝમીન)

કવિની સ્થિતિ અને ગતિ

નીચું ન ખપે સ્તર, સતત નર્યું ચડાણ છું,
મૂર્ધન્ય છું, એ સત્યનું પોતે પ્રમાણ છું,
'ભૂખ્યો રહે!' લખેલ વિધિનું લખાણ છું,
આ ક્ષણ પછીની મારી સ્થિતિથી અજાણ છું,
જો કે હયાત છું હું આ પંક્તિ લખ્યા સુધી.

-નિ.ઠા.

૪.

(મૂળ શે'ર)

હું મુક્તિ કેરો ચાહક છું, મને બંધન નથી ગમતાં,
કમળ બિડાય તે પહેલાં ભ્રમરને ઉડ્ડયન દેજો!

-નાઝિર દેખૈયા

(વ્યંગ તઝમીન)

ઘટનાલોપ અંગે સુરેશ જોષી?

પુરાણા માપદંડો છે? તો મૂલ્યાંકન નથી ગમતાં,
કથાઓમાં બનાવોનાં મને અંકન નથી ગમતાં,
કશું બનવાને અંગે આટલાં ચિંતન નથી ગમતાં,
હું મુક્તિ કેરો ચાહક છું, મને બંધન નથી ગમતાં,
કમળ બિડાય તે પહેલાં ભ્રમરને ઉડ્ડયન દેજો!

-નિ.ઠા.

## ઠાઠ પણ ક્યાંથી કરું
*શૈલેષ પંડ્યા 'ભીનાશ'*

આપણે ઊંધા પગે બસ ચાલવાનું હોય છે;
આંગણું ટૂંકું છતાં પણ નાચવાનું હોય છે.

તું કહે તો ચાલ વીંધી નાખું પોલું છળકપટ,
આંખ મીંચી તીર મારે તાકવાનું હોય છે.

આભની ઊંચે ગઝલની રોશનીને રાખજે,
કોકને વાતાવરણમાં ઢાળવાનું હોય છે.

કોણ મારી વારતાનો અંત આ આપી ગયું?
આંધળો આપે લખી તે રાખવાનું હોય છે.

સૂર્ય ઊગ્યો કે નહીં તું સાવ ભૂલી જા હવે,
ફૂલ માફક ભાગ્યમાં ક્યાં ઝૂલવાનું હોય છે!

ઠાઠ પણ ક્યાંથી કરું મારા સ્વયંવરનો સખી?
એક ટોળું આખરે તો, ટાળવાનું હોય છે!

આયખું ચૂલે ચડાવી લાગણી બાળી અમે,
રોજનું 'ભીનાશ' જેવું ગાળવાનું હોય છે.

## તેજના તત્ત્વને પામ પળવારમાં/
*ભાવેશ જેતપરિયા*

ક્યાં લગી ઘોરવું ઘોર અંધારમાં,
તેજના તત્ત્વને પામ પળવારમાં.

જળ અબ્ધિ તણાં ઘૂઘવે ઘોરમાં,
ફીણ મોજાં બની ઊછળે ધારમાં.

હિમશિલા સમા ઢીમ છે ટેરવાં,
ગટગટ પી જવી યાદ અણસારમાં.

શેષ તંતુ લઈ પ્રેય બહુ વળગતું
મૂળ ને ડાળ-પાન-બીજ આધારમાં.

દૃષ્ટિની પાસ એ પામતા વાર શી,
હોય જો હેમ તો કુંડળ કે હારમાં.

## હવેનું ગીત / *નવનીત ઠક્કર*

આંખોને પોંખું તો અંધારાં થાય
અને ઢાંકું તો અજવાળે ન્હાય.
ટાઢાં પાણીએ સ્નાન કરવા બેહું
તો મૂઆ દલડામાં લાગે છે લ્હાય...
પાછતરી લાગણીઓ પરસેવો પાડે
પણ તો ય બધું કોરું ને કોરું.
નૈણાં આ આખાં ને આખાં નીચોવું
તો ય ટપકે એકેય ના ફોરું.
આંણપાંણ ભૂલીને હાર્ડ ડિસ્ક ફોડું
તો લમણામાં વાગે છે હાય!
ટાઢાં પાણીએ સ્નાન કરવા બેહું
તો મૂઆ દલડામાં લાગે છે લ્હાય.
વાડ્યોનાં છૅડાંને જનમતાં વૅંત
હવે આવે છે ચારેકોર આંખ્યો,
એક-બે મહિનાનાં છોરાં ને પણ
હવે પટ-પટ ફૂટે છે પાંખ્યો.
આવું આવું ભાળીને સરવાળા માંડું
તો સરવાળે મીંડાં દેખાય.
ટાઢાં પાણીએ સ્નાન કરવા બેહું
તો મૂઆ દલડામાં લાગે છે લ્હાય.

## નૂતન વાદ લાગે! / *દિનેશ કાનાણી*

કેટલો સુંદર સુકોમળ ચાંદ લાગે,
કોઈ તાજા સ્વપ્નની ઓલાદ લાગે!
એ તરફ કાયમ તું હિસ્સેદાર લાગે,
આ તરફ તું કાયમી અપવાદ લાગે.
છે ઘણાં આબાદ યારો! આ પળે પણ,
પળ પછીની પળ મહીં બરબાદ લાગે.
ખૂબ ઊંડાં હોય ચિંતન ને મનન તો,
આ ગઝલ પણ નવ્ય નૂતન વાદ લાગે.
લાગણીનું નામ લઈ બેઠાં રહ્યાંને,
માણસો પથ્થર અને પોલાદ લાગે!

## ગઝલ / *હનીફ સાહિલ*

માત્ર ઉન્માદમાં લૂંટાવ્યું છે
મેળવ્યું શું કે શું ગુમાવ્યું છે!

દર્દ દીધું તો સામે પામ્યું છે:
જે જીવ્યા તે જ સંભળાવ્યું છે.

દોસ્તોમાં તો દુશ્મનોમાં કદી,
જ્યાં જઈ બેઠા ત્યાં જમાવ્યું છે.

પાર કર્યા કદી સમંદર સાત;
રેતમાં વહાણ પણ ચલાવ્યું છે.

એ જ તારા વિયોગનો વૈભવ,
એક આંસુ હતું વહાવ્યું છે.

એક ભ્રમણા હતી જે ભાંગી ગઈ,
એમ ક્યારેક મન મનાવ્યું છે.

શોધ શાની હતી ખબર ના પડી;
વ્યર્થ જીવન અમે વીતાવ્યું છે.

શું હશે એની ફળશ્રુતિ જ્યોતિષ,
એક સપનું મનેય આવ્યું છે.

કોઈની સામે જે નમ્યું ના 'હનીફ',
શીશ સજદામાં એ ઝુકાવ્યું છે.

---


ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧


---

## બે ગઝલ / *કિરીટ ગોસ્વામી*

(૧)

બ્હાર બહુ ચળકાટ વરસોનાં વરસથી,
ભીતરે છે કાટ વરસોનાં વરસથી.

હાથમાં માળા લઈ બેઠો ભલે તું;
મન રમે ચોપાટ વરસોનાં વરસથી.

આપને ઘર આવવાને નીકળ્યો છું :
ખૂટતી ના વાટ વરસોનાં વરસથી.

જિન્દગી પર એક સપનાની યથાવત્,
છે અનેરી છાંટ વરસોનાં વરસથી.

શ્વાસમાં અજવાસ પ્રગટે પૂર્ણતાનો,
એ જ પળની વાટ વરસોનાં વરસથી.

(૨)

સ્વપ્ન જોવાની મનાઈ છે હવે,
થઈ રહી મારી ખરાઈ છે હવે.

મુગ્ધતા પળમાં હણાઈ છે હવે;
યાર! દુનિયા ઓળખાઈ છે હવે.

હર-ઘડી અંધાર-છાયી છે હવે :
થઈ ગઈ તું પણ પરાઈ છે હવે.

ભીતરે જામી લડાઈ છે હવે;
શું થશે? ના ખ્યાલ કાંઈ છે હવે.

કેમ જીવું છું : નવાઈ છે હવે;
આશની પાંખો કપાઈ છે હવે.

બસ, ગઝલ સાથે સગાઈ છે હવે :
શ્વાસમાં એ તો વણાઈ છે હવે.

## હું અને Kiss માછલી / *પંકજ ત્રિવેદી*

હું કોણ છું અને મારું વ્યક્તિત્વ?
ઉપરથી ધગધગતો જ્વાળામુખી
અને પેટાળમાં?

છે...ક ઊંડે-ઊંડે તમે પહોંચશો
તો, હાથ લાગશે એક લહેરાતો, શાંત,
ઘેઘૂર વડ જેવો પથરાયેલો દરિયો!

માણસ ક્યાં લગ પહોંચે છે, ક્યાં સ્પર્શે છે,
એ એની કુશળતા અને વૃત્તિ પર આધારિત છે!

આવી અનેકાનેક વૃત્તિઓ
મને લીલ-શેવાળની વેલીઓ જેમ વીંટળાઈ વળી છે
હું તો દરિયામાં નિર્બંધ બનીને
એવું તરવા ઇચ્છતો હતો કે-
દરિયામાં તરતા જળરંગોમાં
મારા માટે ઝીણી-ઝીણી, મીઠી-મીઠી ઈર્ષ્યા થાય
માત્ર ઓળઘોળ થવા માટેની જાણે કે હોડ!

મને થાય કે હું 'કશુંક' એવું કરું,
લોકો જુએ ને બસ, હરખાયાં કરે, હરખાયાં કરે..
પણ-
'કશુંક' કરવાની મારી વૃત્તિ હજી તો જન્મ પામે
ને, કેટ-કેટલાં ટાંપીને બેઠાં હોય છે એનો શિકાર કરવા?
હા, તાજી જન્મેલી દીકરી જેવી 'ઉત્તમ વૃત્તિ'ને દબાવેલા
પગે, ગળે ટૂંપો દેવાઈ જાય,
ને પછી
કહેવાય કે આપણા હાથમાં શું છે?
આ તો બધી ઈશ્વરની લીલા...
પછી એ પંજાઓ કંકુવર્ણા થઈને ભલે ને નીતરતા હોય!!

હું, આવી બે-તરફી વૃત્તિઓના જાળામાંથી વારંવાર છટકવા
પ્રયાસ કરું છું, પ્રયત્નો હંમેશા નિષ્ફળ જાય છે
મારી ઘેરી નિરાશામાં હું કૃશકાય થતો જાઉં છું.

છતાંયે, ફરીથી 'કશુંક' કરવાની મારી ધગશ
આ જીર્ણ શરીરમાં ચેતના આણે છે:
ફરી, હું પૂરા જોશ સાથે બેઠો થાઉં છું
લોકો જુએ છે, રાજી થાય છે, તાળીઓ દે છે,
મને ઉશ્કેરે છે.

મારી positive વૃત્તિઓ રુંવે રુંવે ફરફરાટ કરતી
બેઠી થઈને મને અંદરથી ધકેલે છે,
હું હવે તૈયાર છું, મારી આસપાસ અનેક લોકો
ટોળું બની ગયાં છે
એમને જોઈને પોરસાઉં છું, મારે હવે જલ્દીથી
'કશુંક' કરવું છે...
જેની મને-તમને ઝંખના છે!

અચાનક જ એ ટોળું-
એ ટોળાની વૃત્તિઓ મને ભીંસી લે છે અને
પછી ઊંડી ખીણમાં પછડાય છે.
હું એની વચ્ચે ભીંસાતો, દબાતો, પછડાતો જાઉં છું.

મારી આંખ ખૂલે છે-
હું દરિયાના પેટાળમાં એક વિશાળ ચટ્ટાન પર
ચત્તોપાટ પડ્યો છું,
જાણે કે ભગવાન વિષ્ણુ!
મારી આસપાસ શીતળતા છે, પરમ શાંતિ છે,
મારું મન
સ્વસ્થ છે...

હવે, હું ધીમેધીમે આંખ ઉઘાડું છું, નિર્મળ જળમાં
તરતી મારી આંખો માછલી બની જાય છે,
હું આસપાસ જોઉં છું,
જળરંગોની અદ્ભુત-મનોહર માયાવી
નગરી છે ને એમાં હું સાવ એકલો-અટૂલો સૂતો છું...
જાણે કોરો ધાકોર...!

હું ચારેબાજુ જોઉં છું, પેલાં ટોળું થયેલાં માનવીઓ
ક્યાંય દેખાતાં નથી,
નથી દેખાતી એમની દુષ્ટ વૃત્તિઓ અને એ ભૂખી આંખો!

મારી નજર મારા શરીર ફરતે વીંટળાય છે
લીલી, કૂણી વનસ્પતિને આરોગતી નાની-મોટી રંગબેરંગી
માછલીઓને વિચરતી જોઉં છું...
મારા હાથ-પગ, કાન-નાક, મારું શરીર ધીમેધીમે
સંકોચાય છે, બસ સંકોચાયાં કરે છે...
ત્યારે એક માછલી મારી પાસે આવીને મધુર સ્મિત કરે છે.
હું મારી જાતને જોઉં છું, શરમાઉં છું.
ત્યારે બીજી માછલી
પહેલીને ધક્કો મારીને મને kiss કરે છે.

હું હવે 'હું' નથી અને છતાંયે જે 'હું' હતો તે જ
મૂળરૂપમાં 'હું' ફરીથી જીવંત થાઉં છું.

આજે મને સમજાય છે,
હું માનવી નહીં, માછલીની જાત છું.
કદાચ એટલે જ દંભી માનવતા મારાથી છટકી ગઈ હશે!

માણસજાત કહે છે કે તું અમને છેતરી ગયો;
અને હું વિચારું છું :
મારું સુખ ક્યાં? મારી ઓળખ કઈ? મારું સ્વમાન ક્યાં
ને કેટલું?

હજી તો પરિવર્તનની લહેરમાં ભીંજાયો, ન ભીંજાયો
ત્યાં દુષ્ટ વૃત્તિએ બળવો કર્યો ને વિચાર આવ્યો
કે નાનકડી માછલીને પકડું, ગળી જાઉં.
અનેક પ્રયત્નો પછીની નિષ્ફળતા..
જાણે શરીર સાથ નહોતું આપતું,
બંનેનો આગવો પ્રભાવ હતો ને હું એમાં
આમતેમ ઝોલાં ખાતો હતો.

અચાનક-
એક વિશાળકાય માછલી મારી પાછળ પડે છે,
કદાચ એ મને ગળી જવા ઇચ્છતી હતી!
હું સાવ બેખબર,
પહેલી માછલીએ મારા કાનમાં કહ્યું, 'ભાગ જલદી,
એ તને ગળી જશે.. તારા અસ્તિત્વને મીટાવી દેશે.'

'માણસ' જેવો ડર રોમ-રોમમાં ફરી વળ્યો
હું મારા અંગવળાંકોનાં નખરાંને ભૂલીને
જળરાશિને ચીરતી તરવા લાગું છું,
ત્યારે-
એક મોટા ખડકની બખોલમાંથી સાદ સંભળાય છે
હું ગતિને રોકી, ઝડપથી એ તરફ જોઈને ક્ષણમાં
ત્યાં પહોંચી જાઉં છું,
જ્યાં એ માછલી હતી-
જેણે મને kiss કરેલી... જેનું નામ જ હવે મેં
Kiss માછલી રાખ્યું છે,
અમે બંનેએ એકબીજાંની આંખોમાં જોયું
અને
મારી પાછળ ધસી આવેલી એ વિશાળકાય માછલી
ખડક સાથે અથડાય છે ને એ અનેક ટુકડાઓમાં
વેરવિખેર થઈ જાય છે.

Kiss માછલીએ મને ધીમેથી પૂછ્યું, 'અરે! આ

ટુકડાઓમાં
માણસ જાતની બૂ આવે છે!'
ત્યારે મારાથી બોલાઈ ગયું, એ માણસજાતની બૂ નથી,
એની દુષ્ટવૃત્તિની બૂ છે...!
મેં આગળ કહ્યું, 'મારી આંખોમાં ધ્યાનથી જોઈશ તો એક બીજો
દરિયો દેખાશે, એમાં રહેતાં માનવીઓ અને મારા-તારા જેવી
માછલીઓની જાતમાં ખાસ કશો ફેર નથી.
હા, ફેર છે તો એટલો જ કે-
એમનામાં માછલીની રંગીનતા છે, નિર્દોષતા છે ને નિખાલસ
સરળ વૃત્તિ...!'
Kiss માછલીએ મને ફરી kiss કરીને કહ્યું, 'તારી વાત સાચી છે, માનવી અને માછલી, એકબીજાંનાં પૂરક છે, આખરે તો એ બંને વૃત્તિઓનાં જ નામ છે...!'

કદાચ-
હું એ વૃત્તિઓને જ ન પામી શકી, એનાં વિવિધ
સ્વરૂપોને ઓળખી ન શકી
અને તું એને પામીને પણ 'માછલીની જાત' ચંચળ
સાબિત કરી છટકી ગયો...!'
બરાબર એ વખતે જ-
Kiss માછલી પહેલાં મને જે મળી હતી,
જેણે વિશાળકાયના જડબામાંથી હોમાઈ જતાં પહેલાં
પ્રેમથી ભાગવાનો આદેશ આપ્યો હતો
એ માછલી, હા જે પહેલી માછલી હતી તે ખડકની
બખોલ પાસેથી નીકળી
મેં એને જોઈ, એણે મને અને Kiss માછલીને જોયાં,
પછી ચૂપચાપ આગળ નીકળી ગઈ.!

## ગીત / *વિનોદ ગાંધી*

આ પારસને પથ્થરરૂપે કેમ જુએ છે, પાગલ?
તું જંગલનું ફૂલ ગણીને તરછોડે છે શતદલ?
તમાલ કેરી છાલ શ્યામ તે
તું ધિક્કારે શાને?
જમુનાજળનો રસ ઊતર્યો છે
વૃક્ષ ઉપરનાં પાને,
શ્યામ ગણીને ના અવગણ તું એ આંખોનું કાજલ!
કાંટાળી ડાળો પર જે છે
બોર છે એ શબરીનાં,
રસ્તા પર વેરાયાં તાંદુલ
ગરીબની ગઠરીના,
ધજા નથી, છે પીત અંબરનો હરફર થાતો આંચલ!
તું જંગલનું ફૂલ ગણીને તરછોડીશ ના શતદલ!

## ગઝલ / *તથાગત પટેલ*

આપી આપીને પળ આપી
ઈશ્વર લોભી છે કે પાપી?

એનું શાસન કોને ગમશે?
સૌ જીવે છે માપી માપી.

કોઈ એને પડકારે ક્યાં?
દુનિયા ખુદને નામે છાપી.

એ તો કોરાં છે કાયમનાં
ભીનપ સામે ક્યાંથી વ્યાપી?

પાછો જાગ્યો છે જૂનો ઘા,
કોણે ઘટનાને આલાપી?

## ઉકેલમાં આવતા કોઈનું ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

કોણ આવે છે કોના ઉકેલમાં?
સઘળા સરવાળાઓ આઘા ખસ્યા ને મને પૂર્યો બાદબાકીના મ્હેલમાં...
કોણ આવે છે કોના ઉકેલમાં?

કારણ વિનાની કૈંક ચોકડીઓ મૂકીને
કારણ વિનાના ગણ્યા તારા,
કારણ વિનાના જપ્યાં કેટલાંયે નામ
તોય સરકી ગ્યાં માળાથી પારા...

કારણ વિનાની આરાધના કરીને આવ્યા સામી છાતીએ પછી ખેલમાં.
કોણ આવે છે કોના ઉકેલમાં?

મનનું ગણિત અને મનનું વિજ્ઞાન
ક્યાંક તનનું પણ નામ હોવું જોઈએ,
સંજોગો એટલે સૂચન ઇતિહાસ
ક્યાંક ભૂગોળનું સ્થાન હોવું જોઈએ.

ગોળગોળ પૃથ્વીને રોજરોજ ઉપાડું છું - જૂની ખખડધજ કોઈ વ્હેલમાં.
કોણ પુરાવે દીપકને તેલમાં?
કહો, આવ્યું કોણ કોના ઉકેલમાં?

## વીંધાતા-ચીંધાતા માણસનું ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

અમે મોતીને વિંધવા ગ્યાતાને આખરે આખ્ખા વીંધાઈને આવ્યા...
અમે દિશાઓ ચીંધવા ગ્યાં'તા ને આખરે પાછાં ચીંધાઈને આવ્યા...

વિંધાવું ચીંધાવું છેવટે તો એકનું એક જ છે એટલે ભીંજાવું...
વરસાદી તડકામાં, અંધારે-અજવાળે આપણું છે ક્યાંક તો વર્તાવું.

અમે નિંદાપણ નીંદવા ગ્યાતા ને આખરે આખ્ખા નીંદાઈને આવ્યા...

આખ્ખો અવતાર જાણે ઘાસ જેમ ઊગ્યાં જો ઊગ્યાં તો સાથે ય કચડાયા,
આખ્ખાય મેદાનમાં ક્યારેક છવાયાં તો ક્યારેક હરિયાળું લ્હેરાયા...

અમે ભીંસને છોડીને બે'ક ડગલાં ચાલ્યાં તો આખર આખાં ભીંસાઈને આવ્યા...

## બે ગઝલ / *દત્તાત્રય ભટ્ટ*

૧.

તું સમયની માગ છે તો હું સમયનો મર્મ છું,
જાળ ના ફેલાવ રસ્તે, આમ કેવળ વ્યર્થ છું.

સાંભળી જો તું શકે તો ઝાંઝરી ઝણકે છે, જો!
નૃત્ય જેનામાં ગયું છે ઓગળી એ નર્ત છું.

જે ચહું સાબિત કરું એ ખેલ ડાબા હાથનો,
શીષ ફૂટે છો હકીકત, તર્ક છું હું તર્ક છું.

પીગળી જો હું જઉં તો આખરે શૂન્યે ભળું,
હું હવાનું છું ઘનીભૂત રૂપ યાને બર્ફ છું.

તત્ત્વ જકડી રાખું છું, છૂટે ભલે આકાર પણ,
ગાગરે સાગર ભરું છું એટલે કે અર્ક છું.

ના, ઉપેક્ષી નહિ શકો અસ્તિત્વને મારા કદી,
કે હકીકત સ્પષ્ટ કરતો નિત્યનો સંદર્ભ છું.

સાત કોઠા શીખવા દે તે પછી હું અવતરું,
હે કલમ! હું શબ્દની કૂખે રહેલો ગર્ભ છું.

૨.

આભ આખ્ખું બાથમાં આવી ગયું,
ક્ષણને ફૂટી પાંખ, સમજાવી ગયું.

કાગડો બોલ્યો કદી ના છત ઉપર,
દ્વાર તો યે કોણ ખખડાવી ગયું?

શેરી, પાદર, આંગણું ઝૂમી ઊઠ્યાં,
એમ ઝાંઝર કોણ ઝણકાવી ગયું?

ઝાંઝવે ડૂબ્યો છતાં પલળી ગયો,
રેતસમદર કોણ છલકાવી ગયું?

ભરઉનાળે ધોમધખતા તાપમાં-
ભીની સોડમ કોણ પ્રસરાવી ગયું?

## મનવા / *રાકેશ હાંસલિયા*

સોંપી દે ઈશ્વરને સઘળા ભાર મનવા,
હરપળે ના વ્યર્થ વલખાં માર મનવા.

સૌ સૂતાં છે ઓઢીને અંધાર મનવા,
કોણ સુણે છે સૂર્યનો પોકાર મનવા.

કોઈ ખૂણે ડૂસકાં પડઘાય અવિરત,
કોઈ ખૂણો ગાય છે મલ્હાર મનવા!

હોય છે સંકેત એમાં ગેબનો પણ,
આપણા ક્યાં હોય છે નિર્ધાર મનવા?

ચાહતો રહે હરદશાને, હરદિશાને,
તો જ તારો શક્ય છે ઉદ્ધાર મનવા.

રાઈના દાણા નહીં, વાવ્યા છે શબ્દો,
એને ફળતા લાગશે હજુ વાર મનવા.

## ઊભી છે / *'પ્રણય' જામનગરી*

પળની પાછળ પળ ઊભી છે,
તેજભરી ઝળહળ ઊભી છે.

અજવાળાંના આંગણ માંહે,
એક નદી ખળખળ ઊભી છે.

યુગ-યુગ લાગે આમ ભલે પણ,
એક જ પળ કેવળ ઊભી છે.

શોધ ન એને વ્યાકુળ થઈને,
અભિલાષા સમથળ ઊભી છે.

મારી સામે એક ઉદાસી,
થઈ કોરો કાગળ ઊભી છે.

અવસરનો અણસારો થઈ જા,
થઈ એ સૂનું સ્થળ ઊભી છે.

અસ્ત ભલે સૂરજ થઈ ચાલ્યો,
સાંજ 'પ્રણય' ઉજ્જવળ ઊભી છે.

## વિનોદ જોશી

ઉદ્ગારથી અસર સુધીનાં વિસ્તરણ વિના,
કેવી રીતે ગઝલ કહું વાતાવરણ વિના?
કેવાં મજાનાં જિંદગીનાં આભરણ હતાં!
કેવી મજાની જિંદગી છે આભરણ વિના!
નજરો ચુકાવી બાળકી આ જાય, ઓલી જાય.
નાચી રહી છે ઝાંઝરી જાણે ચરણ વિના!
ઓચિંતો મધ્યરાત્રિએ ટહુકો થયો હશે,
બીજું તો કોણ હોય આ ટાણે સ્મરણ વિના?
ચિહ્નો કોઈ વિરામનાં એમાં મળ્યાં નહીં,
કોણે લખી આ જિંદગીને વ્યાકરણ વિના?

*-ઉદયન ઠક્કર*

કોઈ પણ વિચાર સંદર્ભ વિના કરવો મુશ્કેલ છે. જેને વિશે વિચારીએ છીએ તે બાબત પોતાની સાથે બીજી અનેક બાબતો ખેંચી લાવતી હોય છે. સાપેક્ષતા વિના કોઈ સમજ બંધાતી નથી. જગત પરનું સઘળું, જે કંઈ છે તે બધું એકબીજાથી સંબંધિત છે. એકની અપેક્ષાએ જ બીજાનો વિચાર થઈ શકે છે. તત્ત્વજ્ઞાનીઓ આ વાત કરે તે કરતાં કવિ જુદી રીતે કરે છે. કવિની અભિવ્યક્તિમાં સત્ય અને સૌંદર્ય બન્નેનો સમન્વય હોય છે.

આપણા આ કવિ ગઝલ કહેવા માટે ઇચ્છા તો રાખે છે પણ ઇચ્છા પાર પડે તે માટે જરૂરી એવો સંદર્ભ રચાતો નથી. કવિને આ કારણે પ્રશ્ન થાય છે કે ગઝલ કહેવી તો શા કારણથી કહેવી? ઉદ્ગારથી અસર સુધી ગઝલનો શબ્દ વિસ્તરી ન શકે તો નિરર્થક બની જાય છે. કવિના મુખેથી એ સરે એટલું જ પૂરતું નથી. ભાવકને એ અસર કરે તે પણ એટલું જ આવશ્યક છે. કવિ જાણે છે તેમ એ થઈ શક્યું નથી. ઉદ્ગાર કરનારની કચાશ હોય કે અસર ઝીલનારની કચાશ હોય પણ ગઝલ કહેવાને અનુકૂળ વાતાવરણ સાંપડતું નથી. વિના વાતાવરણ ગઝલ કહેવાનો કશો અર્થ રહેતો નથી. એકની અપેક્ષાએ જ બીજું વિસ્તરી શકે તેમ છે.

જિંદગીને શોભાયમાન બનાવનારાં જે કંઈ ઉપકરણો હતાં તેની સાથે કવિને લગાવ છે. એક તો એટલા માટે કે તેના થકી જિંદગી સુશોભિત બની. બીજું એ કે એ સ્વયં મજાનાં હતાં, જેથી તેની સંગતિ આનંદદાયક બની ગઈ. અલંકારો આમ તો આરોપિત હોય છે. બહારથી સંપડાયેલી શોભામાં જે કાંઈ લાભ થયો તે પોતાને નહીં પણ આભરણોને, અલંકારોને થયો. 'મજાના આભરણ' એમ કહી કવિ આભરણને વખાણે છે પણ જિંદગી તો આભરણ વિના જ મજાની હતી. વસ્તુને અને જીવનને જુદા પાડીને સમજવાનો અને સમજાવાનો કવિનો તરીકો અદ્ભુત છે. આભરણો પણ ગમે છે અને જિંદગી પણ ગમે છે પણ જિંદગી તો આભરણ વિનાની જ ગમે છે. બન્ને જુદાં છે ત્યાં સુધી પોતપોતાની રીતે બરાબર છે પણ જેવો એમનો સંગ થાય છે કે જિંદગી 'મજાની' રહેતી નથી.

હવે કવિ એક સુંદર ચિત્ર રચે છે. ગતિશીલ ચિત્ર. આપણી આંખો સક્રિય થઈ ઊઠે તેવું ચિત્ર. એક બાળકી નજરો ચુકાવીને દોડી ગઈ છે. અહીં તેની ચાલ વિશે કોઈ સંકેત નથી અપાયો તેમ છતાં આપણી આંખો કોઈ બાળકીની વયસહજ ગતિને અવલોકવા લાગે છે. એ ગતિનાં કારણરૂપ ચરણ તો નજરે ચડતા જ નથી પણ કર્ણેન્દ્રિયો સતેજ થઈ જાય છે. ઝાંઝરીનો મધુર ધ્વનિ અને નાજુક ગતિમાં ભળેલું સુકુમાર નર્તન, બેઉનો કલાત્મક યોગ કેવો સુંદર અનુભવ બની જાય છે! ઝાંઝરી નાચતી નથી. તે તો સંભળાય છે. પણ જે દેખાય છે તે જોવા કરતાં જે સંભળાતું હોય એ જ દેખાય એવી વિરલ ઇન્દ્રિયગ્રાહ્ય કલ્પના

કવિએ કરી છે. કાવ્યશાસ્ત્રીઓ તેને લક્ષણાવ્યાપાર કહે છે. આપણે, સામાન્ય રીતે એવું તરત સમજી લઈએ છીએ કે અહીં લાક્ષણિક રીતે વાત થઈ છે. અહીં પ્રગટ થતું નર્તન અને નર્તનમાં ભળેલો રમ્યનાદ નજરો ચુકાવીને વ્યક્ત થાય છે તે યાદ રાખવું ઘટે. કોઈ દેખાતું હોય ત્યારે જાણ્યેઅજાણ્યે વર્તનના ઘાટ ઘડાતા જતા હોય છે.

સ્મરણનો મહિમા કરતા કવિ સ્મરણનું સ્વરૂપ ટહુકા જેવું છે તેમ કલ્પે છે. મધ્યરાત્રિનો સમય એવો સમય છે કે જ્યારે કોઈ પંખી ટહુકે નહીં. છતાં ઓચિંતો ટહુકો સંભળાય તો તે સ્મરણ જ ટહુકો છે તેમ સમજાય. કારણ કે સ્મરણને અનુકૂળ તેવું એકાંત મધ્યરાત્રિએ જ સંભવે. આ આખીયે વાતમાં ઊંડે ઊંડે વિડંબનાનો એક સૂર પણ પડેલો છે. તે એ કે મધ્યરાત્રિએ ઓચિંતું જેણે આવવું જોઈએ તે ન આવતાં તેનું સ્મરણ આવીને ઊભું રહે. પણ શું થાય? કવિ જાણે છે કે સ્મરણ સિવાય બીજું કોઈ આવે તેમ નથી. છતાં 'બીજું તો કોણ આવે?' તેમ કહી બીજું કોઈ આવી પણ ન શકે તેવી સંભાવનાનો ઈશારો કરે છે.

વ્યાકરણ માત્ર ભાષાનું જ હોય છે તેવું નથી. જિંદગીને પણ પોતાની વ્યવસ્થા હોય છે. ભાષામાં આવતા વિરામો જેમ ભાષાની શિસ્ત છે તેમ જિંદગીમાં પણ જરૂરી વિરામો આવવા જોઈએ. પણ કવિ કહે છે કે જિંદગીમાં વિરામ આવે તેવાં ચિહ્નો સાંપડ્યાં જ નહીં. જે કંઈ થયુ તે બધું એકધારું થયં, એકવિધ રીતે થયું. વિરામચિહ્નોથી સૂચવી શકાતી સ્થિતિનું વૈવિધ્ય ન હોય તે ભાષા લયશૂન્ય હોય છે તેમ જિંદગી પણ જો લયશૂન્ય હોય તો, ભાવશૂન્ય હોય તો તેના એકધારાપણાંથી ઉબાઈ જવાય છે. બીજી રીતે કહીએ તો એકધારાપણાં ઉપરાંત અવિરામ દોડ્યા કરવું તે જ જીવનની પ્રવૃત્તિ હોય તો તેમાં જીવનનો અનુભવ લેવા બેસવા જેટલી જગ્યા ક્યાંથી મળે? એવો વિરામ ક્યાંથી મળે?

છેવટે તો વિરામની શોધ એ જ એકધારાપણાંનો ઇલાજ હોય છે. કવિએ જીવનનું વ્યાકરણ તો સમજી લીધું પણ એટલામાંથી બસ ન કરતાં આવું વૈવિધ્યશૂન્ય વ્યાકરણ રચનાર કોણ છે તેને વિશે અહીં પ્રશ્ન ઊઠાવ્યો છે.

એક તરફ એક સ્થિતિ છે તો બીજી તરફ તેનો વિકલ્પ છે. આવી વૈકલ્પિકતાની જ તો મુંઝવણ છે. અનુકૂળ ન હોય તો પરિસ્થિતિને હંમેશા પ્રતિકૂળ માનવી અને પ્રતિકૂળતામાં પણ કોઈને તે અનુકૂળ હોઈ શકે તેવાં સંભવને ન જોવો તે મનુષ્યપ્રકૃતિ છે. છેવટે તો બધું સાપેક્ષ રીતે જ કનડતું હોય છે. પણ તેમ થઈ શકતું નથી અને એટલે જ આમ હોય તો તેની સામે તેમ પણ હોય તેવી યથાર્થતા વચ્ચે આમથી તેમ ઝૂલતા રહીએ છીએ.

કવિતા ગૂઢમાં ગૂઢ તત્ત્વજ્ઞાનને પણ રમતરમતમાં ગળે ઉતારી દે છે. તત્ત્વ ન પમાય તોયે કવિતાની ભાષા એવી વિલક્ષણ હોય છે કે તેની મોહિનીમાં ખેંચાયા વિના ભાગ્યે કોઈ રહી શકે. આ ગઝલ તો બેવડો લાભ આપે તેવી છે.

□

ભાવાનુવાદ - જિતેન્દ્ર શાહ

[આયર્લેન્ડમાં વર્ષોથી ચાલતી ચળવળને દબાવવા બે બ્રિટિશ સૈનિકો નિત્ય નિયમ પ્રમાણે પોતાની જીપમાં ઘૂમી રહ્યા હતાં. ચળવળખોરોએ બિછાવેલી સુરંગના કારણે ધડાકો થયો અને બે સૈનિકો પૈકીનો એક સ્ટીફના કમીન્સ ઉંમર વર્ષ ૨૪ મરણને શરણ થયો.

પોતાનો અંત આવે તે પહેલાં તેણે એક સીલબંધ કવર પોતાના મા-બાપને એ સૂચના સાથે મોકલાવી આપ્યું હતું કે મારા મૃત્યુ પછી જ એ કવર ખોલવામાં આવે. કવર પર મોટા અક્ષરે લખ્યું હતું : 'મારા પ્રિયજનોને' અને કવરમાં મોકલાવેલ કાવ્યનું શિર્ષક હતું 'હું ત્યાં નથી.'

સ્ટીફનના નિધન પછી તેના પિતાશ્રીએ આ કવિતાનું પઠન બી.બી.સી.. પરથી કરેલ હતું.]

### I Am Not There

Do not stand at my grave and weep
I am not there I do not sleep.
I am a thousand winds that blow.
I am the diamond glints on the snow.
I am the sunlight on ripen grain.
I am the gentle automn rain.
When you awage in the morning's hush
I am the swift uplifting rush
Of quiet birds in circled flight.
I am the soft stars that shine at night.
Do not stand by my grave and cry.
I am not there; I did not die.

### હું ત્યાં નથી

*આંસુ ન વહાવશો*
*મારી કબર પાસે ઊભા રહી,*
*હું ત્યાં નથી. હું ત્યાં ખરેખરે નથી.*
*હું તો છું વાયુની હજારો લ્હેરખીઓમાં*
*હું તો હિમ પર ચળકતો હીરક છું.*
*હું છું કણસલાં પર નર્તન કરતા સૂર્યપ્રકાશમાં,*
*આષાઢી વર્ષાની બુંદબુંદમાં હું છું.*
*શાંત પ્રભાતે ચકાકારે ઘૂમતાં*
*પંખીઓનો ચકરાવો જ હું છું.*
*રાત્રિના અંધકારમાં મૃદુ પ્રકાશ*
*વેરતો તારક પણ હું છું.*
*મારી કબર પાસે ઊભા રી,*
*પ્લીઝ, આંસુ ન વહાવશો,*
*હું ત્યાં નથી જ નથી.*
*હું તો આજે પણ*
*તમારી સાથે જ છું.*

## 'કોષમાં સૂર્યોદય'

ડૉ. નલિન પંડ્યા

['કોષમાં સૂર્યોદય,' લે. રાજેન્દ્ર પટેલ, પ્રકાશક: કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯, પ્રથમ આવૃત્તિ : ફેબ્રુઆરી ૨૦૦૪, ક્રાઉન સાઇઝ, કાચું પૂંઠું, પૃષ્ઠ-૮૮, મૂલ્ય રૂ. ૪૦.]

ગીતગઝલના ધંધાદારી બજારની બહાર જઈને શુદ્ધ કવિતા ભણી ગતિ કરનારા કવિ રાજેન્દ્ર પટેલ છે. તેઓનો અભિગમ કાવ્યોના આધુનિક વલણો તરફનો છે. પરંપરામાંથી દૂર જઈ કંઈક વિશેષ વૈજ્ઞાનિક ઢબે સિદ્ધ કરવાની મથામણ આ કવિની રહી છે. તેઓ રાસાયણિક વિજ્ઞાનના માનવી હોવાથી સૂક્ષ્મ વિશ્લેષણ તેમનાં કાવ્યોમાં જોવા મળે છે. 'કોષમાં સૂર્યોદય' નામકરણ જ શરીરના અંદરનો નાનો ઘટક તેમ જ તેની સાથેની તેજ પ્રક્રિયાનો નિર્દેશ કરે છે. અહીંથી જ કવિ રાજેન્દ્ર પટેલ સૂક્ષ્મ અતિસૂક્ષ્મ દૃષ્ટિકોણ દાખવી ચાલે છે. આ કવિને Prosaic Form સહેતુક અનુકૂળ આવ્યું છે. આમે આ કાવ્યો સાંગીતિક લયથી દૂર જનારાં છે.

મેથ્યુ આર્નોલ્ડના 'ટચ સ્ટોન' રૂપ ગણાતા પંક્તિખંડો વિશે એલિયટે કહ્યું છે કે 'No Poet can write a poem of amptitude unless he is a Master of the Prosaic.' આવી 'પ્રોઝેક'ની માસ્ટરીનો અણસાર રાજેન્દ્ર પટેલના 'કોષમાં સૂર્યોદય' સંગ્રહ દ્વારા દેખા દે છે. કાવ્યની તેના વિસ્તૃતિકરણના ફલકની સભાનતા 'પૂતળું' (પૃ.૫) કાવ્યથી જ વર્તાય છે. પ્રકૃતિ પૂતળાને અસર કરી શકતી માટે મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવે છે. પ્રાણ પરોવ્યા વિના મૂર્તિ પૂતળું જ છે: માટે જ કવિ કાવ્યને અંતે કહે છે.

*'પૂતળાએ શ્રીફળ વધેરવા ઊંચો કરેલો હાથ*
*ને મૂર્તિનો ઊંચો હાથ*
*બંનેય છે સ્થગિત.'*

ખરેખર તો પૂતળા અને મૂર્તિ જેવી અસમર્થતા માનવીની પણ છે. માનવી ઘણું બધું વર્તન કૃત્રિમ રીતે જ કરે છે.

'માણસ' ૧થી ૪માં કવિએ માણસનું બાયોકેમિક આગવી દૃષ્ટિથી આલેખ્યું છે. આગ અને રાખ વચ્ચે ટકી રહેલો માણસ પોતાની અંધારરૂપ ભ્રાંતિઓમાં ભટકનારો જ છે, ભ્રાંતિઓમાં તેનો વ્યય થતો જાય છે. માણસ સમયના તત્ત્વ સાથે જોડાયો નથી, તે ખર્યા કરે છે. કયો ધુમાડો માણસને અને એના શરીરને પૂરમાં ડુબાડીને શેષ કરતો જાય છે? ટોળાની શૂન્યતા એને ખતમ કરી રહી છે. અર્થહીન માણસનું Motif આ કવિએ અહીં વિકસાવ્યું છે. માટીનો માણસ માટી થતાં ડરે છે. માટી મૂળ છે, માટી ફૂલ છે, ડાળ અને થડ માટી રૂપ છે. જન્મ અને મૃત્યુ બંને માટીનાં જ પરિણામો છે. માટીમાંથી માણસ બન્યા પછી માટી બની જવાની પ્રક્રિયા કવિને બેચૈન કરી મૂકે છે. એટલે માણસનો માણસ હોવાનો અર્થ તેને પજવે છે. દેખાવ પૂરતી ઘરની અર્થહીન નેમ પ્લેટ બની જઈ કહેવા પૂરતો માણસ લાગે છે. આમ, માણસની તપાસ કવિએ સુપેરે કરી છે.

'માળિયું' (પૃ. ૧૪), 'ટકોરો' (પૃ.૧૧), કાવ્યોમાં સમયને અવિરત પ્રવાહ અને ભૂતકાળનાં ભ્રાંતિયુક્ત સ્મરણો દ્વારા તરડાતું જીવન આલેખાયું છે. 'ખીલો' (પૃ. ૨૦)માં કોષના વિજ્ઞાન અને ખીલાના વિજ્ઞાનની છણાવટ ચાલે છે. ખીલો

દુનિયાનો ખૂંટો ખીલો લોખંડનો સાધનરૂપ પીડાદાયક કોષ છે અને સળિયો પણ લોખંડનું રૂપ છે. ખીલો જોડવાનું અને વાગવાનું કામ કરે છે. નિર્જીવ હોવા છતાં જીવે છે. માણસનાં શરીરે ખીલા ખોડાય તો પીડા જ આપ્યા કરે છે. માણસ માટે ખીલા પીડાના પ્રતીકનું રૂપાંતરણ જ છે. 'આદર' (પૃ. ૨૬), 'ડુંગળી' (પૃ.૨૯), 'ઘોડો' (પૃ.૩૨) અને 'ત્રીજું પગલું' (પૃ. ૩૩) જેવાં કાવ્યોમાં માનવીની અસ્તિત્ત્વમૂલક પરિસ્થિતિ આલેખાઈ છે. આવા જ એક 'મૂળ' (પૃ.૩૯) નામક કાવ્યમાં કવિ અસ્તિત્વની પરખ કરવાના નિરર્થક પ્રયત્નો આ રીતે વ્યક્ત કરે છે.

*'ખોલવા મથું પડ ઉપર પડ કાળા,*
*દરેક પડ પામું, જાઉં મારું મોં.*
*પાટી દર્પણ બને તેના પ્રયત્નોમાં આજનો સૂર્ય આથમી જાય.'*

અહીં પાટી દર્પણ બનવાની શાશ્વત અસ્તિત્વ સ્પષ્ટ કરવા માટેની છે. સમયની બહાર જઈ નિરાંતનો દમ લેવાની વાત 'વર્તુળ બહાર' (પૃ.૪૨)માં કરવામાં આવી છે. સમયનાં બંધનથી મુક્તિ કવિ આ રીતે મેળવવા ઇચ્છે છે.

*'હા, સૂઈ રહેવું છે હવે*
*ઘડિયાળના વર્તુળ બહાર.'*

'કોષમાં સૂર્યોદય'ના ધરી રૂપ બે કાવ્યો 'શોધ' (પૃ. ૫૨) અને 'કોષમાં સૂર્યોદય' (પૃ.૫૩) બારીક વણાટકામ કરેલાં કાવ્યોમાં શરીરના અંગે અંગમાં થતી પ્રક્રિયા આલેખાઈ છે. શરીરમાં આવતા જાદુને શોધવાનો કવિનો આ પ્રયત્ન જુઓ :

*'અનુત્તર હું*
*કોષ, કિરણ ને કરતાલમાં*
*શોધું મને.'*

શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા અને શરીરનો આંગિક ઘરોબો કવિને આમ થાય છે :

*'ઉચ્છ્વાસ વિદાય લેતો મિત્ર બન્યો ત્યારે શ્વાસનો અર્થ માત્ર હવા નથી તે સમજાયું.'*

'માણસ'ની જેમ 'રાત્રિ' ૧થી ૫ (પૃ.૫૯થી ૬૫) પણ એક Motif બની જાય છે. અંધારમાંથી થતી જ્ઞાનપ્રાપ્તિ અને અંતર્મુખીપણું અહીં પ્રગટે છે. અંધકાર સાથે ને સૂર્ય-ચંદ્ર સાથે જોડાયેલું ઇન્ટરલ્યૂનર માનસ આ કાવ્યોમાંથી એક પિંડ બનીને આવે છે. અહીં આ કાવ્યસંગ્રહમાંથી ઉલ્લેખ કરેલાં કાવ્યો સિવાયના અન્ય કાવ્યોમાં ક્યાંક ક્યાંક વધારે પડતી ગદ્યાળુતા ખટકે છે છતાં 'કોષમાં સર્યોદય'ના તમામ કાવ્યો નોસ્ટાજીક ભય અને ભૂતકાળના સંસ્મરણોમાંથી બહાર નીકળી ગયેલાં છે. કાવ્ય અછાંદસ હોવાથી આધુનિક કહેવાતું નથી એ ભ્રમ આ કવિએ એમનાં કાવ્યો દ્વારા સ્પષ્ટ કર્યો છે. □

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઈકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | | |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | | |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

કવિલોક ટ્રસ્ટ

C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

ફોન : ૨૨૧૪૩૭૪૫

## ઘડીકમાં

આખા છો હમણાં, પણ થશો અડધા ઘડીકમાં,
ધરખમ અવાજના થશે પડઘા ઘડીકમાં.

પાંપણ સુધી એ આવતા તો થઈ જશે વરાળ,
વાદળ બની ઊડી જશે દરિયા ઘડીકમાં.

સૈકા સુધી એ સ્વેદ વડે સિંચવા પડે,
કોણે કહ્યું ફળી જશે સ્વપ્ન ઘડીકમાં!

વરસોથી એકધારી જે કાપી રહ્યા મજલ,
ધૂળવાયરે વહી જશે રસ્તા ઘડીકમાં.

તખ્તા ઉપર છવાઈ જશે શ્યામ શૂન્યતા,
હર રંગ પર પડી જશે પડદા ઘડીકમાં.

દુનિયા વગરનો તું ય ઘડીમાં થઈ જઈશ,
તારા વગરની થઈ જશે દુનિયા ઘડીકમાં.

('તૃષિત સૂર્ય'માંથી) -કિસન સોસા

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ
શિશિર
વિ.સં.૨૦૬૨



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦
વર્ષ ૪૯ : અંક : ૧
સળંગ અંક : ૨૮૯

તંત્રી
ધીરુ પરીખ



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૯ : અંક ૧ સળંગ અંક ૨૮૯



---

**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- રહેશે તેની સહુએ નોંધ લેવી**

---


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

---

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા: વાર્ષિક $7. અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150. ઇંગ્લૅન્ડ: વાર્ષિક £ 6, આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઓકટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

---

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

---

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

શિશિર વિ.સં. ૨૦૬૨ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૬



# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને બોલચાલની ભાષા

કવિતા ભાષાની કલા છે. ભાષા એની અનિવાર્ય સામગ્રી છે. સર્જક જે કંઈ વિચારતો હોય છે, જે કંઈ અનુભવતો હોય છે, જે કંઈ સંવેદતો હોય છે તે પોતાની ભાષામાં જ. આથી જ સર્જક કવિને માટે ભાષા મહત્ત્વનું કાવ્યાંગ છે. પરન્તુ ભાષા શબ્દને જ્યારે આપણે વ્યાપક અર્થમાં પ્રયોજીએ છીએ ત્યારે તેમાં તેની પ્રશિષ્ટતાની સાથે ઉપભાષા, એટલે કે પ્રદેશવિશેષ કે જાતિકોમ વિશેષ બોલી (dialect) અને બોલચાલની (colloquial) ભાષાલઢણો કે બોલચાલના શબ્દપ્રયોગો તેમાં સમાવિષ્ટ છે. આથી વ્યાપક અર્થમાં જો વાત કરીએ તો ઉપરોક્ત કોઈ પણ સંદર્ભની ભાષા કાવ્યસર્જનમાં ખપમાં લેવાતી હોય છે.

વિશ્વભરના કાવ્યરાશિમાં પ્રશિષ્ટ ભાષાનો ઉપયોગ કરીને રચાયેલી કાવ્યરચનાઓ વિપુલ માત્રામાં છે અને વિશિષ્ટ માત્રામાં પણ છે. આવી પ્રશિષ્ટ ભાષાપ્રયુક્ત કાવ્યકૃતિઓ વિશાળ અને વિદગ્ધ ભાવકવર્ગને પરિતૃપ્ત કરી શકે છે; કરતી આવી છે. આવી કાવ્યબાની જમાને જમાને બદલાતી રહે છે, કારણ કે ભાષા કોઈ સ્થગિત કે સ્થંભિત જલરાશિ નથી; એ તો વહેતો પ્રવાહ છે. એમાં નવા નવા શબ્દો, શબ્દસમૂહો ઉમેરાતા રહે છે, કેટલાક કાલગ્રસ્ત થતા જાય છે. આથી સાચો અને સમર્થ સર્જક પોતાના જમાનાની માન્ય ભાષાનો સમુચિત પ્રયોગ કાવ્યમાં કરતો આવ્યો છે. આ માન્ય ભાષા એટલે જ બહુજન સમાજથી સ્વીકૃત અને પુરસ્કૃત ભાષા. સામાન્ય રીતે પ્રત્યેક કાળતબક્કે સર્જક આવી માન્ય ભાષાનો ઉપયોગ કરતો હોય છે. આને જ શિષ્ટ કે પ્રશિષ્ટ ભાષાબદ્ધ કાવ્યરચના કહીએ છીએ. આથી શિષ્ટતા અને પ્રશિષ્ટતા પણ કાળક્રમે પરિવર્તનશીલ છે. હા, પણ એ ખરું કે આવી શિષ્ટપ્રશિષ્ટ ભાષા તે તે કાળના સમાજની સંસ્કારિતા વ્યક્ત કરે છે.

જેમ એક તરફથી આવી માન્ય ભાષા કાવ્યસર્જનમાં મહત્ત્વનો માપદંડ બને છે તેમ બીજી તરફથી પ્રદેશે પ્રદેશે લોકભાષામાં લોકવ્યવહાર ચાલતો હોય છે. આવી લોકવ્યવહારમૂલક ભાષાનું પ્રયોજન સામાન્ય પ્રત્યાયનથી વિશેષ હોતું નથી. રોજ-બ-રોજના વ્યવહારોને આવી વ્યવહારમૂલક ભાષાપ્રયુક્તિથી ભાષક સમાજ પરિતૃપ્તિ અનુભવતો હોય છે. ત્યાં તે ભાષા કે સમાજને માટે ભાષા કોઈ સર્જનાત્મક મૂલ્ય નથી, એ તેને માટે માત્ર વ્યવહાર-મૂલ્ય છે. આથી કવિ સામાન્ય રીતે રોજ-બ-રોજની ભાષાપ્રયુક્તિમાં કાવ્યસર્જન કરવાનું ટાળતો હોય છે. એણે ભાષાને સંસ્કારિતાથી સ્વીકારી છે, અને એટલે જ કવિ કાવ્યમાં પરિસ્કૃત ભાષાપ્રયુક્તિનો આશ્રય લેતો હોય છે.

આમ કરવા જતાં ક્યારેક એવું આત્યંતિક પરિણામ પણ આવે છે કે કાવ્યભાષા સામાન્ય ભાષાથી જુદી પડી જઈ કૃતક ભાષા બની રહે છે. આવો કૃતક ભાષાનો અતિરેક કાવ્યબાનીને નૈસર્ગિક રહેવા દેતો નથી. આવું જ્યારે થયું છે અને થાય છે ત્યારે તે કૃતક કાવ્યબાની-કાવ્યભાષા કૃતક કાવ્યરચનાઓના ગંજ ખડા કરે છે. આવા સમયે જ સમર્થ મૌલિક સર્જક ભોંય ભાંગવા આગળ આવે છે, અને કૃતક કાવ્યભાષામાંથી કલાકૃતિને મુક્તિને માર્ગે લઈ જાય છે. વળી, ગણમેળ છંદોમાં ઘણી વાર એવું બને છે કે કવિની અનુભૂતિને અનુરૂપ શબ્દ છંદોલયમાં બંધબેસતો ન હોય ત્યારે તેની અવેજીમાં કોઈ અન્ય અપૂરતી અર્થ છાયાવાળો શબ્દ તેણે પસંદ કરવો પડતો હોય છે. આમ, ક્યારેક ગણમેળ છંદો સ્વયં પણ કૃતક ભાષાપ્રયોગ માટે કવિને વિવશ બનાવતા હોય છે. આનું આપણે ત્યાં ઉત્કૃષ્ટ ઉદાહરણ નાનાલાલનું છે. તેમને પોતાની ભાવભરતીની વિરાટ છોળો અભિવ્યક્ત કરવા 'છંદનાં ઝાંઝર' ટૂંકા પડતાં લાગ્યાં હતાં, અને તેથી જ તેમણે છંદોત્યાગ કરી કાવ્યભાષાને વાણીના સ્વાભાવિક ડોલન તરફ વાળી હતી. અલબત્ત, એમાં એમણે પદવ્યુત્ક્રમોનો અતિરેક કર્યો હતો અને તેથી વળી પાછી તે પદવ્યુત્ક્રમયુક્ત કાવ્યબાની અન્ય રીતે કૃતક બનવા પામી હતી. આ અને આવા અન્ય ભાષાવિનિયોગોમાંથી ધડો લઈ આપણે ત્યાં બહુધા અનુગાંધીયુગની કવિતામાં આપણી ભાષાની બોલચાલની લઢણોનો બહોળો ઉપયોગ શરૂ થયો, જેણે ગદ્યકાવ્યનું મેદાન મોકળું કરી આપ્યું. એમ તો સુન્દરમના એક કાવ્યમાં રાઘવ જે ગણમેળ છંદમાં ઉક્તિ પ્રકટ કરે છે તે પણ કંઈ ઓછી સ્વાભાવિક નથી!

*'અરે કે હમણાંનું આ હૃદયને થયું છે જ શું?'*

અહીં ત્રીજી શ્રુતિનું સ્થાન લઘુ છે છતાં કવિએ 'કે' દીર્ઘ વાપરીને અને તેને બોલચાલનો 'ક' અભિપ્રેત રાખી છંદમાં ચલાવી લીધો છે તે છંદમાં ભાવોપકારક બની રહે છે. પદવ્યુત્ક્રમ કર્યા વગર પ્રસ્તુત પંક્તિમાં કવિએ પાત્રના મનોભાવને સચોટ રીતે અભિવ્યક્ત કર્યો છે. આમ છતાં પણ સર્જક કવિઓને બોલચાલની

ભાષાલઢણો વધુ આકર્ષતી ગઈ છે, અને પરિણામે માત્રામેળ છંદોમાં કે ગદ્યકાવ્યોમાં ગદ્યલયની ગુંજાશનો ક્યાસ કઢાયો છે, તે વિદગ્ધ ભાવક અનુભવી શકશે.

પરન્તુ આ બોલચાલની ભાષામાં પણ ઉચ્ચાવચતા હોય છે જ. સર્જક કવિ તો બોલચાલની ભાષાના પ્રયોગમાં પણ સભાન રહેતો હોય છે. ક્યારેક આ બોલચાલની ભાષાને નામે પ્રાદેશિક બોલીઓ કે જાતિકોમની વિશિષ્ટ ઉચ્ચારણ-રીતિઓનો બહોળો, અનુચિત, ફૅશનપરસ્તીભર્યો, નવતાની અભિજ્ઞાપ્રેર્યો અતિપ્રયોગ કાવ્યમાં ભાષાસ્તરે રસવિઘ્ન સર્જે છે. બોલચાલની ભાષા એટલે પ્રાદેશિક બોલીઓ કે જાતિ-કોમના વિશિષ્ટ શબ્દોચ્ચારણો નહીં જ નહીં. બોલચાલની ભાષાનો કાવ્યપ્રયોગ કરનાર સર્જક કવિએ આટલો વિવેક ચૂકવા જેવો નથી.

'કેમ'નું 'અંમ', 'શું'નું સુરતી 'હું' (આ વિશિષ્ટ ઉચ્ચારણ માટે, ધ્વનિઘટક માટે, કોઈ લિપિચિહ્ન નથી.), 'પાણી'નું 'પોણી', 'ગાંધી'નું 'ગૉધી', 'બકરી'નું 'બચરી', 'વીંછી'નું 'વેંછી', 'છે'નું 'સે' કે ગામઠી ગીતામાં આવતા 'અર્જુન'નું 'અરજણિયા' અને 'કૃષ્ણ'નું 'કરસનિયા' જેવા શબ્દો કોઈ કાવ્યમાં એની આંતરજરૂરિયાત પ્રમાણે ક્યાંક આવી જતા હોય તો તે નિર્વાહ્ય બને છે. પાત્રની એકોક્તિ કે સંવાદોક્તિઓમાં આ પ્રકારે બોલીના પ્રયોગો તે તે સ્થાને ઉપકારક બની શકે. પરન્તુ જે ભાવ અનુભૂત છે, જે કથ્ય છે તેને કેવળ પ્રયોગ ખાતર કોઈ બોલીમાં ઢાળીને આખી રચના કરવાનું પ્રયોગદાસ્ય કાવ્યને ભાષાસ્તરે પ્રાકૃત કક્ષાએ લાવી મૂકે છે. બોલચાલની ભાષાનો પણ એક પ્રકારનો શિષ્ટ વ્યવહાર હોય છે. કેવળ એ બોલચાલની લઢણો, તેના વાક્-લયો, તેના વાક્-યતિઓ પર અવલંબતી ભાષાપ્રયુક્તિ કાવ્યને ભાષાકીય કૃતકતામાંથી ઉગારી સાહજિકતા તરફ દોરી જાય છે અને એક આગવું રસવિશ્વ ઊભું કરી આપે છે.

આવી દૃષ્ટિએ બોલચાલની ભાષા કાવ્યને ઉપકારક જરૂર બની શકે, પણ એનો અર્થ એવો તો નહીં જ કે કેવળ અને કેવળ બોલચાલની ભાષા જ કાવ્ય માટે અ-નિવાર્ય અને ઉપ-કારક છે.

ફેબ્રુઆરી ૨૧, ૨૦૦૬ — ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૪. અંતિમ સંસ્કાર અને ક્રીડાઓ

ડાયોમિડીઝ મેદાનની વચ્ચે આવી ઊભો રહ્યો; એના અશ્વોની ડોક તથા છાતીએથી પરસેવાના હેલા નીતરતા હતા. પોતાના ઝગમગતા રથમાંથી એ નીચે કૂદ્યો અને ચાબૂકને ધૂંસરીને ટેકે રાખ્યો. એના વીર અશ્વપાલ સ્થેનેલસે પારિતોષિકો તરત લઈ લીધાં. હર્ષ છલકતા પોતાના માણસોને એણે ત્રિપાદ લઈ જવાનું અને તેની સાથે ઇનામમાં મળેલી નારીને પણ લઈ જવાનું તેણે કહ્યું. પછી એણે ઘોડાઓને છોડ્યા.

પછી રથ હંકારતો આવ્યો એણ્ટિલોક્સ, નેસ્ટરનો પુત્ર વેગથી ઘોડા વાળીને એણે મેનેલોઝને હરાવ્યો ન હતો પણ યુક્તિથી એણે તેમ કર્યું હતું. તે છતાંય એની વાંસોવાંસ જ મેનેલોઝ અને એના અશ્વો આવ્યા. પોતાના ધણીના રથના પૈડાંઓથી ઘોડો જે અંતરે હોય તેટલું જ અંતર એ બે વચ્ચે હતું, જાણે ઘોડાની પછડી પૈડાંને ચડકતી ન હોય. મેનેલોઝ અને અજોડ એણ્ટિબૉક્સ વચ્ચે તેથી જરાય વધારે અંતર ન હતું. એ ઘટના બની મેનેલોઝ ચકફેંક અંતર જેટલો પાછળ પડી ગયો હતો. પણ એગામેમ્નોનની ઘોડી ઇથિએ પાણી બતાવવા માંડ્યું અને દોટ વધારે લાંબી હોત તો મેનેલોઝ આગળ નીકળી જ ગયો હોત, બંને સાથે પણ ન આવ્યા હોત.

આઇડોમન્યુઝનો પ્રસિદ્ધ સ્કવાયર મેરિયોનેસ મેનેલોઝ પછી ભાલાફેંક અંતર આવ્યો. એમાં લાંબી કેશવાળીવાળા ઘોડા પ્રતિયોગિતાના સૌથી ધીમા ઘોડા હતા અને એ પોતે પણ પ્રતિયોગિતા માટેનો નબળામાં નબળો સારથિ હતો.

સૌથી છેલ્લો આવનાર હતો એડ્‌મિટસનો પુત્ર યુમેલસ પોતાના સુંદર રથને એ જાતે ખેંચતો હતો અને પોતાની આગળ પોતાનાં ઘોડાંને હંકારી રહ્યો હતો. આ જોઈને અકિલીઝને એ આદમી પ્રત્યે ખેદ ઊપજ્યો. એ વર્તુળમાં ઊભો થયો અને એણે સૂચન કર્યું. સૌથી ઉત્તમ સારથિ સૌથી છેલ્લે આવે છે. ચાલો, આપણે એને પારિતોષિક આપીએ કારણ એ જ યોગ્ય થશે. બીજું એને આપો, પહેલો તો ડાયોમિડીઝ છે.

આ વિચારને સૌએ વધાવી લીધો અને, લોકોની તાળીઓના ગડગડાટથી પ્રેરાઈ, અકિલીઝ યુમેલસને ઘોડી આપવા જતો હતો તેવે, નેસ્ટરપુત્ર એણ્ટિલોકસે કૂદી આગળ આવી, પેલ્યુઝપુત્ર સમક્ષ વિરુદ્ધ નોંધાવ્યો. નામદાર ચકિલીઝ, એણે મોટે અવાજે કહ્યું, 'તમે જેમ કરો છો તેમ કરશો તો હું વિરોધ કરીશ. યુમેલસનો રથ અને એના ઘોડા મુશ્કેલીમાં મુકાણા અને સારો હાંકનાર હોવા છતાં યુમેલસ પોતે પણે મુકાણો માટે, તમે તેમ કરી મારું પારિતોષિક ઝૂંટવી લો છો. વાસ્તવમાં એણે અમર દેવોને પ્રાર્થના કરવી જોઈતી હતી. તેમ કર્યું હોત તો એ પ્રતિયોગિતામાં છેલ્લો આવત નહીં પરંતુ, તમને માટે ખેદ થતો હોય અને એ તમને ગમતો હોય તો તમારી કુટિરમાં પુષ્કળ સોનું છે, તો છે, ઘેંટા છે, દાસીઓ પણ છે અને તેજ તોખારો પણ છે. એમાંથી કંઈ પસંદ કરી, મારા ઇનામ કરતાં પણ એને વધુ સારું આપી શકો છો. અથવા હમણાં જ તેમ કરી સેના તમને તાળીઓથી વધાવે તે પણ સાંભળો પણ આ ઘોડીને હું જવા નહીં દઉં. જેની એને લઈ જવાની ઇચ્છા હોય તે આવે ને મારી સાથે મુક્કાબાજી કરે !'

આ સંભાષણે અકિલીઝના મોં પર હાસ્ય રમતું કર્યું. એને એણ્ટિલોકસ હંમેશાં ગમતો, એનો પ્રિય યુદ્ધ-સાથી એ હતો. અને અત્યારે એ વધારે રાજી થયો. એણે એને ઉદારતાથી કહ્યું, 'એણ્ટિલોકસ તું ખરે જ એમ ચાહતો હો કે મારી કુટિરમાંથી કશુંક મંગાવી હું યુમેલસને આશ્વાસન પારિતોષિક આપું તો હું એમ તારે માટે પણ કરી શકું છું. એસ્ટેરોપીઅસનું મેં પડાવી લીધું બખ્તર હું એને આપીશ. એ કાંસાનું બનાવેલું છે અને આખું કલાઇ ચડાવેલું છે એ ભેટ એને ગમશે!'

પછી એણે પોતાના સ્કવાયર ઓટોમીડોનને પોતાની કુટિરમાંથી એ બખ્તર આણવા જણાવ્યું. કુટિરે જઈ ઓટોમીડોને તે આણ્યું, અને અકિલીઝે એ યુમેલસને આપતાં એ ખુશખુશાલ થઈ ગયો.

પણ વાત ત્યાં પૂરી ન થઈ. મેનેલોઝે એણ્ટિલોકસને ક્ષમા આપી ન હતી અને, ખારો ઝેર થઈને એ ઊઠ્યો. એક છડીદારે એને દંડ આપ્યો અને લોકોને શાન્ત રહેવા કહ્યું. પછી, હતો તે રાજવી જેવો દેખાતો મેનેલોઝ બોલ્યો : 'એણ્ટિલોકસ, તું તો બહુ સમજદાર આદમી લાગતો હો. તે શું કર્યું તે તું જરા જો. તારી ક્યાંય ધીમી જોડ વડે મારી લગભગ આડે આવીને તેં મારા હાંકવાને તિરસ્કૃત જેવું બનાવી, મારા અશ્વોમાં વિજય અટકાવ્યો છે. નામદારો, આર્ગાઈવોના સેનાનીઓ અને સલાહકારો, અમારી બેઉની વચ્ચે તટસ્થતાથી તમે ન્યાય તોળજો જેથી, આપણો કોઈ શસ્ત્રધારી એમ ન કહે કે, જૂઠું બોલીને મેનેલોન્ડે એણ્ટિલોક્સને કરાવ્યો અને ઘોડી લઈને ચાલતો થયો, એના ઘોડા ખરે જ ઘણાં ધીમા હતા. એના મોભા અને એની શક્તિને લઈને એ ઊંચો આવી ગયો છે. ના જી, વધારે વિચારતાં હું જ દાવો ' સાંભળીશ અને કોઈ ડનાન મારી ઉપર અન્યાયનો આરોપ મૂકે તેનો મને ડર નથી, કામ ન્યાયપૂર્ણ રીતે ચાલશે. નામદાર એણ્ટિલોક્સ, બરાબર આગળ આવો. તમારા રથ અને ઘોડાઓની જોડની આગળ ઊભો રહો, હાંકતી વખતે રોજ પકડો છો તે ચાબુક હાથમાં રાખો, અને ભૂકંપક પોઝેઇડોનના શપથ ખાઈ કહો કે તમે ઇરાદાપૂર્વક અંચી કરીને મારા રથને અટકાવ્યો ન હતો.

'બસ, બસ,' એણ્ટિલોક્સ બોલ્યો, 'રાજા મેનેલોઝ હું તમારા કરતાં ઘણો નાનો છું અને તમે, મારાથી મોટેરા અને ચડિયાતા, નાનો જવાનડો કેવી રીતે નિયમ તોડવા તરફ વળે છે તે બરાબર જાણો છો. એની બુદ્ધિ જેટલી વેગીલી છે એટલો એનો વિવેક તર્કશુદ્ધ નથી. તો મને માફ કરો અને, મારી પેઠે જ મેં જીતેલી ઘોડી હું તમને લેવા દઈશ. વિશેષમાં તમે, કંઈ વધારે કે વધારે સારું મારી પાસેથી આપશો તો, તમને એ હું ખુશીથી આપીશ પણ, તમારી નારાજગી વહોરવાનું પસંદ નહીં કરું અને દેવો આગળ જૂઠું નહીં બોલું.'

આટલું બોલીને મહાન નેસ્ટરના પુત્રે ઘોડીને દોરી જઈ એની રાશ મેનેલોઝના હાથમાં મૂકી તેવે, ખેતર પાકો ડૂંડાથી ઊભરાતું હોય અને એ ડૂંડાઓ પર પડેલી ઝાકળ પુલકિત થઈ ઊઠે તેમ એ પુલકિત થઈ ઊઠ્યો. આમ, મેનેલોઝ, તમારા હૃદયમાં ઉષ્મા છલકાઈ અને તમે આમ ઉત્તર વાળ્યો.

'એણ્ટિલોકસ, જતું કરવાનો હવે મારો વારો છે. તું કદી લાગણીવશ કે અધીરો નથી થયો. અલબત્ત, યુવાનીનો છાક આ કિસ્સામાં વિવેકબુદ્ધિ ઉપર ચડી બેઠો હતો. પણ બીજી વાર તારાથી ચડિયાતાઓના કરતાં આગળ ટપી જવા બાબત ધ્યાન રાખજે: બીજો કોઈ અકિઅન મને આટલી સરળતાથી શાન્ત ન કરી શક્યો હોત. પણ મારે ખાતર તે ઘણું સહન કર્યું છે ને ઘણો પરિશ્રમ કર્યો છે ને તારા ઉમદા પિતાએ તથા ભાઈએ પણ તેમ કર્યું છે, એટલે હું તારી ક્ષમાયાચના

સ્વીકારું છું. એટલું જ નહીં પણ ભલે મારી હોય ને છતાં, આ ઘોડી હું તને આપું છું તે અહીંના આપણા દેશવાસીઓને દાખવવા કે મારામાં ગર્વ કે ડંખ નથી.'

આટલું બોલીને એણે એણ્ટિલોકસના એક અનુચર નીઓનને તે ઘોડી આપી દીધી અને પોતે ચમકતી કીટલી લીધી. ચોથે આવનાર મેરિયોને બે સુવર્ણમુદ્રાનું ચોથું ઇનામ લીધું. પાંચમું બકડિયું લેનાર કોઈ નહીં હોઈ અકિલીઝે તે નેસ્ટરને આપ્યું. વર્તુળની વચ્ચે જઈ એ બોલ્યો : આદરણીય નામદાર આ સ્મૃતિચિહ્ન તમારી પાસે રાખો. પેટ્રોક્લસની અંતિમક્રિયાની યાદ એ તમને આપશે કારણ, એ માણસને તો તમે ફરી જોવાના નથી. તમને જે ઇનામ આપું છું તેને ક્રીડા સાથે કશો સંબંધ નથી; કારણ હું જાણું છું કે તમે નથી તો મુક્કાબાજી કરવાના કે નથી કુસ્તી કરવાના, નથી પાયસ્પર્ધામાં ઊતરવાના કે તેથી ભાલાફેંકમાં ભાગ લેવાના. આ સર્વ માટેની તમારી વય ક્યારનીયે વીતી ગઈ છે.

આમ બોલતાં બોલતાં એણે પારિતોષિક નેસ્ટરના હાથમાં મૂક્યું. નેસ્ટર આનંદ પામ્યો અને એણે ભાષણ કર્યું. 'હા, મારા બેટા, તેં કહ્યું તે બધું સાચું છે. મારાં ગાત્રો ગળી ગયાં છે: મારા પગ હવે સ્થિર નથી રહી શકતા અને મારા હાથ હવે અગાઉની માફક ખભા આગળથી છૂટથી ફરી શકતા નથી. બપ્રેઝિયોનમાં નામદાર એમેરિન્સ્યુઝ દફનાવ્યા ત્યારે હતો તેવે જુવાન અને તાકાતવાન હું હોત તો કેવું સારું! ત્યાં કોઈ જ મારો બરોબરિયો ન હતો, એ એપિયનોમાં શું, પાઇલિયનોમાં શું કે ખમીરવાળા ઇટોલિયનોમાં શું. ઇનોપ્સના દીકરા ક્લિટોમિડીઝને મેં મુક્કાબાજીમાં હરાવ્યો હતો. પ્લુરોનનો એડકીઅસ કુસ્તીમાં મારા સામો આવ્યો હતો અને હું જીત્યો હતો. વેગીલા ઇફિકલસને મેં પાયસ્પર્ધામાં હરાવ્યો હતો અને, ભાલાફેંકમાં ફાઇલ્યુસ અને પોલિડોરસના કરતાં મારો ભાલો આઘેરો ગયો હતો. પાત્ર રથસ્પર્ધામાં બે મોલિયોનસોએ મને હાર આપી હતી, એમને મારી પ્રત્યે નામરજી હતી અને, ટોળાંમાંથી મને ભટકાડીને એ લોકો જીત્યા હતા. કારણ, એમ થાય તો જ મુખ્ય ઇનામ ઘરમાં જ રહેતું હતું. એ બંને જોડિયા ભાઈઓ હતા. ઉપડવાથી માંડીને અંત સુધી એક ઘોડા હંકારે ને બીજો ચાબુક વીંઝતો.'

'એવો જણ હું હતો. હવે મારે આ બધી બાબતો જુવાનિયાઓ પર છોડી દેવી જોઈએ અને, ઘડપણના દુઃખદાયક પાઠો સ્મરણમાં રાખવા જોઈએ. પણ એ કાળે તો મારો બરોબરિયો કોઈ ન હતો. વારુ, તમારા મિત્રની અંતિમવિધિની પ્રતિયોગિતાઓ ચાલુ રાખો. તમે આપેલી ભેટનો હું આનંદપૂર્વક સ્વીકાર કરું છું. મને તમારા માટે કેવી ભલી લાગણી છે એ તમે જાણો છો તેનો મને આનંદ છે અને આપણા દેશવાસીઓના જે આદરનો હું અધિકારી છું તેની એક પણ તક તમે જતી કરતા નથી તમે જે કંઈ કરો છો તેનો બદલો ઈશ્વર તમને આપો!'

આભાર વ્યક્ત કરવા માટે નેસ્ટરે જે બધું કર્યું તે સાંભળ્યા પછી, પ્રેક્ષકોનું ટોળું વીંધી અકિલીઝ મુક્કાબાજીની સ્પર્ધા માટેનાં પારિતોષિકો લઈ આવ્યો. આ પીડાકારક પ્રતિયોગિતાના વિજેતા માટે એ એક ધીંગું ખચ્ચર લઈ આવ્યો. ખચ્ચર છ વર્ષનું અને કેળવાયેલું હતું - ખચ્ચરને કેળવવાં એ ખૂબ કઠિન કાર્ય છે, પરાજિત થનાર માટે બે બાજુ કડાંવાળો ઊભો જામ હતો. ઊભા થઈને એણે આર્ગાઇવો ને પ્રતિયોગિતાની ઘોષણા કરી : નામદાર એગામેમ્નોન અને અકીઅન યોદ્ધાઓ, અહીં આ બે પારિતોષિકો છે તે એમને માટે બે પુષ્ટિયુદ્ધ નિષ્ણાતોને આગળ આવી પોતાની શ્રેષ્ઠતા સાબિત કરવા આવાહન કરું છું. સૌના મત અનુસાર જે સ્પર્ધક અપોલોનો પ્રિય પાત્ર પુરવાર થશે તે આ ધીંગું ખચ્ચર પ્રાપ્ત કરશે.

સ્પર્ધામાં હારનારને આ બકડિયો જામ મળશે.

તરત જ એક કદાવર દેખાવડો આદમી ઊભો થયો. એ હતો પેનોપ્યુસનો પુત્ર એપીઅસ. પ્રથમ પંક્તિનો મુક્કાબાજ. ખચ્ચર ઉપર હાથ મૂકીને બોલ્યો : જામ લેવાવાળો આગળ આવે. ખચ્ચર મારું છે ને મને હરાવીને કોઈ એને લઈ જઈ શકશે નહીં. કારણ, ઉત્તમ મુક્કાબાજ હોવાનો મારો દાવો છે. યુદ્ધમાં હું કુશળ નથી એ સાચું છે. કોઈને કંઈ બધુંય ન આવડતું હોય પણ એ શું પૂરતું નથી? હું શું કરવાનો છું તે કહી દઉં. મારી સામે આવનારના માંસના લીરે લીરાં ઉડાડીશ અને એનાં હાડકાંપાંસળાં ભાંગીને ભુક્કો કરીશ. મેં એને ઠેકાણે પાડ્યો હોય ત્યારે, એને ઉપાડી જવા માટે એના બધા ડાઘુઓ નજીક ઊભા રહે તેવી મારી ભલામણ છે.

આ પડકારના પ્રત્યુત્તરરૂપે મૌન છવાઈ ગયું. આ પડકાર ઝીલવાની હિમ્મત માત્ર વીર યુરિયેલસે દાખવી. ટેલોઝના પુત્ર રાજા મેસિસ્ટ્યુનોએ પુત્ર હતો. ઇડિપસ પડ્યા પછી અંતિમવિધિની ક્રીડાઓમાં ભાગ લેવા ગયો હતો અને એણે ત્યાં બધા કેડમિયનોને હરાવ્યા હતા. યુરિયેલસના પિત્રાઈ ડાયોમિડીઝે એને તૈયાર કર્યો અને એને ઉત્તેજન આપ્યું. સ્પર્ધામાં એ વિજયી બને એમ ડાયોમિડીઝ ખૂબ ઇચ્છતો હતો. યુરિયેલસ એણે ચડ્ડી પહેરવામાં સહાય કરી અને એના હાથ પર એણે બળદના ચામડાંના સરસ રીતે કાપેલા પટ્ટા બાંધ્યા. બંને માણસો તૈયાર થઈ રમતના ગોળ મેદાનની મધ્યમાં આવ્યાં, બંનેએ પોતાના સુદૃઢ બાહુઓ ઊંચા કર્યા અને પછી એકબીજા પર તૂટી પડ્યા, મુક્કા સામે મુક્કો મળ્યો. એ બેઉ ભયંકર રીતે દાંત કચકચાવતા હતા અને એમના અંગેઅંગમાંથી પરસેવાના રેલા ઊતરવા લાગ્યા. થોડીક વારમાં પોતાના પ્રતિસ્પર્ધી ઉપરથી યુરિયેલસે પોતાની નજર ખસેડી અને ચકોર એપીઅસે આગળ ઠેકડો મારી તક ઝડપી લીધી અને યુરેયેલસના જડબા પર જોરદાર ફટકો માર્યો તે ભેગો જ એ જમીનદોસ્ત થઈ ગયો. એના પગ ભાંગી ગયા અને તટ પરના ભીના વાસ પરથી નદીના ઊંડા જળમાં કૂદકો મારતી પાછળીની માફક એપીઅસને ઘાએ ઊંચકાઈ એ આઘો ફેંકાઈ ગયો. એના ઉદાત્ત પ્રતિસ્પર્ધીએ હાથ આપી એને ફરી ઊભો કર્યો. એના ઢસરડાના પગને ટેકો આપવા એના અનુચરો દોડી આવ્યા અને વર્તુળને પરિઘે લઈ ગયા. એના મોઢામાંથી લોહી નિગળતું હતું અને એનું મસ્તક એક બાજુએ ઢળેલું હતું. એને એની પોતાની જગ્યાઓ એ લોકોએ બેસાડ્યો ત્યાં સુધી એ હજી ભાનમાં આવ્યો ન હતો. એના ઈનામનો જામ લેવા અનુસરોને જ જવું પડ્યું હતું.

જરા પણ સમય વેડફ્યા વિના, પેલ્યુઝનો પુત્ર બીજાં પારિતોષિકો લાવ્યો અને એણે ત્રીજી સ્પર્ધા મુક્ત મલ્લકુસ્તીની જાહેરાત કરી વિજેતા માટે ત્રિપદી દેગડો હતો. ચૂલે મૂકી શકાય તેવો - અકીઅનોની ગણતરીએ બાર બળદ જેટલું એનું મૂલ્ય હતું, અને પરાજય પામનાર માટે ઘરકામમાં કુશળ એવી એક સ્ત્રી એણે આણી, એની કિમ્મત ચાર બળદ અંકાઈ. સ્પર્ધાની ઘોષણા કરવાને અકિલીઝ ઊભો થયો અને સ્પર્ધા માટે ભાગ લેવા ઉત્સુકોને આગળ આવવા એણે કહ્યું. મહાન ટેલીમોનિયન ઐયાઝ તરત ઊભો થયો અને સુદૃઢ પ્રયુક્તિ પ્રવીણ ઓડિસ્યુસે પણ તેમ જ કર્યું. બંનેએ ચડ્ડીઓ ધારણ કરી. ગોળ મેદાનની મધ્યમાં આવ્યા અને પોતાના સુદૃઢ બાહુઓમાં એકબીજાને બાથમાં પકડ્યા. પવનને રુંધવા માટે કોઈ સારો ઘર બાંધનારો ઢળતા વળાઓને જે મજબુતાઈથી બાંધે છે તેમના જેવા એ બેઉ લાગતા હતા. એકબીજાંના હાથના વજન નીચે એમની પીઠ કડાકા બોલાવતી હતી. પરસેવો વહ્યો જતો હતો અને એમનાં પડખાંઓમાં તથા ખભાઓ ઉપર લાલચોળ

ઢીમણાં ઉપસી આવ્યાં હતાં. છતાંય, પેલા સુંદર દેગડાના વિચારથી બેઉ પડ્યે રહ્યા. પણ પોતાના પ્રતિસ્પર્ધીને ચીત્ત કરવામાં ઓડિસ્યુસને હજી સફળતા મળી નહીં અને, ઐયાઝ પણ તેમ કરી શક્યો નહીં. ઓડિસ્યુસની મજબૂતીથી એ પણ ઘા ખાઈ ગયો હતો. કેટલોક સમય આમ વત્યા પછી, પોતે પ્રેક્ષકોને કંટાળો આપે છે એમ બંનેને જોયા પછી, મહાન ઐયાઝ બોલ્યો : ચકોર બુદ્ધિ, રાજવી ઓડિસ્યુસ, આપણે બેમાંથી એકે બીજાને પછાડવા દેવો જોઈએ. પછી શું થાય છે એ ઝ્યૂસે જોવાનું છે.

આમ કહીને એણે ઓડિસ્યુસને અધ્ધર ઊંચક્યો પણ ઓડિસ્યુસની ચતુરાઈ એને છોડી ગઈ ન હતી. ઐયાઝના ગોઠણના પાછળના ભાગમાં એણે લાત મારી એની સમતોલતાને ચલાયમાન કરી એને એની પીઠ પર ભોંય ભેગો કરી, પોતે એની છાતી પર ચડી બેઠો. પ્રેક્ષકોને બરાબર મજા આવી. પણ પછી ખડતલ ઓડિસ્યુકો ઘા કરવાનો હતો, એણે ઐયાઝને જમીન પરથી જરા અધ્ધર તો કર્યો પણ એ એને ફેંકી શક્યો નહીં. એટલે, ઐયાઝના ઘૂંટણ પાછળ એણે આંટી મારતાં બંને જમીન પર પટકાયા, એકબીજાની સાવ અડોઅડ અને ધૂળથી ખરડાયેલા. બંને કૂદીને ઊભા થયા અને બંને રીતે દાવ ખેલવાને તત્પર થયા પણ, તરત ઊભા થઈને અકિલીઝે તેમને અટકાવ્યા, એ બંને પ્રતિ એ બોલ્યો : તમે બેઉએ ખૂબ જહેમત ઉઠાવી છે અને હવે તમારે એકમેકને થકવી નાખવા નહીં જોઈએ. તમે બંને જીતો છો. સમાન પારિતોષિકો લઈ કુસ્તી બંધ કરો. બીજી સ્પર્ધાઓ પણ હજી છે. બંને મલ્લોએ એનો નિર્ણય માથે ચડાવ્યો અને ધૂળ ખંખેરી પોતાનાં વસ્ત્રો પહેર્યાં.

પછી પેલ્યુઝના પુત્રે તરત જ પાયદોડની સ્પર્ધાનાં ઇનામો જાહેર કર્યાં. છ શેર પાણી માય એવડી કોતરણીવાળી ચાંદીની તાસક પ્રથમ ઇનામ હતી. સિડોનની કારીગરીના ઉત્તમ નમૂનારૂપ એ હતી. ફિનિશિયન વેપારીઓએ લાંબો સાગરપંથ ખેડી રાજા ચોપાસ તે બંદરે એ ઊતર્યા ત્યારે એ રાજાને ભેટ ધરી હતી. પછી પ્રાયમના પુત્ર લાઇકેઓમને છોડાવવા માટે જેસનના પુત્ર યુન્યુઝે એ નામદાર પેટ્રોક્લસને આપી હતી અને હવે, પોતાના મૃત મિત્રની સ્મૃતિમાં સૌથી પ્રથમ આવનાર દોડવીરને અકિલીઝ એ આપવાનો હતો. બીજે આવનાર તગડો બળદ મેળવવાનો હતો અને ત્રીજે ને છેલ્લે આવનાર માટે એક સુવર્ણમુદ્રા હતી. ઊભા થઈને અકિલીઝે પ્રતિયોગિતાની ઘોષણા કરી અને સ્પર્ધકોને આગળ આવવા નિમંત્ર્યા. ઓઇલ્યુઝનો પુત્ર તે દોડવીર ઐયાઝ તરત કૂદ્યો. એ જ રીતે ચતુર ઓડિસ્યુસ આગળ આવ્યો અને ત્રીજો આવ્યો એણ્ટિલોકસ, નેસ્ટરનો પુત્ર ને જુવાનિયાઓમાં સૌથી ઝડપી દોડનાર. ત્રણે હારમાં ગોઠવાયા અને અકિલીઝે તેમને વળાંકબિન્દુ બતાવ્યું.

એ લોકોએ દોટ મૂકી. ઐયાઝ તરત આગળ નીકળી ગયો પણ એની તરત જ પાછળ ઓડિસ્યુસ હતો. વાણામાંથી ટારગડી પસાર કરવા માટે, કમ્મરે ભેટ બાંધી બેઠેલી નારી વણાટના કાંઠલાને જેટલો પોતાની છાતીની નજીક રાખે છે એટલો એ ઐયાઝની નજીક હતો. ઐયાઝનાં પગલાંની ધૂળ શમે તે પહેલાં તેમાં ઓડિસ્યુસનાં પગલાં પડતાં હતાં, અને એણે એવી તો સરસ રીતે પીછો પકડ્યો હતો કે એનો શ્વાસોચ્છ્વાસ ઐયાઝને હવા નાખતો હતો. જીતવા માટે એ અંગેઅંગને કષ્ટ રહ્યો હતો અને, અકિઅનો એને તાળીઓથી વધાવવા લાગ્યા અને જીતવા માટે આંટલી મથામણ કરનાર એને ઉત્સાહના બોલ સંભાળવવા લાગ્યા. દોટના અંત સમીપ એ પહોંચ્યા ત્યારે, તેજનયન એથિનીને ઓડિસ્યુસે પ્રાર્થના કરી દેવી મને કૃપા કરી : સાંભળ, મારે તારી મૂલ્યવાન

સહાયની આવશ્યકતા છે. ધરતી પર આવીને મારા પગમાં બળ પૂર. પેલાસ એથિનીએ એની પ્રાર્થના સાંભળી અને એના બધા અવયવોને હળવા ફૂલ બનાવી દીધા.

પારિતોષિકો - એ અંતિમ લક્ષ્ય પર રાખવામાં આવ્યાં હતાં તેમની - સાથે એ બંને અથડાય તેની જરા વાર પહેલાં ઐયાઝ લપસી ગયો અને ગબડી પડ્યો. એ બધું એથિનીનું કાર્ય હતું, ને, પેટ્રોક્લસની અંત્યેષ્ટિ માટે અકિલીઝે જે ઢોર કાપ્યાં હતાં તે ભાંભરતાં ઢોરોના પોદળાંને કારણે એ ગબડી પડ્યો હતો. એટલે ઐયાઝનું મોઢું અને એનાં નસકોરાં છાણથી ભરાઈ ગયાં ત્યારે, એને વળોટી વેગીલા ઓડિસ્યુસે લક્ષ્યે પહોંચી ચાંદીનો તાસક લઈ લીધો હતો. ખ્યાત ઐયાઝે વાડાનો બળદ લીધો. પછી બળદના એક શિંગડે હાથ મૂકી મોઢામાંથી છાણ કાઢતાં એ બોલ્યો : 'સત્યાનાશ જાય. હું સોગન ખાઈને કહું છું કે - મને ગડથોલિયું ખવરાવનાર હતી દેવી એથિની જે હંમેશાં માની માફક ઓડિસ્યુસનું ધ્યાન રાખે છે.'

પણ લોકો તો આ સાંભળી હસી પડ્યા. પછી એણ્ટિલોકસ આવ્યો. હસીને એણે ત્રીજું પારિતોષિક લીધું અને, લોકોને ભાષણ સંભળાવ્યું : 'મિત્રો', એણે કહ્યું, 'તમે જે જાણો છો તે જ વાત હું તમને કહેવા માગું છું. દેવો હજી ઘરડાઓને ચાહે છે, કારણ, ઐયાઝ મારા કરતાં થોડો જ મોટો છે ત્યારે, પેલા ઓડિસ્યુસ તો આગલી પેઢીની પેદાશ છે, ભૂતકાળના અવશેષ છે. પણ, લોકો કહે છે તેમ, એનું ઘડપણ હજી લીલું છે, અને, અકિલીઝ સિવાય અમારા બીજા કોઈને માટે દોડમાં એમને હરાવવા એ ખૂબ કઠિન કાર્ય છે.'

અકિલીઝની આ પ્રશંસાએ એ મહાન દોડવીર પાસેથી જ ઉત્તર કઢાવ્યો. એણ્ટિલોક્સ', એ બોલ્યો, 'તે મને આપેલી અંજલિની કદર કર્યા વિના હું નહીં રહું. તને અર્ધી સુવર્ણમુદ્રા મળી છે, હું તને એક વધારે આપું છું. ને એણે એણ્ટિલોકસને મુદ્રા આપી જેવો તેણે આનંદપૂર્વક સ્વીકાર કર્યો.

પછી પેલ્યુઝપુત્રે મેદાન વચ્ચે પ્રલંબ પ્રતિબિમ્બવાળું ભાલું, ઢાલ અને શિરત્રાણ મૂક્યાં, સર્પેડોન પાસેથી પેટ્રોકલસે એ લીધેલાં હતાં. પછી, ઊભા થઈને હવે પછીના બનાવની જાણ અકિલીઝે આર્ગાઈવોને કરી એ બોલ્યો, 'આ પારિતોષિકો માટે બે ઉત્તમ લડવૈયાઓએ દ્વન્દ્વયુદ્ધ ખેલવાનું છે. ભેગી થયેલી આ સેના સન્મુખે એ બે જણે બખ્તર પહેરીને અને ખુલ્લાં શસ્ત્રો સાથે આવવાનું પ્રતિસ્પર્ધાની નજર ચૂકવીને જે સામેવાળાના શરીરમાં તલવાર ભોંકી લોહી કાઢશે તેને, રૂપાના મ્યાનવાળી આ થ્રેશિયન તલવાર આપીશ. બખ્તરમાં બંને પ્રતિસ્પર્ધીઓનાં ભાગ પડશે અને, મારી કુટિરમાં એ બંનેને હું સારું ભોજન જમાડીશ.'

મહાન ટેલેમોનિયન ઐયાઝે અને ટાઈડ્યુસના પુત્ર શક્તિશાળી ડાયોમિડીઝે બીડું ઝડપ્યું. મેદાનના વર્તુળની પોતાની બાજુએ જઈ બંને શસ્ત્રસજ્જ થયા અને પછી એ જોડી કેન્દ્ર તરફ એકબીજાના મોઢામોઢ આવી. યુદ્ધના નશામાં અને એવા તો ખુંખાર દેખાતા હતા કે પ્રેક્ષકોના શ્વાસ થંભી ગયા. એકબીજા પર પ્રહાર કરી શકે એટલા નિકટ એ આવ્યા. એમણે એકમેક પર ત્રણ વાર હુમલો કર્યો અને ત્રણ વાર તલવાર ભોંકવા કોશિશ કરી ત્યારે, ડાયોમિડીઝની ગોળ ઢાલને ભેદવામાં ઐયાઝને સફળતા મળી. પણ તલવારનું કાસું ડાયોમિડીઝના માંસને સ્પર્શી શક્યું નહીં. હવે ડાયોમિડીઝનો વારો હતો. ઐયાઝની ઢાલની ઉપલી કોર ઉપર વારંવાર તલવારનો વાર કરીને, ડાયોમિડીઝના શસ્ત્રની અણી ઐયાઝની ગરદનને અડી ગઈ. પ્રેક્ષકોમાં એટલો ગભરાટ

ફેલાઈ ગયો કે, દ્વન્દ્વ ખેલવાનું બંધ કરવા એમણે યોદ્ધાઓને બૂમો મારી અને ઇનામ વહેંચી લેવા કહ્યું. પરંતુ, અકિલીઝે મોટી કરવા, એનું મ્યાન એનો પટ્ટો ડાયોમિડીઝને આપ્યાં.

પછી જે પારિતોષિકની જાહેરાત પેલ્યુઝપુત્રે કરી તે લોખંડનો ગઠ્ઠો હતો; ઇટિયોને ચક્રફેંકની રમત માટે એનો ઉપયોગ કર્યો હતો અને અકિલીઝે એનો વધ કર્યા પછી એ ગઠ્ઠાને પોતાના જહાજમાં પોતાની સાથે લઈ લીધો હતો. ઊભા થઈને અકિલીઝે સ્પર્ધાની ઘોષણા કરી અને સ્પર્ધકોને આવાહન આપ્યું. 'આ ગઠ્ઠો એટલો મોટો છે કે એનો જીતનાર પાંચ વર્ષ સુધી લોઢા વિનાનો નહીં રહે. પછી ભલે એનું ખેતર દૂર જંગલમાં હોય. લોખંડના અભાવને લઈને એના ભરવાડને કે એના હળખેડૂતે ગામમાં નહીં જવું પડે. ત્યાં સ્થળ પર જ એને પૂરતું મળી રહેશે!

એના પ્રતિભાવ રૂપે નીડર પોલિપીટિસ એ લોખંડના ચક્રને ફેંકવાને ઊભો થયો. એ જ રીતે કુલીન લેઓણ્ટ્યુસ અને ટેલેમોનિયન ઐયાઝ અને ઉમદા એપીઅસ ઊભા થયા. એ લોકો હારબંધ ઊભા રહ્યા અને ભલા એપીઅસે એ ચક્ર ઉપાડી જરા ઝૂલીને એ ફેંક્યું. પણ એનો પ્રયત્ન જોઈ પ્રેક્ષકો માત્ર હસી પડ્યા. એરિઝનો વંશજ લેઓણ્ટ્યુસ બીજે ઊભો થયો. પછી મહાન ટેલેમોનિયન ઐયાઝ પોતાના મહાબાહુ વડે એ ચક્ર ફેંક્યું અને બધાના નિશાન કરતાં એનો ઘા આગળ નીકળી ગયો. પછી નીડર પોલિપીટિસે એ ફેંક્યું ત્યારે, ગાયોના ધણમાં વાંકાચૂંકા માર્ગ ઉપર કોઈ માલધારીએ ફેંકેલી લાકડી જાય અને ખેતરની સામે પાર પડે એટલે આઘે, એણે ફેંકેલું ચક્ર પડ્યું. તાળીઓનો જોરદાર ગડગડાટ થયો અને પ્રચંણ્ડ પોલિપીટિસના અનુચરોએ ઊભા થઈને, પોતાના રાજાનું ઇનામ બતેલાભેગું કર્યું.

પછી આવી તીરંદાજી અને એ માટે અકિલીઝે દસ બેધારા અને દસ એકધારા આછા જાંબુડિયા રંગના કુહાડાના પારિતોષિકો જાહેર કર્યા. ક્યાંય દૂર રેતીમાં એણે આસમાની મોરાવાળા વહાણનો કૂવાથંભ ખોડ્યો અને, લક્ષ્ય તરીકે, એક આછા દોરથી બાંધેલું પાંખો ફડફડાવતું કબૂતર હતું. 'જે માણસ એ કબૂતરને વીંધે તે બેધારા હથોડા લઈ જાય. કોઈ કબૂતરને નહીં પણ દોરને વીંધશે તો તેણે કંઈ ઝળેળાટ વાળ્યો કહેવાશે નહીં પણ એ એકધારા હથોડાના ઇનામને પાત્ર થશે.'

મહાન રાજકુમાર ટ્યુસર અને આઇડોમેન્યુઝનો આદરપાત્ર સ્કવાયર મેરિયોનીસ પ્રતિયોગિતામાં ભાગ લેવા ઊભા થયા અને કાંસ્ય શિરત્રાણમાં સોરટી નાખી શિરત્રાણ હલાવ્યું. પહેલું નામ ટ્યુસરનું આવ્યું અને એણે પૂરા બળપૂર્વક એક તીર છોડ્યું. પણ ધનુર્ધારી દેવને નવજાત ઘેટાઓ ભોગ ધરાવવાનું કહેવાનું એ ચૂકી ગયો હતો એટલે એ કબૂતરનું નિશાન ચૂકી ગયો - અપોલોએ એને એ વિજય લેવા ન દીધો. છતાં, જે દોરથી એ પંખીને બાંધ્યું હતું તેને તો તેનું તીર સ્પર્શ્યું. તીરની અણીએ દોરાને કાપી નાખ્યો અને કબૂતર આ કોશમાં ઊડી ગયું અને દોર લટકતો રહી ગયો. અડીઅનોએ ગર્જના કરી, પણ પોતાના હાથમાં તીર તૈયાર રાખીને ઊભેલા મેરિયોનેસે ટ્યુસરના હાથમાં ધનુષ્ય ખેંચી લઈ. ધનુર્ધારી દેવ અપોલોને તુરત નવજાત ઘેટાઓનો બલિ ચડાવવાની પ્રાર્થના કરી. કબૂતર ઊંચે ગગનમાં વાદળો નીચે ઊડતું હતું અને એ ત્યાં ચકરાવા લેતું હતું ત્યારે, મેરિયોનેસે નીચેથી નેમ લઈ એની પાંખને વીંધી એનું બાણ સીધું જઈ, પાછું એના પગ પાસે આવી ધરતીમાં ખૂંપી ગયું અને પેલું કબૂતર નીચી મૂંડી કરીને, વેરવિખેર થઈ ગયેલાં પીછાં સાથે પેલા કૂવાથંભ પર બેઠું. એક ક્ષણમાં મૃત્યુ પામીને એ નીચે પડ્યું. એને મારનાર માનવીથી ખૂબ દૂર પ્રેક્ષકો પ્રશંસામાં મસ્ત થઈ ગયા.

બેધારા કુહાડા મેરિયોનેસ લઈ ગયો અને ટ્યુસરે એકધારા કુહાડા વહાણ ભેગા કર્યા.

છેવટે કીડાના કુંડાળામાં અકિલીઝ પ્રલમ્બ પ્રતિબિમ્બવાળો ભાલો અને એક બળદના મૂલ્યનો ફૂલોની ભાતવાળો અસાધારણ દેગડો લાવ્યો. એમને એણે નીચે ફૂક્યાં અને ભાલા ફેંકનારાઓ સ્પર્ધા માટે ઊભા થયા. ઊભા થનાર બે માણસો હતા - સમ્રાટ એગામેમ્નોન અને, આઇડોમેન્યુઝનો સ્કવાયર મેરિયોનેસ. પરંતુ વેગવીર અને સ્તુતિપાત્ર અકિલીઝે વચ્ચે પડી કહ્યું : 'નામદાર એગામેમ્નોન, અમારા સૌ કરતાં આપ કેટલા ચડિયાતા છો અને, ભાલાફેંકમાં આપની તોલે કોઈ આવે એમ નથી એ આપણે જાણીએ છીએ. આ પારિતોષિક સ્વીકારો અને આપની નૌકા ભેગું તે કરો. પરંતુ, આપ સંમત જાતા હો તો, ભાલું આપણે નામદાર મેરિયોનેસને આપીએ. એ મારું સૂચન છે.' આ નિર્ણયમાં રાજા એગામેમ્નોને કશો વાંધો ઉઠાવ્યો નહીં. એટલે કાંસ્ય ભાલું અકિલીઝે મેરિયોનેસને આપ્યું અને રાજા એગામેમ્નોને પોતાનું સુંદર પારિતોષિક પોતાના સ્કવાયર ટેલ્થિબિયસને આપ્યું. (ક્રમશઃ)

## સમ્પ્રસાદ / *રાજેન્દ્ર શાહ*

બેઉ મ્હારા કર-આસક્ત વિરક્ત-થકી
ત્હને આલિંગું હું, પ્રિયતમ!
દૃગે એક તવ તેજ વિલસન્ત પછી
મ્હારે તે શાં આગમ-નિગમ?

ભેદાભેદે રમાતિલ રાસ-રતિ-છન્દ,
સંયોગે-વિયોગે યુત યોગ.
અખણ્ડિત તરંગિત પ્રશાન્ત આનન્દ,
મ્હારે રાજગુહ્ય રાજભોગ.

## શ્વાસોનો સાર / *યૉસેફ મૅકવાન*

મોટાઈનું રાખે વળગણ,
ગઈ ખોવાઈ એની સમજણ,

પ્રેમના પોલા ખોલ રચાતા,
જાતનું કેવળ રાખે સંગપણ.

કૉમન-મૅનનું છે વાસ્તવ આ:
જગ આખાનું એ તો બળતણ.

હદથી વધુ હો દર્દ છતાંયે,
એની કાળ ઉડાડે રજકણ!

તું રિસાયે, હું જ મનાવું,
પાકટ વયને પણ છે બચપણ!

શબ્દાર્થોમાં વીત્યું જીવતર,
દેતું ટકોરા દ્વારે ઘડપણ...

વીત્યા શ્વાસો સાર સમજાયો
આપણી છે ક્યાં અહીંયાં ક્ષણ પણ...!

## બંધ છે, ખુલ્લો છે / *ધીરુ પરીખ*

ફાટક બંધ છે.
બન્ને બાજુ વાહનોની જામી છે કતાર.

સમય તો નથી કોઈ ટ્રેન આવવાનો,
તો શું આવતી હશે કોઈક માલગાડી?
કે પછી એકલું આવતું હશે ઍંજિન?
કે પછી મોડી પડી હશે કો ટ્રેન? જે હોય તે-
પણ આટલો વહેલો તે કૈં ફાટક બંધ કરાતો હશે?

કરવો પડે, અકસ્માત ટાળવા માટે?

અરે, પણ જુઓ તો ખરા કે
પાટા ઓળંગી કેટલાં લોકો જાય?

આપણે શું? એમનું જે થવાનું હોય તે થાય?

લો, ખૂલ્યો ફાટક
જાતભાતનાં વાગે છે હૉર્ન,
ભાગે છે સહુ આગળ થવા-
અથવા શું અથડાઈ જવા?
ફાટક ખુલ્લો છે
બન્ને બાજુ વાહનોની જામી છે કતાર!

## સપ્તપદી સૂર* / *યોગેશ જોષી*

અમારી લાડકડી
જેના જન્મવેળાના રુદનના સૂરમાં
સંભળાયા હતા શરણાઈના સૂર!
હજી ગઈકાલે તો એ જાણે
અમારી આંગળી પકડીને
ઠૂમક ઠૂમક ચાલતી
પાડતી હતી નાજુકનમણી પાપા પગલીઓ...
હવે એ માંડશે
પ્રભુતામાં કુમકુમ પગલાં
રૂમઝૂમ રૂમઝૂમ!
હજી ગઈ કાલે તો એ જાણે
ગોરમાનું ગીત ગાતાં ગાતાં
ફરતી હતી
સખીઓ સાથે ફુદરડી
હવે એ ફરશે
અગ્નિની સાક્ષીએ ફેરા!
હજી ગઈ કાલે તો એ જાણે
રમતી હતી
પગથિયાં, કોડીઓ ને કૂકા
હવે એ ઓળંગશે
ઉંબર, ડુંગર-દરિયા!
હજી ગઈ કાલે તો એ
એની નાની નાની તર્જની ચીંધીને
બતાવતી હતી
બારીમાંથી મેઘધનુષ
હવે એની આંખમાંથી
હૈયામાંથી
ફૂટશે મેઘધનુષ!

એનાં લગ્નની શરણાઈના સૂરમાં
તમારી શુભેચ્છાના સૂર મેળવવા
હૃદયપૂર્વકનું નિમંત્રણ
-અને હૈયે જાગ્યા
કન્યાવિદાયવેળાના રુદનના
સપ્તરંગી, સપ્તપદી સૂર...!

★ દીકરીના લગ્નપ્રસંગે કંકોત્રીમાં છાપવા રચાયેલી કૃતિ

## તું / *ઇંદ્ર શાહ*

(એક ઝેન કવિતા)

જે છે તે છે, તુંય પણ તે જ છું,
જે કૈંછે તે તું નથી, તું કૈં નથી તે છું.
હું છું તે તું નથી, તું હું નથી તે છું,
તું શું છે તે મળશે તને જો તું ખોઈશ હું.
તું તન નથી, તું મન નથી, હૃદય પણ નથી તું
તનમનહૃદય જે થકી તે નકી જાણજે તું.
જે છે તે પ્રથમ જે હતું એય પણ છે જ તું,
સર્વમાં તું જ છે, તું નથી કંઈ બસ તું.
જે મરે છે તે તું નથી, જે ના મરે તે જ તું,
તું હો ભલે અંધારમાં, સાથમાં તું તેજ છું.
તું આ નથી ને તે નથી, સાવ બાકી રહે હે તું,
તું સર્વ છું ને કૈં નથી, જે કૈં છે તે બધું તું.
જો હું નથી તો તું નથી, જો તું નથી તો નથી હું,
જે હું છું તે જ તું છે, હું-તું નથી ત્યાંય તું.
જે છે તે તું જ છું, જે નથી તેય પણ તું,
તું હું ભૂલે તો સર્વ છું અન્યથા કૈં નથી તું.

## ગૉડ બ્લેસ યૂ / *મુકુન્દ પરીખ*

મમતા, કરુણા, પ્રેમ
વહે ખળખળ ગંગાજળ જેમ.
સરળ શબ્દ રટણ નિરંતર :
'ભૂલ કદી કરીએ અમે
તો પ્રભુ કરજો માફ...'
આશીર્વચન ને ઘંટારવ
પરમ શાંતિ સ્પંદન.

શિથિલ એક પડછાયો નિત ટકોરે દ્વાર,
હસ્ત હથોડો ને મુઠ્ઠીમાં તીક્ષ્ણ ખીલા દસબાર,
મૂકે ઉંબર, ગદ્ગદ કંઠ સરે 'કનૂફેશન
ગિરજાઘર આંદોલે ગૂઢ ધ્વનિ ગુંજન :
'તારો સૂરજ તારી ભીતર
સકળ તીરથ તારા તનમાં રે...
ગૉડ બ્લેસ યૂ.., માઈ ડિઅર સન...'

## આકાશ / *મેહુલ ત્રિવેદી*

ક્યાંક ક્યાંક દેખાતાં હસ્તિઘટ્ટ વાદળો;
માત્ર વાદળો જ નથી.
પણ છે ઘટાદાર વૃક્ષો.
ક્યાંક ક્યાંક દેખાતા તારા
માત્ર તારા જ નથી
પણ છે મોગરાનાં ફૂલ.
ચાલ,
આપણે હવે આકાશને
આકાશ નહિ
પરંતુ
વિશાળ બાગ સમજવાની.
કરી નાખીએ ભૂલ!

## ગઝલ / *તથાગત પટેલ*

જાત સાથે એકધારો ખુલ લડું છું થાય શું?
ના કહ્યામાં છું ગમે ત્યાં બાખડું છું થાય શું?

છું સલામત ભાવ એવો કાયમી રાખું છતાં
સૌ ડરે છે મોતથી, હું પણ ડરું છું થાય શું?

શોકમાંથી જો હજી છૂટ્યા નથી આ ડુંગરા
વેદનાની ધારને જૈને અડું છું થાય શું?

જાણે છે કિલ્લા હવામાં ક્યાંય બંધાતા નથી
રાતદિન ખોટું મથીને તરફડું છું થાય શું?

એ ખબર કોને હતી કે એક ચિનગારી હશે
રોજ સાંજે એકલો હું ભડભડું છું થાય શું?

## ગીત / *અનિલ ચાવડા*

ના ક્યાંય છટકવા બારી
શ્વાસપણાની ધીમી-ધીમી કાપી રહી કટારી
ના ક્યાંય છટકવા બારી.

રોજ-રોજ વળી એ જ પળોજણ
નખ માફક શેં ખણતી?
ક્યાંથી આ દાતરડી આવી
ડૂંડા માફક લણતી?
કરે સમય જે લાખ ઉઝરડા જોઉં ધારી-ધારી
ના ક્યાંય છટકવા બારી.

પાણી જેવો ડોળ કરી
ખાલીપો ખોબો ભરશે
ટીપા માફક બાઝી ગઈ એ
ક્યાંથી ઝરમર વરસે?
નેવાં પરથી ધીમું ધીમું ટપકે જાત બિચારી
ના ક્યાંય છટકવા બારી.

## આ વનહંસનું સ્વપ્ન મને ક્યાં લઈ જાય છે? / *યશવંત ત્રિવેદી*

અરે! આ વનહંસનું સ્વપ્ન મને સ્વર્ગની કઈ નદીને કિનારે
લઈ જાય છે તારા હાથમાં હાથ પરોવીને પ્રભાતના લીંબોઈ તડકામાં?
-ને આપણા કર્ણમૂલમાં ગૂંજી ઊઠે છે દક્ષિણની હવાનું પ્રેમગીત!

ઓહોહો! ગુલમોર અને કેસૂડાનાં વન વચ્ચે હરિત તૃણોનો કંઈ કેફ છે!
એના આસવની પ્યાલીઓ પીતાંપીતાં હું જાણે ભાષા જ ભૂલી ગઈ છું!
હરિત તૃણોને ચરતાં હરિણો સમું વિસ્મય કૂદ્યા કરે છે વૃક્ષોની છાયામાં
ખિસકોલી ગેલમાં આવીને ગોળ સુંવાળા નીલ પથ્થરને
પૃથ્વીના ગોળાની જેમ દોડવતી જાય છે!

યુગો પછી કોઈ વિલુપ્ત ધૂસર કેડી પાછી મળી હોય-
વૃક્ષોના છાંયડાઓમાં અપ્સરાઓ ખિલખિલાટ હસતી હોય
એના મધુર અવાજ સાંભળતા આપણે ચાલ્યા કરીએ છીએ!

હરણોને ક્રીડા કરતાં જોઉં છું
કાગડો વારેવારે બોલીને ગુલમોરનાં ફૂલોમાં ચાંચ ભરાવે છે
આજે પ્રથમ વાર અચરજથી જોઉં છું તો
વિશ્વનું રૂપ નિખરે છે વગડાઉ ફૂલોના સ્મિતમાં
ને સકલ વિશ્વનો પ્રેમ ખળખળ વહે છે આ ઝરણાના જલની ગંધેગંધે.

તારા હાથમાં હાથ રાખીને મન થાય છે
તને પૃથ્વી જેવડો સાદ પાડી ઊઠું!
અને દોડીને તારે કંઠે હાર પહેરાવી દઉં-
આજ લગી સર્વ કન્યાઓએ વીણેલાં વિસ્મયનાં ફૂલોનો!

---



---

## એક સરખા લાગતાં / *ભરત વિંઝુડા*

બેસતા ને સૌની સાથે બોલતા,
જન-કવિજન એક સરખા લાગતા.

આવડ્યું જન્મીને પહેલાં ઊડતાં,
બાદ શીખ્યાં ચાલતાં ને દોડતાં.

એક કેડી માર્ગમાં આવી ભળી,
ને પછી જડતી નથી તે શોધતાં.

સાદ દઈએ તો ય હોંકારો ન દે,
જોઈએ શું થાય છે પડકારતાં.

બેક જણ સાચા કમીના હોય છે,
ને બીજા એની અસરને ઝીલતાં.

એક જણ અહીંથી ગયું છે કયારનું,
એક જણ મોડું પડ્યું છે આવતાં.

## બે સૉનેટ / *નટવર ગાંધી*

### ફ્રોઈડ

સપાટી ત્યજી ઊપરી, ઊતરી અંધ અંતઃસ્થલે
રહસ્ય ભણી લાવતો ગભીર અંતરાત્મા તણા.
વ્યથા, વિષય, વેદના, વિવશ દોષ, વિદ્વેષ સૌ,
મલિન મનના વિકાર, ભ્રમ, ભીતિ, કૈં વિકૃતિ.
કહે : જલધિ શાંત, કિન્તુ વડવાનલો ઊઠતા
ઊંડે ભીતર, તેમ વક્ષ મહીં ગુપ્ત સંઘર્ષ છે.
વળી મનુજ ચિત્ત તો ગહન ગૂઢ નિગૂઢ છે,
અસુર વસતા ત્યહીં, ગરલ સર્પ કૈં દંશ દે.
દબાઈ, ધરબાઈ જે પડ્યું બધું પછી નીકળે,
કદી ઊભરતું ઘણું કલુષ કાળું કાળું, વળી
કદીક છલકાય છદ્મ, દુઃખ, દર્દ દુઃસ્વપ્નમાં,
કદીક ઊભરાય હિંસ્ર ગણ ઉગ્ર ઉદ્રેકમાં.
ન ધર્મ, નહિ ધ્યાન, મર્મ મતિથી મળે માર્ગ કો',
મનુજ મનનો નથી જ નથી પામતા તાગ કો.'

ફ્રોઈડ : માનવજાતિના ઇતિહાસમાં માનસશાસ્ત્રનું ક્રાંતિકારી સંશોધન કરવાને કારણે સિગમન્ડ ફ્રોઈડ (Sigmund Freud 1856-1939) આધુનિક જગતનો કોપરનિક્સ (Copernicus of the mind) ગણાય છે. ખાસ તો મનુષ્ય માત્રના વ્યવહાર અને વર્તનની પૂર્વ ભૂમિકામાં ઠેઠ નાનપણથી જે અનેક ગ્રંથિઓ, મૂંઝવણો ગુંચવાઈને પડેલી છે તેનો અભ્યાસ ફ્રોઈડે કર્યો. ફ્રોઈડના માનવા મુજબ દરેક માણસના અંતઃર્ગત માનસિક પ્રશ્નો અને સમસ્યાઓને કારણે માનવજાતિનું ભવિષ્ય બહુ આશાસ્પદ નથી. અન્યોન્ય ઉપર જુલમ કરવાની વૃત્તિ માણસ માત્ર માટે સહજ છે. આ કારણે આપણે લલાટે પીડા અને દુઃખ જ લખેલા છે.

દરેક માનવીનું વ્યક્તિત્વ અંદરોઅંદર હુંસાતુંસી કરતા Id, Ego and Super Ego એમ ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. *Id* એટલે વ્યક્તિની અંદર દબાઈને પડેલી જાતીય વાસનાઓ અને અન્ય આક્રમક વૃત્તિઓ, જે યેન કેન પ્રકારેણ બહાર આવવા મથે છે. માનસિક શક્તિનો આવેગ માણસને અહીંથી મળે છે. વ્યક્તિ ગમે તેટલી તેને દબાવે તો ય વહેલી મોડી આ વૃત્તિઓ માણસના વિચિત્ર વર્તનમાં પ્રગટ થાય જ છે. પોતાની વરવી મનોવૃત્તિને કારણે માણસ વિચિત્ર વર્તન ન કરી બેસે એનું ધ્યાન Ego રાખે છે. Ego વ્યવહાર દુનિયાની મર્યાદાઓને ધ્યાનમાં લે છે. Super Ego વ્યક્તિની વિવેકબુદ્ધિ (Conscience)ના આધારે વ્યક્તિના વર્તનને નૈતિક ધોરણે જોખે છે. વ્યક્તિ જ્યારે કશું અનૈતિક કરે છે ત્યારે આ સારા-નરસાનો વિવેક માણસ કંઈક અપરાધ કરી બેઠો હોય એવ દોષભાવથી (Guilty Conscience) તેને ડંખે છે. માનવીના વ્યક્તિત્વના આ ત્રણ પાસાઓ વચ્ચે ચાલતા આ નિરંતર સંઘર્ષને કારણે માણસ ક્યારે શું કરી બેસશે તેનો તાગ કાઢવો મુશ્કેલ છે. જેવું વ્યક્તિનું તેવું જ સમસ્ત પ્રજાનું. આવી જ આંતરિક મથામણને કારણે જર્મન પ્રજાએ હિટલરને યહુદીઓનો મહાવિનાશ (Holocaust) કરવા દીધો. અને એ પ્રકારના નાના મોટા અત્યાચારો હજી પણ થતાં જ રહે છે.

જુઓ : Freud, Sigmund. Civilzation and Its Discontents, New York. Norton, 1961

### હિટલર / *નટવર ગાંધી*

તેં જોઈ ભગ્ન, ભીત દેશની માનહાની
ને સાંભળી હૃદયકંપ કલંક-ગાથા,
યુદ્ધે પરાસ્ત નર-નાર-યુવાન-વૃદ્ધ,
આશાહીણાં જન વળી સહુ ખિન્ન જોયાં.
પ્રાકૃત, ધૂર્ત, ઠગ તું તકસાધુ આવ્યો,
લાવ્યો હળાહળ; કહે : અહીં દેશદ્રોહી,
થોડા કરે પતન રાષ્ટ્રનું તો નિકાલ
થાતો ભલે અધમ એ પરજીવીઓનો.
તેં ભોળાવ્યાં અગણ કૈં જન ઝંખતાં જે
નેતા નવા, પ્રબળ, શૂર વીરા વિજેતા,
ને સંગઠિત સહુને કરી યુદ્ધ પ્રેર્યાં,
જેને ઉરે ગરીયસી પ્રિય પિતૃભૂમિ.
તું દુષ્ટ, ધૃષ્ટ વળી હિંસક ને ભરાડી.
તેં ઉરની વરવી વૃત્તિ સહુ જગાડી.

હિટલર : પહેલા વિશ્વયુદ્ધ (The First World War 1914-1918) જર્મની હાર્યું તેમાં એ દેશનું એક મહાન યુરોપીય રાષ્ટ્ર તરીકેનું સ્વમાન ઘવાયું. વિજેતા રાષ્ટ્રોએ જર્મની પાસે વર્સાઈની સંધિમાં (Treaty of Versailles) સહી-સિક્કા કરાવ્યા. જર્મની જો એ સંધિને અક્ષરશઃ અનુસરે તો એ ક્યારે ય ઊભું ન થઈ શકે. ગર્વિષ્ઠ જર્મન પ્રજાને આ વાત ન ગમી. એને થયું કે વિજેતાઓ ઘામાં મીઠું ભભરાવે છે. ત્યાર બાદ દેશની જે ભયંકર આર્થિક અવદશા થઈ તે પણ સ્વાભિમાની જર્મન લોકોથી સહન કરવી મુશ્કેલ હતી. પ્રજા હતાશ થઈ ગઈ હતી. હિટલર (Adolph Hitler 1889-1945) જેવા તકસાધુ (demagogue) નેતા માટે આ એક અમૂલ્ય તક હતી. જર્મન પ્રજા ઉપર વર્સાઈની સંધિના કારણે થઈ રહેલા હળાહળ અન્યાય અને જુલમની વાત કરીને એણે નાના એવા નાઝી પક્ષમાંથી (National Socialist Party) મોટી રાષ્ટ્રિય ચળવળ ઊભી કરી. હિટલરે એમ પણ કહ્યું કે બાદુર જર્મની પ્રજાની હાર થઈ એનું મુખ્ય કારણ જર્મનીમાં જ વસતા યહુદીઓ, સામ્યવાદીઓ અને જિપ્સીઓ જેવા દેશદ્રોહી તત્ત્વો છે. આ તત્ત્વો દેશનું ખાય છે અને દેશમાં રહીને દેશનું જ બગાડે છે. જર્મનીએ ફરી વાર એક મહાન યુરોપીય રાષ્ટ્ર થવું હોય તો આ અસામાજિક અને દેશને દગો આપનારા પરજીવી (parasites) તત્ત્વોનો વિનાશ કરવો જોઈએ. હિટલર ૧૯૩૩માં ચાન્સેલર થયો. પછીની ચૂંટણીમાં બહુમતિ મેળવતા એણે બધી જ સત્તા કબજે કરી. સૈકાઓથી સ્થાપિત થયેલા યહુદીઓ, અને અન્ય લઘુમતિઓના હક્કોને છીનવી લઈ હિટલરે એમના નિકાલની વાત કરી. ૧૯૩૬માં વર્સાઈની સંધિને ફગાવી દઈ એણે રેહાઇનલેન્ડ (Rhineland) ઉપર હુમલો કર્યો. ૧૯૩૯માં ઝેકોસ્લોવેકિયા (Czechoslovakia) ઉપર ચડાઈ કરીને બીજું વિશ્વયુદ્ધ શરૂ કર્યું. યહુદીઓની વિરુદ્ધ ઝુંબેશ ઉપાડીને એમના ઘરબાર છીનવી લઈ એમને કોન્સનટ્રેશન કેમ્પ્સમાં (Concentration Camps)માં ધકેલ્યા. અને ત્યાં જ લગભગ ૬૦ લાખ યહુદીઓનું નિકંદન થયું. આ મહાવિનાશ (Holocaust)ને યહુદીઓ ક્યારેય ભૂલ્યા નથી અને દુનિયાને કદી ભુલવા દેતા નથી. જેમ સંયુક્ત રાષ્ટ્રોના લશ્કરો બર્લિનની નજીક આવતા ગયા તેમ હિટલર ગભરાયો. બોમ્બિંગથી બચવા માટે ભૂગર્ભમાં બાંધેલા એનાં બર્લિનના નિવાસસ્થાનમાં તાજેતરમાં જ પરણેલી પત્ની સાથે ૧૯૪૫માં એણે આત્મહત્યા કરી.

## બે કાવ્ય / *પ્રફુલ્લ રાવલ*

### જાણે થોર!

મારી તો સમય સંગાથે વહી ગઈ કેટલીયે
સંક્રાન્તિઓ ફરફર થતી
સવારથી હોય દોર મારા હાથમાં
ઘૂમતો પતંગ ગગનમાં
ક્યારેક મારતો ગોથ
ક્યારેક શોધતો ઓથ
ફંટાય તો હું લઈ આવતો પરત
એને થતું થાય ક્યારેક પેચ
કપાય કોઈકનો પતંગ
થતું, એવું ય થતું
વળી વિપરીત પણ થતું.

સમી સાંજરે
હોય દોર એનાં હાથમાં
લાગતું જાણે મળ્યો ટહુકતો મોર!
વહી જાય દોટી સડસડાટ
ઘડીમાં તો પતંગ મારતો રહે ગોથ પર ગોથ
પણ કેવો ચગતો રહેતો'તો મારો પતંગ!

ક્યારેક આછા પવને ઉત્તર ખૂણેથી ઉલ્લાસથી ઉમંગથી
એ છોડાવતી પતંગ
પાછા પગે હું મારતો રહેતો ઠમકા પર ઠમકા પૂરા લાડથી
થઈ જતું બાવડું તંગ
તો પણ કેવો ચડી જતો પતંગ!
પછી ચગી રહેતો મારો પતંગ
ફેલાઈ જતો વટ, પ્રસરી રહેતો રુઆબ.

એમ વર્ષો વહ્યાં
પછી એકાંતે પડઘા કૈં સંભળાતા રહ્યા

હવે આજે
નથી પડી ગયો અનુકૂળ પવન
કે નથી ખૂટી ગયો દોર
તપાસી જોયો છે ઢઢ્ઢો બેચાર વાર
વાળી જોઈ છે કમાન અવારનવાર
માપી લીધી છે કન્ના
હતી શૂન્યથી શૂન્ય
તો ય કેમ ગગને ચડતો નથી,
ચગતો નથી મારો પતંગ!
છે હાથમાં એ જ દોર
તોય લાગે છે જાણે થોર!

### તબડક તબડક તબડક

થાય છે આંજી દઉં લીલી સવાર તારી ઊકળતી આંખમાં
રમતો મૂકી દઉં હૂંફાળો શબ્દ તારા અસ્પૃશ્ય અધર પર
પાંથીમાં ચીતરી દઉં સૂર્યની લાલિમા
પણ તું છે ક્યાં?

કાજળીમાં સરોવર - કાંઠે સદ્યસ્નાતા તને
તડકામાં તારામાં ઓગળતી જોઈ હતી
પછી રાતભર ઘોડાના ડાબલાના અવાજ સાંભળીને
લખાયેલી મારી કવિતાનો લય દોડી રહ્યો છે
તબડક તબડક તબડક
અંધારી ઓઢીને આંળી ગલીમાં

સાંભળ્યું છે
એ રસ્તેથી પાછા નહીં ફરેલાંનાં પગલાં દેખાય છે
ક્યારેક અજવાળી રાતે રેતીમાં આછાં આછાં
ને સંભળાય છે ક્યારેક આછા આછા અવાજ
કણસતી રાતના

તોય દોડ્યા કરે છે
મારી કવિતાનો લય તબડક તબડક તબડક.

## ઊંઘ / રાજેન્દ્ર પટેલ

રાતભર,
રેશમી શાલની જેમ
બરછટ ધાબળાની માફક
કે જીર્ણ ચાદરની જેમ
છવાયેલી રહેતી હોય છે
ઊંઘ.

રાત સાથે સંવનન કરતી
સ્વપ્નની ગલીકૂચીમાં સરતી
તે જાગતી રહે છે
સવાર સુધી.

ક્યારેક પરીની પાંખ પર બેસી
દૂર અગોચરના દરિયામાં
લહેરાતી હોય છે.

તો ક્યારેક કાંટાળા તાજની માફક
જરઠ ક્લેવર
ભારોભાર ભોંકતી ભમે છે.

તેની રાહ જોઈ
થાકી જતાં બધાં ગાત્રો છેવટે
તેનું જ ઓશીકું બનાવી
આરામ કરતાં રહે છે,
ફરી ફરીને તેને પામવા.
સપનામાં સતત ચૂંટલીઓ ખણી
જાગતાં રાખવાની કોશિશ કરતાં
જાણે તે કહે છેઃ
'ખુલ્લાં પોપચાં માત્ર નથી
દિવસનો પર્યાય.'

નાઈટ લૅમ્પના અજવાળે
ઘણી વાર એ શીખવતી હોય છે,
ઘેનભરી આંખે
ભૂંસાઈ જવાનો કક્કો.

પણ ઘડિયાળની ટક્ ટક્-ની જેમ
કણસતી એકાકી ક્ષણો
ભરતી રહે છે ભયાનક ભય.
અને તેથી તે ચાલી જતી હોય છે
અમારાથી દૂર.

પિતાના મૃત્યુ પછીની પ્રથમ ક્ષણની માફક
તે વિહ્વળ કરે છે કાયમ.
પણ તેને જાગતાં પામવાનો ઉદ્યમ
અંધારાને સ્હેજ સ્હેજ દૂર કરતો હોય છે.

તે છે તો છે સવાર,
તે જાણ્યાં પછી
દિવસની પ્રત્યેક પળને તે
જગાડે છે.

ઊંઘની દરેક પળ જાગતી રહી
દૂર ઝબકતા તારાઓની જેમ
ગોપિત રહસ્યોને અકબંધ રાખતા
સર્જતી હોય છે
અવનવા ખેલ.

અમારી જાણ બહાર,
પ્રત્યેક પળે ઊંઘ ભમતી રહે છે
અમને જાગતા રાખવા મથતી.

## બાંધવું-છોડવું-બાંધવું / *દક્ષા પટેલ*

કશુંક બાંધવું
લાગે સાવ સરળ.
માથા પરનું ફાળિયું હોય
કાંડા પરનું ઘડિયાળ હોય
બૂટ હોય કે
કમરનો પટ્ટો હોય.
પણ જોરથી બંધાય તો
અકળામણ થાય
ઢીલા બંધાય તો
નીકળી જવાનો ડર લાગે.
માફકસરનું બાંધવા
બાંધુ-છોડું ને ફરી બાંધુ.
બંધાયા પછી પણ
તૂટે છે વાળની જેમ
ફાટે છે હોઠની જેમ
કપાય છે નખની જેમ.
છતાં ફરી ઊગે, સંધાય ને વધે
ફૂટતા જાય
વળી વળી ફૂટતા જાય
નવા નવા ફાંટા.
એકમેક સાથે જોડાઈ
રચી દે
કરોળિયાનું જાળું
દશ્ય છતાં અદશ્ય.
નિશ્ચિતપણે ઘૂમ્યા કરે
કરોળિયો જાળામાં.
તેના આઠ પગની હડફેટમાં
જાળું તૂટી પડે.
છતાં એક તાંતણે
લટકતો કરોળિયો
ફરી જાળું બાંધવા મથે.

## બે ગઝલ / *દિલીપ શ્રીમાળી*

(૧)

જેટલાં લોકો અહીં છે બેપગાં છે,
એમના મનમાં જ તો ભાઈ દગા છે.

આજ નક્કી આ ગગનનો બર્થ ડે છે,
એટલે આ તારલા ઓ ઝગમગા છે.

શાયરો આવો હૃદય ઊર્મિ લઈને,
આપણા આશ્લેષમાં ખાસી જગા છે.

આમ એને દૂર રાખી ના લખો કંઈ,
ગા લ ગા ગા આ ગઝલના તો સગા છે.

(૨)

મન તમે શું કામ પથ્થરમાં પરોવો?
જો પરોવવું હોય ઈશ્વરમાં પરોવો.

રણને ઇચ્છા હોય જો દરિયો થવાની,
ઝાંઝવાને આ સમંદરમાં પરોવો.

મ્હેકી ઊઠશે આજનું વાતાવરણ પણ,
ધૂમડાને દોસ્ત અત્તરમાં પરોવો.

આવશે વરસાદ પણ વાદળ ચીરીને,
આપની ઇચ્છાને અંબરમાં પરોવો.

ખૂન થાતું રોકવું જો હોય 'દિલીપ',
લાગણીને સ્હેજ ખંજરમાં પરોવો.

કોઈ પ્રવાસી
વર્ષો પછી પાછો ફરે ઘેર
તેમ દરરોજ રાતે
પથારીમાં પાછો ફરું છું.

*

પગથી માથા સુધી વહેતું લોહી
પથારીના કણકણમાં ઓળઘોળ થઈ
ઊંઘ સાથે સંવનન કરે.
નિતનવા સ્વપ્ન પ્રગટાવે.

*

પથારી રહે
દેહની અડોઅડ
હાડમાં હાડ સમાવી
આખી રાત હાલરડાં ગાય.

*

ઘણી વાર તેણે
ઓશીકું બની મારાં આંસું પીધાં છે
તો અનેક વાર તેના ખોળામાં
ખૂદ્યાં છે બેનમૂન દિવાસ્વપ્ન.

*

માંદગીમાં
તાવની ચડઊતર સાથે
માના વહાલ જેવી
તે અડીખમ રહે છે.

હા, આ જ પથારીમાં
પડ્યાં પડ્યાં
ચાંદનીનું ધાવણ ધાવીને
ઊજળો થયો છું.
કાળીરાત્રિમાં તેણે ધરબી દીધો છે મને
તેના હૂંફાળા અંધારિયા વીંટામાં.

*

તે સ્વીકારે છે
બધું જ જેમ છે તેમ
ભુલાઈ ગયેલા ગામના પાદરના
ઘેઘૂર વડલાની જેમ

*

પથારી
સૂતેલા ઓળાની
જાણે બની ગઈ અજાણી ધરી.

*

તેમાં પસાર થતી પ્રત્યેક પળ
સવાર જેવી લાગે છે.

*

પથારી,
પૂર્વજોના અંતિમ શ્વાસ પીપીને
વધુ ને વધુ ફેલાતી જાય છે.

*

પથારી છે
પગથિયું મારું
મારા સુધી પ્હોંચવાનું.

## શિવનો ઝરો (ત્રણ કાવ્યો)/ *મૌન બલોલી*

(૧)

વીતતા જીવનની જેમ મેધા હર પળે ખોવાય છે,
પણ કોઈ આગંતુક ઘડી તાજો કરીને જાય છે.
એના જીવનમાં કોણ કેવી પળ ધરી ચાલ્યું ગયું,
છાની રીતે એ પળથી એની હરેક પળ ચોરાય છે.
જે આંખને વીત્યું હતું એ આંખ સૂની થાય છે,
પણ જાણીતા સંબંધ સૌ એ આંખમાં દેખાય છે.
આંખો અજાણી તાકવાની તક ધરી ઢોળાય, ને
એ ઘેર જઈ બીજાં નવા વસ્ત્રો સજી
નિજ જાત ઢાંકીને અજાણી થાય છે.
એ આંખ પારંગત કદી ના થાય છે,
કોઈ મૃતકની જેમ એ વિસરાય છે.
સંજ્ઞાપુરુષથી ઓળખે જે નંદિની એ નામથી
પલભર વિસામો વાતનો જેણે ધર્યો એ હજી ગુંજાય છે.
એનું સ્મરણ કેવી રીતે જીવી રહ્યું કોને કહું?
અભિસાર ટાઢી વાળેલો ડમરી સમો ચકરાય છે.
સહુને ખબર છે જે પળે જે થાય છે તે થાય છે.
પણ કોણ જાણે છે કઈ પળને લીધે એ થાય છે!
પડદો કરેલી એક પળ એને મળી છે, તે છતાં
એ કેમ હજી પણ બારણાં વાસે - ઉઘાડે જાય છે!
એની તરફ એ આવનારું કેમ ના એને મળ્યું,
એ શોધમાં એની પળેપળ કયમ શકુંતલ થાય છે?
કોઈ નદીઓ આંતરે ને કોઈ દર્પણ સંઘરે,
ચ્હેરો નીરખવા એ દિશામાં કોક તરફ જોવાય છે.
પડદો કરીને પણ હવે ના વાત કરશે કોઈ પણ
એની હરેક ગુપ્તતા નગરેનગર ચર્ચાય છે.
એને બધા મૂંગા રહીને કેમ મળતા હોય છે?
એ વાત શિલાને નહીં, પણ શિલ્પીને સમજાય છે.
જે આંખમાં શોધ્યા કરે આમંત્રણોના આશરા,
અભિસાર સરખું આભ પણ ચાકર બની રિબાય છે.
એને ગમા ને અણગમા વળગી રહેલા છે હજી,
જે બાથરૂમમાં વસ્ત્ર પહેરીને હજી પણ ન્હાય છે.
જુદી પથારી હોય, પણ મનમેળથી આંખો મીંચે
સાચા જીવનની સાયબી એવા ઘરે દેખાય છે.

(૨)

પીળા લીલા રંગો વિષે સંબંધ સંકેતાય છે,
પણ પુષ્પમાં કેવળ હવે કયમ રૂપ ગાજે જાય છે!
પરિચિત કરીને કોણ ફૂટડી છાનકું જીવી રહ્યું
કોઈ જણાવે ના છતાં સંકેત હરફર થાય છે.
ધરતી સૂની સવત્સનાં પગલાં ધરે, ને જાળવે,
વર્ષો પછી એ વાયરે હરફર રવે લહેરાય છે.
ઉડુગણોનું ઉડ્ડયન અપરાધ શી રીતે કરે?
ખટક્યા વિના એ, કોઈને જીવન સરજતાં જાય છે.
પંખીગણોની પાંખનો ફફડાટ ના ઘુર્રાય છે.
તો પણ ગગનમાં કેમ ગુસપુસ કૈંક ગુનાઓ થાય છે?
આકાશમાં આડેધડે લીટા કરે એ કોણ છે?
ધરતી વિષે વસુમંડલો વેગે વસુકે જાય છે.
આકાશ-ધરતીના લીટા સરખા કરે છે કોક પણ
બે ભાગ ઘણા ઘરની પથારીમાં હજી વરતાય છે.
આકાશમાં કોને ગુનો કરવાની તક મળતી હશે?
હા, માનવી આડેધડે પાંખો પસારે જાય છે.
ઉડુગણોના ઉડ્ડયનથી ના કશું ઓછું થતું
હર ચોરી કેવળ માનવીના ઊડવાથી થાય છે.
મળશે છતાં ખોશે વિકસવાની દિશા, કેડી, સરૂર
ગમતા પથે જે ડગ ભરે, ગમતી દિશે જે જાય છે.
ઓ પૃથ્વીવાસી ફૂડ વિનાના ઉડુગણોની સમગતિ
એમ જ વિકસવા દે સહજ, એમાં દિશા દેખાય છે.

(૩)

કૈંક ચોરવાથી કે નકલ કરવાથી ના વિકસાય છે.
સગપણની પેલે પારના સંબંધ તૂટતા જાય છે.
જે પોતીકી કે પારકી અભિવ્યક્તિને રોકી રહ્યા
કેવળ જણે એ એકલવ્ય કે એકલવ્ય થાય છે.
સૌ માનવીના દેહને સરખા અવયવ છે, છતાં
સંબંધ શાને કોઈ તોડે કોઈ જોડે જાય છે?
નિજ જાત ઢાંકે છે, છતાં પણ નામના એને મળે,
એવા નગરમાં વંચિતોની વસ્તી વધતી જાય છે.
જે બંધ બારીની તિરાડોમાં જુએ છે તાકીને
એ આંખને સ્નેહીજનો પણ પારકાં દેખાય છે.
ઓ જિંદગી, એ આવશે ને મોકળા મારગ થશે,
એવા દિલાસાથી હજી કેમ ઉપરતળે મન થાય છે.
જે ડાળ પરનાં પાન-ફળ-ફૂલો ભણી લોભાય છે,
એ ટોચનો મારગ ચૂકીને અધવચે ફંટાય છે.
જેના સમાગમની તકો ખોવાઈ ગઈ છે ભીડમાં
એકલો સહયોગ કોનો મેળવી ફોરાય છે?
એણે ગઝલને એ રીતે ઘરથી વળાવી હેમખેમ,
દીકરી વળાવી કોઈ વિધુર સાવ સૂનો થાય છે.
એનું સ્મરણ કેવી રીતે જીવી રહ્યું કોને કહું?
હર આવ-જા એની પ્રતિભા વેરતી વરતાય છે.

## બે ગઝલ / *રાકેશ હાંસલિયા*

૧

વાદળો વરસે જો અનરાધાર સઘળાં,
થાય હળવા આભનાંયે ભાર સઘળા.

એક અમથા પર્ણના છાંયાની સામે,
સૂર્યનાં હેઠાં પડે હથિયાર સઘળાં.

કોણ જીવે છે અહીંયાં એકરસ થઈ?
બસ, નિભાવે શ્વાસના વ્યવહાર સઘળાં.

એક નાતો ગેબનો કાયમ રહેશે,
તૂટવાના એક દિન તો તાર સઘળા.

માણસો લાગે છે જંગલ-શા અહીંયાં,
વૃક્ષ ઊભેલાં દીસે અવતાર સઘળાં!

ખીણ, પર્વત, રણ, નદી, મેદાન, સાગર,
છે ધરાના આમ તો શૃંગાર સઘળા.

૨

સાવ એવા શ્વાસ પામો શક્ય છે,
જિન્દગીનો ત્રાસ પામો શક્ય છે.

સાવ બંજર ભૂમિનું તળ ખોદતાં,
એક જૂનો ચાસ પામો શક્ય છે!

એક ભૂરા ટુકડાની ખોજમાં,
આખુંયે આકાશ પામો શક્ય છે!

શોધવાને દર-બ-દર ભટક્યાં પછી,
સાવ એને પાસ પામો શક્ય છે.

કંટકોને અવગણો ને બાદમાં,
ફૂલ કેરો ત્રાસ પામો શક્ય છે!

### આ તે કેવું મંન / *પ્રફુલ્લ પંડ્યા*

આ તે કેવું મંન?
દૂર દૂર ભટકીને કેવું ખીલવે લીલું વંન!
આ તે કેવું મંન?

મનની પાછળ ચોરલૂંટારા તરંગ વિચારો દોડે
કારણ વિના દરિયા વચ્ચે જઈને લંગર ખોડે!

ચારેકોરથી અફળાતો આ ઝંઝાવાતી પવંન!
આ તે કેવું મંન?

ભટકે એટલું ખટકે એનું નહીં ખટકવું સાલે!
વન-વગડાને નિર્જન પથ પર એ ચાલે ને મ્હાલે!

તો ય ન થાકે તંન!
આ તે કેવું મંન?

### ઊંઘ આવતી / *કિશોર મોદી*

વાતવાત મહીં ઊંઘ આવતી,
હવા વિના સમયની ઊંઘ આવતી.

ક્યાંય હું સહજતાથી સૂઉં છું,
જ્યાં નિરાંતભરી ઊંઘ આવતી.

એટલે સતત બોલતો રહું
કે અતિથિ સમી ઊંઘ આવતી.

જાગવું સમયની ટહેલ છે,
તે છતાં અમથી ઊંઘ આવતી.

શબ્દને ચટપટી સતાવતી.
અર્થને કનની ઊંઘ આવતી.

### છેલ્લી બાજીનું ગીત / *પ્રફુલ્લ પંડ્યા*

હવે છેલ્લી બાજીને મારા રામ રામ!
દેવાતો હોય એમ દીધો છે દાવ ભલે ભૂંસાતાં સઘળાં યે નામઠામ!
હવે છેલ્લી બાજીને મારા રામ રામ!

હૈયું વલોવતા દિવસ ને રાત મારી અંદર ભણકારાઓ જાગતા
મારી અંદર ઊગે છે ભૈ જે જે વિચાર પછી શૂળ બની એ પણ ખૂબ વાગતા.

હવે મનની તારાજીને ય રામરામ
કથા : જૂની-તાજીને મારા રામરામ!

ઊગવાનું હોય અને આથમી જવાય અહીં એવા સૂરજનું શું કામ?
જિંદગી બની ગઈ હોય જો ઢળતો મિનારો તો મિનારો ચઢવો શું કામ?

હવે વહેતી તાજીને મારા રામ રામ!
હવે છેલ્લી બાજીને મારા રામ રામ!

## બે ગઝલ / કૌશિક પંચાલ

(૧)

પર્ણો જ્યારે ડાળ ત્યજે છે,
વૃક્ષ બધાં ચોધાર રડે છે.

લિસોટા બે-ચાર રહ્યા ત્યાં,
સંબંધના જ્યાં સાપ સરે છે.

ચંદન ઘૂંટે કોણ ખરલમાં,
તિલક આવી કોણ કરે છે?

મિત્રો છાનો અવસર શોધે,
અને દોસ્તી પીઠ ધરે છે.

જીવનની વેરાન સફરમાં,
ઇચ્છેલો ક્યાં સાથ મળે છે?

ગંજીફાનો ખેલ પ્રણય તો,
જીતી પાછો કોણ વળે છે?

(૨)

આંખના ઝળહળે આયના, તો ખરા,
ને લખો આંસુની વારતા, તો ખરા.

વેચજો પાનખરના નગરમાં તમે,
એક લીલીચટક ધારણા, તો ખરા.

ઘર સરસ કાચનાં બાંધતા માણસો,
નીકળે પથ્થરો મારવા, તો ખરાં.

સાચું સરનામું દરિયાનું એ આંખ છે,
ડૂબકી લઈ કરો પારખાં, તો ખરા.

ખુદ કરો જાતને બંધ આ પીંજરે,
ને પછી સ્વપ્ન જુઓ આભનાં તો ખરા!

## બે ગઝલ / જયમન વાળા 'જલન'

### ૧. રાખનો આકાર

ના હવે અંદર કે ના હું બ્હાર છું,
દોસ્ત, હું બિડાઈ ગે'લું દ્વાર છું.

સૂર્ય માફક નિત્ય ઊગી ના શકું,
બે ઘડીનો વીજળી ચમકાર છું.

કાષ્ઠ સૂકું છું, છતાંયે ગર્વ છે,
ડૂબતાનો હું જ તારણહાર છું.

કૈં જ કિંમત ના તમે આંકી શકો,
એક વીણાનો તૂટેલો તાર છું.

એટલે ઉપનામ રાખ્યું છે 'જલન',
માત્ર હું તો રાખનો આકાર છું.

### ૨. 'હૃદયમાં જલન'

તમારું ને મારું ફક્ત એ શ્વસન છે,
બધે શ્વાસ થૈ વિસ્તરેલો પવન છે.

ઉતાવળ કરીને શિખર પર ચડો ના,
શિખરની ઊંચાઈ તમારું પતન છે.

ખરો પ્રેમ એને ગણું કેમ મિત્રો,
નજર જેને ચાહે છે, એ માત્ર તન છે.

નથી રૂબરૂ તેથી મળવાની ઇચ્છા,
સપનમાં સદાયે તમારું મિલન છે.

બરફની વચાળે તમે રાખજો એ,
ઘણાંયે વરસથી હૃદયમાં 'જલન' છે!

## જિન્દગી બહુ / *'પ્રણય' જામનગરી*

જે છટાદાર વાણી છે સાધુ,
એ જ તારી કમાણી છે સાધુ.

સાંભળું હું ગઝલ - સુણાવે તું,
એ જ ઉત્તમ ઉજાણી છે સાધુ.

કેમ આવે મને હવે નીંદર?
આરઝુઓ અજાણી છે સાધુ.

જાતને રાખ થઈ જતી જોઈ!
ત્યારે ગઝલો ગવાણી છે સાધુ.

લાગણી થઈ નથી અમસ્તી એ,
જોઈ, જાણી, પ્રમાણી છે સાધુ.

સાવ સોપો પડ્યો છે સૃષ્ટિમાં,
સ્તબ્ધતા પણ છવાણી છે સાધુ.

કોણ સાંભળશે વાત તારી આ,
સહુએ ટીકા વખાણી છે સાધુ.

ત્યાં લગી મોત પણ નહીં આવે,
જ્યાં લગી અન્નપાણી છે સાધુ.

તાપ ઓછો નથી થતો સ્હેજે!
જિન્દગી બહુ તવાણી છે સાધુ.

જેટલી સૃષ્ટિમાં 'પ્રણય' શક્તિ,
શબ્દમાં સહુ સમાણી છે સાધુ.

## કેદ છે / *બ્રિજ પાઠક*

આટલાં વરસો પછી ક્યાં કશો પણ ભેદ છે,
હું ય એનો એ જ છું, તું ય તેની તે જ છે.

વાંચ તું કાગળ ફરી શું લખ્યું છે એ કહે,
નામનો મારા કશે પણ જરા ઉલ્લેખ છે?

તું બધાને આપ ના મુક્તતાના વાયદા,
ઊડવું જેને હતું એ જ પંખી કેદ છે.

બાદબાકીના નિયમ જાણ તું પ્હેલાં જરા
આપવા માટે હવે ક્યાં કશુંયે શેષ છે?

દરવખતની એ રમત આવડે છે છળકપટ
પ્રેમ છે કે લાગણી વાત એની એ જ છે.

## મેં ભૂમિકા કરી / *કિશોર મોદી*

પળ પળ મુજબ શબદગણી મેં ભૂમિકા કરી,
શ્વાસો ભરી જગતમહીં મેં ભૂમિકા કરી.

ઘર જેવું ઘર કશું નિરંતર પૂછતું રહ્યું,
અણજાણ આદમી સમી મેં ભૂમિકા કરી,

રસ્તા ટગર ટગર મને જોયા કરે છતાં,
કોઈ પ્રવાસી-શી પછી મેં ભૂમિકા કરી.

વરસાદમાં ભીના થવાનો મનસૂબો કરી,
કૈં એવી લાગણીભીની મેં ભૂમિકા કરી.

સૌનો અલગ અલગ વજનકાંટો ભલે 'કિશોર'
પણ નિત ધર્મરાજ-શી મેં ભૂમિકા કરી.

## બે ગીત / *જયંતી પટેલ*

૧

ઉજ્જડનું ગામ ફરે તાનમાં.
પાદરના છેવાડે ઊગ્યું છે ઝાડ
એકબીજાંએ કદી દીધું કાનમાં.
આખુંયે આયખું સુક્કો વનવાસ
અને ભોગવીએ રણનું એકાંત,
વર્ષોથી જોઈ નહિ કલરવની પાલખી
ક્યાં જઈને માંગે નિરાંત?
લીલી કુંજાર કોઈ પોઠ લૈ આવે
તો ઉતારો આપું મેદાનમાં.
નેજવામાં સીમાડો તાકીને બાઠા
ને દેખાશે ડમરીની ધૂળ,
વરતારો લઈને જો આવે વંટોળ કહો
અથવા તો તડકાનું શૂળ.
શબ્દોનો સધિયારો મૂંગો અવકાશ
સહુ સમજાવે અણસારે સાનમાં.
ઉજ્જડનું ગામ ફરે તાનમાં.

૨

ખરે આગનો ગોળો નભથી ખરે આગનો ગોળો
ધીમે ધીમે ઊતરતો ને થાય કેટલો પ્હોળો!

ધગધગતો આ તાવ હવે તો રૂવાંટી ને બાળે
ભડથું થઈ છે ઇચ્છાઓ પંખીની ડાળે ડાળે;

ફડફડતી લાગણીઓ જાણે બકાસુરનો ડોળો
ખરે આગનો ગોળો નભથી અરે આગનો ગોવો.

તરણું આકળ વિકળ થઈને શોધે શીતળ છાંયો
ભરબપ્પોરે પરસેવાથી નીતરે આ પડછાયો.

ચંદનની સરવાણી એની આગળ-પાછળ ઢોળો
ખરે આગનો ગોળો નભથી ખરે આગનો ગોળો.

## સાંજ વરસાદી મળે / *સુધીર પટેલ*

ભારે ગણો જે શબ્દ એ તો સાવ તકલાદી મળે,
ને આ કમળતંતુ સરીખું મૌન પોલાદી મળે!

ક્યાંથી ગઝલનો કાફિયા થોડોય ઉન્માદી મળે?
જે કૈં મળે છે ખ્યાલ એ પૂરા જ મરજાદી મળે!

સારું થજો આ સ્વપ્નનું કે આમ આઝાદી મળે,
થઈ રાજકુંવર નીકળો ને સામે શહેજાદી મળે!

ક્યાં માગું છું કે જિંદગી આખી વીતે એ રીતથી?
બસ બહું થયું જો એક પળ સાચ્ચે જ સંવાદી મળે.

કોરા રહેવું હોય તો પણ કઈ રીતે રહેવું 'સુધીર',
એનું સ્મરણ મનમાં હતું ને સાંજ વરસાદી મળે.

## હજારમાં જોયાં / *ગૌરાંગ ઠાકર*

ફૂલ જ્યારે સવારમાં જોયાં,
મ્હેકના બસ પ્રચારમાં જોયાં.

ના કહી જ્યારથી ગયાં છો આપ,
રોજ તમને વિચારમાં જોયાં.

સાવ પ્હેલાં અને પછી છેલ્લાં,
આપને મેં હજારમાં જોયાં.

એ જ તોરણને રાખે લીલાંછમ,
દ્વાર જે આવકારમાં જોયાં.

ઘાવની પીડા એટલે થઈ ના,
મેં સ્મરણ સારવારમાં જોયાં.

જળ-વમળથી ને મન-વિચારોથી,
કેટલા ફેરફારમાં જોયાં.

પ્રેમની આ દુકાન ખુલ્લી છે.
મેં ય 'ઠાકર' કતારમાં જોયા.

## બે ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

(૧)

સમજાય ક્યાં યુગોથી જાણે ભર્યું શું અંદર!
થૈ બુદબુદો જ આખર પર્વત થયો સમંદર!

લોહીપણું ધવાતું એ હોડમાં નિરંતર
શ્વાસોને મન ભલે હો, એકાદ વેંત અંતર!

વીંધાઈ તરફડે છે બે હોઠની વચાળે,
બ્રહ્માંડ સાધનારા પંખી હતાં જે મંતર!

સૂરજનું ઢોલ લૈને આવે છે શ્હેર વચ્ચે,
અંધાર પીટનારા ઢોલી થઈ પયંબર.

ઝીલવા સમર્થ હો પણ આકાશ ક્યાંથી ઝાલે?
ઊંબરને ઠેકતા જ્યાં ગબડી પડે સિકંદર.

સ્વાહા કરું હું શાને એ શબ્દના હવનમાં,
ધૂણી ધખાવી સાધો, ઓલાય છે સદંતર.

ઘેરી વળે હમેશાં મોક્ષત્વની જ અવઢવ,
હંકારે શ્વાસ વ્હાણો કે ઓગળે છે બંદર.

રઝળે છે ધામ-ધામે એની બધી બુલંદી,
'પરવેઝ' સાંપડે ના જેને ગઝલનો ઊંબર.

(૨)

હર શૂન્યના પ્રહારથી પંખી અજાણ છે.
આ કોના હાથમાં હજી નભ જેવો પ્હાણ છે!

લાધ્યું જનમનું ભાન પણ ખોબો ભર્યા પછી,
શ્વાસો સિવાય પણ, ઘણાં ખોબામાં વ્હાણ છે.

ક્યાં સ્પષ્ટ છે સવાર એના લક્ષ બાબતે,
શેં હાથમાં અંધારના સોનેરી બાણ છે!

અજવાસ ખૂંદવા સદા ઊંડે જ ઊતરે,
જાણે સ્વયં આ જીવ પણ અંધારી ખાણ છે!

સંધ્યા જવાબદાર છે સૌ કર્મકાંડની,
સૂરજ તો ઠીક ફૂલનું એ તો મશાણ છે.

ટુકડો સુગંધ રાખવા લંબાવું હાથ હું,
ક્યાં છે ખબર પ્રસાદનાં કેવા પ્રમાણ છે!

તડકાને પાય લાગવા આખું નમે છે ઝાડ,
કેવા ભટકતા જીવની એને ય તાણ છે!

લોટે ન સીંચિયે ભલા શ્રદ્ધાની જ્યોતને,
એ દિવ્ય તત્ત્વની જ ક્યાં જળને ય જાણ છે!

ઓઢીને કાળ ઊંબરે જોઉં છું રાહ હું,
'પરવેઝ' જે સવારને દીધી મેં આણ છે.

## એકરાર / ફિલિપ ક્લાર્ક

ક્યારેક આપણામાં રહેલા આપણે
પોકારી ઊઠીએ સત્ય
ઉઠાવેલો હર એક ગલત કદમ
આપણી પીછે હઠની વેરાન ભૂમિમાં
ઝંઝાવાત બનીને વ્યાપી જાય
શમતી નથી સઘળું હડપ કરવા મથતી ભૂખ
ને રમણે ચડેલાં વૃત્તિઓનાં વ્હેણ
ભર્યા-ભાદર્યા સપનાંના ગામને કરી નાખે તારાજ.
ઈચ્છાઓના દરમાં ફુફવતા સત્યના ફણીધરો
સંજોગોની કાંચળી ઉતારતાં ઉતારતાં
વીતેલી કષ્ટમય પળોને વીંટાળી
ગૂંચળું વળી જાય મૌનની ટાઢીબોળ માટીમાં.
શક્યતાનાં ટેરવાં વીંધાવા લાગે ધારણાઓની ધારથી
ક્યારેક શુભ કે લાભ ખટખટાવે ઘરની સાંકળ
દ્વાર પણ ખોલવાની હિંમત ગુમાવી બેઠેલા આપણે
પડખું પણ ફરી શકીએ નહીં;
દૂર દૂર ભીંજાયા કરે પ્રતીક્ષાની પળો
આપમેળે કોરા પડતા આપણે તાક્યા કરીએ તરડાતી ભીંતોને.
સ્વિચ પડતાં જ મળતા આનંદની શોધમાં
કે રસાસ્વાદને પોષતી સમયની વાટને સંકોરતા સંકોરતાં
આપણે અંધારાની પથારીમાં અજવાળાની જેમ બેઠા થઈ જઈએ.
સદીઓથી જેમાં રહીએ, સદીઓથી જેમને શ્વસીએ
એવું ઘર અને સ્વજનો આપણી સામે કરી મૂકે અટ્ટહાસ્ય.
ના નીકળે હરફ, પીગળે માત્ર બરફ
કાળમીંઢ પથ્થરના ટુકડાની સુંવાળપને પંપાળતા
વ્યર્થતાને ચાવ્યા કરીએ ચીંગમની જેમ.
હાથવગું બધું જ આડે હાથે મુકાઈ જાય ક્યાંક
શોધે એ જ ખોવાય, ખાય એ જ ખવાય
કશુંક શોધવાની સાઈરનોથી ફૂટી જાય આપણા કાન.

પોષે એ જ મારે, તારે એ જ ડુબાડે
આભની બુલંદી પણ મૂકી જાય ધબકાર
વ્યથાના વંટોળમાં ઘેરાતાં ફેફસાં પંકચર થએલા ટાયર જેવાં બની જાય
હતાશાનાં હલેસાં હામ વિનાની હોડી.
ખૂટે ધીરજ, રઘવાટ અડિંગો જમાવી બેસી જાય ઘરને ઓટલે
મુલ્તવી રાખેલા નિર્ણયના પાયામાં લાગે લૂણો
ટોચ પર ફરકતી ધજાઓ જોઈને થઈએ ખુશ
ગુન્હેગાર હોવાનો અહેસાસ, ઘરવખરીની જેમ ગોઠવી દે ખૂણામાં.
રોજ સરવાળા કરતા આપણે ધીરેધીરે બાદ થવા લાગીએ
ઘટનાઓના ઘોડા હણહણે તમન્નાઓના તબેલામાં
ધોરી માર્ગ પર નીકળેલું મન ટૂંટિયું વાળી જાય પરિસ્થિતિનું
ક્યારેક ફરકી જાય શક્યતાની લ્હેરખીઓ પથારીમાં
પણ પીઠાના પવનના હેવાયા બની ગયેલા આપણે
વૃત્તિઓને છાતીમાં ઘૂંટતાં ઘૂંટતાં અજાણ્યા બની જઈએ
ક્યારેક તો ડુબાડીશું આપણે જ આપણું વ્હાણ
પ્રતિતીની માછલીઓ બની ઊછળ્યાં કરે જળસપાટી પર
ને આપણે હલેસાં માર્યાં કરીએ અજાણી દિશામાં.

## ભીતર સંતાય છે / *ત્રિલોક મહેતા*

પાન જ્યારે મૂળમાં સંબંધ જોવા જાય છે,
ડાળનો વિસ્તાર કાયમ ત્યાં જ આડો થાય છે.

છે કમળના પત્ર જેવું એનુંયે હોવાપણું,
હોય જળની ભીંસ વચ્ચે તોય ક્યાં ભીંજાય છે?

અશ્વ થાક્યા છે હવે, દોડી સતત આકાશમાં,
એક પળ માટેય પણ, ક્યાં સૂર્ય પોરો ખાય છે.

સોંસરું ઊતરી ગયેલું તીર જાણે ક્યાં ગયું,
ઘાવ સૌના દેહ પર તાજા હજી દેખાય છે.

રોજ પડછાયો નવો ચહેરો છુપાવીને મળે,
હાથમાં દીવો ધરી મારી ભીતર સંતાય છે.

## જાગવાનું હોય / *સુધીર પટેલ*

સ્વપ્ન સુંદર કોઈ જ્યારે આવવાનું હોય,
એ જ ટાણે બસ અમારે જાગવાનું હોય!

ઢાઈ અક્ષરમાં દરેકે આપવાનું હોય,
ને મજા એ, કોઈએ ના માગવાનું હોય!

તોય સૌ કરતા ફરે છે જો ફિકર કેવી!
એ જ નહિ તો થાય છે જે કૈં થવાનું હોય!

વાત બે કરતો રહું છું એટલે સૌથી,
એમ મનને આપણે સમજાવવાનું હોય!

આ ગઝલ સરખો જ ખુલ્લો જીવ છે 'સુધીર',
વસ્ત્ર પ્હેરી ફક્ત તનને ઢાંકવાનું હોય!

## બે કાવ્યો / *પ્રીતમ લખલાણી*

(૧)

મેં
શબ્દ પાસે
કમિટ કર્યું છે
કે
તું
જ્યારે
સાત સમુદ્રના
ઊંડાણમાંથી આવીશ
ત્યારે
હું તને
ઊંચા પહાડોની
ઊંચાઈએ લઈ જઈશ!
ત્યાં લગી
આકાશના વળાંકે
મૌનના દરવાજે
ક્ષણ સાથે રમત કરતો
હથેળીમાં
મનને ચીતરતો
નિરાંતે શાહીને કાંઠે
કાગળની હોડીની
પ્રતીક્ષા કરતો
રેતીમાં તરાપો લઈને બેસ!

(૨)

વિચારના વમળમાં
માણસને શોધવા
ઊભો છું
આંખો બંધ કરીને.
ઠંડી મહેકતી હવાની
આવ જાવે
અતીતની
એક બારી ઊઘડતાં,
મનના ગોખે
ઝળઝળતા દીવાના
ઉજાસમાં
એક ઝાંખોપાંખો
ચહેરો
નજરે ચઢે
દૂર વાદળ વચ્ચે
ઊગતા
બીજના ચંદ્રમાં!

## ત્રણ લઘુ કાવ્યો / *પ્રીતમ લખલાણી*

(૧)

પૂર્વથી
પશ્ચિમ જવા
નીકળેલા સૂર્યને
ખરેબપોરે
સરોવર કાંઠે
ઘેઘૂર વૃક્ષના
પ્રતિબિંબ હેઠે
બે ઘડી
આરામ કરતો જોઈ
કઠિયારાના
હાથનો ઊંચો થયેલ
કુહાડો
અધ્ધર રહી ગયો!

(૨)

વહેલી સવારથી
તારી પ્રતીક્ષામાં
બારી સામે
ટાંપીને બેઠેલા
સૂર્યમુખીએ
છેક ઢળતી સાંજે
મીરા
તને બારી ઉઘાડતી જોઈ
ને
તેણે રિસાઈને
મુખ
પશ્ચિમ તરફ ફેરવી લીધું!

(૩)

ઊગતા સૂર્યે
હાથમાં જળનો કળશ લઈ
મીરાં
રોજ સવારે
તારી જેમ
કોઈ હસતો ચહેરો
પાણી સીંચવા
બાલ્કનીમાં આવી ચઢે તો!
આ મહાનગરમાં
જર્જરિત ડાલડાના ડબ્બામાં
મરવા વાંકે જીવતો
તુલસીનો છોડ
સોળે કળાએ ખીલી ઊઠે!

## બે ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

(૧)

એ પળ પછી તો હું જ ફક્ત હું જડ્યો મને
જે પળની પૂર્વે ખૂબ સતત આથડ્યો મને.

દરિયાની જેમ ભાગું, ગુણું આભને છતાં,
ક્યાં એકડોય બુદબુદાનો આવડ્યો મને!

તરસ્યા કરે સમય હજી નક્કર સ્વરૂપને,
જળમાં જ શોધતો ફરે કેવો ઘડ્યો મને!

શ્રદ્ધાના એ અજંપને શું નામ આપશો?
મૂરત થયો ન પ્હાણ, તે પગમાં પડ્યો મને.

ફસડાઈને પડ્યો પછી મારા જ પગ ઉપર,
ચડવાની ઘેલછામાં જે પરવત ચડ્યો મને!

જે આગના યે સ્પર્શને ધિક્કારતો હતો,
મરજાદી એ ધુમાડો કદી આભડ્યો મને.

સાંજે ખરેલાં ફૂલને હું તાપતો હતો,
છાંયો સુગંધનો જ અચાનક નડ્યો મને.

ગજવામાં એકમાત્ર હું શૈશવ ભરું હવે,
સાચો સમયનો જો હવે સિક્કો જડ્યો મને.

ભીતરનું સાજ સોંપવા મીરાં ગઈ'તી ક્યાં!
એનો ગઝલમાં મર્મ સહજ સાંપડ્યો મને.

શબરીની જેમ વાટમાં વીતી ગયા યુગો,
'પરવેઝ' બોરડીનો યે કાંટો રડ્યો મને.

(૨)

શ્વસી કેવળ સુગંધો જાતને અભડાવિયે શાને!
નર્યા શ્વાસોની માફક રિક્તતામાં વાઈયે શાને!

અમે નૌકા થઈ, જળની જ તો મરજાદ લેવાના,
અજંપે પારના આવેગને અજમાવિયે શાને!

અમે હસ્તાક્ષરો ઓગાળિયે કોરી કિતાબોના,
સમયની જેમ પૃષ્ઠે-પૃષ્ઠને પલટાવિયે શાને!

હથેળીમાં ખીલ્યું નાભિ-કમળ આજેય છે કોરું,
કશે અભિષેક ખાતર એ કમળ પધરાવિયે શાને!

નથી કૈં આંબવા દેતા ભલે ધસમસતું આવે પણ,
ન કૈં દોડીને આગળ કોઈને હંફાવિયે શાને!

સદા જ્યાં બાજવાનું હોય છે કેવળ અરવ થઈને,
અમે એવા સ્થળે આ હોઠ પણ ફફડાવિયે શાને!

કદાચિત એકને કારણ બીજાની વૃક્ષતા કથળે,
અમે બે હાથ-પગને એકસાથે વાવિયે શાને!

થયા ઝળહળ છિયે અંતે નકારી દિવ્યતા સઘળી,
અમે જે પામિયે, એને ય તે પરખાવિયે શાને!

રહસ્યોને અમે મમળાવિયે આ પ્હોર આઠે પણ,
સવારો સાંજની માફક ઘડી બે ગાઈયે શાને!

વિકલ્પે પર્વતો ચાલી પડે, જ્યાં થાકતા 'પરવેઝ',
અમે મક્તા પછીના વેગને થંભાવિયે શાને!

## શાતા વળે છે / *પંકજ ત્રિવેદી*

આખું આકાશ ગોરંભાયેલું
મારા અતીતની જેમ.
એના ગર્ભમાંથી જાણે કે
તૂટી પડશે અનરાધાર...

વીજળીના ચમકારા ડરાવે છે મને
જાણે
સિંહની બે તગતગતી અંગારા જેવી આંખો
અને
એની લબકારા લેતી જીભ!

મને ઊંઘમાં પણ ડરાવે છે
એનો ચહેરો,
આખા યે આયખામાં બળબળતી લૂ જેવી લ્હાય
મને ડુબાડે છે
જાણે સંસાર-સાગરમાં...

એ વખતે
કોઈ માછલીને તરતી જોઉં
ઍક્વેરિયમમાં
ને
શાતા વળે છે મારા
આ દિલમાં...!

## રે મન! / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

રે! મન ઝળહળતી હો રમણા!
ખળખળતાં કૈં મૌન વચાળે જાગે નવતર ભ્રમણા
રે! મન ઝળહળતી હો રમણા!

કૈં પરપોટા તળિયે તૂટે, ખોલે ભેદ અનોખા,
નવઓ નદીઓ વહેતી ધસમસ પંથ ભલે હો નોખા,
સાદ ભલે હો જુદા જુદા હૈયે એક જ રટણા,
હે! મન ઝળળતી હો રમણા!

કૈં મરજીવા ડૂબ્યા દરિયે, કૈં મોતીડાં લાવે,
અરાંપરાં અજવાળાં મબલખ, ભોં-ભીતરમાં વાવે,
અઢળક મહોરે, ઢોળે પીમળ, ભવભવની રે ઘટના,
રે! મન ઝળહળતી હો રમણા!

આમ જુઓ તો ફોગર ફાસે અંધારાં અજવાળાં
પગલે પગલે ઝબકારા ને શૂન્ય સમા પરવાળાં,
સાસ-ઉસાસે ભવને માહગ સૂર સરે આથમણા.
રે! મન ઝળહળતી હો રમણા!

## જપાય છે / *દત્તાત્રય ભટ્ટ*

ઊભો રહું તટે છતાં દરિયો મપાય છે,
ડગલું ભરું નહીં અને રસ્તો કપાય છે.

થપ્પો રમ્યા હતા તહીં થાપા થઈ ગયા,
શૈશવના મોરલા જુઓ ભીંતે થપાય છે.

આંખો કરીને બંધ જ્યાં બેસું છું ચેનથી,
આ કોણ દોરતું અને આગળ ધપાય છે?

માળાની જેમ ડાળ પર મૂકી દઉં છું હું,
અર્થો રહી રહી હવે શબ્દે લપાય છે.

વાંચી રહ્યા છો જે તમે શબ્દો જ એ નથી,
હૈયે થતા જે કંપ એ ગઝલે જપાય છે.

# બે કાવ્યો / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

## વેણુ

નીત સવારે થેલે ભરે પાટી પેંન ને કાગળ,
સખીઓ સાથે સ્કૂલે જાતી વેણુ સૌથી આગળ.
પોણા દસે નિશાળ જાવા રોજે તૈયાર થાતી,
સુંદર ડ્રેસને પગમાં બૂટ, માથે રિબિન રાતી.
આગલી હરોળ હોય એની બેસતી નહીં પાછળ,
જૂઠ એ તો કદી ના બોલે, પ્રોગ્રામે પણ આગળ.
ભણવામાં તો ખૂબ હોશિયાર નંબર પ્હેલો લાવે,
ગાવામાં તો હંમેશાં એ સૌથી આગળ આવે!
જ્યારે સાંજે આવે ત્યારે લાગે જરા ન થાકે,
થોડો નાસ્તો કરીને તરત રમવા પ્હોંચે બાગે.
રાતે ઘડીક ટી.વી. દેખી ભણવા બેસે બ્હારે,
પ્હેલું દફતર ઠલવી નાખી ઓછું કરતી ભારે.
ગુજરાતી ને સરસ રીતે ભણાવે મમ્મી પાસે,
ગણિત, વિજ્ઞાન સમજાવતા નિત પપ્પા રોજે રાતે.
ક્યારેક મારી પાસે બેસે, કંટાળો ના કરતી,
આપું દાખલા સો-સો સાથે તોયે હેતે ગણતી!
રાત્રે લેસન પૂરું કરીને પછી જ વાતો કરતી,
ફૂલ પંખો મૂકે ત્યારે મમ્મી ભેગી ઊંઘતી.

## ઉજાણી

સાંજે ભેરુ સાદ પાડ્યો'તો આજે છે ઉજાણી,
ચાલ! ગાંદરે ચૂલ બનાવી છાંટી દઈએ પાણી!

હમણાં આખું ગામ નીકળશે છેટે જવું પડશે,
આવે જે પાછળ એ તો જેમ-તેમ આંટે ચઢશે.

જોતજોતામાં ચીજો લઈ સઘળાં નીકળ્યાં બ્હાર,
રંગબેરંગી શણગાર સજી શોભે સુંદર નાર!

પ્હેલી પૂજા શિવની કરી કંસાર જમતાં સાથે,
બળદને ખવડાવી ધાન હડોતરા બાંધે હાથે.

આટાપાટા ઘણા રમતા ઘણા વહેંચતા ધાણી...
સાંજે ભેરુ સાદ પડ્યો'તો આજે છે ઉજાણી.

ઉજાણીના દા'ડે કોઈ પણ ચિંતા જરી ન કરતાં,
ઢોરોને વગડામાં છૂટાં મૂકી દઈને ફરતાં!

ઢોલિડાના ઢોલની તાલે બપોર ચઢતો ઝોલે,
બ્હેનો ચારે બાજુ ગાતી કોઈ આવે ના તોલે!

દન આથમે વિખરાઈ સહું જતાં પોતાના દ્વારે,
મોડે ભજન રમઝટ જામે મન મૂકી એકતારે!

સંસ્કૃતિનાં દર્શન કરતી વાહ! વાહ! બોલે વાણી,
સાંજે ભેરુ સાદ પડ્યો'તો આજે છે ઉજાણી!

રાધેશ્યામ શર્મા

કાચના સમુદ્રમાં પથ્થરનું વ્હાણ છું.
પથ્થરના સમુદ્રમાં કાચનું વ્હાણ છું !
એક બાજુ માળી છે,
ને હાથમાં કોદાળી છે;
કઠિયારા ને કુહાડાથી
જાતને સંભાળી છે.
ધારદાર તીરને તંગ તંગ બાણ છું
પથ્થરના સમુદ્રમાં કાચનું વ્હાણ છું.
બળબળતી આગ છે,
ને ઠંડોગાર બરફ છે;
જાણું નહીં તારી નજર
કોની તરફ છે?
જાણું છું તોયે હું કેટલો અણજાણ છું.
કાચના સમુદ્રમાં પથ્થરનું વ્હાણ છું.
('ગીતમલ્લિકા' પૃ. ૨૧)

*-સુરેશ દલાલ*

પ્રસ્તુત ગીતનું શીર્ષક નથી, પણ પહેલી કડી અને ગીતની અંત્ય કડી એક જ હોવાથી એને મૂર્ધન્ય પદ ગણી શકાય : *'કાચના સમુદ્રમાં પથ્થરનું વ્હાણ છું.'*

કવિ-કલ્પનાનો આ કીમિયો છે, ઇલમ છે, બાકી કાચનો સમુદ્ર ક્યાંય ભાળ્યો છે બાપગોતરમાં? છોગામાં પથ્થરનું વહાણ પણ ક્યાંય સાંભળ્યું છે?

આપણી ભાષામાં રેતીમાં વ્હાણ ચલાવવાનો ઉલ્લેખ વ્યવહારક્ષેત્રે જાણીતો છે પણ પથ્થરનું વહાણ કાચના સમુદ્રમાં વહેતું રાખવાની જિગર તો કવિતાના ઇલાકામાં જ શક્ય છે.

વળી, અહીં તો ગીતનો નાયક પોતાની ઓળખ અસ્મિતા-જરા પણ હિચકિચાહટ વગર, વિના વિલંબ-જાહેર કરે છે કે પોતે કોણ છે, જાતે શું છે?

તરત સંલગ્ન બીજી કડીમાં જાત-પરિચયને ઉલટાવી કથે છે. પથ્થરના સમુદ્રમાં કાચનું વહાણ છું.

આમ સુલટ તેમજ ઊલટ પદ્ધતિથી સિદ્ધ શું થયું? એક એવી વાસ્તવિકતા જ્યાં કાચનો સમુદ્ર જ નથી પથ્થરનો સમુદ્ર પણ છે. એ જ દૃષ્ટિએ કાચનું જ વહાણ નથી, પથ્થરનું પણ વ્હાણ છે. આમ કાચ-પથ્થર, સમુદ્ર-વહાણના ચતુર્વિધ સંકરનું ચાતુર્વર્ણ્ય કલ્પન નિર્મિત થયું! ઉભય કડીઓ લયભાત જાળવી સંઘેડાઉતાર ઠરી છે.

સમુદ્ર વહાણની સબ્જેક્ટિવ ઇમેજરિમાંથી પ્રથમ અંતરામાં કૃતિ કોઈ બગીચાના માળી - પરિવેશમાં પ્રવેશ કરાવે છે. જ્યાં માળી તો છે પણ હાથમાં કોદાળી હોવાથી 'કઠિયારા ને કુહાડાથી જાતને' સંભાળી શકાઈ છે. તર્ક કેવો છે કે હાથમાં કોદાળી જો ના હોત તો કઠિયારાના કુહાડાથી જાતને કદાચ સંભળાવી દોહ્યલી બનત. પણ નાયકની આત્મલક્ષિતા આટલેથી અટકી નથી. નિજી ઓળખમાં એક આયામ આમ ઉમેરે છે.

*ધારદાર તીરને તંગ તંગ બાણ છું.*

આદિવાસી આલમની સભ્યતાનાં મુખ્ય ઓજારો-ધારદાર તીરને પણ છે ચઢાવેલાં તંગતંગ બાણ પ્રતિરૂપ તરીકે ઉપસ્થિત છે. સાથોસાથ આરંભિક ઓળખપટ્ટી તો ખરી જ. પથ્થરના સમુદ્રમાં કાચનું વ્હાણ છું. તાત્પર્ય કે પથ્થરના સમુંદરમાં કાચના બહાણની બિનસલામત વૃત્તિ ધારદાર હથિયારો સાથેની તદ્રૂપતા જાહેર કરે છે!

ગીતનું પ્રાણાધાર તત્ત્વ વિરોધી વસ્તુ અને સ્થિતિમાં મૂર્ત થયું છે. બીજો અંતરો આવા 'કોન્ટ્રાસ્ટ'નો મુખરિત અંશ છે. 'બળબળતી આગ

છે ને ઠંડોગાર બરફ છે. પણ કર્તા-યા-નાયકની સચિંત મનોદશા અહીં પ્રશ્નરૂપે અરસ ઉપસી છે.'

*જાણું નહીં તારી નજર*
*કોની તરફ છે?*

એક તરફ આગ અને બીજી બાજુ બરફ જાણે કૌરવ અને પાંડવ? - છે, જાણતો હોવા છતાં અણજાણ નાયક, નાયિકાના નયનને નોંધી, એની નજર કોની તરફ વળેલી ઝૂકેલી છે એ નક્કી કરી શકતો નથી. આવું અણજાણ-જાણપણું અથવા સુજાણ - અજાણપણું કાવ્યના વિસ્મયની ચારુતાને પ્રતિબિમ્બિત કરી શકે છે.

વ્હાણ-બાણ-અણજાણ, કોદાળી - સંભાળી, બરફ-તરફના પ્રાસમેળ લયના વહનમાં કામયાબ છે.

કવિ સુરેશ દલાલના છેલ્લા 'ગીતમલ્લિકા' સંગ્રહની આ એક ગીત કૃતિ, પોતાના વિશે સ્ટેટમેન્ટ આપ્યા છતાં નાયકી ભાવાનુભૂતિ 'ઑબ્જેક્ટિવ કોરિલેટિવ' (વસ્તુલક્ષી સહસંયોજક) અર્પી શકે છે, વાસ્તે અભિનંદન. □

# ગઝલના વળાંકે - કાવ્યગંધી ગઝલો!

યૉસેફ મેકવાન

ગઝલ એ એવો કાવ્યપ્રકાર છે કે ગમે તેવા સિદ્ધહસ્ત કવિનેય આકર્ષી રહે! છેવટે ગઝલનો આભાસ રચતી પંક્તિઓ જેવુંય કાવ્યમાં વણી લે. તો ક્યાંક ખતરો મોલીનેય ગઝલનો અખ્તરો કરી બેસે! કવિ ઉશનસ્ કાવ્યમાં પ્રયોગવીર હોવાથી જ ગઝલ પર પણ પોતાનો હાથ ન અજમાવે તો જ નવાઈ લાગે! એનું જ પરિણામ એટલે આ 'ગઝલના વળાંકે' સંગ્રહ કવિતાના અનેક પ્રકારોમાં પોતાનો સંવેદનો, ભાવોર્મિઓ, ઉન્નત વિચારો, શબ્દલય, ગીતલયે મુખરિત કરનાર કવિ ઉશનસ્ હાથે અહીં પણ કાવ્યગંધી ગઝલો ઊઘડી છે. જ્યા ભાવોર્મિ અને વિચાર સાથે છંદ એકાકાર બને છે ત્યાં કાવ્યસૌંદર્ય સ્પર્શી જાય અને આસ્વાદ્ય બને છે. કાફિયા રદીફ તો ગઝલના શ્વાસોચ્છ્વાસ ગણાય! સૂક્ષ્મ મનોભાવોને વ્યક્ત કરવામાં એ છંદોલય સાથે એવી રીતે ઉજાગર થતા હોય છે કે એ સાંભળતાં જ 'વાહ' બોલી જવાય એ ગઝલનો મજાજ એ શેરની શેરિયત 'ગઝલને વળાંકે'માંથી પરતમ થતા આવું અહીં ઓછું બનતું અનુભવાય છે. કવિ ઘણી જગ્યાએ રદીફ કાફિયાની ચુસ્તતા જાળવી શક્યા નથી. એ તો એ તો જે રીતે સંવેદન કે ભાવોર્મિ કે વિચાર ઊતરી આવે તેને યથાતથ જાળવી રહે છે એ સંદર્ભે પોતે જ કહે છે -

*ઉશનસ્ તો ઉચ્છલ ગમતું*
*ના રસ એને છીછરા જલમાં. (પૃ. ૧)*

અનુભૂતિ તો ગમે તેવી રીતે શબ્દસ્થ થઈ શકે ઊતરી આવી શકે.

એટલે મન સાથે સમાધાનનો સૂર કાઢતા કહે છે.

*ગીતમાં જાઉં, જાઉં ગઝલમાં*
*વાત રહે એની એ જ અસલમાં (પૃ. ૧)*

કોઈ પણ રીતે કવિતા સાથે સંગોષ્ઠિ કરી શકાય તો એ માટે કવિ કાવ્યપ્રકારને ગૌણ ગણે છે. ગીતમાં લય સાથે પ્રાસ, પ્રાસસાંકળી કે અનુપ્રાસથી ભાવનું પ્રાગટ્ય થાય છે. જ્યારે ગઝલમાં ભાવાનુરૂપ છંદ, રદીફ-કાફિયા, અલંકારની સાહજિકતા, સરળતા ગઝલને જીવંત બનાવે છે. ભીતરનું સંવેદન, દર્દ એવું ઘૂંટાઈને આવે કે શ્રોતાજન તરત દાદ આપી દે! એટલે જ કવિહૃદય સ્વીકારે છે કે દરિયા રચનામાં દરિયાના વિવિધ રૂપોની છટા મનોહારી છે.

*ધરા આખીને વીંટી વળિયો*
*અજગરનો ભરડો છે દરિયો. (પૃ. ૪૮)*

તો છેક સામે છેડે જઈ વૈશાખી ઉપરતાઓમાં આમ કહી બેસે છે

*પાણી ક્યાં છે ક્યાંય કો આભાસ રહે છે?*
*વિશ્વવ્યાપી માત્ર કોરી પ્યાસ રહે છે! (પૃ. ૪૧)*

પ્રણય વિભાગની છ રચનાઓમાં ઉમ્મરને ઓરડેમાં મુગ્ધાની નિર્ભેળ ભાવોર્મિ જે રીતે પ્રગટ થઈ છે સાદ્યંત સુંદર છે.

'ઇતર ગઝલો'નો વિભાગ પણ ભર્યો ભર્યો કવિને તો મનના ઉચારો પણ સવ જેવા લાગે છે!

*'ઉચ્ચારો બધા આસવો શા ચઢ્યા છે*
*ચઢ્યો ચિત્ત ચિંતામણિ શો ચરસ છે! (પૃ. ૬૧)'.*

કવિતા 'જિંદગી' વિશેના શેર પણ માણવા જેવા છે ક્યાંક જિંદગી શુષ્ક પેલી (બાળ) વાર્તા જેવી લાગે છે.

*જિંદગી પ્રલંબ એક શુષ્ક વારતા*
*વખારમાંથી ચલ્લી રોજ એક ચણો ચણો... (પૃ. ૬૪)*

અંતે કવિને જિંદગીનું જાણે સત્ય લાધે છે.

*ભાગું ગુણું, કરું બાદ કે એમાં ઉગેરું?*

*આ જિંદગી તો ખૂબ અઘરો દાખલો છે. (પૃ. ૮૬)*

આ અઘરો દાખલો આ રીતે ઉકેલાશે એમ કવિ માણે છે.

*ઉશનસ્‌ને લો માફ કરી દો*

*દિ ગાંઠો છૂટવાના આવ્યા! (પૃ. ૮૮)*

આમ, 'ગઝલને વળાંકે'માં વિધવિધ છંદો વચ્ચે ઊઘડેલું કવિ ભાવવિશ્વ આહ્લાદક તાજગીસભર અને વિશિષ્ટ છે. અનુભૂતિના આકારો કઠોરબાનીમાં આકારાયા છે. ક્યાંક અણગમતા શબ્દપ્રયોગો પણ આવી જાય. સજ્ઞ ભાવક વાચકની નજરે એ ચઢ્યા વિના ન રહે. કવિએ જ કહ્યું છે.

*બધું અનુકૂપ ના યે હો તમારી મારી ઇચ્છાને,*

*રાખે ઊણા રહી જઈએ નવાના આવકારોમાં!*

ગઝલ ચાહકોએ કાવ્યરસિકોએ ગઝલના વળાંકે ઊભા રહી આ ગઝલોનો ચહેરો અવશ્ય જોવો લિજ્જત પડશે. ('ગઝલને વળાંકે' લે. ઉશનસ્, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું, પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ-૧ પૃષ્ઠ. ૯૦ કિ. રૂ. ૬૫) □

## 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

આ અંકથી સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહકનંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહકનંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો. ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે. આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ આજીવન ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

## 'કવિલોક'ના જૂના અંકો

નીચે જણાવેલ અંકોની જૂજ નકલો સિલકમાં છે. વહેલો તે પહેલો એ ધોરણે તે અપાશે.

સળંગ અંક : ૭૩, ૭૯, ૨૪૧, ૨૫૦, ૨૫૫, ૨૫૭, ૨૬૨, ૨૬૩, ૨૬૫, ૨૬૬, ૨૬૭, ૨૬૮, ૨૬૯, ૨૭૦, ૨૭૨, ૨૭૩, ૨૭૪

પ્રત્યેક અંકની કિંમત રૂ. ૧૫ (રવાનગી ખર્ચ માફ)

રકમ માત્ર મનિઑર્ડરથી 'કવિલોક ટ્રસ્ટ'ના સરનામે મોકલવી. રૂબરૂમાં અંક લેવા આવનારને ૧૧થી ૫ દરમિયાન કાર્યાલયમાંથી તે મળી શકશે.

# કવિલોકનાં પ્રકાશનો

| | |
|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૬. જળની આંખે-પન્નેશ દવે | અપ્રાપ્ય |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૧૮. આગિયા (હાઈકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે. ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

કવિલોક ટ્રસ્ટ

C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ -૩૮૦ ૦૦૧

ફોન : ૨૨૧૪૩૭૪૫

પહેલાં હતું જે ઘર, હવે ખાલી મકાન છે!
મારા જ ઘરમાં, બે ઘડી મારો મુકામ છે!

મારા જ ઘરમાં હું મને શોધ્યાં કરું સતત,
મારા જ ઘરમાં જો, મને મારી તલાશ છે!

કૈં કેટલાંયે, ઓરતા સાથે મૂક્યો કળશ,
ને એ જ ઘર છોડી જવું, કેવો સમાસ છે!

મારે, નગરમાં એમ તો, મિત્રો ઘણાંય છે.
પણ એ મને શું દોસ્ત માને છે? સવાલ છે!

મા, દીકરીને સાચવે, મેં એમ સાચવ્યું,
મારા વગરનું ઘર જુઓ! કેવું ઉદાસ છે!

મેં તો સહજતા દાખવી, દીવો કર્યો 'નિનાદ'
આરોપ આવ્યો આગનો, કેવો હિસાબ છે!

('શ્રી ગઝલ'માંથી) -નિનાદ અધ્યારુ

# ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ.




પતંગ કે ઢીંગલી બનાવતી વખતે ચોંટાડવાનું કામ મોટે ભાગે ઝંઝટભર્યું લાગે છે. પરંતુ હવે ગ્લૂ પેનને લીધે ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ બની જશે. એને પેનની જેમ સહેલાઈથી પકડો અને ચીજોને આરામથી ચોંટાડો. ન કોઈ ઝંઝટ, ન કોઈ ગંદકી. એટલે સહેલાઈથી ચોંટાડવાનું હોય ત્યારે ગ્લૂ પેન જ લાવજો.

પિડિલાઈટ

ફેવિકોલ®

ગ્લૂ પેન

**ચોંટાડવા માટે સરળ.**

પિડિલાઈટ ઉત્પાદન

® પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિ., મુંબઈ ૪૦૦૦૨૧ ના રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે.

ાપક : રાજેન્દ્ર શાહ
વસંત
વિ.સં.૨૦૬૨



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

**ધીરુ પરીખ**

માર્ચ-એપ્રિલ ૨૦૦૬
વર્ષ ૪૯ : અંક : ૨
સળંગ અંક : ૨૯૦



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસંત વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૯ : અંક ૨ સળંગ અંક ૨૯૦



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- છે તેની સહુએ નોંધ લેવી**


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

દેશમા વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા : વાર્ષિક $ 7. અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 6. આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

વસંત વિ.સં. ૨૦૬૨ માર્ચ-એપ્રિલ ૨૦૦૬

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.





## કવિતા અને તત્ત્વબોધ

અહીં શીર્ષકમાં 'અને' ઉભયાન્વયી અવ્યયથી બે શબ્દોને જોડ્યા છે : એક, 'કવિતા', બીજો, 'તત્ત્વબોધ'. આથી ઉક્ત શીર્ષકમાં 'કવિતા' એ મહત્ત્વનો શબ્દ છે, એ સાહિત્ય-સ્વરૂપગત છે, એ સાધ્ય છે, જ્યારે 'તત્ત્વબોધ' એ શબ્દ સાહિત્યસ્વરૂપગત સામગ્રીલક્ષી છે, સાધન છે. ટૂંકમાં, તત્ત્વબોધ અહીં કવિતાના વિષયરૂપે વપરાયેલી સંજ્ઞા છે. એટલે કે સામગ્રીનું સર્જક કાવ્યસ્વરૂપમાં કઈ રીતે રૂપાંતર કરે છે તે ચર્ચ્ય મુદ્દો છે.

આમ તો કોઈ પણ વિષય અને તેની કવિતા એવા મુદ્દાઓ અનેક વાર ચર્ચાયા છે અને ચર્ચાતા રહેશે. પરન્તુ અહીં જે વિષયની વાત કરવી છે તે 'તત્ત્વબોધ' સંજ્ઞા અંગ્રેજી સંજ્ઞા 'મેટફિઝિક્સ'ના પર્યાય તરીકે પ્રયોજી છે. આમ તો દશ્યમાન જગત તે ભૌતિક જગત છે, ફિઝિક્સ છે, અને તેને સંવેદનાર ઇન્દ્રિયો પણ ભૌતિક ઉપકરણો છે. ક્યારેક એવું પણ બને કે વ્યક્તિજીવનમાં ભૌતિકથી પારનો એટલે કે 'બિયોન્ડ ફિઝિક્સ'નો એટલે કે મેટફિઝિકલ અનુભવ થાય ત્યારે તે વિરલ ઘટના હોય છે, કારણ કે તે ભૌતિક જીવન અને જગતમાં થતો પારભૌતિક અનુભવ છે. આવો અનુભવ પ્રજ્ઞાના ક્ષેત્રનો હોય છે, અને એટલે એ રહસ્યમય ગણાયો છે. આ અનુભવને, એટલે કે જે અનુભવ વૈખરીથી પર છે તેને વૈખરી સુધી લાવવામાં ભાષાની, વાણીની ભૌતિક મર્યાદાઓનું સીમાંકન થતું હોય છે. આ રીતે જે પ્રજ્ઞાનુભૂત છે

તેને વૈખરીમાં મૂકી આપવું અતિ કઠિન છે, આવું અતિ કઠિન સર્જકકર્મ કવિ પાસે અવનવીન ભાષાકર્મની અપેક્ષા રાખે છે.

આવું ભાષાકર્મ ચીલો ચાતરીને ચાલતું હોય છે. એમાં દેખીતા વિરોધો કે વિરોધાભાસો હોય, કલ્પન-પ્રતીકો હોય, અવળવાણી હોય, કોટિ અને કલ્પના પણ હોય. ટૂંકમાં, કવિ પોતાની આ વિરલ અનુભૂતિક્ષણને ભાષાબદ્ધ કરવા મથતો હોય ત્યારે તે ભાષાનો તિર્યક અભિગમ અપનાવે છે, તો ક્યારેક સાવ સાદીસીધી ભાષામાં ગહનગભીર વાંત માંડી બેસે છે. એનો આશય તો પોતે જે ભૌતિકથી પર અને પારની અનુભૂતિ કરી છે તેનો આનંદ જ અભિવ્યક્ત કરવાનો હોય છે, તેનું અચરજમાત્ર વ્યક્ત કરવાનો હોય છે. પોતે જે વિરલ અને ધન્ય ક્ષણ અનુભવી છે તેને અન્ય માણી શકે તેમ કરવાનો તેનો સર્જક-પુરુષાર્થ હોય છે. આ માટે તેની પાસે ભૌતિક મર્યાદાથી ભરપૂર એવી ગિરા જ છે. પરન્તુ આ મર્યાદા અટલ છે એટલે એનો સમજપૂર્વક સ્વીકાર કરીને સુજ્ઞ કવિ ચાલતો હોય છે. આથી આવી તત્ત્વબોધની કવિતામાં અસીમિત, અભૌતિક અનુભવને સીમિત વાણીમાં, ભૌતિક ભાષામાં મૂકવાની અનુભવી કવિની મથામણ હોય છે.

અહીં પ્રશ્ન એ આવીને ઊભો રહે કે પ્રથમ કવિતા કે પ્રથમ તત્ત્વબોધ, પ્રથમ અનુભવી કે પ્રથમ કવિ. જવાબ મુશ્કેલ લાગે છતાં સરળ છે. અનુભવ પ્રથમ છે એટલે અનુભવી પ્રથમ છે. પરન્તુ આપણી તપાસનો, આપણી ચર્ચાનો વિષય તે અનુભવને અભિવ્યક્તિ સાથે જોડવાથી નીપજતા વાણીરૂપનો છે. આવું અનુભવસિક્ત વાણીરૂપ તે અહીં કવિતા છે, આથી જ્યારે આ વિષય અને તેની ભાષાકીય અભિવ્યક્તિને જોડવાની ચર્ચા આવે છે ત્યારે પ્રથમ કવિ છે, અનુભવી પછી. જેને આવો ભૌતિકપારનો વિરલ અનુભવ થયો હોય તે કશું ના પણ બોલે. તો આવી પરિસ્થિતિમાં અનુભવી પ્રથમ હોવા છતાં, આપણી ચર્ચામાં તે પ્રસ્તુત નથી. પરન્તુ જ્યારે જ્યારે જ્યાં જ્યાં આવો વિરલ અનુભવ કરનાર વ્યક્તિ તે અનુભૂત વિરલ ક્ષણને શબ્દબદ્ધ કરી કાવ્યરૂપ આપવા મથે ત્યારે તે કવિ પ્રથમ છે, અને આ ચર્ચામાં આપણી નિસબત આવા 'અનુભવી કવિ' સાથે છે. આથી 'કવિતા' અને 'તત્ત્વબોધ'ના સંબંધની વાત કરીએ ત્યારે તત્ત્વબોધની સચ્ચાઈ તો અપેક્ષિત છે જ, પરન્તુ એથી વધુ અપેક્ષિત છે એ અનુભવની સચ્ચાઈની શબ્દગત એટલે કે કવિતાગત પ્રતીતિકારકતા. આવો અનુભવી પોતાના સચ્ચાઈપૂર્ણ અનુભવને પ્રકટ કરવા માટે ભાષાગત મથામણ કરતો હોય છે, અને તેથી જ તેની ભાષા કંઈક જુદા સ્તરે, કંઈક જુદા સ્વરૂપે વિહરે છે. આવા અનુભવની અભિવ્યક્તિની ભાષાપ્રયુક્તિમાં ક્યારેક સામાન્ય

જનને ભાષાકીય અગડંબગડં લાગવાની પણ શક્યતા છે, અને તેથી આવી કાવ્યરચનાઓનો ક્યારેક કવિતા તરીકે તત્કાલ અસ્વીકાર થયો હોય તેવું પણ બને છે. આથી સત્તરમી સદીના અંગ્રેજ કવિ જૉન ડનની કે ૧૯મી સદીની અમેરિકન કવયિત્રી એમિલિ ડિકિન્સનની કવિતાનો મોડેમોડે સ્વીકાર થયો હતો. આપણે ત્યાં કબીરની કેટલીક રચનાઓને આથી જ અવળવાણી તરીકે ઓળખાવાઈ હતી. નરસિંહની આવી અનુભવસિદ્ધ કેટલીક રચનાઓને આપણે જ્ઞાનની કવિતા કહી છે, અને અખાને પણ તત્ત્વબોધના કવિ તરીકે સ્વીકૃતિ આપી છે.

આ સહુ કવિઓની અને આ પ્રકારે આવા અનુભવને વ્યક્ત કરનાર કવિની કવિતામાં તેની એક આગવી કવિમુદ્રા ઊપસતી હોય છે. આ તેનું આગવાપણું એ તેની ભાષાભિવ્યક્તિને કારણે છે. આવી વિરલ અ-ભૌતિક અનુભૂતિનો અનુભવી કવિ પોતાની કાવ્યરચનામાં પોતાપણું લાવતો હોય છે, અગર કહો કે તે પોતાપણું સ્વાભાવિક સહજ રીતે આવી જતું હોય છે. આથી એક તત્ત્વબોધના કવિ (મેટફિઝિકલ પૉએટ)ની કાવ્યરચનાથી બીજા તત્ત્વબોધના કવિની કાવ્યરચના અભિવ્યક્તિના સ્તરે વ્યાવર્તક હોવાની. આ વ્યાવર્તકતા એટલે જ આવા વિરલ ક્ષણના અનુભવી કવિની મૌલિકતા.

પરન્તુ, જેમ અન્ય વિષયોની કવિતામાં બને છે તેમ તત્ત્વબોધની કવિતામાં પણ દેખાદેખીનો પ્ર-પંચ પ્રવેશી જાય છે. કોઈ એક આવા પારભૌતિક અનુભવી કવિએ નિજના અનુભવને ભાષામાં મૂકવા જે જે તરકીબોનો ઉપયોગ કર્યો હોય તે તે તરીકબો આવી વિરલ ધન્ય ક્ષણના બિન-અનુભવી કવિઓ પેલા અનુભવી કવિઓની તૈયાર ભાષાતરકીબોના ચાળા પાડી તેને ચગળતા હોય છે, અને પોતે જાણે કે આવી વિરલ અ-ભૌતિક અનુભૂતિની કવિતા રચી હોય તેમ રાચતા હોય છે. અન્ય વિષયની કવિતામાં અનનુભૂત વિષયને કવિ ભાષાની ખૂબીથી ઢાંકી દઈ શકતો હોય છે, અને આભાસી પણ ભાષાસ્તરે કંઈક આસ્વાદ્ય એવી રચનાઓ શક્ય બનતી હોય છે. જ્યારે તત્ત્વબોધની કવિતામાં ચલણી સિક્કા જેવાં પદો કે તેવી પદાવલી, અલંકારો કે અલંકારવલીના વિનિયોગથી સાચી તત્ત્વબોધની કવિતા નીપજતી નથી. આવો ભૌતિકપારનો અનુભવ ક્યારેક કોઈ વિરલ ધન્ય ક્ષણે કોઈને થતો હોય છે અને ક્યારેક જ કોઈ આવા 'અનુભવી'નું 'કવિ'માં રૂપાંતર થતું હોય છે. આથી જ કવિતા અને તત્ત્વબોધનો સમ્યક્ સંબંધ અત્યલ્પ કાવ્યોમાં અને અત્યલ્પ કવિજનોમાં જ સિદ્ધ થતો જોવા મળે છે.

એપ્રિલ ૨૦, ૨૦૦૬ ધીરુ પરીખ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૫. પ્રાયમ અને અકિલીઝ

ક્રીડાઓ પૂરી થઈ. સૈનિકો સૌ મેદાન છોડીને પોતપોતાને વહાણે ગયા. સૌ પોતાના વાળુના અને નિદ્રાના વિચારમાં મગ્ન હતા. પણ અકિલીઝે પોતાના મિત્રના વિરહનો વિલાપ ચાલુ રાખ્યો, પોતાના મનમાંથી એ તેને દૂર કરી શકતો ન હતો અને સર્વને વશ કરનારી નિદ્રા એની નિકટ આવતી ન હતી. એ પથારીમાં પડખાં ફેરવતો રહ્યો, પોતાને પડેલી ખોટનું, પેટ્રોકલસના શૌર્યનું અને ઉદાત્ત ભાવનાનું, એની સાથે ગાળેલા સુખદુઃખના દહાડાઓનું, શત્રુઓ સામે બંનેએ કરેલી લડાઈઓનું અને, તોફાની સાગર પરનાં સાહસોનું સ્મરણ એ કરતો રહ્યો. આ સ્મરણોના ભારથી એના ગાલ ઉપર ઊનાં અશ્રુ સરવા લાગ્યાં. કેટલીક વાર એ પડખાભેર સૂતો, કેટલીક વાર ચત્તો સૂતો અને કેટલીક વાર ઊંધો પણ પડ્યો. આખરે ઊભો થઈ એ ખારા સમન્દરના તટ પર નિરુદ્દેશ ટહેલવા લાગ્યો.

પછી ઉષા સમુદ્રને અને તટને અજવાળવા લાગી ત્યારે, અકિલીઝ પ્રવૃત્તિ કરતો થઈ ગયો. પોતાને રથે એ તેજ તોખારો જોતરતો, રથની પાછળને ભાગે હેક્ટરના શરીરને ઢીલે દોરે બાંધતો અને, પેટ્રોકલસના ઢોરીની પ્રદક્ષિણા ત્રણ વાર કર્યા પછી એ પોતાની કુટિરે જઈ આરામ કરતો અને હેક્ટરના શબનું મોઢું ધૂળ ફાકતું હોય એમ એના શરીરને એ રાખી જતો. તુ હેક્ટર મૃત્યુ પામ્યો હતો તે છતાં, અપોલોને ની ઉપર દયા આવતી હતી અને એ દેવે એના માંસને સડતું અટકાવ્યું. વિશેષમાં દેવે એના દેહને સુવર્ણકવચ આચ્છાદિત કરી દીધું હતું એટલે, અકિલીઝ એ દેહને જ્યારે ઘસડે ત્યારે એની ચામડી છોલાતી નહીં.

પોતાના ક્રોધમાં અકિલીઝ કુંવર હેક્ટર સાથે આમ શરમભરેલી રીતે વર્તતો હતો. હેક્ટર પ્રત્યે કરુણા વરસાવતા તુષ્ટ દેવો આ ખેલ જોતા રહ્યા. તાક્ષ્યદૃષ્ટિ હર્મિસને એમણે એમ પણ સૂચવ્યું કે શબને એ ચોરીને ઉપાડી જાય. બીજા બધા દેવોને એ વાત પસંદ પડી પણ, હીરીને, પોઝેઇડોનને કે તેજસ્વી નેત્રોવાળી દેવીને એ પસંદ ન હતી. ઉપાધિ ઊભી થઈ અને, પોતાની ભરવાડની ઝુંપડીમાં આ બે દેવીઓનું અપમાન કરીને પોતાને પ્રેમનો આનંદ અને પ્રેમનો દંડ દેનાર ત્રીજી પર કળશ ઢોળ્યો ત્યારે હતી એટલી જ દ્વેષવૃત્તિ દૃષ્ટિ પ્રાયમ અને એની પ્રજા પ્રત્યે એ આજે પણ હતી.

આમ અગ્યાર દિવસ વીતી ગયા અને બારમે દહાડે બધા અમર દેવોને ફીબસ અપોલોએ પોતાના મનની વાત કહી. 'તમે સૌ પાષાણ હૃદયી છો, ક્રૂર રાક્ષસો છો. શું હેક્ટરે કદી તમને બળદના કે પુખ્ત વયના બકરાના પગનાં બલિદાન ચડાવ્યાં નથી? છતાં, એની પત્ની, એનું સંતાન, એની માતા અને એનો પિતા પ્રાયમ એના શબને જોઈ શકે અને એને અગ્નિદાહ દઈ શકે એ માટે એ શબને બચાવવા માટે પણ તમે જતા નથી? ના, તમે સૌ પેલા પાશવી અકિલીઝને ટેકો આપો છો. અકિલીઝમાં સારી ભાવનાઓનો જ અભાવ છે અને, મારણ કરવા માગતો કેસરી પોતાની

તાકાતને અને હિમ્મતને છૂટ્ટો દોર આપી ભરવાડના વાઘ ઉપર ત્રાટકે એમ, જંગલી રીતે જ એ વર્તે છે, એનામાં દયાનો છાંટો પણ નથી' બીજા માણસો લોકમતને નમે એમ એને લોકમતની જરાય પડી નથી. એણે ગુમાવ્યો છે તેના કરતાં વધારે પ્રિયતર સહોદરને કે પુત્રને અનેક લોકોએ ગુમાવ્યા છે, એમ ગુમાવનાર રુદન કરે છે, વિલાપ કરે છે ને બસ, વાત ત્યાં પૂરી થાય છે. ભાગ્યદેવીએ માણસને સહનશીલ હૈયું આપ્યું છે પરંતુ, પોતાના પ્રિય મિત્ર માટે આ અકિલીઝ શું કરે છે? રાજકુમાર હૅક્ટરનો એ પ્રથમ વધ કરે છે, પછી એના શબને પોતાના રથની સાથે બાંધે છે અને કબર ફરતે એને ફેરવે છે. કેમ જાણે એ કૃત્ય આદરણીય હોય અને એનું ભલું કરવાનું હોય. આપણા ક્રોધથી એ ચેતતો રહે તેમાં એનું ભલું છે, ભલે એ મોટો માણસ રહ્યો. પોતાના ગુસ્સામાં, અચેતન માટીના અપમાન સિવાય એ શું કરી રહ્યો છે?

હીરીએ લગામ ખેંચી. એ બોલી : 'હે રજત ધનુર્ધર, તું જે કહે છે એમાં સામર્થ્ય હોત જો, દેવો અકિલીઝનું મૂલ્ય આંકે છે એટલું હૅક્ટરનું આંકતા હોત તો નારીને થાનેલે ધાવનારો હૅક્ટર તો આમ આદમી છે ત્યારે જે દેવીને મેં જાતે ઉછેરી છે, મારી પાંખમાં લીધી છે અને, આપણા સૌથી વધારે પ્રીતિપાત્ર પેલ્યુઝએ જે લગ્નમાં આપી છે તે દેવીનો પુત્ર આ અકિલીઝ છે. અરે, એ લગ્નમાં બધા દેવો આવ્યા હતા. તે તું પણ, અપોલો, આવ્યો હતો અને બંસી હાથમાં ધારણ કરીને ખાણા પર બેઠો હતો. આજકાલ તું સારી સોબતમાં નથી રહેતો! પણ તું કદીયે વફાદાર મિત્ર ન હતો.'

વાદળરાજ ઝ્યૂસે પોતાની ભાર્યાને વારી. 'હીરી', એ બોલ્યા, 'દેવો સાથે વારી કરતાં તારે તારા સ્વભાવ પર અંકુશ રાખવો ઘટે. એ બે માણસોને એક જ ત્રાજવે તોળવાની વાત જ નથી. પણ દેવોને હૅક્ટર પણ ગમતો હતો, એ ભૂલજે મા; ઈલિયમમાં એ એમનો લાડકો હતો. ને મારો તો એ લાડકો હતો જ. મને ગનતું અર્પણ કરવામાં એ કદી પાછો પડ્યો ન હતો. ખાણાં મંડાતાં ત્યારે સુરા અને માંસ વિના કદી રહી ન હતી, ને એ ભોગ આપણો અધિકાર છે. પરંતુ શૂર હૅક્ટરનું શબ ચોરી જવાનો વિચાર આપણે તજી દેવો જોઈએ. કોઈ પણ સંજોગોમાં અકિલીઝને એની ખબર પડશે જ કારણ, એની માતા રાતદિવસ એની સાથે જ રહે છે. પણ આપણો એક દેવ જઈ થેટિસને મારી પાસે બોલાવી લાવે. હું એને એક શાણપણભર્યો માર્ગ બતાવીશ. રાજા પ્રાયમ પાસેથી કિંમત લઈને અકિલીઝે હૅક્ટરનું શબ સોંપી દેવું જોઈએ.'

ચક્રવાતપાદ આઈરિસ આ કામે તરત ઉપડી. સેમોસ અને અસમ ઈમ્બ્રોસની અધવચ, માછીમાર લોભી માછલીને લલચાવવા પોતાના બળદના શીંગડાને સીસાનો જે ગઠ્ઠો બાંધે તે પાણીમાં ધુબાકો દે તેમ, આઈરિસે દરિયાના અંધારિયા પેટમાં ભૂસકો માર્યો. ત્યાં એક ઊંડા ગહ્વરમાં એણે થેટિસને ભાળી; બીજી સાગરપરીઓ પાસે, પોતાનો અજોડ પુત્ર એના વતનથી દૂર, ટ્રોયની ધરતી પર મૃત્યુ પામવાનો છે એ બદલ એ વિલાપ કરી રહી હતી. ચપલપાદ આઈરિસે એ દેવી પાસે જઈને કહ્યું, 'થેટિસ, મારી સાથે આવ, શાણા ઝ્યૂસ તને બોલાવે છે. થેટિસે એને પ્રત્યુત્તરમાં 'મહાન દેવને મારું શું કામ પડ્યું છે?' હું એટલી શોકવિહ્વળ છું કે દેવોની સાથે મળવાથી હું નાસું છું. છતાંય હું આવીશ. એને ચોક્કસ કોઈ વજનદાર બાબત વિશે મારી સાથે વિચારવિમર્શ કરવો હશે.'

આટલું બોલી એણે ઘેરી આસમાની રંગની શાલ લીધી એનાથી વિશેષ કાળું એની પાસે પહેરવા જેવું ન હતું અને, ચક્રવાતપાદ આઈરિસ સાથે એ ચાલી

નીકળી. સમંદરનાં પાણીએ મને માર્ગ આપ્યો, એ બંને તટ પર પહોંચ્યા અને શીઘ્ર સ્વર્ગ ભણી જવા રવાના થયાં. ત્યાં એમણે સર્વદર્શી ઝ્યૂસની બાજુમાં બેઠી એથીનીએ એને પોતાનું આસન ખાલી કરી આપ્યું - અને, આવકારના પ્રસન્ન શબ્દો બોલી, હીરીએ એને સુંદર સુવર્ણ કટોરી આપી; સુરાપાન કર્યા પછી થેટિસે એ પાછી આપી. પછી માનવોના અને દેવાના પિતાએ આ શબ્દોથી વાત માંડી.

'દેવી થેટિસ, તારી ઉપાધિઓ છતાં તું અહીં ઓલિમ્પસમાં આવી છો. તું શોકથી ભાંગી પડી છો એ, તારા જેટલું હું જાણું છું. છતાંય, તને અહીં શા માટે બોલાવી છે એ માટે તને કહેવું જોઈએ. હૅક્ટરના દેહ અને પુરંદર અકિલીઝ બાબત પાછલા નવ દહાડાથી દેવોમાં અહીં વિખવાદ જાગ્યો છે. મહા ધ્વંસક હર્મિસને એ શબ ચોરીછૂપીથી લઈ જવાની સૂચના અપાઈ છે. પરંતુ અકિલીઝનું માન જળવાય અને, મારા માટેનો તારો આદર અકબંધ રહે તેવો માર્ગ હું સૂચવું છું તે તું સાંભળ. જલદી પડાવે જઈ તારા પુત્રને તારે મારી ઇચ્છા કહેવી. એને કહેજે કે, બધા દેવો એનાથી નારાજ થયા છે ને સૌથી વધારે હું નારાજ થયો છું કારણ, એ હૅક્ટરના દેહની સોંપણી કરતો નથી અને એને ચાંચાળા બતેલાઓ પાસે જ એ રાખી બેઠો છે. મારાથી ડરીને એ પાછું સોંપી દેશે એવી મને આશા છે. એ દરમિયાન, અકીઅન જહાજો પાસે ભેટો સાથે અકિલીઝના હૃદયને પીગળાવવા પ્રાયમ નીચે એમ તેને સૂચન કરવા હું આઈરિસને મોકલીશ.'

થેટિસે ઝ્યૂસની આજ્ઞા માની અને એ રજતપાદ દેવી ઓલિમ્પસને શિખરેથી પોતાના પુત્રની કુટિરે આવી. એણે એને કરુણ આક્રન્દ કરતો ભાળ્યો અને એ માટે એક મોટું રૂંવાટીવાળું ઘેટું હલાલ થઈ રહ્યું હતું. અકિલીઝની દેવીમાતા એની બાજુમાં બેઠી, પોતાનો હાથ એના દેહ પર ફેરવવા લાગી અને બોલી. 'બેટા, તું ક્યાં સુધી આમ તારું હૈયું નિચોવ્યા કરીશ, રડ્યા કરીશ અને, આવું સૂવું પણ વિસારી મેલીશ? મૃત્યુની અને નિષ્ઠુર ભાગ્યની છાયામાં જ ઊભેલા એવા તને સ્ત્રીના આશ્લેષનું સુખ પણ ભાગ્યમાં નથી શું? તારા અર્થહીન ક્રોધમાં તું હૅક્ટરના દેહને પાછો સોંપતો નથી અને તારા ચાંચાળા બતેલાઓ પાસે રાખી બેઠો છો તેથી, દેવો અને, ઝ્યૂસ સ્વયં, તારાથી નાખુશ છે એમ તને કહેવા માટે ઝ્યૂસે મને મોકલી છે એ તું બરાબર સાંભળી લે. ચાલ, એને પાછું સોંપી દે અને એ શબની મુક્તિના બદલામાં તું દંડ મેળવી લે.'

'ભલે', ચપલપાદ અકિલીઝ વદ્યો. 'આ બાબત ઝ્યૂસ ગંભીર હોય અને મને આજ્ઞા કરતા હોય તો, એ લોકો ભલે દંડની રકમ લાવે અને શબને લઈ જાય.'

વહાણોની વચ્ચે બેસીને આ બે વાતો કરતાં હતાં - અને એ માદીકરાને અરસપરસ ઘણું બધું કહેવાનું હતું - તેવે ઝ્યૂસે આઈરિસને પવિત્ર ઇલિયમમાં મોકલી. 'તું જા, આઈરિસ, બનતી ત્વરાથી જા,' દેવે કહ્યું, 'અને ઇલિયમમાં રાજા પ્રાયમને સંદેશો આપ. અકિલીઝનું હૃદય પિગળાવા માટે, અકીઅન વહાણો પાસે, દંડની સામગ્રી લઈ જવા એને કહે. બીજા કોઈ ટ્રોજન વિના એ એકલો જ જાય, સિવાય કે પોતાના એક વૃદ્ધ ચોપદારને એ સાથે લઈ જાય, એ ચોપદાર ખચ્ચરગાડી લઈ જાય અને એ ગાડીમાં, અકિલીઝે જેનો વધ કર્યો છે તે હૅક્ટરનું શબ એ પાછો લઈ આવે. એ પ્રાયમને તું કહેજે કે એ મૃત્યુનો જરાય વિચાર જ ન કરે અને કોઈ જ જાતનો ભય ન રાખે. અમે સારામાં સારો રખોપિયો મોકલશું, રાક્ષસ હણનારો હર્મિસ એની સાથે રહેશે અને એને અકિલીઝ સમાત લઈ જશે. એક વાર એ કુટિરમાં પેઠો પછી, અકિલીઝ કે કોઈ અન્ય એને મારશે નહીં. એ બાબતની કાળજી અકિલીઝ રાખશે. એ મૂર્ખ નથી, પોતે શું કરે છે તે એ

જાણે છે અને એ ભગવાન વિનાનો માણસ નથી. ઉલટું,' એ તો એના યાચકને જતો કરી એને પૂરો આદર આપશે.'

ચક્રવાતચરણ આઇરિસ પોતાને કામે જવા માટે ઊડી અને પ્રાયમને મહેલે આવી, ત્યાં વિલાપના સ્વરો એ સાંભળવા મળ્યા. આંગણામાં પ્રાયમના પુત્રો પોતાના પિતાને વીંટળાઈને બેઠા હતા. પોતાનાં વસ્ત્રોને આંસુથી ભીનાં કરતાં હતાં અને ત્યાં સૌની વચ્ચે પથ્થરમાંથી કંડારેલી પ્રતિમા જેવો વૃદ્ધ રાજા પ્રાયમ બેઠો હતો ઝભ્ભાથી ઢંકાઈને અને પોતે જમીન પર આળોટ્યો હતો ત્યારે લાગેલાં ધૂળ અને છાણથી બહાર કાઢેલા મસ્તક અને ગરદન સાથે : એની પુત્રીઓ અને પુત્રવધૂઓ ઘરમાં રુદન કરતી હતી અને, આર્ગાઈવ હાથોથી હણાએલા અને અત્યારે મરી ગયેલા એવા અનેક અદ્‌ભુત પુરુષોને એ સંભારતી હતી.

ઝ્યૂસના દિવ્ય સંદેશાહકે પ્રાયમ પાસે જઈ એને સંબોધન કર્યું. એ મૃદુવેણ બોલી છતાં, રાજાનાં ગાત્રો કંપવા લાગ્યાં. 'ધીરજ ધર, ડાર્ડેનિયન પ્રાયમ', એ બોલી. 'સ્વસ્થ થા અને ભય રાખ મા. હું અનિષ્ટનો સંદેશવાહક બનીને નહીં પણ મૈત્રીભર્યા કાર્ય માટે આવી છું. મને ઝ્યૂસે મોકલી છે, એ દૂર ભલે હોય પણ એને તારી ખૂબ ચિંતા છે અને તારી દયા ખાય છે. એ ઓલિમ્પિયનની આજ્ઞા છે કે, તું અકિલીઝ પાસે નજરાણું લઈને જા. એથી એનું હૈયું પીગળશે. તારે જવું એકલા જ, કોઈપણ ટ્રોજનસાથી વિના, તારી સાથે રાખવો હોય તો કોઈ વૃદ્ધ ચોપદાર તારે રાખવો, એ ખચ્ચરગાડી હાંકશે ને એ ગાડીમાં અકિલીઝે હણેલા તારા પુત્રના દેહને તું ટ્રોય પાછો લાવી શકશે. તારે મોતનો વિચાર કરવાનો નથી કે બીજો કશો ડર રાખવાનો નથી કારણ, રાક્ષસ હણનાર હર્મિસ તારી સાથે જ આવશે અને, તું અકિલીઝ પાસે પહોંચીશ ત્યાં સુધી તારી સાથે જ રહેશે. એની કુટિરમાં પહોંચ્યા પછી કોઈ તને મારશે નહીં, અકિલીઝ પણ નહીં તેમ બીજું કોઈ પણ નહીં.' એ બાબત અકિલીઝ જ સંભાળી લેશે. એ મૂર્ખ તરીકે પોતે શું કરે છે તે એ જાણે છે અને એ નાસ્તિક પણ નથી. પોતાના યાચકનું એ રક્ષણ કરશે અને, તારી પ્રત્યે પૂરો વિવેક દાખવશે!

પોતાને સંદેશો આપીને ચરણચપલા આઇરિસ અદૃશ્ય થઈ ગઈ. ખડખડ ન થતી હોય એવી ખચ્ચરગાડી તૈયાર કરી તેની ઉપર કુમળી ડાળીઓ બાંધી તૈયાર કરવા પ્રાયમે પોતાના પુત્રોને કહ્યું. પછી એ પોતાના આકર્ષક શયનકક્ષમાં ગયો, એ કક્ષ સીદર કાષ્ઠથી બંધાયેલો હતો અને મોંઘી સજાવટથી શોભાયમાન હતો. પોતાની પત્ની હેકાવીને બોલાવી એણે તેને કહ્યું, 'પ્રિયે ઝ્યૂસે તરફથી એક ઓલિમ્પિયન દૂતે આવી, અકીઅન જહાજો પાસે જઈ, અકિલીઝના હૈયાને ભેટોથી પીગળાવી, મુક્તિદંડ આપી, હેક્ટરના દેહને લઈ આવવા મને એણે કહ્યું છે. બોલ, તને એમાં શું લાગે છે? નીચે વહાણો પાસે જઈ, અકીઅન પડાવની મુલાકાત મારે લેવી એમ મને લાગે છે એની પત્ની પોકારી ઊઠી, 'હાય! પરદેશના લોકો અને તમારા પોતાના પ્રજાજનો તમારા જે શાણપણની પ્રશંસા કરતા તે ક્યાં ગયું? તમારા આટલા બધા બહાદુર દીકરાઓનો સંહાર કરનાર પાસે, અકીઅન જહાજો પાસે એકલા જવાનો વિચાર જ તમે કેમ કરી શકો છો? તમારું હૈયું વજ્રનું હોવું જોઈએ. એક વાર તમે એના પ્રભાવ હેઠળ આવ્યા પછી એ રાની પશુ, એ દગાબાજ જંગલી તમારી ઉપર જરાય નહીં દાખવે દયા કે નહીં રાખે તમારું માન. ના, એ ટાણે તો આપણે ઘેર બેસી એને માટે માત્ર વિલાપ જ કરીએ. મેં એને જન્મ આપ્યો અને એનો પહેલો જીવનતંતુ વણાયો એની સાથે જ, નિષ્ઠુર ભાગ્યે એના લેખમાં માંડ્યું હશે કે, પોતાના માવતરથી દૂર, એક રાક્ષસની

નાગચૂડમાં એ કૂતરાઓની ભૂખ સંતોષશે - એ રાક્ષસ એવા છે કે, મારા દાંત મારી શકું તો એનું કાળજું હું કરડી ખાઉં. મારા દીકરા માથે એણે જે વીતાવ્યું છે તેનું સારું તેથી વળશે, મારા દીકરાએ કાયરતા દાખવી ન હતી, નાસી જવાના કે સંતાઈ જવાના કશા વિચાર વિના, એ હણાયો ત્યાં સુધી એ અકિલીઝ સાથે, પોતાના પુત્રો અને ટ્રોયની રૂપાળી લલનાઓ માટે લડતો રહ્યો હતો!

'હું જવા જ માગું છું.' આદરણીય દેવ સમા પ્રાયમે કહ્યું. 'અપશુકનિયાળ પંખીની માફક મને રોકી રાખવા કે ઘરમાં આંટા મારવાનું ના કહે - તું મને અટકાવી શકીશ નહીં. કોઈ માનવીએ, કોઈ ભવિષ્યવેત્તાએ કે પુરોહિતે મને આ સૂચન કર્યું હોત તો એની નિષ્ઠામાં શંકા દાખવી હું ન જાત. પણ દેવીનો અવાજ મેં જાતે જ સાંભળ્યો છે, મેં એને માની સામે જોયાં છે. એટલે હું જવાનો અને, એણે કદી કંઈ કહ્યું ન હોય તેવું વર્તન હું નહીં કરી શકું. કાંસ્યધારી અકીઅનોના બતેલાઓ સમીપે મારું મોત મંડાયું હશે તો, હું મોત પસંદ કરું છું. એક વાર મારા પુત્રને મેં બાહુમાં લીધા પછી અને પેટ ભરીને રડ્યા પછી અકિલીઝ ભલે મને મારી નાખે.'

પોતાના પટારાઓ પાસે જઈને પ્રાયમે એમનાં સુશોભિત ઢાંકણાંઓ ઊંચા કર્યા અને, તેમાંથી બાર સુન્દર ઝભ્ભાઓ, બાર જામાઓ, એટલા જ ઓછાડાં, એટલા જ સફેદ લાંબા અંચળાઓ, એટલા જ કબજાઓ કાઢ્યાં, દસ સુવર્ણમુદ્રાઓ કાઢી, પછી એણે બે ચળકતા ત્રિપાદો, ચાર દંગડાઓ અને એક અફલાતુન કટોરો - થ્રેશિયનોએ એ એને આપ્યો હતો તે - શય્યા એ કટોરો એના મૂલ્યવાન ખજાના જેવો હતો અને એ વૃદ્ધાને એનું મૂલ્ય ઘણું હતું પણ, પોતાના પ્રિય પુત્રના દેહને પાછો મેળવવાની એની તૃષ્ણા એટલી જોરદાર હતી કે, આ કટોરો આપી દેતાં એ કશો હિચકિચાટ અનુભવતો ન હતો.

મુખ્ય દરવાજે અનેક ગામલોકો ઊભા હતા. આકરાં વેણ કહી, પ્રાયમે સૌને પોતપોતાને ધંધે લગાડ્યા. 'ભાગો અહીંથી' એ બરાડ્યો, 'નવરાઓ, રખડુઓ તમારા ઘરમાં તમારે આંસુ સારવાનું કંઈ કારણ નથી કે તમારે અહીં આવી મારો જીવ ખાવો જોઈએ? મારા ઉત્તમ પુત્રની મને ખોટ પાડીને ઝ્યૂસે મારી ઉપર આફત નાખી છે એ શું નજીવી બાબત છે? એમ હોય તો, તમને બરાબરનો પાઠ ભણાવવો પડશે. હૅક્ટર પછી એવો હોઈ, અકીઅનો તમને સરળતાથી પોતાના શિકાર બનાવશે ને મારા પૂરતી વાત કરું તો આ નગર લૂંટાય અને રગદોળાય એની પહેલાં હેડીઝના આવાસોમાં મારે જવાનું થાય તે મને ગમશે.

આમ બોલતો એ લાકડી લઈને જેમની ઉપર તૂટી પડતો અને એ લોકો સૌ ક્રોધી ડોસા પાસેથી નાઠા. પછી એને એના દીકરાઓથી વાંકું પડ્યું. હેલેનસ, પેરિસ, ઉત્તમ અંગે થોન, પેમ્પોન અને, એણ્ટિફોનસ અને યુદ્ધસહશ પોલાઈટિસ, ડેઈફોબસે હિપ્પોયાઉન્ડ અને આકર્ષક ડાયસ, સૌ સામે એણે વડચકાં ભર્યા. એ નવેનયે તેણે ધમકાવ્યા અને, શું કરવું તે ફરી એક વાર તેમને કહ્યું. 'જાતને જાગ્રત કરો એ બરાડ્યો, 'મારા નકામા અને અકીર્તિવન્ત કુંવરો! હૅક્ટરને બદલે તમે બધાય પેલાં બહાદુર વહાણો પાસે મરાયા હોત તો મને ગમત ને મારી પાછળ આફત કેવી પડી છે! ટ્રોયના વિશાળ રાજ્યમાં મારી પાસે ઉત્તમ પુત્રો હતા. હવે દેવ જેવો મેસ્ટર, આનંદી રથી ટ્રોઈલસ અને દેવની જેમ ચાલતો તથા મનુષ્યે કરતાં વધારે દેવ જેવો દેખાતો હૅક્ટર - આ બધાય ઉપડી ગયા છે. યુદ્ધે એ સૌને આંચકી લઈ રાખ્યો છે આ બધો તિરસ્કરણીય બેડો - હા, બધાય હરામખોરો, નાચવે શૂરા, નર્તન ખંડના પરાક્રમીઓને, તમારી જ પ્રજાનાં ઘેટાં

લવારાંની ચોરઢા સાહેબો, તમને કામ નથી જડતું?' મારે તરત જ ગાડી તૈયાર જોઈએ છે ને એમાં આ બધી ચીજો મૂકવાની છે. હું તરત જ નીકળી જવા માગું છું.'

પ્રાયમની આ ગર્જનાઓથી એના પુત્રો ગભરાઈ ગયા અને, ધીંગાં પૈડાંવાળી એક સરસ નવી ખચ્ચરગાડી લાવ્યા અને તેની ઉપર કૂણી ડાળીઓનો ભારો બાંધી દીધો, ખીંટી પરથી બોક્સ લાકડાની ધુરા નીચે ઉતારી, ધુરાના મધ્ય ભાગમાં હાથો હતો અને લગામ માટે સગવડ હતી, ધુરાની સાથે નવ હાથ લાંબું ચોકઠું બાંધ્યું. ધુરાને એમણે ગાડીની આડ સાથે લગાડી, ખીલડો બરાબર બેસાડ્યો, હાથ ઉપરથી બેઉ બાજુ ચોકડાની ત્રણ આંટી મારી પછી એને આડની સાથે બાંધી એના છૂટ્ટા છેડાને ખોસી દીધો. પછી એ બધા શયનકક્ષમાં ગયા અને, હૅક્ટરના શબના મુક્તિદંડની બધી ભેટ સોગાદો ઊંચકી લાવ્યા અને તે સઘળી તેમણે પેલી લાકડાની ગાડીમાં ગોઠવી પછી ધીંગો ખચ્ચર જોતર્યા. આમ જોતરાઈને કામ કરવા ટેવાયેલાં એ ખચ્ચરો રાજાને આઈસિયન લોકોએ નજરાણા તરીકે આપ્યાં હતાં. પછી પ્રાયમના રથને માટે રખાયેલા ખાસ ઘોડા એમણે એ રથને જોતર્યા.

મહેલના પ્રાંગણમાં વાહનો આમ તૈયાર કરાતાં હતાં અને પ્રાયમ તથા એનો ચોપદાર ચિન્તામાં ખોવાઈ ગયેલા હતા ત્યારે, પોતાના જમણા હાથમાં સુરાની કટોરી લઈને વેદનાગ્રસ્ત રાણી હેકાવી આવી. જતાં પહેલાં સુરાઅર્પણની વિધિ માટે એણે આમ કર્યું હતું. રથની નિકટ આવીને એણે પ્રાયમને કહ્યું, 'આ લો અને પિતા ઝ્યૂસને અર્પણ કરી તમારા સલામત પુનરાગમન માટે પ્રાર્થના કરો, કારણ તમે જાઓ છો જહાજો પાસે. તમે મારી મરજીની વિરુદ્ધ જાઓ છો પરંતુ, તમારે જવું જ હોય તો, પોતાની નીચે આખી ટ્રોય ભૂમિને પથરાવેલી જોતા, કાળા વાદળના સ્વામી, ઈડાનાદેવ ક્રોનોસપુત્રને તમે પ્રાર્થના કરો. વેદનાના દૂત એવા પંખીનું શુકન એની પાસે યાચો. ને એ એનું પ્રિય પયગંબરી પક્ષી હોય, તમને દેખાય એ રીતે તમારી જમણી તરફ ઊડતું હોય અને, અશ્વપ્રેમી ડનાનોનાં વહાણો પાસે તમે જઈ રહ્યા હોઈ તમે એ પંખીમાં વિશ્વાસ મૂકજો, તમારે હૈયે તમે એ વાત ગમે તેટલી લીધી હોવા છતાં, હું તો તમને સલાહ આપું છું કે, આર્ગાઈવ જહાજો પાસે તમે જાઓ નહીં.'

'પ્રિયા,' દેવ જેવો પ્રાયમ વદ્યો, 'તું કહે છે તેમ જ હું કરીશ. હાથ ઊંચા કરી ઝ્યૂસના આશીર્વાદની યાચના કરવી એ સારી વાત છે. પછી એ જૈફ આદમીએ પોતાની વડારણને પોતાના હાથ ઉપર પાણી રેડવા કહ્યું. એ જઈને કૂજો અને કથરોટ લાવી અને રાજાની પરિચર્યા કરવા લાગી. રાજાએ પોતાના હાથ ધોઈ પોતાની પત્નીના હાથમાંથી કટોરી લીધી, પ્રાર્થના કરવા માટે પ્રાંગણા આગલા ભાગમાં ગયો, સુરાની અંજલિની ધાર કરતાં એણે ગગન તરફ જોયું અને, મોટેથી પ્રાર્થના કરી. 'ઈડાએરી શાસન કરતા પિતા ઝ્યૂસ, હે મહાન અને કીર્તિવન્ત, મને દયા અને કરુણાથી અકિલીઝ આવકારે તે વરદાન આપ, અને તારું પ્રિયતમ પક્ષી, પાંખોથી ઊડનારાઓમાં સૌથી વેગન્ત, મને શુકન તરીકે આપ. મારી આંખે એને નિરખી શકું એ રીતે એ મારા રથની જમણી તરફ ઊડતું રહે, એટલે અશ્વપ્રેમી ડનાનોનાં જહાજો તરફ હું જઉં ત્યારે મને વિશ્વાસ બેસે.'

મનન કરનાર ઝ્યૂસે એની પ્રાર્થના સાંભળી અને તરત જ શ્રેષ્ઠ પયગમ્બરી પક્ષી ગરુડને એમણે રવાના કર્યો. સમી સાંજના એ શિકારીનો રંગ પાકતી અંગુરની યાદ અપાવે તેવો હતો અને એની પસારેલી પાંખોનો વ્યાપ એટલો મોટો હતો કે કોઈ સમૃદ્ધિવાન ગૃહસ્થના વિશાળ શયનંકક્ષનાં ધીગાં બે બારણાં ભરાઈ જાય. નગરની દક્ષિણ બાજુએ એને ઊડતો જોઈ સૌ આનંદ

પામ્યા. બધાંના હૈયાં ઉષ્માથી ભરાઈ ગયાં.

ડોસો ઉતાવળે પોતાને રથે ચડ્યા અને, પડઘાતી સ્તંભોની હારમાળા પાસેથી પસાર થઈ દરવાજાની બહાર નીકળ્યા. ચાર પૈડાંવાળું ખચ્ચરો જોડેલું ગાડું એની આગળ ચાલતું હતું, આઈડીઅસ એને હંકારતો હતો. પછી પ્રાયમના ઘોડા આવતા હતા. વૃદ્ધ ચાબૂક વાપરતો હતો અને પુરમાં ઝડપથી રથ ચલાવતો હતો, છતાં ય સ્વજનોનું વૃન્દ એની સાથે જઈ વિલપતું રહ્યું, કેમ જાણે એ મોતને ભેટવા ન જતો હોય. પરંતુ નગરના માર્ગો વીંધી એ લોકો ખૂલ્લા પ્રદેશમાં પહોંચ્યા ત્યારે, આ લોકો, એના દીકરાઓ અને જમાઈઓ, ઈલિયમમાં પાછા વળી ઘરભેગા થયા.

પોતાના સર્વદર્શી ચક્ષુ વડે ઝ્યૂસે એ બે આણસોને મેદાન વીંધી જતા જોયા. વૃદ્ધ રાજા માટે એ ખિન્ન થયા અને પોતાના પુત્ર હાર્મિસ તરફ એ તુરત ફર્યા. એમણે કહ્યું : 'હર્મિસ, તારે એક કામ કરવાનું છે. માણસના વળાવિયા તરીકે જવું એ તારો અધિકાર છે અને તને એમાં આનંદ આવે છે, અને તને ગમતા લોકો પ્રત્યે તું પ્રેમ દાખવે છે. તો તું તરત જ ભાગ અને, રાજા પ્રાયમને અકીઅનોનાં ખોપર વહાણો પાસે એ રીતે લઈ જા કે, પેલ્યુઝપુત્ર પાસે એ પહોંચે ત્યાં સુધી કોઈ એને જોઈ કે ઓળખી શકે નહીં.'

ઝ્યૂસ વદ્યા. પથદર્શક અને રાક્ષસમર્દક ઝ્યુસની આજ્ઞા ઉઠાવી, પોતાને પગે સોને મઢી મોજડી પહેરી ચાલતો થયો, એ મોજડી એવી હતી કે, હર્મિસને જલ કે જમીન ઉપર એ વાયુવેગે લઈ જાય. વળી, એની ઈચ્છા મુજબ, આપણને ઊંઘાડવા કે જગાડવા માટેનો પોતાનો દંડ એમણે ગ્રહ્યો. આ દંડ સાથે એ બળવાન રાક્ષસ સંહારક ઊઠ્યા અને શીઘ્ર ટ્રોયભૂમિ પર અને હેલેસ્પોણ્ટ પહોંચ્યા. ત્યાં પહોંચી, દાઢી હજી ફૂટતી હોય એવા યુવાનનું રૂપ ધારણ કરી એ પગે ચાલતા ગયા.

દરમિયાનમાં, પેલા બે જણ ઈલસના મોટા ઢોરા પાસેથી પસાર થઈ, નદીએ ઘોડાઓને અને ખચ્ચરોને પાણી પાવા માટે રોકાયા હતા. ઠીકઠીક અંધકાર હવે છવાયો હતો અને હર્મિસ એમની સાવ પાસે આવ્યો નહીં ત્યાં સુધી ચોપદારે ઊંચી નજર ન કરી અને એન જોયો નહીં. જોતાંવેંત પ્રાયમ તરફ ફરી એણે કહ્યું, 'જુઓ, મહારાજ, આપણે ચેતતા રહેવું જોઈએ. મને એક માણસ દેખાય છે અને મને ડર છે કે, આપણી કતલ થઈ જાય. ચાલો, આપણે રથે ચડી નાસી જઈએ, નહીં તો, એને ઘૂંટણે પડી એની ક્ષમાયાચના કરીએ.'

બુઢ્ઢો દિગમૂઢ થઈ ગયો અને ભયવિહ્વળ બની ગયો, એનાં રૂંવાડાં ઊભાં તઈ ગયાં, એ હતો ત્યાં જ ખોડાઈ ગયો અને એક શબ્દ બોલી શક્યો નહીં. પણ, ભાગ્ય ઉઘાડવા આવનાર દેવને બોલાવવાની જરૂર ન જણાઈ. સીધો એ પ્રાયમ પાસે ગયો અને, પ્રાયમનો હાથ પકડી એ પૂછવા લાગ્યો, 'વડીલ, આ અંધારી રાતે સૌ સૂતાં છે ત્યારે, આ ઘોડાઓ અને ખચ્ચરો સાથે તમે ક્યાં જઈ રહ્યા છો? તમારા કટ્ટર શત્રુઓ, મિજાજી અકીઅનોનો તમને ભો નથી લાગતો ને એ આટલા પાસે છે. એમાંથી કોઈ એકે તમને આ લલચાવતા સામાન સાથે જોતા તો, તમે શું કરશો? તમારી ઉપર હૂમલો કરનાર કોઈને પણ તમે પહોંચી વળો એવડા જુવાન તમે નથી અને તમારો સાથીયે બુઢ્ઢો છે. પણ હું કંઈ તમને તકલીફ દેવા નથી આવ્યો. તમને કોઈ હેરાન ન કરે એનું ધ્યાન હું રાખીશ કારણ તમે મને મારા બાપાની યાદ અપાવો છો.'

'બેટા', વૃદ્ધ રાજાએ કહ્યું, 'અમારી સ્થિતિ તેં વર્ણવી તેના જેવી જ છે. પરંતુ, તારા જેવા વટેમાર્ગુને મોકલવા બદલ કોઈ દેવ મારું રક્ષણ કરવા માગતા જણાય છે. એ ચોક્કસ, તને ભગવાને મોકલ્યો જણાય છે કેમ તારો દેખાવ અને તારા હાવભાવ જોતાં મને લાગે છે, તું કુલીન જણાય છે!'

'મહારાય,' માર્ગદર્શક અને આર્ગસસંહારકે કહ્યું, 'તમે ઠીકઠીક સાચા છો! પણ હવે મને વિશ્વાસમાં લેવા હું તમને કહું છું. શું કશો ખજાનો તમે પરદેશમાં કોઈ સલામત સ્થળે મોકલી રહ્યા છો? કે, શત્રુને સદા આઘા રાખનાર તમારો ઉત્તમ વીર, તમારો પોતાનો પુત્ર ચાલી જતાં, તમે ગભરાટમાં ઈલિયમ છોડી જાઓ છો?'

વૃદ્ધ રાજા પ્રાયમે ઉત્તરમાં પ્રશ્ન કર્યો 'મારા દુઃખી દીકરાના દુર્ભાગ્યની વાત કરનાર, મારી સાથે આવી કરુણાપૂર્ણ રીતે વાત કરનાર, તમે કોણ સજ્જન છો? તમારાં માતાપિતા કોણ છે?' એના ઉત્તરમાં હર્મિસે કહ્યું : 'મારા નામદાર, મને લાગે છે કે તમે મારી કસોટી કરી રહ્યા છો અને, હૅક્ટર વિશે હું શું જાણું છું એ જાણવા પ્રયત્ન કરો છો. વારુ મેં કુંવર હૅક્ટરને મારી સગી આંખે જોયો અને, ઘણી વાર એને યશ મળતો જોયો છો. અને વધારામાં, રાજા એટામેમ્નોન સાથે ઝઘડીને અકિલીઝે અમને લડતાં રોકી રાખ્યા હતા ત્યારે, આર્ગાઈવોને એમનાં જહાજોમાં ધકકેલતા અને, પોતાના કાંસ વડે એમની કાપણી કરતા હૅક્ટરને મેં જોયો હતો. મારે તમને જણાવવું જોઈએ કે હું અકિલીઝનો એક સ્કવાયર છું અને એને જ જહાજે ચડીને અહીં આવ્યો છું. હું મર્માઇડન છું અને મારા પોલિક્ટર પૈસાપાત્ર છે ને વયમાં લગભગ તમારા જેવડા જ છે. એમને સાત પુત્રો છે ને હું તેમાંનો સૌથી નાનો છું, અમે જ્યારે ચિઠ્ઠી નાખી ત્યારે, અહીં આવવાનું મારા ભાગ્યમાં આવ્યું. આજ રાતે જહાજ છોડી હું બહાર ખુલ્લામાં આવ્યો તે એટલા માટે કે દિવસ ઉઘડતા તેજસ્વી નેત્રોવાળા અકીઅનો પર ચડાઈ લઈ જવા માગીએ છીએ. અહીં બેઠા રહીને અમે કંટાળી ગયા છીએ અને, લડવા માટે બધા એવા કૂદી રહ્યા છે કે, સેના-નાયકો એમને વશમાં રાખી શકતા નથી.'

પ્રાયમે ઉત્તરમાં કહ્યું : 'તું ખરેખર અકિલીઝનો સ્કવાયર હો તો, મને સાવ સાચી વાત કહેવા હું તને વીનવું છું. મારો દીકરો હજી બતેલાઓ પાસે પડ્યો છે કે અકિલીઝે એના ટુકડા કરી પોતાના કૂતરાઓને તે ખવડાવી દીધા છે?'

'હજી સુધી તો, નામદાર,' આર્ગસસંહારકે ઉત્તર વાળ્યો, 'ન તો કૂતરાઓએ કે ન પક્ષીઓએ એનો ભક્ષ્ય કર્યો છે. અકિલીઝના બતેલા પાસેની કુટિરમાં એનું શરીર સચવાયેલું પડ્યું છે. અને અગ્યાર દહાડા વીતી ગયા હોવા છતાં એનો દેહ સડી ગયો નથી કે, યુદ્ધમાં મરણ પામેલાઓનાં શરીરોને જીવડા કોરી ખાય છે તેમ એના દેહને જીવતાઓએ કોરી ખાધો નથી. રોજ સવારે, પોતાના પ્રિય સાથીના ઢોરા ફરતો નિર્દય રીતે એ એ ઘસડે છે પરંતુ, એ એ શરીરને કશી ઈજા પહોંચાડતો નથી. તમે કુટિરમાં જાઓ તો તમે અચરજ પામવાના કે એ શરીર ઝાકળ જેવી તાજગી જાળવી રાખી શક્યું છે, લોહીના ડાઘા બધા સાફ થઈ ગયા છે અને એના શરીર ઉપર એક પણ ડાઘ નથી. વળી, એના દેહ ઉપરનો દરેક કાપો પુરાઈ ગયો છે, ને એને અનેક યોદ્ધાઓએ ભાલા મળ્યો હતાં. બતાવી આપે છે કે તમારા પુત્રના હિતમાં કૃપાળું દેવો કેટલી જહેમત ઉઠાવી રહ્યા છે, ભલે એ શબ જ હોય કારણ, દેવો એને ખૂબ ચાહે છે.'

આ સાંભળીને વૃદ્ધ આનંદ પામ્યો અને બોલ્યો : 'મનુષ્ય બીજું ગમે તે કરતો હોય પણ, દેવોને એમના ભોગ ચડાવે છે કરવું ઉત્તમ છે! મારો પુત્ર જીવ્યો ત્યાં સુધી, અમારા ઘરમાં એણે કદી ઓલિમ્પિયન દેવોને વિસાર્યા ન હતા. પોતાના ભાગ્યને વશ થઈએ મૃત્યુ પામ્યો હોવા છતાં, દેવો એની આટલી સંભાળ રાખે છે તે આ કારણે પરંતુ હવે હું તને આ કટોરી સ્વીકારવા વિનંતી કરું છું અને, સ્વર્ગના રક્ષક હાથ નીચે મને જહાજો પાસે અને અકિલીઝની કુટિરે લઈ

જવા તને વીનવું છું.'

'નામદાર', રાક્ષસમર્દક ભોમિયાએ કહ્યું, 'તમે ઘરડા છો અને હું જુવાન છું, છતાં, તમારી પાસેથી લાંચ લેવા તમે મને લલચાવો છો, ને તે પાછું અકિલીઝની પીઠ પાછળ નાજી! મારા માલિકને હું છેતરું તો, મારે માટે એ મોટી શરમરૂપ બાબત થાય અને, પરિણામનો પણ મને ડર લાગે છે. પરંતુ, વિખ્યાત આર્ગોસ સુધી તમારા વળાવિયા તરીકે આવવાને અને જહાજ ઉપર કે જમીન ઉપર, તમારા વફાદાર વિશ્વાસુ ચાકર તરીકે સેવા બજાવવા તત્પર છું. તમારા રખોપિયાનું મૂલ્ય ઓછું આંકવાથી તમારી ઉપર હુમલો કરવા કોઈ લલચાશે નહીં!'

આટલું બોલીને એ મંગલકર્તા દેવ ઘોડાવાળા રથમાં કૂદ્યો, એણે ચાબૂક અને લગામ પકડ્યાં અને ઘોડાઓ તથા ખચ્ચરોમાં નવા પ્રાણ પૂર્યા. ખાઈ પાસે અને જહાજો ફરતી દીવાલ પાસે એ લોકો પહોંચ્યા ત્યારે, ચોકીદારોને પોતાના વાળુની તૈયારી કરતા તેમણે જોયા, પણ આર્ગસસંહારકે એ સૌને નિદ્રાધીન કરી મૂક્યા, આડશોને ખસેડી નાખી અને, ભેટ ભરેલા સાથે પ્રાયમને એ અંદર લઈ ગયો. અને પેલ્યુઝપુત્રની આકર્ષક કુટિર સુધી તે લોકો ગયા.

પોતાના રાજપુત્ર માટે આ કુટિર મર્માઈડનોએ દેવદારનાં પાટિયાંઓ વડે પોતે જાતે બનાવી હતી અને, હરિયાળાં મેદાનોમાંથી મેળવેલ બરુવડે એનું છાપરું છાયું હતં. મજબૂત બાંધેલી વાડની અંદર મોટા ચોટાનની વચ્ચે એ કુટિર ઊભી હતી અને ઝાંપે દેવદારના એક મોટા લાકડાની આડશ કરી હતી. એ આડશ આડી કરવાને અને પાછી વાસવાને ત્રણ માણસોની જરૂર પડતી પણ અકિલીઝ જાતે એકલો એ ખસેડી શકતો. આ ઘડીએ મંગલદાતા હર્મિસે રાજા પ્રાયમ માટે એ દરવાજો ખોલી આપ્યો. વેગવીર અકિલીઝ માટે જે મોંઘી ભેટસોગાદ હતી તેની સાથે તેણે રથને અંદર લીધો અને, રથેથી ઊતરતાં એણે રાજા પ્રાયમને કહ્યું 'આદરણીય રાજન, તમને જણાવવા ઈચ્છું છું કે, તમને મળવા આવે એક અમર દેવ છે, હું હર્મિસ છું ને મારા પિતાએ મને તમારી સાથે રખોપિયા તરીકે આવવા માટે મોકલ્યો છે. પણ હવે હું અહીંથી છૂટો પાડીશ કારણ કે, અકિલીઝની ઉપસ્થિતિમાં હું અંદર જવા ઈચ્છતો નથી. મર્ત્ય માનવીનું આતિથ્ય દેવે સ્વીકારવું યોગ્ય નથી. પણ તમે અંદર જાઓ, અકિલીઝના ઘૂંટણ પડો અને, તમે એની પાસે યાચના કરો ત્યારે, એના પિતાનું, એની દેવીમાતાનું અને એના પુત્રનું આવાહન કરશો તો એ એનો હૃદયને સ્પર્શશે.'

આટલું કહીને હર્મિસ ઉપર ઑલિમ્પસે ગયો. પ્રાયમ રથમાંથી ઊતર્યો અને આઈડીઅસને ઘોડા અને ખચ્ચરોનું ધ્યાન રાખવાનું કહીને, રાજકુમાર અકિલીઝ સામાન્ય રીતે જે કુટિરમાં બેસતો તે કુટિરમાં ગયો. પ્રાયમે એને ત્યાં ભાળ્યો. એમાં માણસોમાંના ઘણા થોડે અંતરે બેઠા હતા પણ બે જણ, ઓટોમિડોને અને બહાદુર એલ્કિમસ એની ચાકરીમાં વ્યસ્ત હતા. કારણ, એણે હમણાં જ ભોજન પૂરું કર્યું હતું અને એનું મેજ હજી ખસેડવામાં આવ્યું ન હતું. પ્રાયમ પડછંદ હતો તો પણ એના આગમને કોઈનું ધ્યાન ખેંચ્યું ન હતું એટલે એ સીધો અકિલીઝ પાસે ગયો અને એણે અકિલીઝના ઘૂંટણ પકડ્યા, એના હાથ ચૂમ્યા - એ ભયંકર માણસમાર હસ્તોએ એના અનેક દીકરાને વાઢી નાખ્યા હતા. પ્રાયમને જોઈને અકિલીઝ નવાઈ પામ્યો તેમ જ, એના અનુચરો પણ નવાઈ પામ્યા, કોઈ પરદેશી પોતાના દેશમાં કોઈની હત્યા કરી વિદેશમાં આશ્રય શોધે અને કોઈ અમીરના દીવાનખાનામાં ભૂત ભરાયું હોય તેવા માણસની જેમ જાય તેના જેવા લાગતા પ્રાયમને જોઈ એના અનુચરો એકબીજા પ્રત્યે અચરજથી જોવા લાગ્યા. (ક્રમશઃ) ☐

## રસાત્મકમ્

### વાસંતી વિશે એક એકસ્ટસી / *ઉશનસ્*

(શિખરિણી ● સૉનેટ)

અહો, શું ખુલ્લાશે ખીલીખીલ ખીલ્યું આખું અખિલ!
નિશા ખુલ્લી, ખુલ્લું ફલક, ફૂલ શી પુષ્ટ પુલકે!
ઉડુ કે ખધોતો સરિખ સ્ખલતા ઝબ્કી ઝલકે!
સ્ખલે છે વ્હેણોની ખળખળ મહીં વિશ્વ સલિલ!
ખરંતી ને સૂકી ખરખર નથી પાન્ખરતણી,
નથી ખારી ખારી મરુથલતણી ખોખરી હવા,
ન ખાટું સોડાનો પછી પસીનાનોય અથવા,
ખજાનાને ખોલી ખૂબ ખુશ દિસે ખુશ્બૂ-રમણી,
ખલામાંયે ખાલી કશું નથી, 'ખ'નું ખેતર ખળું
પ્રકાશે, રંગોના કણથી ઊભર્યું છે, ભર્યું ભર્યું,
દિસે છે ઢંકાયું ખરું રૂપ 'ખ'નું મૂળ ભૂખરું
ખડો રૂહે, ખોડાઈ ખમચું કિયું ખોટું, કિયુ મારું?

સ્ખલે છે ખુલ્લાશે વખલ-લક્ષમાં આદ્ય અખિલ,
સ્ખલે પૃથ્વી, અગ્નિ, પવન, નભ, નારા ય નિખિલ!

### સ્વ-ભાવ / *ધીરુ પરીખ*

એક ગાડી આવે
બીજી દોડી જાયઃ
સ્ટેશનને એથી કશુંયે ન થાય.

મુસાફરો ચડે તો ચડવાં દે એમને
ઊતરે તો, ભલે, ઊતરવા દે એમને :
આમ, આવે તેને આવવા દે,
જાય તેને જવા દે તે.

આવનજાવનથી ખરડાયા વગર-
કોઈ કહે સ્થિતિચુસ્ત છે સ્ટેશન, અગર
કોઈ કહે કે તે પ્રજ્ઞામાં છે સ્થિત!
એટલે તો કહેવાય છે 'સ્ટેશન'!

ગમન અને આગમનને
જોતાં જોતાં ઊભા રહેવું સ્થિર.
સ્ટેશનનો સ્વ-ભાવ તે હમેશાંનો
કદીયે ન બનતું અધીર.

---

### ઈ. ૨૦૦૫નાં 'કવિલોક ટ્રસ્ટ'નાં પારિતોષિકો

૧. બ.ક.ઠા. સૉનેટ પારિતોષિક રૂ. ૫૦૦/-

માર્ચ-એપ્રિલ ૨૦૦૫ - શ્રી ઉશનસ્‌ને 'સરસ ક્ષણ ખીલી છે વાસંતી' સૉનેટ સપ્તક માટે

૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક ૧૦૦૦/-

નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૫ - શ્રી રાજેન્દ્ર પટેલને 'વાળ ઓળતાં' કાવ્ય માટે

૩. સ્વ. ભાવનાબહેન મુ. દેસાઈ કાવ્યાસ્વાદ પારિતોષિક રૂ. ૩૫૧/-

જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૫ - શ્રી વિનોદ જોશીને, કવિશ્રી રમેશ પારેખની કવિતા 'આકળવિકળ આંખકાન વરસાદ ભીંજવે' માટે

નિર્ણાયકો : મધુસૂદન પારેખ, રાધેશ્યામ શર્મા

## લ્હાય શી ભડભડ બળે / *ભાનુપ્રસાદ પંડ્યા.*

(છંદ હરિગીત)

ગ્રીષ્મની વહેલી સવારે
રાત્રિના ઋજુકોમળા સ્પર્શો ઝીલી
ઉદ્યાનમાં ફરકી લહર
આવકારે મોગરા, ગુલમ્હોર ને સૌ
પુષ્પની નરવી નજર.
છોડ-વેલી ડોલતાં
સુગંધ ધીમી ખોલતાં.
હોજ પર ચાલે લહર ત્યાં
વર્તુળે પગલી પડે.
જળશિશુ રમતે ચડે!
પ્હોર ચડતાં અરુણ-અર્ઘ્યાં પ્હેરતી
કિરણોજ્જ્વલાં ઝળહળ વસન!
(જે આંજતાં પ્રતિપલ નયન!)
આભમધ્યે સ્થિર ભાસ્કર પછી થતાં
ના રહી કુમળી લહર...
પલટાઈને થઈ ગઈ પ્રખર!
તીર થૈ વ્હેતી કહે : અંગાંગ વીંધું!
ત્રસ્ત ખગ-જન-ચોપગાં સૌ
છાંયડે જો થાય છૂ!
લ્હાય શી ભડભડ બળે લૂ!

## ઓચિંતા / *હરિશ્ચન્દ્ર જોશી*

ઓચિંતો આવીને ઝીંગોર્યો મોર
હું તો ફળિયે ઊભી'તી એકલડી
પાંખોને ઝંઝેડી વેર્યો કલશોર
ભેળી વેરી રે પાંચ-સાત ટીલડી.
પાલવમાં આળેખ્યા પંખીના બોલાશે
જાગી ગઈ ઝાંઝરની ઘૂઘરી
ઝીણો ઝીણો એનો સિંજારવ ઝાલીને
ઊંડા સૂનકારેથી ઊગરી.
આ પાથી ઓ પાથી ઘેરાયું આભ
અને મોતીડે વરસી વાદલડી...
આગળિયે ભીડેલો અળગાપો તૂટ્યો
ને અવસર થઈ ઝૂલ્યાં રે બારણાં
પગથારે આવીને ઊભા'રયાં અંજળ
હું ઝાઝેરા લઈ લઉં ઓવારણાં;
ચાલું તો દોડી જઉં ફળિયે થી ઘરમાં
ને બેસું થઈ પીંછે અઢેલડી....

## સંતાકૂકડી / *ઈન્દ્ર શાહ*

શ્યામ ગયો સંતાઈ!
હતો અહીં એ હમણાં ને હવે મળે ના ક્યાંઈ
એને તો બસ રમતો રમવી બીજું ન કરવું કાંઈ
હશે દેખતો સૌને છાનોમાનો રહી છુપાઈ
દીઠો કોઈએ એને દોડી પૂછે જશોદા માઈ
અબજનકી હે શોધ બસ ઉનકી જનમજનમસે ભાઈ
'મીરાં કે પ્રભુ' ઘરની અંદર બાહર ઢૂંઢો નાઈ.

# આ કોણે ગીત રમતું મૂક્યું છે શાશ્વતીની આંખો ઉપર? /

*યશવંત ત્રિવેદી*

આ યુગો, આ લોકો, આ પ્રકૃતિદશ્યો ભલેને બદલાયાં કરે!
ભલેને પરિવર્તન પામે સૌંદર્યના કાતર સ્પર્શનું પ્રેમગીત
ભલેને ભાષાનું જાદુઈ ફાનસ પ્રગટ કર્યા કરે શબ્દોની નવીનવી અર્થચ્છાયાને.

સ્વયં પૃથ્વીય ભલેને મધમાખી જેમ ગુંજરતી
મધ એકઠું કરતી રહે બ્રહ્માંડના રોજ રચાતા નવાનવા મધપૂડામાં.
અરે! તું પણ ભલેને અનામિકા બની પુષ્પના સૌંદર્યમાં વેદનાની જેમ નિખરી રહે
દરક્ષણે બદલાતી જાય તારી ભાગ્યરેખા ઉપવનની સુગંધી લેરખીઓ જેમ
ભલેને તારાં નિમિલિત નેત્રોમાં સ્વપ્નો બદલાતાં જાય નવીનવી વસંતનાં
ભલેને તારું ઉછળતું કુંવારું રક્ત નદી જેમ ચઢી જાય
પ્રેમનાં નવાંનવાં અનુભૂતિ-શિખરો પર!

ભલેને ક્યારેક ચિચિયારી કરતી યુદ્ધોની બિભીષિકાઓના ઓળા
પસાર થઈ જાય તારા એકાંતના ઓરડા પાસેથી,
ભલેને ક્યારેક મૃત્યુ પણ આપણને છૂટા પાડવા મથે આ પ્રેમગીતના અધ્યાહાર કૌંસમાંથી;
પણ શું પૃથ્વીએ આપણને પ્રેમના અમરત્વ વિષે નથી શીખવાડ્યું
આ પ્રાચીન ઘરના ઉંબરમાં પગ મૂકતાં પહેલાં?

એટલે કોઈ ક્યારેય નષ્ટ નહિ કરી શકે તારા અદીઠ સ્વપ્ન-સમુદ્રોને
પુષ્પોની ગંધલિપિને, તારા શબ્દોની પર્ણમર્મરને
તારામાં સૂતેલી સહસ્ર અપ્સરાઓની સૌંદર્યરેખાઓને
ગીતની પંક્તિઓને ઝીલી લેવા પવનમાં ઉત્સુકતાથી ઊડતા તારા ડેસ્ક પરના કાગળોને;

એક કન્યા જેમ ઊભેલી પૃથ્વીના વક્ષઃસ્થલ પર સ્વર્ગનાં પંખીઓનો
ચહકાટ સાંભળું છું ચૈત્રથી મધમધી ઊઠેલાં વનોપવનોમાં.
અરે! સમય અને મૃત્યુને ઓળંગીને
કોણે પુષ્પોની કિનાર ઉપર વસંતની મધુર જ્વાલા પેટાવી છે?
હે! કોણે આ લાલચટ્ટક ચણોઠી જેવું ગીત રમતું મૂક્યું છે-
નિરપરાધ બંદરોને શોધતા માઈગ્રેટરી પંખી જેવી
શાશ્વતીની સ્વપ્નભરી આંખોની કોર ઉપર?

## આ લુપ્તતા પણ ભારે મોહક વસ્તુ છે, મીતા!/

*યશવંત ત્રિવેદી*

તું ફરી આવે કે નહિ-
પણ તારા ફરફરતા સોનેરી કેશરાશિએ
આકાશગંગાની શેરીઓ જેવું હિરણ્યમય ગૌરવ નથી આપ્યું આ જુહુની વીથિકાઓને?

કદાચ મારાં કાવ્યોનાં વર્ણનો, એના અર્થ, એનું વ્યાકરણ - કશુંય
આકાર ન ધારણ કરતું હોય તારા હૃદયમાં-
પણ કોઈ વિસ્મૃતિનાં પગલાંની પ્રિન્ટ નથી પાડી જતાં તારા પ્રાન્તર્‌માં?

અને એય કેવડી મોટી ઉપલબ્ધિ હશે તારી અનૂ-ઉપસ્થિતિની
આ જુહુની મધુર વરસાદી પ્રભાતોમાં કે સાંજની પર્પલ ઉદાસીમાં?
કે જે કંઈ અવ્યક્ત છે મુંબઈનાં આ ઘેરાયેલાં મેઘમંડલોમાં
સી-ગલ્સના કંઠમાં કે કળીઓમાં ફૂટું ફૂટું થતી નિઃશબ્દતામાં...

જે કંઈ છે નહિ આ વાંસનાં લાલ ફૂલોના ડોલનમાં
જે અસ્પર્શ્ય છે આ સ્વપ્નની આંગળીથી
ખરેખર એ જ તો નવા નવા શબ્દો જેમ પુનઃ પુનઃ પ્રગટ્યા કરે છે
જિંદગીની અનામ ડાળ ઉપર...

આ લુપ્તતા પણ ભારે મોહક વસ્તુ છે, મીતા!
જિદ્દ કરીને આ સી-ગલ્સ કેં...કેં કરતાં ચાંચ માર્યા કરે છે
આકાશના અને તારા સમુદ્રવસ્ત્રને...!

આ તારાઓ, આ નક્ષત્રો, આ ઊડતા દેવદૂતો
આકાશમાંથી ઊડતું ઊડતું સીધું તારા ખુલ્લા કાવ્યસંગ્રહમાં
આવી પડતું કેનેરી પંખીનું પીંછું-
શું આ સર્વ પદચિહ્નો નથી તારી વિસ્મૃતિનાં?
આ હજારો ચૈત્રમાંસનાં મઘમઘતાં પુષ્પો ઉપર
ઊડતી ગીતપંક્તિઓ કયા વિષાદના ભારથી નીચે ઢળી રહી છે, મીતા?

## છતાં હજી હું / મૌન બલોલી

જે સાંસદ અધ્યક્ષ થવાનો હોય
એણે પક્ષમાંથી રાજીનામું આપવાનો ધારો છે
છતાં મોટા ભાગની મારી વૃત્તિઓ
અન્ય સાંસદોની જેમ વર્તે છે.
સત્તાવાહી અવાજમાં બોલવાની આદત
અરસપરસ પૂરક બનવા દેતી નથી,
તેમજ પ્રજા-તંત્રની જેમ
વૃત્તિ-તંત્રનાં પરિમાણોની લંબાઈ-પહોળાઈ
ભાવ-વર્તન પ્રમાણે લાંબી-પહોળી થતી હોય છે;
છતાં હજી મને નિષ્પક્ષ થવું ગમતું નથી.
વાવાઝોડાની થપાટો
કાચાં ને કાચાં ડાળાં-પાંદડાં તોડી નાખે છે
તે જ રીતે મારી અંદરની સંસદ સભા
છાશવારે કાચી ને કાચી તૂટતી રહી છે.
પાનખરનો પવન
ક્રમે ક્રમે વસંતની લહેરોમાં પરિણમે છે,
છતાં હું ઋતુક્રમોને સ્વચ્છંદી બનાવવા
ક્યાંક ને ક્યાંક સોગઠી ગોઠવ્યા કરું છું.
ઘરની પ્રતિભાનું જતન અને સંવર્ધન
ઘરના સભ્યો જ કરી શકે,
છતાં સ્વહિતમાં જકડાયેલો હું
સ્થાપિત હિતના હાઈ-વે બનાવવા
સ્ટીમ રોલરની જેમ ખડખડ્યા કરું છું.
હવા અડે એટલું જ હલતાં,
પંખી બેસે એટલું જ નમતાં
વૃક્ષ જેવાં બાળકો ભલે જિદ્દી છે
'આ મારું છે' કહીને
અન્ય બાળકના હાથમાંથી છીનવી લે છે,
છતાં એમની નિર્દોષતા મઘમઘતી રહે છે.
પ્રકૃતિનો પાડ
કે પ્રત્યેક ઘરમાં બાળકને જનમવાની પળ હજી જીવે છે.
છતાં હું છોડમાંથી વૃક્ષ જેમ વૃદ્ધિ પામું છું
અને નિર્દોષતાના ફાયા વેચી ખાઉં છું.
ભેળસેળિયા સરકાર જેવું ઘર
સર્વપક્ષીય કે સંયુક્ત ક્યારે બનશે
એ વિચાર આવે એ પહેલાં સંતાનો મોટા થઈ ગયાં.
જીવન કમાવા નીકળેલો હું
નાણું બનીને માનવશ્રમનું અવમૂલ્યન કરતો રહ્યો,
વીસ હજારનું ઘર વીસ ગણું થઈ ગયું
છતાં એ જ બજારે ભાવતાલ કરતો રહ્યો છું,
ક્યાંક કોઈની સાથે વાઘ-સિંહની જેમ વર્તું છું,
તો ક્યાંક ગાય-શિયાળ જેમ વર્તું છું,
છું માનવી છતાં સ્વભાવના સ્તરોમાં
હિંસક-લુચ્ચાં-ગરીબડાં પશુ-પ્રાણીઓ જનમતાં જ રહ્યાં છે.
પશુ-પ્રાણી છે એટલે વૃક્ષો-વનો હોય જ
છતાં હજી હું ઘાસની જેમ ફરફરું છું,
પશુ-પ્રાણીઓની જેમ છલાંગો ભરું છું,
અણગમતા શબ્દે
વાવાઝોડાની જેમ વીંઝાઈ જાઉં છું,
પણ હવે બાળક સાથે રમતાં રમતાં બાળક થઈ જવાય છે.
એટલે પાનખર અને ગ્રીષ્મ વચ્ચે વહેંચાઈ ગયેલી વસંતને
નોખી કરવાનો વિચાર આવે છે
તેમજ વૃક્ષ જેમ મને
ફળ અને છાયાના મોલ ક્યારે ઊતરશે
એની રાહ જોતો જોતો જીવ્યા કરું છું.

## એક કાવ્ય / *રાજેન્દ્ર પટેલ*

આમ જ, બસ, આમ જ
આકાશ બનવા
વૃક્ષ ઉપરથી એકાએક પંખી
ઊડતું હોય છે.
અને પછી
તેના પડછાયા માટે
ધરતી વલખાં મારતી રહે છે.

આમ જ, બસ, આમ જ
ઊંડાણનો સાદ સાંભળીને
અચાનક વરસાદ વરસી પડતો હોય છે.
અને પર્જન્ય પામતાં સઘળા પદાર્થ
મૂળને વધુ ને વધુ ઊંડાં કરવા
પવન બનવાં મથતાં હોય છે.

આમ જ, બસ, આમ જ
કોઈ પણ ક્ષણે, આંખ ખૂલતી હોય છે,
અને બંધ થતી હોય છે.
અંધારાની ચાદર
જીર્ણ થતી રહેતી હોય છે,
અને પ્રકાશ ટપકતો રહે તેમાંથી પળે પળે.

આમ જ, બસ, આમ જ
ક્યાંય પણ અટકી ન જાય માટે
બધું વિસ્તરતું રહેતું હોય છે
અને અંતનો આભાસ રચતાં માર્ગો
વધતા રહે છે નિઃસીમ.

પોતાનાં સઘળાં ગીત પાછળ મૂકી
દરેક પંખી, આમ જ ઊડતું રહે છે
ક્યારેક વૃક્ષ ઉપર
ક્યારેક આકાશમાં.

ફરી ફરીને વરસતી હોય છે તેની આંખ
ને ફરી ફરી પર્જન્ય પામતું હોય છે કશુંક અજાણ.
અને ભેદાતા રહે છે.
ન ભેદી શકાય તેવાં પડળ
આમ જ, બસ, આમ જ.

## જાગવાનું હોય / *સુધીર પટેલ*

સ્વપ્ન સુંદર કોઈ જ્યારે આવવાનું હોય,
એ જ ટાણે બસ અમારે જાગવાનું હોય!

ઢાઈ અક્ષરમાં દરેકે આપવાનું હોય,
ને મજા એ, કોઈએ ના માગવાનું હોય!

તોય સૌ કરતા ફરે છે જો ફિકર કેવી?
એ જ નહિ તો થાય છે જે કૈં થવાનું હોય.

વાત બે કરતો રહું છું એટલે સૌથી,
એમ મનને આપણે સમજાવવાનું હોય!

આ ગઝલ સરખો જ ખુલ્લો જીવ છે 'સુધીર',
વસ્ત્ર પ્હેરી ફક્ત તનને ઢાંકવાનું હોય!

## આવશોને! / *મુકુન્દ પરીખ*

એકવાર તો
આવો
મારી સાથે
સ્વપ્નપરીની પાંખે ઊડશું
દૂર ક્ષિતિજે
ઊગતું તિમિર
આથમતું અજવાળું જોવા...
સમય મળે તો
જઈશું આકાશ
મેઘધનુના રંગો લેવા
રંગવા છે ને તારે મારે
ચાંદો, સૂરજ, તારા...
કેમ, આવશોને...!

## એક કાવ્ય / રાજેન્દ્ર પટેલ

ચરણની ચારેકોર ચોંટેલી છે
પૂર્વજોની રજ.

આમ જાઉં કે તેમ જાઉં
ઊભો રહું કે ચાલ-ચાલ કરું
તે ખૂલવા મથતી હોય છે
અજાણી કેડીઓ.

પણ અવનવા રસ્તામાં અટવાયેલા પગ
ભૂલી ગયા છે
ધરતીનો સ્પર્શ.

ઊભા રહી ચાલવાનું શીખવવા મથતા મારગ
અને ચાલતાં-ચાલતાં
ઊભા રહેવાનું કહેતાં વૃક્ષો
ચરણને લલચાવતાં હોય છે
પોતાની તરફ વળવા.

છતાં કુંડાળામાંથી ઊપડતો નથી પગ બ્હાર
પણછમાંથી છૂટતું નથી કોઈ તીર
આકાશમાં ઊડતું નથી કોઈ પંખી.
અરે! પડછાયોય
ઘસડાઈને ચાલતો નથી મને.

કેડી કેડી કૂદતું ક્ષણનું હરણ
ક્ષિતિજમાં ખોવાઈ જાય
તેમ ખોવાયેલાં છે ચરણ
અજાણી સીમાઓમાં
અને તેને ખોળવા રાત-દિવસ
જાણે ભટકું છું.

સરી જતાં પતંગિયાનો પ્રવાસ
કે શેરીમાં રખડતી ગાયનાં પદ્‌ચિહ્ન
સતત પાછળ-પાછળ અનુસરવા
લલચાવે છે.

## એક કાવ્ય / દક્ષા પટેલ

ખડક ખૂલે
કિલ્લા તૂટે
પેટાળમાં ધરબી દીધેલાં
કંઈ કેટલાય ઝરા ફૂટે.
બંધ મજબૂત
કિલ્લાની ચૉફેર ફરી વળે.
કાંગરા કૂદી પડે
કિલ્લો ખરખર ખરવા માંડે
ખડકમાં ભળવા માંડે.

ખડક કિલ્લાનો સ્રોત
ખડક કિલ્લાવાસીઓનું ગોત્ર
ખડક સાચવે છે
ડાયનોસોરથી ડાયના સુધી
ફૂટ પ્રિન્ટ.
પ્રિન્ટના પગલે
કિલ્લાવાસીઓ
આદમ-ઈવના સંતાનનું
પગેરું કાઢવા મથે.
તેમની નજરો
સળવળી ઊઠે;
ડોકાય ડાયનોસોરના નહોર.

ફરી એક વાર
બંધ ખડક વચ્ચેના અસ્થિપિંજર થવા
લોક મથે
પણ
ખડક બોલે
માત્ર ભીનાશના બોલ.

## એક કાવ્ય / પલ્લવી ભટ્ટ

મારા અંતરનો આવાસ ન્હાનો, ભાસે
કયે બારણિયે આવે રામજી મારા,
ઈ' ભાળું હું દિનરાત,
પિંજર મારું નાનું ને દેવ છે મોટો,
એને કેમ કરી બેસાડું રામ?
અંતરની દેરીમાં
કોઈક અગમ ગીત
તોય
ન ફફડે
કોઈ નવા ચિદાકાશે.
પિંજર નાનું ને દેવ છે મોટો
ક્યા બાજોઠે બેસાડું રામ?
મેં તો ધરી દીધો છે બાજોઠ આજ,
શેષનાગનો
મારો દેવ બેસે જાણે રત્નાકર ઝૂલે
તોય
મારા અંતરનો આવાસ ન્હાનો, ભાસે.
ઝૂલતા આભના ચંદરવે મેં બાંધ્યાં છે સોના રૂપા
કેરાં ગીત
તોય,
પે'લી કદમ્બડાળે ન ફરે કાનજીનું ગીત.
મારી દેરી છે નાનીને દેવ છે મોટો,
એને કયા પોઢણિયે પોઢાડુ રાજ?
મારો મનેખ છે નાનો, ને દેવ છે મોટો
કયાં લગી ચાલે આતમ સગાઈ ભાઈ
દો'ને ઉકેલી;
પિંજર મારું નાનું ને દેવ છે મોટો
એને કેમ કરી બેસાડું રામ?

## પાંપણ / રવીન્દ્ર પારેખ

બધું જ ખુલ્લું
આકાશ, જળ, વાયુ, અગ્નિ, પૃથ્વી-
બધું જ!
કોઈને તાળું નહીં-
પણ, આકાશ તમે નહીં લો
કારણ એ તો ફેલાઈને પડ્યું છે તમારામાં.
જળ શું કામ લેશો તમે?
જો એ હોય જ તમારી આંખોમાં!
અને આફરો તો ચડેલો જ હોય છે
તો શું કામ લેશો વાયુ?
વારુ, લોહી ઓછું બળે છે કે
અગ્નિની મદદ લેવી પડે!
ને ક્ષિતિજ તો એટલે દૂર પડી છે
તમારામાં
કે બાથ હંમેશાં નાની પડે!
બધું જ છે - ખુલ્લું
ન જોવું હોય તો આંખો મીંચી શકો
પણ, આ બધું ભીતર પણ છે
ને અંદર તરફ ખૂલતી આંખોને
પાંપણ નથી હોતી...

---


### ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧


---

## શું કરવાનું? / *હરદ્વાર ગોસ્વામી*

કોરી આંખો, ભીના ખેતર શું કરવાનું?
વાદળ વરસ્યા દરિયા ઉપર, શું કરવાનું?

ખૂબ જ મસળી હોય જેમણે ફૂલપાંદડી,
એ જ હાથને મળશે અત્તર, શું કરવાનું?

'પાપ કર્યું ના એકે મેં તો', એમ કહીને,
ઈશુ ફેંકતા પ્હેલો પથ્થર, શું કરવાનું?

કાણાવાળી ચાદરમાંથી જોયું'તું જે-
સ્વપ્ન હતું એ ખૂબ જ સુંદર, શું કરવાનું?

કોઈ કરતા કોઈ નીચે દેખાતું ના,
સ્થાન બનાવી એવું અધ્ધર, શું કરવાનું.

## આવડે / *ભરત વિંઝુડા*

વાદળ સમું છવાઈ જવાનું ય આવડે,
બે પંક્તિમાં સમાઈ જવાનું ય આવડે.

શોધો તો કેમ શોધી શકો અંતરિક્ષમાં,
પાતાળમાં છુપાઈ જવાનું ય આવડે.

ધારો તે શબ્દ મૂકી શકો છો અવાજમાં,
પંખીની જેમ ગાઈ જવાનું ય આવડે.

ગમતું નિહાળવા જ ખૂલી જાય છે સ્વયમ્,
તે આંખને મીંચાઈ જવાનું ય આવડે.

નકશાની બહાર નીકળી જાતા અવાજને,
બે હોઠમાં દબાઈ જવાનું ય આવડે.

## ગઝલ/ *વિરલ કે. શુક્લ*

બધાંયે યાદનાં પર્ણો સમય જાતાં ખરી જાશે,
પરંતુ એક પીંછું સાવ નાનું ફરફરી જાશે.

પ્રયત્નો હું ઘણાં કરતાં દીવાલો કૈંક બાંધીને,
છતાં ડર છે કે આંસું એક આંખેથી સરી જાશે.

બધી ઢોળી દીધી પ્યાલી, નશાથી મુક્ત રહેવાને,
ખંબર ન્હોતી કે ખાલી જામ પણ કામણ કરી જાશે.

સ્મરી લે નામને મારા જરા એકાદ પળ માટે,
પછી પ્રતિઘોષ તારી જિંદગી પર વિસ્તરી જાશે.

તમારા સ્પર્શની મહેંદી અમોને આગ આપે છે,
હવે જો ઓલવાશે આગ તો શ્વાસો ઠરી જશે.

'વિરલ' તો અણઘડેલો ખૂબ ભારે એક પથ્થર છે,
લખી દે નામ જો તારું, તો એ દરિયો તરી જાશે.

## ગઝલ / *કિરીટ ગોસ્વામી*

સર્વની સંગત હજો વખતોવખત;
આપ બસ, અંગત હજો વખતોવખત.

ફક્ત જ્યાં બેસે વિચારો આપના,
ભિન્ન એક પંગત હજો વખતોવખત.

લાગણીની વાત પર મિત્રો! મને-
સો ટકા સંમત હજો વખતોવખત.

છો ઉદાસી જાળ પાથરતી રહે :
ભીતરે રંગો હજો વખતોવખત.

ઠાઠ મારો એમ રહેશે આગવો :
શબ્દની સંપત હજો વખતોવખત.

## લાગે આજે / *મેહુલ ત્રિવેદી*

લાગે આજે દિવસ મધુરો, કામનો છે અનેરો!
હૈયું ભારે પુલકિત કરી હું નિશાળે પ્રવેશ્યો.
જેમાં મારું ભણતર થયે, દાયકો એક વીત્યો
કીધાં તાજાં પરિચય ઘણા શિક્ષકોના પછી તો!

જેઓ'દ્વારા ગ્રહણ બહુ પાઠો કર્યા જિંદગીના
એમાં કોઈ સરળ, અઘરા, કો' મજાના રસીલા,
કોઈ દેતાં કરવત સમા, શબ્દના ઘાવ તીણા,
દેખી લીધા અમુક પર તો દંભનાં છિદ્ર ઝીણાં.

કલાસે કલાસે મુજ વિષયનું આપવા જ્ઞાન માંડ્યું.
સારા-ખોટા અનુભવ વડે છાત્રનું રૂપ જાણ્યું.
તોફાની જે, અતિ વિનયમાં પોત એનું પ્રકાશે.
ડાહ્યા રાચે બહુ ચતુર ઔચિત્યના ભવ્ય આભે!

ઠેકાણે હું - અતિ ગરમ થૈ મારતાં - શાન, લાવું,
આંખોનાં તે વ્યથિત જળમાં હું મને યાદ આવું.

## બહુ લાભ મળે છે / *વિનોદ ગાંધી*

પંખીરૂપે જન્મ્યાનો બહુ લાભ મળે છે,
વગર મૂડીએ આખેઆખું આભ મળે છે.

આ નગરીમાં એવી ઝૂંપડી શોધું છું હું
માના હાથે રાંધેલી જ્યાં રાબ મળે છે.

નક્કી એ નગરીનો રાજા વિક્રમ છે ને ?
નાગાપૂગા બાળકને કિનખાબ મળે છે.

તમને કેવળ ફૂલ એકલાં નહીં મળે, હોં!
અહીંયાં તો ફૂલોની સાથે છાબ મળે છે!

છેલ્લીવેલ્લી જાવ તમે પણ તક લઈ લ્યો ને!
એક જગાએ સાવ મફતમાં ખ્વાબ મળે છે!

## ઠીક નથી/ *ચંદ્રેશ મકવાણા 'નારાજ'*

તરસ્યે તરસ્યા તળાવ વાઢી ફાંટ ભરો, એ ઠીક નથી;
તમે અમારી તરસ વિશે કંઈ વાત કરો, એ ઠીક નથી.

ખરવું હો તો હાલ ખરો, ઓ પીડ ભરેલાં પત્તાંઓ,
અગન ભરેલા ઘર-આંગણમાં રોજ ખરો, એ ઠીક નથી.

ધરવું હો તો મારી માફક આંખો ફાડી ધરો તમે,
ગળા લગોલગ ગાંજો પીને ધ્યાન ધરો, એ ઠીક નથી.

અમે અમારી પાંસળીઓમાં પથ્થર ખડકી નાખ્યા છે,
તમે રંજનો રેલો થઈને ત્યાંય ફરો, એ ઠીક નથી.

દ્વન્દ્વ ભરેલી દૃષ્ટિ માથે ડહોળાયેલાં દૃશ્યો પટકી,
તમે ઊકળતાં અંધારાંની ઊંઘ હરો, એ ઠીક નથી.

## કમી છે/ *આતિશ પાલનપુરી*

આ રહ્યો સાગર, કશીયે ક્યાં કમી છે!
તોય સરિતા કેટલી રણમાં શમી છે.

ક્યાં લગી જોયા કરો નફરત નજરની?
એ તમારા ભીતરે કાયમ રમી છે.

વેલ આખી એમ સુકાઈ ગઈ છે,
શાપ છે કે, પાનખર એને ગમી છે.

વાદળાંઓ એકલાં ઝૂમ્યાં કરે છે,
કોઈની ત્યાં આંખમાં આજે નમી છે.

વાતને એની હવે વરસો થયાં છે,
એ હવામાં આજ 'આતિશ' ક્યાં અમી છે?

## બે ગઝલ/ *અનિલ ચાવડા*

(૧)

ટળવળવાનું સોંપે તું, ને ભળભળવાનું સોંપે,
અંધારાના દેહ બનાવી ઝળહળવાનું સોંપે?

આપ હુકમ તું વ્હેવાનો ને ભીનું-ભીનું કે'વાનો,
ઝરણા જેવું કશું નહીં ને ખળખળવાનું સોંપે!

સીધી ધાર કરે છે કે, મારી પર વાર કરે છે,
પથ્થરનાં બે પૈડાં આપી જળ દળવાનું સોંપે.

વૃક્ષ હતો તે કાપ્યો પાછો કાપી ટેબલ કીધો,
ટેબલ જેવી નિર્જીવતામાં સળવળવાનું સોંપે.

નામ ન દે તું, કામ ન દે તું, દે ના એકકે શબ્દો,
પળ-પળ પાછું એક જ ધારું ગણગણવાનું સોંપે.

(૨)

દૂર લગ દેખાય ખાલી સાવ રણ, પાણી નથી,
છેક છાતીમાં ફરે તરસ્યાં હરણ, પાણી નથી.

લાગણીનો કાગડો નાખે હવે ક્યાં કાંકરા?
એમની ભીતર ઘડામાં સ્હેજ પણ પાણી નથી.

શક્ય છે કે દશ્ય વર્ષાનું રચાયું હોય પણ,
આંખમાંથી જે ઝરે છે એ ઝરણ પાણી નથી.

અન્યને ભીનાં કરી જગ છોડવું અઘરું પડે,
જિંદગી પાણી નથી કે આ મરણ પાણી નથી.

સ્હેજ ચૂમું પાની તરત છીપે તરસ, પણ તે છતાં
ફર્ક તો પડશે જ, કારણ કે ચરણ પાણી નથી.

## બે ગઝલ / *ઉર્વીશ વસાવડા*

(૧)

બધું સ્પષ્ટ દીસે, નથી કૈં જ આડું,
ક્ષણોનું સદન તો સરાસર ઊઘાડું.

ન સમજાય, કેવી રમત આ રમું છું?
બનું હું જ દર્શક ને ખુદને રમાડું!

તમે મંજૂરીની પ્રથમ મ્હોર મારો,
સભામાં પછી આપણી વાત માંડું.

હથેળી તો છે સાવ બરછટ ને કોરી,
કહે ઓ નજૂમી તને શું બતાડું?

યુગોથી બુઝેલો દીપક એક છું હું,
અજવાશ આપું, ન સ્હેજે દઝાડું.

(૨)

આપણા ગમતા પડાવો ક્યાં જશે કોને ખબર?
આમ રસ્તા ને વળાંકો ક્યાં જશે કોને ખબર?

જો મળી જાશે તને એકાદ ઉત્તર તો પછી
તું પૂછે છે એ સવાલો ક્યાં જશે કોને ખબર?

લુપ્ત થઈ જાશે બધા ચ્હેરાઓ દર્પણ તૂટતાં
આ બધા દંભી નકાબો ક્યાં જશે કોને ખબર?

પૂર તારા નામનું આંખોમાં ઊમટે એ પછી
યાદનો ખાલી તરાપો ક્યાં જશે કોને ખબર?

આજ કોલાહલ ભરેલું છે નગર આ આપણું
કાલ આ સઘળા અવાજો ક્યાં જશે કોને ખબર?

## રણઝણ કીડિયારું / *હસમુખ કે. રાવલ*

આ પળ આ પળ અજવાળું છે;
આગળ-પાછળ અંધારું છે.

પલળ્યા તો તે પળ વરસાદી,
બાકી ઠાલું ચોમાસું છે.

પગ થાક્યા પણ ના પહોંચાતું,
આ તે કેવું સરનામું છે!

પીંછાં પીંછાં પીંછેપીંછાં,
ક્યાં એકે પંખી ગાતું છે?

સૂકી ડાળે તૂટ્યા માળે,
રાત કહે : રોકાવાનું છે.

ઠરી રાત તો મીઠી લાગી,
ટમટમતું ખોડિબારું છે.

મટકી તરડી ને મધ ટપક્યું,
રણઝણ કીડિયારું આખું છે.

## ગઝલ/ *ગુણવંત ઉપાધ્યાય*

આપણે પહેલાં નહોતાં આટલાં ક્યારેય ખાલી,
ખૂંધથી ખોટા પડેલાં હાથ ઝંખે રોજ તાલી.

વ્યસ્ત કાયમ જે રહ્યો છે લાગણીની આપ-લેમાં,
છેક ભુલાઈ જવામાં મેઘદૂત શો એ ટપાલી!

આપણે સંપન્ન થયા એ વાત સાચી છે પરંતુ,
આપણી જાણ્યે-અજાણ્યે રિક્તતા પણ ફૂલીફાલી!

આંખ ખૂલતાં લાગશે એવું સમય વીતી ગયો છે,
એષણા જાતે જ આંજી'તી નયન, નિંભર-નમાલી!

ખુદપરસ્તીને જ ખુદ્દારી સમજવી ખૂબ સહેલી,
અન્યનાં આંસુ ઉપર ઊછરેલ અપનાવી ખુશાલી.

આપણે નવનીત, કારણરૂપ ને કાયમ છીએ પણ,
કોણ જાણે ક્યા નશામાં ખોઈએ ખુદની જ લાલી!

પૂછવું છે એટલું બસ આખરી સચ્ચાઈ જેવું,
જડભરત 'ગુણવન્ત'ની આ આંગળી તેં કેમ ઝાલી?

## બે કાવ્યો / *કનુ સુથાર*

### ૧. મળવાની પળ

મળવાની પળ તમે આપો, વાલમજી,
બીજું કંઈ ના હું માંગું જી રે.
સૂના દિવસ, સૂની રાતો, વાલમજી,
એથી યે સૂની જોઉં જાતને જી રે.
ઘડી ઘડી મળવાના ઓરતા, વાલમજી,
ભૂલું બીજી સૌ વાતને જી રે.
મળવાની પળ મોંઘી આપો, વાલમજી,
પળમાં એ કેવી હું તો જાગું જી રે.
રાતને દિવસ જે વીતી વાલમજી,
એ શમણાં શું ખાલી લાગે જી રે.
ભ્રમણાઓ આવીને ભાંગો, વાલમજી,
મેળવી લો સૂર એકરાગે જી રે.
મળવાની પળ એવી આપો, વાલમજી,
ભવમાં હું સૂની ના લાગું જી રે.

### ૨. ખાલી ખાલી આવો

ખાલી ખાલી આવો તોયે ભર્યું ભર્યું કેમ લાગે?
શમણાંનો સથવારો તોયે હૈયે શું આ જાગે?
પળ જેવી આ પળ તે કેવી સરતી પાસે પાસે?
આ જોઉં કે તે જોઉં ત્યાં તારી આંખ શું માગે?
આવો ત્યારે ભર્યું ભર્યું શું ઘર મેડી ને મન,
જાઓ ત્યારે ખાલી ખાલી લાગે સૌ સૂમસામ!
અહીં રહો કે તહીં રહો પણ મૂકી બીજા સાથ,
લેવા જેવું લઈએ એક જ ડગલે પગલે નામ!
એક જ પળમાં લાગે કેવું હૈયે અવળુંસવળું,
એક જ પળમાં ભર્યું ભર્યું જે દીસે ખાલી ખાલી!
કેમ કરીને પામું આ અનંત કેરી વાટ,
પળમાં ભરીને પળમાં ખાલી લાગે તોયે વ્હાલી!

## બે ગઝલ/ *ત્રિલોક મહેતા*

(૧)

સમંદર પી જવાની હરક્ષણે તાકાત રાખું છું,
મને પડકાર ના હું સજ્જ મારી જાત રાખું છું.

સહજ રીતે ઘટે છે સર્વ ઘટના ભીતરે મારી,
સતત જોયાં કરું હું ને મને બાકાત રાખું છું.

ગમે ત્યારે ઉજાગર થઈ શકે અંધાર વર્ષોનો,
ઉઘાડાં બારણાં ઘરના દિવસ ને રાત રાખું છું.

મળે છે ક્યાં કદી પણ અંત કે આદિ હયાતીનો
જરૂરત જોઈને હું વ્યાપની ઔકાત રાખું છું.

ગઝલના ધોધરૂપે અવતરણ તારું અપેક્ષું છું,
જટામાં હું નહીંતર લાખ ઝંઝાવાત રાખું છું.

(૨)

પાન જ્યારે મૂળમાં સંબંધ જોવા જાય છે,
ડાળનો વિસ્તાર કાયમ ત્યાં જ આડો થાય છે.

છે કમળના પત્ર જેવું એનુંયે હોવાપણું
હોય જળની ભીંસ વચ્ચે તોય ક્યાં ભીંજાય છે?

અશ્વ થાક્યા છે હવે, દોડી સતત આકાશમાં,
એક પળ માટેય પણ, ક્યાં સૂર્ય પોરો ખાય છે.

સોંસરું ઊતરી ગયેલું તીર જાણે ક્યાં ગયું?
ઘાવ સૌના દેહ પર તાજા હજી દેખાય છે.

રોજ પડછાયો નવો ચહેરો છુપાવીને મળે,
હાથમાં દીવો ધરી મારી ભીતર સંતાય છે.

## બે ગઝલ / *શૈલેષ પંડ્યા 'ભીનાશ'*

(૧)

એકાદ ક્ષણ પણ કોકનું આવી મળી જવું,
ખાસ્સું ગમ્યું એ શ્વાસમાં પાછું ભળી જવું.

એ આખરે તો એકલો રડતો રહ્યો સમય,
આસાન ક્યાં છે એટલું મનને કળી જવું!

વાતો કરીને આ કથા મૂંગી થઈ હવે,
બસ બંધ આંખે છેક સુધી છે ઢળી જવું.

તેં દૂરથી પણ સાદ પાડ્યો ને પ્રગટ થયો,
ક્યાં જોયું છે તેં સ્હેજમાં મારું ફળી જવું?

કૈં એકલું સળગી શકે એવું કશું નથી.
અંતિમ સમયમાં તોય થોડું ઝળહળી જવું.

(૨)

ના જિંદગીમાં શ્વાસ ઉછીના ભરી શક્યો?
ના હાથ મારા કોઈની સામે ધરી શક્યો.

અંગત હતી વાતો અને જાહેરમાં મળ્યો,
ક્યાં મૌન સંવાદોની ઓળખ પણ કરી શક્યો.

એકાંતની ઊંચી દીવાલો મેં ચણી હતી,
બે બારણાંની ભીડને ના આંતરી શક્યો.

આઘાત આગળ હોય ને આનંદ શું કરું,
ક્યારે પવન માફક અહીં અવસર કરી શક્યો.

થોડીક મીંચી આંખ ને ઘટના બની ગઈ,
ના હું સમયને ક્યાંય આડો પાથરી શક્યો.

## બે ગઝલ / *રાકેશ હાંસલિયા*

### વધે છે

મનમાં તો કાયમ કપટ ને છળ વધે છે,
સૌ હરે છે વ્હેમમાં કે બળ વધે છે?

સારમય અધ્યાય આલેખાય છે ક્યાં?
જિન્દગીના ગ્રંથનું બસ દળ વધે છે.

સોળ આની હોય લગની હર કદમ તો,
લક્ષ્ય પણ લક્ષી તરફ આગળ વધે છે!

ખુદ અધૂરપ ગાય છે ગુણગાન ખુદના,
વ્હેણ ઘટતા તૂટે છે ખળખળ વધે છે.

છે હકીકતમાં એ તૃષાનો જ વિસ્તાર,
નીલ ગગને જેટલાં વાદળ વધે છે.

કૈંક લખવાનાં ઈરાદે બેસું છું તો,
સાવ કોરો આખરે કાગળ વધે છે.

### ગોઠવાતા જાય છે

પાસનાં ગામોય ખાતાં જાય છે,
શહેર પણ મેદસ્વી થાતાં જાય છે.

જેમ દાણાઓ કણસલામાં ભરાય,
એમ સૌ અહીં ગોઠવાતા જાય છે.

ઘર, મકાનો, બંકરો, ઈમારતો,
તોય સઘળાં જોખમાતાં જાય છે.

અડચણો છે માર્ગની કોરે બધી,
તોય ચરણો ઠોકરાતાં જાય છે?

જેમ મોટા થાય છે આ બાળકો,
કોણ જાણે ઝંખવાતાં જાય છે.

## ગઝલ/ *જયંત 'સંગીત'*

ધાગો વણી શકાય તો આકાશ પણ વણાય,
બે-ચાર વાર દાખલો ખોટો ભલે ગણાય.

એકાદ વારમાં બધું ઉકલેય ના કદાચ,
આંટી ઉખેળવા જતાં આંટી પડીય જાય.

કાગળ, કલમ, કિતાબને ફૂંકો ચલમ ભરી,
ધુંઆ ઉપર સવાર થઈ મંત્રો ભણી શકાય.

પીંછું તો શૂળની પથારી પર પડ્યું ઉદાસ,
મારીને ચાંચ કોણ ગંગાજળ જરીક પાય!

વાદળ રમે છે સાતતાળીની રમત નભે,
સૂનમૂન સટાક તોય પેલી ઝૂંપડી કળાય.

## રંગ તારો/ *વિષ્ણુ પટેલ*

શબ્દની દેરી મહીં દીવો કર્યો,
ખોરડે મુજ અર્થ થૈ એ અવતર્યો!

મેં કશું જોયું ન'તું મારા મહીં,
શબ્દ મારામાં મને લઈ લઈ ફર્યો.

બહુ બધાં આવ્યાં, અને ચાલ્યાં ગયાં!
એક તેં મુજ ખાલીપો અભરે ભર્યો!

છું પ્રવાસી પંથથી અણજાણ હું,
હર વળાંકે તેં મને દીવો ધર્યો.

પાર ના પામી શકું, તો શું થયું?
શબ્દ, હું તારી સમીપે તો સર્યો!

ફાટવા આવ્યો અરે! ચોળો, છતાં
રંગ તારો ના લગીરે ઊતર્યો!

તું જ મારા શ્વાસનો શણગાર છે.
હું નથી કેવળ તને અમથો વર્યો!

## ધરા જેવું/ *આબિદ ભટ્ટ*

ધરા જેવું જરા પણ તું ખમી તો જો,
ચડીને આસમાને આથમી તો જો.

નમન સો વારનું પણ વ્યર્થ છે તારું,
સમક્ષ તારી નથી તેને નમી તો જો.

હજી એ આંગણું ને લીમડો ઊભો,
બનીને બાળ આંગણમાં રમી તો જો.

નથી ખોટા-ખરાનું જ્ઞાન એનામાં,
દિશા વિણ જાય છે ક્યાં આદમી તો જો.

જગતના ચૉકમાં હે વાંકદેખા તું,
કરી અંદર નજર તારી કમી તો જો.

નથી પડકારવો રવિને રહેવા દે,
બનીને દીપ ઘરનો ટમટમી તો જો.

## ગઝલ/ *શ્યામ રખિયાણિયા*

ગોખમાં દીવો હજી સળગે જ છે,
ઓરડે અંધાર પણ ફફડે જ છે.

કૂંપળો ફૂટી શકી ના ઝાડને,
શુષ્ક પર્ણો ડાળ પર ખખડે જ છે.

હરક્ષણે સાવધ રહે છે તે છતાં,
પગ હવાનો આ સ્થળે લથડે જ છે.

હા કહે કે ના કહે તું ઓ ધરા!
શ્રાવણી વરસાદ છે, વરસે જ છે.

સાવ સૂના મૌનના કિલ્લા મહીં,
શબ્દનો ધબકાર સતત ધબકે જ છે.

મેં જ ખોલ્યું ના કદી પણ દ્વારને,
બારણે સાંકળ સદા ખખડે જ છે.

## ચાર લઘુ કાવ્યો / *પ્રીતમ લખલાણી*

(૧)

ઢળતી સાંજે
ધુમ્મસને દરિયે
ડૂબી ગયેલા
સૂર્યની પ્રતીક્ષામાં
દીવો
રાત આખી
તારા ગણતો રહ્યો!

(૨)

ઝાલર ટાણે
દીવાની શગને
સંકોરાતી જોઈ
અંધારું
ઓસરીની
થાંભલીને વળગી
થર થર કંપે!

(૩)

ક્યારેક
સવારના કોમળ તડકે
ફૂલોની પ્રતીક્ષામાં
કોયલનો ટહુકો
ઝાકળના ટપકતા
સૂનકારમાં પાંદડાં ખેરવતા
વૃક્ષસમો થર થર ધ્રૂજે!

(૪)

મન અને ઉકરડો
આમ તો
એક જ કુળનાં છે.
ને એમ છતાં
ઉકરડે ક્યારેક
આંબો મહોરી ઊઠે!
પણ મન પર તો!

## ઊડે / *ભાવેશ ભટ્ટ*

રાત હવાની જેમ જ આવે, ઊંઘ ઊડે કે સપનાં ઊડે
એ જ ઓશિકું એ જ પથારી,
શું કરવાનું રોજ વિચારી?
એમ વિચારું ત્યાં તો પાછા ઘટનાઓના તણખાં ઊડે
રાત હવાની જેમ જ આવે, ઊંઘ ઊડે કે સપનાં ઊડે
કોને પકડે કોને છોડે?
ખાલીપાનાં વાવાઝોડે.
ચારે બાજુ ખોવાયેલા સંબંધોના રસ્તા ઊડે
રાત હવાની જેમ જ આવે, ઊંઘ ઊડે કે સપનાં ઊડે

## એક વિષાદ/ *ફિલિપ ક્લાર્ક*

ગમે તે રીતે
પસાર થઈ જશે
આપણા દિવસો
હસતા, રડતા કે હીજરાતા.
ઈચ્છાઓ અને ભૂખનાં પૂર
ચડશે, ઓસરશે;
રેતી જેવી જિંદગી ઊડી ઊડીને
ઠરી જશે વારંવાર
ધીરે ધીરે!
આપણામાં કોઈ વિસ્તરતું જશે
ને આપણે ટૂંકા થતાં જઈશું
મોડી રાતના ત્રાટકેલા વાવાઝોડાથી
તૂટી પડેલા લીલાછમ વૃક્ષની જેમ.
આપણે પણ ક્યારેક તૂટી પડીશું
આપણી જ છળકપટની છોળોથી.
તૂટવા લાગશે હયાતીના કિનારા,
અટકળો અને અવઢવોની ઈયળો
કોરી ખાશે કલ્પનાઓ કાળજાં;
દિવસો તો ગમે તે રીતે પસાર થઈ જશે
રાતો ઉજાગરાથી ભડકે બળશે
ઊંઘ સાથે થઈ બેસશે દુશ્મનાવટ
ને સપનાં અડપલાં કરી ચાલ્યાં જશે.

## ગઝલ/ *સાહિલ*

તાપણે તાપ્યું હતું એ શું હતું?
લોહીમાં છાપ્યું હતું એ શું હતું?

કોઈ પણ રીતે મળે છે મેળ ક્યાં?
માપ જે માપ્યું હતું એ શું હતું?

સાવ પાકકું સમજીને હમણાં તમે?
કાચું જે કાપ્યું હતું એ શું હતું?

જો નથી નિસ્બત તમારે કોઈ પણ,
તો તમે જાપ્યું હતું એ શું હતું?

હાથમાંથી છીનવી બીજી ક્ષણે?
હાથમાં આપ્યું હતું એ શું હતું?

જીવ ખામોશીથી લથબથ હોય તો,
શ્વાસે આલાપ્યું હતું એ શું હતું?

બંધ આંખોમાંથી 'સાહિલ' નીકળી,
આભમાં વ્યાપ્યું હતું એ શું હતું?

## અસરમાં આવતા / *દિનેશ કાનાણી*

મારી તૃષાના નગરમાં આવતાં,
ઝાંઝવાં પાછાં નજરમાં આવતાં.

મ્હેંક માટીની લઈ મારી કને,
પત્ર તારા આ લહરમાં આવતાં

યાદ તારી એકધારી આવતી,
અશ્રુઓ આઠે પ્રહરમાં આવતાં.

ક્યાંક સૂરજની થતી અવહેલના,
ક્યાંક પડછાયા ખબરમાં આવતાં.

શબ્દ ને સંગીત, શ્રોતા, ગાયકો,
પોતપોતાની અસરમાં આવતાં.

# ચાર ગઝલ/ *સતીન દેસાઈ 'પરવેઝ'*

૧

એકેય ધામ આમે સાધ્યું સધાય ક્યારે!
કે પંડ બ્હાર એના કદને મપાય ક્યારે!

ખેલાય શ્વાસ-શ્વાસે જીવી જવાનો પરચો,
પરચાના ખેલ ખેલી જીવી જવાય ક્યારે!

નરસિંહને જડ્યા'તા ક્યારે ઉકેલ પૂરા,
કર બાળીને ઉજાસો પળને અપાય ક્યારે!

વણખોલે દ્વાર એનાં ભીતર ભલે સર્યા છો,
વણ-ઉચ્ચરે જ પૂછો ઘરમાં અવાય ક્યારે!

નિઃસાર તો નથી કૈં આ જાગરણ યુગોનું,
અધપળ નિહાળી જોજો આવી સમાય ક્યારે!

એથી અગાધ કેવાં અંધારનાં પરિક્ષણ,
મીંચીને આંખ પામો ઝળહળ લપાય ક્યારે!

જન્મોનું દાન દઈનેય સાંપડે છે કળ ક્યાં!
ખાલી અકળ થતું જે કળથી ભરાય ક્યારે!

સૂરજને જ્ઞાન લાધે ઝાકળનાં તાપણામાં,
કેવળ તમસના તાપે અંતે તપાય ક્યારે!

કરતાલ જેમ કરમાં ગિરનારને ગ્રહીને,
ગાઈ બતાવે કોઈ ગઝલો ગવાય ક્યારે!

મકતાના પૂર્ણ જાપે સ્વાહા ભલે કરો પણ,
'પરવેઝ' એ તો કહિયે એને જપાય ક્યારે!

૨

રવ-અરવની સાહ્યબીમાં ખૂબ લ્હેરાયા પછી,
શું ય હળવેથી ખરે છે શ્વાસશું વાયા પછી!

બ્રહ્મની માફક સહજ નિતાંત પથરાયા પછી,
કોણ લંબાતું રહે છે આમ પડછાયા પછી!

મોક્ષ જેવું ઓગળે છે શું સઘનના વ્યાપમાં,
શું લહરમય, મોહવશ વહી જાય વિખરાયા પછી!

પ્હાડ જેવું ક્યાં લગી ઝીલ્યા કરું નિઃશેષને,
અંજલીમાં ક્યાં સમાતું શેષ પડઘાયા પછી!

આ રહ્યું, આઘું નથી કે એક ડગ માંડી જુઓ,
પ્હોંચવાનું તે પછી ક્યાં, એ ચરણ ગાયા પછી!

ક્યાં સ્વયંવરના સમી કરવી હતી લીલા ગઝલ!
કે ધનુષ થૈ ગઈ સુગંધો સ્હેજ વંકાયા પછી!

મૌનની માફક ખરેલાં ફૂલને પુછાય ક્યાં!
સાંપડે ઐશ્વર્ય કોને ઓસમાં ન્હાયા પછી!

કૈં ખમી શકશે નહીં નભ પણ તિલકના ભારને,
ઓગળી જાશે અચાનક જીત પરખાયા પછી!

હાથ ક્યાં 'પરવેઝ' લાગે બેત કોઈને કશે!
ઓઢતો ક્યારે ચરમને છેક ધરબાયા પછી!

૩

પણે છેક પ્હોંચી, પરત આવશું.
તને શ્વાસ સોંપી, તરત આવશું.

ધરે સાવ ખોટી સમય ધારણા,
ધરીને અકળ સૌ વિગત આવશું.

કદી જે સુદર્શન ન ખેલી શકે,
ધરી કર વિશે એ રમત આવશું.

ગઝલ તેડવા શેં પલાણે શબદ,
સ્વયં આવશું, મૌનવત આવશું.

સહજ સંકળાતું ગમન - આગમન,
ગમે ત્યાં અમે બિનશરત આવશું.

કમળના ઉજાશે લખી એકદા,
લઈ ઓસની કોઈ પ્રત આવશું.

વિવશ સૂર્ય શું કેમ થઈએ અમે!
કરી રાતને હસ્તગત આવશું.

પળેપળ ભલે તું જ બદલાય પણ,
યુગેયુગ સદા પૂર્વવત્ આવશું.

તિમિર શું સહજ ઝળહળી જાગશું.
ત્યજી દિવ્યતાની મમત આવશું.

ભજે છોને 'પરવેઝ' નરસિંહ શું,
જરૂરી નથી હરવખત આવશું.

૪

ફૂલ માફક ક્યાં સુવાસે નીકળ્યા!
આગવા લયના પ્રવાસે નીકળ્યા.

પળ-પળે જેની તપાસે નીકળ્યા,
એ અગોચર પાસ-પાસે નીકળ્યા.

ક્યાં ઋચાના રમ્ય પ્રાસે નીકળ્યા!
જો ફરી અમથા પ્રવાસે નીકળ્યા!

વૃક્ષતા નભની ભલે ધરબાઈ પણ,
કૈં ચરમવત્ ઘાસ-ઘાસે નીકળ્યા.

ખેરવીને શૂન્ય જેવી ભીડને,
એકલા બસ શ્વાસ-શ્વાસે નીકળ્યા.

ક્યાં લપાયા વ્રજ સ્વયં ગોતે હજી,
જે અસલના દીર્ઘ રાસે નીકળ્યા.

મોક્ષનાં ધામો ત્યજીને આખરે,
પંડના એકાંતવાસે નીકળ્યા.

કૈં નિઃરાતે રથ ફરી શણગારવા,
સાત સૂરજ હર અમાસે નીકળ્યા.

એક પળમાં યુગ પલાણી જે શકે,
એ ગઝલ થૈ બારમાસે નીકળ્યા.

મૂળ તો કાંતણ હતાં 'પરવેઝ'નાં,
જે કબીરીના લિબાસે નીકળ્યાં.

## બે ગઝલ / *મૌલિક શ્રોત્રિય*

(૧)

કોને ખબર આકાશથી છાનું હતું,
મારા વગર ઊડવાનું એ બ્હાનું હતું.

વૃક્ષો બધાંયે રાતભર ઝરતાં હશે,
વનમાં સવારે એકલું પાનું હતું.

સંવેદનો ફૂટે સમયની ધાર પર,
વણઝારને ક્યાં આમ જાવાનું હતું?

થાતી રહે છો ચોતરે ચકચાર પણ,
વિષ આમ તો પોતે જ ગળવાનું હતું!

સત એક પરપોટા સમું જીવી ગયું,
તૂટે ભરમ જળનો કે છળ શાનું હતું?

(૨)

કશે ક્યાંય નક્કર હજી અંધાર છે?
સમય તો તમસનો ઝમેલો ખાર છે.

ભટકતી હવાઓ કિનારા શોધતી,
નથી જાણતા નાવમાં મઝધાર છે.

ઉઘાડો મળે તો શબદમાં ગૂંથીએ,
મરમના ગુપિત કેટલા અણસાર છે?

કફન ઓઢવાનું પ્રણાલીમાં નથી,
કબર લગ હજી શ્વાસનો સંચાર છે.

ઠરેલી દિશાઓ વહે છો શૂન્યમાં,
વહે છે રગેરગ ગઝલ-ધબકાર છે.

ફળે ક્યાં હવાની મુરાદો આ તરફ
ખૂલી પાંખમાં પર્વતોનો ભાર છે.

## હજારમાં જોયાં / *ગૌરાંગ ઠાકર*

ફૂલ જ્યારે સવારમાં જોયાં,
મ્હેંકના બસ પ્રચારમાં જોયાં.

ના કહી જ્યારથી ગયાં છો આપ,
રોજ તમને વિચારમાં જોયાં.

સાવ પ્હેલાં અને પછી છેલ્લાં
આપને મેં હજારમાં જોયાં.

એ જ તોરણને રાખે લીલાંછમ
દ્વાર જે આવકારમાં જોયાં.

ઘાવની પીડા એટલે થઈ ના,
મેં સ્મરણ સારવારમાં જોયાં.

જળ-વમળથી ને મન વિચારોથી,
કેટલા ફેરફારમાં જોયાં.

પ્રેમની આ દુકાન ખુલ્લી છે.
મેં ય 'ઠાકર' કતારમાં જોયાં.

## ચાંપે મને/ *કિશોર મોદી*

દી' પૂરો એકલપણું આપે મને,
સાંજવેળા યાદમાં સ્થાપે મને.

એક પારાવાર છું તુજ નામનો,
આ જગત કેવી રીતે માપે મને?

બહાર છું એવો ભીતર છું, દોસ્તો,
કાટલા જેવો છતાં છાપે મને.

હું જ દુનિયાની અજાયબ ચીજ છું,
છાતીસરસો એટલે ચાંપે મને.

શર્વરી માફક સુહાવી દઈ 'કિશોર',
સ્વપ્નમાં દરરોજ આલાપે મને.

## બે ગઝલ / *દિલીપ શ્રીમાળી*

(૧)

આરતીની આગ બાળે છે મને,
ખુશબૂનો આ બાગ બાળે છે મને.

ગાય જો મલહાર કોઈ તો ઠરે,
એક દીપકરાગ બાળે છે મને.

કોઈ આવે ના અને કા... કા... કરે,
રોજ પેલો કાગ બાળે છે મને.

કોઈ મારી લાશ પર રડશો નહીં,
આંસુઓના દાગ બાળે છે મને.

(૨)

લાખ સાથે કરોડ માગે છે,
કોઈ એવાય કોડ માગે છે!

કંટકોને ગળે લગાવ્યા મેં,
ને બધા ફૂલછોડ માગે છે

હું પ્રતિબિંબ સાચવું મારાં
પથ્થરો તોડ-ફોડ માગે છે.

સૂર્ય માથે ચડી ગયો મારા,
કોઈ પાછી પરોઢ માગે છે.

ક્યાંય એનો જડે નહીં જોટો,
જોડ એવી અજોડ માગે છે.

## બે ગઝલ / *ફિલિપ ક્લાર્ક*

(૧)

સાવ ખોટાં કારણો બતલાવ ના,
આંસુ અમથાં આંખમાં તું લાવ ના.
શાંત ચિત્તે બેસીને વિચારજે.
ભીંત સાથે આયના ટકરાવ ના.
માપ જેવું ક્યાં તૃષાને હોય છે?
પંખી માફક પાંખ તું ફફડાવ ના.
આપણે રે'તાં અજાણ્યા શ્હેરમાં,
બારણાં તું કોઈના ખખડાવ નાં.
ખીલવાની એક મોસમ હોય છે,
તું અકાળે ખુદને કરમાવ ના.

(૨)

ભાસ કે આભાસ વચ્ચે જીવતાં,
કેટલા કંકાસ વચ્ચે જીવતાં?
ને ઉઝરડા છાતીએ લાગી જતા,
રેશમી સહવાસ વચ્ચે જીવતાં.
નામ પણ એ ફૂલનું ના જાણતાં,
ફૂલની સુવાસ વચ્ચે જીવતાં.
રાત-દિવસ લોહીનું પાણી કરી,
ક્યાંક વળતી હાશ વચ્ચે જીવતાં.
આંખમાં લીલાશનો દરિયો ભરી,
સાવ સુક્કા ઘાસ વચ્ચે જીવતાં.

**ભૂલસુધાર**

'કવિલોક' માર્ચ-એપ્રિલ ૨૦૦૫ના અંકમાં પૃષ્ઠ ૩૪ પર પ્રકાશિત રાધેશ્યામ શર્માના આસ્વાદલેખનું શીર્ષક 'અભિતપ્ત સંવેદનાના કલ્પના-રૂપો' એમ વાંચવું. તદુપરાંત 'સીબક'ને બદલે 'સ્તબક' વાંચવું.

અનુવાદ : પ્રફુલ્લ રાવલ

## EURYDICE / *Vassilis Vitsaxis*

This evening
As a throb of music
Thrilled within my breast
I came down one by one
The airy steps of sounds

From down below
The echo of the tempest
To the tumultuous clamour
Of the demented sea
And from the hollow clash
Of falling trees in distant woods
Into the mystic depths
Of Silience...

A placid take
Became the river of the sounds
And dead upon its surface
Lay still the ripples of their echo

My ears turned blind
And in this darkness
Neither my fingertips could hear
Nor could the soundboards of my breast
Resound
The pulsing splashes of a rhythm

As in a dream
My soul was floating free
Doors opened
No human hand had built
And let the call
Of the dumb bells come in
Inviting to the glow
Which lies beyond white heat
...Voices afar
In bright cascades of colours bathed,
Flowing from an unearthly prism
In Pluto's realm of silence
I trod upon the footsteps of Orpheus
Seeking
Under the Apollon an light
of the dumb bells
Eurydice
-My Eurydice-

No magic lyre had I
Nor an angelic voice
And dreaded the unknown path
Though prior to me
Both men and gods had followed it

One is always alone
In quast of Eurydice !

Suddenly
For a moment
-Only a moment-
It was as though I felt her
Ethereal and intangible
Floating around me
But as I tried to see her
Face to face
-Perhaps because of this-
She vanished....

## યૂરિડિસી

આ સાંજે
સંગીતના ધબકાર જેવું
મારી છાતીમાં કંપન થયું
અદાજમાં એક એક પગથિયેથી હું
નીચે ઊતર્યો

નીચેથી આગળ
ઉત્પાતનો પડઘો
ભાનભૂલેલા દરિયાના પ્રક્ષુબ્ધ પોકાર તરફ
અને દૂરના જંગલોમાં પડતાં વૃક્ષોના
પોલા અવાજમાંથી
શાંતિના રહસ્યમય ઊંડાણમાં

સૌમ્ય સરોવર
અવાજોની નદી બની
અને તેની સપાટી પર મૃત્યુ પામેલા
હજુ પડ્યા છે તેમના પડઘાના ખળખળ અવાજ

મારા કર્ણ આંધળા બન્યા
અને આ અંધકારમાં
નથી સાંભળી શકતા મારા ટેરવાં કે
મારી છાતીના અવાજ-પડદા
પુનઃ અવાજ
નાડીના ધબકારનો લય

જેમ સ્વપ્નમાં
મારો આત્મા મુક્ત તરી રહ્યો હતો
દ્વારો ખૂલ્યાં
એકેય માનવીય હસ્ત ન બંધાયો
અને મૂક ઘંટના અવાજ આવવા દો
સુરખીને આમંત્રતા
જે શ્વેત ઉષ્ણતા પાછળ પડેલી છે
...દૂરના ધ્વનિઓ
રંગોના તેજસ્વી જળધોધમાં નહાતા
અપાર્થિવ ઘનમાંથી વહેતા
પ્લુટોના શાંત પ્રદેશમાં
મેં ઑર્ફિયૂસનાં પગલાના અવાજો પર પગલું
પાડ્યું

મૂક ઘંટોના એપોલિયન પ્રકાશ નીચે
શોધતાં
યૂરિડિસી
-મારી યૂરિડિસી

મારી પાસે નહોતી ચમત્કારી સિતાર
કે નહોતો દેવદૂતી અવાજ
અને બિહામણો અપરિચિત પથ
જોકે મારી સમાન્તર
ઉભય મનુષ્યો અને દેવો તેને અનુસર્યા હતા

એ કાયમ એકલો હોય છે
યૂરિડિસીની શોધમાં

એકાએક
ક્ષણવાર
-માત્ર એક ક્ષણ-
તે હતી જો કે મેં તેને અનુભવી તેવી
દિવ્ય અને અગોચર
મારી આજુબાજુ તરતી
પણ જેમ મેં તેને પ્રત્યક્ષ જોવાનો પ્રયત્ન કર્યો
-કદાચ આ કારણે જ
તે અદશ્ય થઈ ગઈ....

## અભાવનો બ્રહ્મનાદ / ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

*બધો થાક મૃત્યુ સુધીનો જ છે.*
*ખરેખર વિસામો પછીનો જ છે. (પૃ. ૩૫)*

કેટલાક ગઝલકારમાં દાર્શનિક અવસ્થાઓ પ્રબળ પ્રવર્તમાન હોય છે અનુભૂતિજન્ય દર્શનમાં કોળતો કવિ પરમતત્ત્વનો સાક્ષાત્કારજીવનનાં સત્વ-તત્ત્વની વચ્ચેય નિર્લેપતાની મોજમાં લ્હેરાઈને પામતો હોય છે. કાવ્યમય અભાવમાં પણ તેના ચરમ સાન્નિધ્યની ભાવલીલામાં રમમાણ જોવાય છે. આમ, અહીં ઐશ્વર્યના અભાવનો સંદર્ભ અનઐશ્વર્ય ભણી નહીં પરંતુ કવિ-ભાવક બન્ને રહસ્ય સહજને પ્રતિપાદિત કરવા ભણી દોરે છે. 'તારા અભાવમાં'ના સર્જક ધૂની માંડલિયા પણ તેમની નેવું ગઝલોમાં એક એવા અભાવનું ભાવ નિરૂપણ કરે છે જે મીરાંની જેમ પ્રીતમથી માંડીને પરમતત્વમાં ગૂંથાય છે.

ઉપર્યુક્ત શે'ર દ્વારા હાસિલે-કાયનાત શેર જન્માવી કવિ મૃત્યુપશ્ચાતના અથાગ સંદર્ભો ઊઘાડે છે. મૃત્યુપશ્ચાત (Beyond Death)નું માહત્મ્યગાન આ. પૂર્વે ભલે ગવાઈ ચૂક્યું હોય, આ કવિ પુનરુક્તિમાં પણ જીવનના અંતિમનો છેદ કરી ગેબી વિસામાનો ઘટસ્ફોટ એ રીતે કરે છે કે જાણે એ સફરનું આહ્વાન એ સ્વયં બની ચૂક્યા હોય.

*એક બારી ઊઘડી ને બંધ થઈ,*
*એટલામાં એક ભવ ગાળ્યો અમે. (પૃ. ૪૩)*

શાશ્વતદર્શનના ઝબકારમાં એક આખો ભવ ગાળનાર સર્જકના આ સંગ્રહની પૂર્વભૂમિકા બાંધતા વેંત ઉર્દૂ શાયર જિગર મુરાદાબાદીનો એક સમાનાર્થી શે'ર સ્મરણમાં આવે ખરો,

*અદમ કી રાહ મેં રકખા હૈ પહલા હી કદમ મૈંને,*
*મગર અહબાબ ઉસકો આખરી મંઝિલ સમઝતે હૈ.*

(અર્થાત્, પરલોકના રસ્તે મેં હજી મારું પ્રથમ ચરણ જ માંડ્યું છે છતાં મિત્રો તેને અંતિમ ચરણ માને છે.)

આ લોક કે ત્રિલોકની વ્યંજનાઓ ધૂનીભાઈને સહજ છે. ગઝલનું મૂળગત સંવિધાન રહસ્યધર્મી વાસ્તવને પ્રગટાવવાનો કલા-કસબ કેળવતું હોય છે. પારદર્શિતાના પરિવેશમાં ડોકાતો આ કવિ શબ્દ-મંત્રના ઉપકરણોને રંગ-રૂપ-સૌંદર્યની સાચી સમજણ આપીને જ ગઝલના અંતરમાં પ્રવેશે છે. ભગવો ધારણ કરે છે.

*શબ્દ જ્યારે પણ સમજણો થાય છે.*
*અર્થ ત્યારે કંકુવરણો થાય છે. (પૃ. ૨૯)*
*બ્રહ્મવાણી થઈ જગતમાં ફોરશે,*
*એક સાચો શબ્દ ભીતર વાવ તું. (પૃ. ૮૮)*

પ્રબળ સજગતાનો મર્મી ગઝલમાં આત્મસંવાદની જે લીલાઓમાં છોળે છે. તેમાં તેમના દુન્યવી વિચ્છેદની તીવ્રતમ્ લાગણીઓ સૂફી સંતત્વ તરફ અનાયાસ દોરાય છે. પરિણામે પ્રાપ્ય એકાકીપણું (અભાવ-સંયોજન) તેની સંકલ્પબદ્ધ ગતિનું જ પરિચાયક હોવાથી પીડાકારક નહીં; પરંતુ આત્મસંતર્પક અને સંવર્ધક નીવડે છે. તેથી જ કવિ તેમના અનેક શે'રમાં આમ ગતિ કરે છે.

*ચિંતન કબીરા એટલું શીખવે મને,*
*મારી ભલી આ સાળ, ને હું ભલો.' (પૃ. ૮૯)*
*હું પલાંઠી વાળતો તારા સ્મરણમાં જઈ ચઢું,*
*એક પણ ડગ ના ભરું તોયે પ્રવાસો હોય છે. (પૃ. ૪૬)*
*જ્યાં ઊભો છું ત્યાં જ 'ધૂની' પ્હોંચવાનું હોય છે.*
*પંથ લાંબો છે ને ચરણ સળવળે નહીં.' (પૃ. ૪૦)*

જેમ રાજેન્દ્ર શુક્લ હોવા વિશેનું ગતિનિરૂપણ એક શે'રમાં કરે છે.

*હું ત્યાં જ છું, હતો હું જ્યાં, હું સ્હેજપણ ખસ્યો નથી,*
*ને અનાદિકાળથી હું સતત પ્રવાસ છું.*

એમ આ કવિ પણ જીવન સમસ્તની ગતિ વિફલતાને પ્રમાણ્યા પછી જ પ્રકૃતિનાં ધ્વનિ-દ્યુતિ-

શ્રુતિના અવકાશમાં ગતિમાન એવા પ્રતીક-કલ્પનને પણ પડકારે છે. તેના નિરર્થક ચલાયમાન વેગ-પ્રવેગ વિશે અનેક ભાવનિરૂપણ કરી ચેતવે છે. ગઝલમાં મહદઅંશે જોવા જડતી વક્રોક્તિની સાથે બોધાત્મક અભિગમને ય અપનાવી શેરિયતમાં પરંપરાગત રૂઢી અવલંબનને નકારે છે.

*આકાશવત થાવું હસે તો સ્થિર થા સૂરજ,*
*ફોગટ સમય કાં વેડફે તું આવજાવમાં. (પૃ. ૬૫)*
*તારા પ્રખર પેટાળ પર ગુમાન સૂરજ રાખ ના,*
*ઊગ્યા વગરના કૈંક સૂરજ હોય છે ઝાકળ મહીં. (પૃ. ૪૧)*
*છલાંગો મહીંથી પલાંઠી મળે.*
*કદી અશ્વ કાં હણહણાટી મળે. (પૃ. ૩૧)*
*પ્રથમ વાંસળીનું મળે એક શબ,*
*પછી લાશ ત્યાંથી હવાની મળે. (પૃ. ૩૧)*

અશ્વ, સૂરજ, વાંસળી, હવા જેવા સ્વપર્યાપ્ત અને સમર્થ તત્ત્વોને પણ અનન્ય સજીવારોપણ દ્વારા જાગૃતિનું આહ્‌વાન કરવાનું ગઝલકર્મ ધૂનીભાઈ જ કરી શકે. જાગરણ અને જાગૃતિ વચ્ચેના સઘન ભેદ સાથે જન્મોજન્મનો નાતોય ઈશ્વરદત્ત હોય છે. ગઝલમાં જાગરણના સ્થૂળ આવિર્ભાવનું નહીં-પરંતુ સૂક્ષ્મતર દર્શન આ કવિ કેટલી સહજતાથી કરાવે છે.

*જાગરણને છાંયડે જંપી ગયા અમે,*
*ઊંઘે મચાવ્યો શોર તો જાગી ગયા અમે. (પૃ. ૩)*
*ઊંઘને સત્કારવા જાગ્યા અમે,*
*જાગતા પ્હોંચી ગયા નીંદર સુધી. (પૃ. ૭૨)*

ઊંઘ-જાગરણ વચ્ચેની ભિન્નતાને (વિરોધાભાસ નહીં) ગઝલત્વના અંતિમમાં ઓગાળવાનો શ્રેય આ કવિને હાથવગો છે. જીવન-મૃત્યુની દ્વિવિધ સફરનો આલેખ અનેક શે'રમાં પ્રગટતો હોવા છતાં, કવિ માત્ર અધ્યાત્મ કે પરલોકના જ અનુગામી નથી રહેતા. પરંતુ તેઓ બરાબર જાણે છે કે કઠોર વાસ્તવવાદના રસકસની અભિપ્સાથી ગઝલને એકેય જન્મે મુક્તિ સાંપડવાની નથી જ. તેથી જ ગઝલનાં પાત્રને પ્રતીક, ભાવ-સંવેદનોથી છલકાવા સમાધિજન્ય પલાંઠીનોય નિષેધ સાધે છે.

*પલાંઠી મળે તો મળે પદ પરમ પણ,*
*કરું શું આ ભીતર થતી આવ-જાની. (પૃ. ૮૪)*

જેમ અધ્યાત્મમાં ચરમ લક્ષ્ય સંવિધાનનો અનુગ્રહ સધાય છે તેમ નિરંતર ભીતરી આવાગમનનાય કૈંક અકળ સંદર્ભો રચાતા હોય છે. તેથી જ ગઝલમાં આંતર-બાહ્યવિહારનો અનુક્રમ છેક મક્તા સુધી રચાતો હોય છે તેના સઘન પ્રમાણો આ કવિ ઠેર-ઠેર આપે છે.

*વેંત છેટું હોય છે તારું નગર ને સ્વપ્ન તૂટે,*
*ને નવેસરથી 'ધૂની' કૂચ કરવાની રહે. (પૃ. ૬૯)*
*ગયું છે કોઈ અંદર કાં પછી કોઈ બહાર આવ્યું છે,*
*ગમે તે હો 'ધૂની' ઘરના હજી ખુલ્લા કમાડો છે. (પૃ. ૫૪)*

ભાવવૈવિધ્યને સાકાર કરવા મથતો કવિ ગતિવિષયક સંવેદનાને નવા-નવા શબ્દચિત્રોમાં કંડારે છે. ધજા-હવાના રોચક અનુસંધાને પણ વિઘટિત-વિભાજિત પ્રજ્ઞામાં નિરૂપી, દિગ્વિજયી ધનીમાંય હવાના આધિપાત્ય અને હવાની ગુલામીનો નિર્દેશ કરાવી વાંઝણી વિજય સંરચના પર આક્રમક પ્રહાર કરે છે.

*ફરમાન પવનનું થતા નાચશે ઊંધી જશે.*
*ક્યાં આગવું વ્યક્તિત્વ જેવું પણ ધજાનું હોય છે. (પૃ. ૪૪)*

તો વળી, આજ કવિ વિજયની ઋચાને પરાસ્ત કર્યા પછીય ક્યાં જંપે છે? એમની તીક્ષ્ણ વક્રદૃષ્ટિ બાહ્યિક સંવિધાનને આસનસ્થ કરતા પ્રતીકો સામે લાલ આંખ કરે છે. મિથ્યા આડંબર અને મિથ્યા પ્રસ્થાપના કેવા વિઘાતક પરિમાણો સર્જે છે તેનાં જીવંત દૃષ્ટાંત અનેક શે'રમાં નિર્મે છે.

*કાજીપણું કરતા રહી શું મેળવ્યું એને, કહો,*
*અસ્થિર ડામાડોળ ભાવિ, ત્રાજવાનું હોય છે. (પૃ. ૪૪)*
*સોળ શણગારો સજી બેઠી નદી,*
*રૂપ જોવા પૂર રોકાતું નથી (પૃ. ૮૫)*

આ કવિના તપ-તાપ સાથે લાગણીનું નિર્મળ તત્ત્વ

ખૂબ ઊંડે વણાયેલું છે. તેથી જ આત્મ સંગતિમાં જ્યારે વિભક્તિનો અસાહ્ય અનુક્રમ રચાય ત્યારે આ કવિ મૂળસોતું ઊખડીને આક્રંદ કરવા પ્રેરાય છે. તેની બાળસહજ અભિવ્યક્તિ જોઈએ.

*બાળક રડે ને બૂમ પણ પાડી શકે નહીં,*
*વીતી હશે કેવી ત્યારે પારણા ઉપર?*

અધ્યાત્મ, પરા અધ્યાત્મ અને વાસ્તવવાદ સાથે પુરાકલ્પન (Myth)ને સંગોપવાનું મમત્વ કોઈ કાળે ગઝલ ત્યાગી શકી નથી. ગઝલના સર્વાંગી વિકાસમાં આ તત્વનું મૂલ્ય લેશમાત્ર ઓછું નથી. છતાં પુરાકલ્પન સંયોજનની સભાનતા ગઝલ શૃંગારને ક્યારેક અભડાવી નાખે પણ ખરી. સદ્‌ભાગ્યે આ કવિમાં જે મમત્વ પ્રગટ્યું છે તે કૃષ્ણ, રાધા, યુધિષ્ઠિર સુધી જ સિમિત છે. છતાં ગઝલના આંતરસત્વને ગમે તે ધાગે ઝીણું ઝીણું કાંતવાની નિપુણતાના આ સ્વામીને પુરાકલ્પન આ કાળના જ સનાતને જાગર કરવામાં યુગોપશ્ચાત્ પણ કાગળ પર કેવું ચીતરાય છે.

*એ ફૂંક, એ હોઠ કૃષ્ણના ક્યાંથી લાવશું!*
*મેળા મહીં બહુ-બહુ તો વાંસળી મળે. (પૃ. ૧૨)*
*હે યુધિષ્ઠિર શું અનુભવ આપનો છે આખરી,*
*શબ્દ બંધન કે પછી છટકી જવાનું નામ છે! (પૃ. ૨૬)*

આમ, ગઝલના વિશાળફલકને ચપટી વગાડતાં જ આવરી લેવાનું સામર્થ્ય આ કવિની ચેતનામાં જોવા જડે છે. પ્રતીક, કલ્પનના બૃહદ સાધનો વડે સાકાર-નિરાકાર બન્નેનો લક્ષ્યવેધ સમાંતરે સધાયો છે તેમ છતાં ઈશ્કેમિજાજી દ્વારા જ ઇશ્કેહકીકીનો પંથવિહાર ક્યારેક સ્થૂળ પ્રણયચિત્રાંકનો કરી બેસે ત્યારે કબીરાઈની સુંદર વણાટમાં ભગ્ન તારના સાંધાય જોવા જડે ખરા! જે ગઝલની સમગ્રતાને ઠેસ પ્હોંચાડે છે.

*કેવળ ગઝલ સુણાવી રીઝી શકો ન છોકરી*
*કોઈ વખત ખિસ્સા મહીં સો-બસ્સો પણ જોઈએ.*
*પેટભરીને પ્રેમપત્રો છે અમીર છું.*
*આના વગર ઘરમાં કશો સામાન પણ નથી. (પૃ. ૫)*

એટલું જ નહીં, ક્યાંક અનુકરણીય અંદાઝે બયાંમાં અટવાતો કવિ સરળ-સપાટ બયાનીનો ભોગ પણ બને છે. આ શે'ર ગાલિબના શે'રને મળતો આવે છે.

*ચંદ તસવીરે-બૂતાં ચંદ હસીનો કે ખતૂત,*
*બાદ મરને કે મેરે ઘરસે યે સામાં નિકલા*

(અર્થાત્ મારા મરણ બાદ મારા ઘરમાંથી કેટલાંક સૌન્દર્ય-ચિત્રો, કેટલીક સુંદરીઓના પત્રો એ જ માત્ર સામાન સ્વરૂપે મળ્યું.)

છંદદોષની ત્રુટિઓ તેમજ આયાસયુક્ત ગઝલ ચિતારની મથામણો પણ સંગ્રહમાં ડોકિયા કરે છે. વળી, ગઝલના વાસંતી મેળામાં શે'રની ભરપૂર સુગંધો વચ્ચે અટવાતા કેટલાંક ગીત અને અછાંદસ રચનાઓ નિજબાનીમાં ઠીક-ઠીક સંતર્પક હોવા છતાંય વણનોતરેલ મોસમોના પરિપાક રૂપે અંતિમ પૃષ્ઠો પર પ્રગટી હોય તેવું લાગે છે.

*તેમ છતાં જેમ 'ગાલિબ' ફરમાવે છે.*
*જબ કે તુજ બિન નહીં કોઈ મૌજૂદ,*
*ફિર યે હંગામા, એ ખુદા ક્યા હૈ !*

(અર્થાત્ જ્યારે તારા સિવાય બીજું કોઈ હાજર છે જ નહીં તો હે ઈશ્વર, આ હંગામાનું અસ્તિત્વ શું છે)

ગાલિબની જેમ ધૂનીભાઈનું રહસ્ય ચિંતન સમગ્ર સંગ્રહમાં ઐશ્વર્ય અનુભૂતિના તત્ત્વ-તત્વમાં અવિરત પડઘાતું રહ્યું છે. અનેકવિધ અભાવમાંયે ઐશ્વર્યના ભાવપ્રદેશ જાણી અંતિમ ચરણ તેઓ માંડી ચૂક્યા છે. બ્રહ્માનાદે ગઝલના જાપ જપતા આ કવિને એના વિરલ પ્રાગટ્યની ક્ષણે 'કબીર શું કુટિયા' આવીને મળશે જ તેમાં કોઈ શંકા નથી.

*ચાલ, સૂફી સંતની કુટિયા ભણી 'ધૂની' હવે,*
*જે સતત પડઘાય છે તે બ્રહ્મ-બ્રહ્માનાદ છે. (પૃ. ૯૭)*

*[તારા અભાવમાં (કવિતાસંગ્રહ) લે. ધૂની માંડલિયા, પ્રથમ આવૃત્તિ, મે ૨૦૦૫, કિંમત રૂ. ૮૦/- પ્રકાશક : આર.આર. શેઠ ઍન્ડ કંપની, અમદાવાદ-૧]*□

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | | |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | | |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | ૩૦. કોપમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

**C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧**

**ફોન : ૨૨૧૪૩૭૪૫**

કવિલોક : મા

## ભુલાય કેમ?

છોડ્યું ભલે વતન ચાલીસ વર્ષ પ્હેલાં,
ને છો વસું સુદૂર દેશ, પરંતુ જાણો
હું દેશનો બહુ વિચાર કર્યા કરું છું,
જેવી મળી તક મને બસ દોડી જાતો
ને પ્હોંચીને પ્રથમ ગામ જૂને જઉં છું,
જ્યાં જ્યાં વસ્યો જઈ બધે મળું મિત્ર જૂના,
જ્યાં નોકરી કપરી કૈંક કરી વખાની,
ને હા જી હા કરી ખુશામત શેઠની મેં
દિવાળી બોનસ, પ્રમોશન કંઈક લીધાં,
જ્યાં ઓરડી લઘુકથી ઘર માંડ્યું પ્હેલું,
દાંપત્યના પ્રથમ જ્યાં પગલાં ભર્યાં, ને
દેવે દીધો રતન શો અમ પુત્ર ખોયો,
એ દેશ, ગામ, ઘર, લોક ભુલાય કેમ?
એ તો રમે રગરગે, ઉર હેમખેમ.

('ઇન્ડિયા, ઇન્ડિયા'માંથી) -નટવર ગાંધી

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

અંગ્રેજી ૩૦/૫/૨૦૦૬

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ
ગ્રીષ્મ
વિ.સં.૨૦૬૨

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

મે-જૂન ૨૦૦૬
વર્ષ ૪૯ : અંક : ૩
સળંગ અંક : ૨૯૧




તંત્રી

**ધીરુ પરીખ**



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૯ : અંક ૩ સળંગ અંક ૨૯૧



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- છે તેની સહુએ નોંધ લેવી**

તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા : વાર્ષિક $ 7. અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 6, આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે – ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં – પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

ગ્રીષ્મ વિ.સં. ૨૦૬૨ મે-જૂન ૨૦૦૬



# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.



## કવિતા અને પ્રશિષ્ટતા

**મા**ત્ર કવિતામાં જ નહીં, પરન્તુ કલામાત્રમાં પ્રશિષ્ટતાની એક વિભાવનાનું પ્રચલન છે. શબ્દની કલાની વાત કરીએ તો વ્યાપક અર્થમાં સાહિત્યમાં પ્રશિષ્ટતાનું એક વિશેષ મૂલ્ય છે. અને આ દૃષ્ટિએ કવિતામાં પણ પ્રશિષ્ટતા એક વ્યાપક વિભાવના છે, અને તે આપણે ત્યાં પશ્ચિમમાંથી આવેલી કે સ્વીકારેલી પારિભાષા છે. આપણા કાવ્યશાસ્ત્રમાં, એટલે કે સાહિત્યશાસ્ત્રમાં, પ્રશિષ્ટતાની કોઈ સ્પષ્ટ સ્વીકૃત વિભાવના નથી. લગભગ સવાસો વર્ષ પૂર્વે ગુજરાતી સાહિત્યમાં, અંગ્રેજીના પ્રભાવ નીચે, પ્રશિષ્ટતાની વિભાવનાની ચર્ચાનો આરંભ થયેલો.

અહીં આ વિભાવના કવિતાક્ષેત્ર પૂરતી મર્યાદિત રાખી છે. આમ તો આ વિભાવના મૂળમાં જીવન પ્રત્યેના અભિગમમાંથી આવે છે. જીવન પ્રત્યેનું શિષ્ટતાભર્યું વલણ કાવ્યસાહિત્યમાં એ વિભાવનાનું અવધારણ બને છે. આપણે 'પ્રશિષ્ટ' શબ્દ અપનાવ્યો છે તે 'classic'ના પર્યાયરૂપે છે. અંગ્રેજીમાં આ 'classic' શબ્દ લૅટિનના 'classicus'માંથી ઊતરી આવ્યો છે. યુરોપીયન કુળની અન્ય ભાષાઓમાં પણ આ શબ્દ એની વિચારધારા પર જ સ્વીકાર પામ્યો છે. ફ્રેંચમાં એ 'classique' કે સ્પૅનિશમાં 'clasico' કે જર્મનીમાં 'klassisch' વગેરે. પરન્તુ પ્રશિષ્ટ કૃતિ વિષયક સૌપ્રથમ વિચારણા પ્રાચીન લૅટિનમાં થયેલી છે. ત્યાર પછી યુરોપમાં પુનરુત્થાનકાળ દરમિયાન યુરોપીય વિવેચનામાં એ વિશેની વિચારણા

મળે છે. ઈ.સ.ની બીજી સદીમાં ઇટાલિયન વૈયાકરણી ઑલસ ગેલિયસે (Aulus Gellius) લૅટિન સર્જક કોર્નેલિયસ ફ્રેન્ટો (Cornelius Fronto) માટે સ્ક્રિપ્ટર કલાસિકસ (scriptor classicus) પ્રશિષ્ટ સર્જક એવો શબ્દપ્રયોગ સાહિત્યના સંદર્ભે કર્યો હતો. લૅટિનમાં 'classici'નો અર્થ નિશ્ચિત આવકવાળો ઉચ્ચ વર્ગ એવો થાય છે, અને આવા અધિકારી વર્ગ માટે સર્જાતું સાહિત્ય તે કલાસિકલ – પ્રશિષ્ટ. આમ, એક અર્થમાં શિષ્ટ સાહિત્ય એ ખાસ વર્ગ માટેનું સાહિત્ય છે. આ રીતે શિષ્ટ કવિતા એ આમવર્ગ માટે નહીં, પણ ખાસવર્ગ માટે છે.

અસલમાં તો પ્રાચીન ગ્રીસ અને રોમનાં પુરાકલ્પનોને કેન્દ્રમાં રાખીને રચાયેલી રચનાઓને આ પ્રશિષ્ટ સાહિત્યની ગંગોત્રી માનવામાં આવે છે. ત્યારે આ પ્રશિષ્ટતા એટલે કે classical છે શું? કુદરત વચ્ચે જન્મી અને તેની વચ્ચે જીવતો મનુષ્ય આરંભમાં તેનું અનુકરણ કરે તે સ્વાભાવિક સર્જનઘટના છે. પરન્તુ જ્યારે સર્જક કેવળ ઊર્મિના આવેગપ્રેર્યો ઉન્મત્ત લખાણ તરફ વળે છે ત્યારે તેમાં અભિવ્યક્ત વિચારભાવ અને તેની અભિવ્યક્તિમાં ઉન્માદ હોય છે. આવી ઉન્માદી મનોદશામાં થયેલાં સર્જનો એક મોટા વાચકવર્ગને ખેંચી રાખે જરૂરી, પણ તે અલ્પકાલીન અસર હોય છે. પરંતુ વિચાર કે સંવેદનને સદ્યતાના સંવેગથી અળગા રહી સર્જક તેને તાટસ્થ્યપૂર્વક નિયંત્રિત કરે ત્યારે તેની સર્જનકૃતિ નવું રૂપ ધારણ કરે છે.

આગળ વાત કરી તેમ પ્રાચીન ગ્રીસ અને રોમની પુરાકલ્પન-આધારિત રચનાઓ પ્રશિષ્ટતાના વિભાવના મૂળમાં છે તે એ અર્થમાં કે સર્જક પુરાકલ્પનને સ્વસ્થ ચિત્તે ફેરવિચારે છે અને તટસ્થ બુદ્ધિએ તેનું નિરૂપણ કરે છે. આવી કાવ્યરચનાઓ ભલે આમવર્ગને કદાચ ન આકર્ષે કે આકર્ષી શકે છે. પરન્તુ તે એક નાના અધિકારી વિશિષ્ટ વર્ગને અવશ્ય અને અવશ્ય આકર્ષે કે આકર્ષી શકે છે. આ અર્થમાં આપણે ત્યાં કાન્તનાં ખંડકાવ્યો 'વસંતવિજય', 'અતિજ્ઞાન', 'કચ-દેવયાની' પ્રશિષ્ટ વર્ગની કવિતામાં આવી શકે કે પછી બળવન્તરાય ઠાકોરનું 'આરોહણ' કે એમનાં કેટલાંક સૉનેટ પણ પ્રશિષ્ટ કૃતિઓની ગણનામાં આવી શકે. ન્હાનાલાલનું 'પિતૃતર્પણ' કે કલાપીની 'આપની યાદી' ગઝલ પણ આ ન્યાયે પ્રશિષ્ટ કૃતિઓ કહી શકાય. રાજેન્દ્ર શાહની સૉનેટમાળા 'આયુષ્યના અવશેષે' કે 'શ્રાવણી મધ્યાહ્ને' કે 'શેષ અભિસાર' પણ પ્રશિષ્ટ વર્ગની રચનાઓ જ ગણાય. નિરંજન ભગતનો 'પ્રવાલદ્વીપ' કાવ્યગુચ્છ કે એમની અધઝાઝેરી રચનાઓ પ્રશિષ્ટતાની સીમામાં આવે છે. 'પ્રવાલ દ્વીપ'માં સંવેદના ભલે આધુનિક હોય પણ રૂપવિધાન પ્રશિષ્ટ છે.

આ પ્રશિષ્ટતા એ કોઈ સમયસાપેક્ષ કે વિષયસાપેક્ષ વિભાવના નથી. કોઈ પણ વિષયની કોઈ પણ સમયે પ્રશિષ્ટ કવિતા સર્જી શકાતી હોય છે. આવી રચનામાં ચિત્તક્ષોભ પછીની પ્રશાંત પળોદીધી માવજત મહત્ત્વની હોય છે. આથી પ્રશિષ્ટ કૃતિ એ સભાન સર્જન છે. આપણે જે પ્રશિષ્ટ શબ્દ 'ક્લાસિક'ના પર્યાય તરીકે સ્વીકાર્યો છે તેના મૂળમાં છે 'શાસ્' ધાતુ. આ ધાતુમાંથી શિક્ષિત, શાસિત જેવા શબ્દો ઘડાયા છે. એટલે કે જે સંવેદનાની ઉન્માદી પળોને પળોટીને સંયમિત કરે છે તે શિક્ષિત છે, શિષ્ટ છે, શાસિત છે. અનિયંત્રિત ઊર્મિ-આવેગ પરનું આ બૌદ્ધિક શાસન સર્જનમાં સભાનતા અને સંયમ આણે છે. આવા સભાન સંયમથી રચાયેલી કવિતામાં છંદોલય અને ભાષાશૈલી એમ ઉભય ક્ષેત્રે સંવાદિતા જોવા મળે છે. આવી પ્રશિષ્ટ કવિતામાં આથી એક પ્રકારની ચોકસાઈ અને ચતુરાઈ હોય છે, એમાં સંયમ અને સંવાદિતા હોય છે. એમાં આકારગત અને વસ્તુગત વ્યવસ્થા હોય છે અને ભાવોર્મિગત ઊર્જિસ્વિતા હોય છે. આથી જ એમાં તરલ તરંગલીલા નહીં, પણ ભવ્ય કલ્પનોદ્ગયનો હોય છે. નરસિંહ જેવા મધ્યકાલના કવિ પાસેથી આથી જ આવી એક પંક્તિ મળે કે 'સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે, સોનાના પારણા માંહી ઝૂલે.'

ભાષાભિવ્યક્તિની ચોકસાઈ અને ભાવોર્મિની ઊર્જસ્વિતા આવી કવિતાને સમયના બંધનથી પાર લઈ જાય છે. એટલે કે પ્રાચીન તે પ્રશિષ્ટ અને અર્વાચીન કે આધુનિક તે પ્રશિષ્ટ નહીં તેવો ભ્રામક ખ્યાલ દૂર થાય તો પ્રશિષ્ટતાને તેના સાચા પરિમાણમાં પામી શકાય. અને આથી જ આવી પ્રશિષ્ટ કવિતા કાળના સીમાડાથી પર અને પારની બનીને રહે છે. એટલે કે 'પ્રશિષ્ટ કવિતા નિત્યનૂતન છે. બીજા શબ્દોમાં કહીએ તો પ્રશિષ્ટ કવિતા સનાતન કવિતા છે. અને એટલે જ પ્રશિષ્ટની વિભાવનાનું 'વાદ'માં રૂપાંતર કરીએ ત્યારે તે સભાનતા રહેવી ઘટે કે આવી પ્રશિષ્ટતાવાદી કવિતા એ કોઈ કાળસાપેક્ષ વિચારવલણવાદી કવિતા નથી.

આમ વિચારીએ ત્યારે એ સ્પષ્ટ થશે કે પ્રશિષ્ટતાની વિચારણા અસ્તિત્વમાં આવી, એ પારિભાષિક સંજ્ઞાનો ઉપયોગ થવા લાગ્યો તે પૂર્વેથી પ્રશિષ્ટ કવિતા અસ્તિત્વમાં હતી. આથી પ્રશિષ્ટ કવિતા એ સર્વકાલીન અને સર્વસ્થલીય સનાતન કલાકૃતિ છે.

જૂન ૧૨, ૨૦૦૬

ધીરુ પરીખ

— વિમર્શ —

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ૨૫. પ્રાયમ અને અકિલીઝ

પ્રાયમ અકિલીઝને વીનવવા મંડી પડ્યો. 'પરમ પૂજ્ય અકિલીઝ' એણે કહ્યું, 'તમારા પિતાનો વિચાર કરો, એ મારા જેવડા જ છે અને મારી સામે છે તેમ એમની સામે પણ દુ:ખદાયક વાર્ધક્ય છે. એમના પડોશીઓ એમને સતાવે છે તે વિશે શંકા નથી અને એમના ત્રાસમાંથી એમને બચાવનાર કોઈ નથી. છતાં એમને એક વાતનું આશ્વાસન છે. તમે જીવન્ત છો એમ એ જાણે છે ત્યાં સધી એમને આશા રહે કે, એક દહાડો મારી દીકરો ટ્રોયથી આવશે.' ત્યારે મારું ભાગ્ય તો સાવ રૂઠી ગયું છે. આખા રાજ્યમાં મારા પુત્રો ઉત્તમ હતા અને હવે એમાંથી એક, અરે, એક પણ બચવા પામ્યો નથી. અકીઅન આક્રમણ થયું ત્યારે પચાસ હતા. ઓગણીસ એક માના જણ્યા હતા અને બીજા બીજી નારીઓથી જન્મેલા હતા. એમાંના મોટા ભાગના યુદ્ધમાં લડતાં મરાયા છે અને, જેના ઉપર હું આધાર રાખી શકું તેવો હતો ને હેક્ટર, ટ્રોયની અને ટ્રોજનોની ઢાલ જેવો હતો તે પોતાની જન્મભૂમિ માટે લડતાં તમારા હાથે હણાયો છે. તમારી પાસેથી એને પાછો લઈ જવા હું અહીં અકીઅન વહાણો પાસે આવ્યો છું ને મારી સાથે મુક્તિદંડ તરીકે આ કીમતી નજરાણું લાવ્યો છું. અકિલીઝ, દેવોનો ડર રાખી, મારી ઉપર કૃપા કરી, તમારા પિતાનું સ્મરણ કરી અને, હું વધારે દયાને પાત્ર હોવા છતાં, આ ઘરની પર કોઈએ ન કર્યું હોય તે કરવા માટે મારી જાતને મેં આણી છે - મારા પુત્રનો વધ કરનાર હાથને મેં મારે હોઠે અડકાડ્યો છે.

પ્રાયમે અકિલીઝને પોતાના પિતાનો વિચાર કરતો કરી એને રુદન કરવાની અણી પર આણી મૂક્યો. એ વૃદ્ધ માનવીનો હાથ એણે પોતાના હાથમાં પકડ્યો અને એ વૃદ્ધને એણે સામે બેસાડ્યો અને એમની સ્મૃતિઓથી અભિભૂત થઈને બંને ભાંગી પડ્યા. અકિલીઝના પગ આગળ ઘૂંટણિયે પડીને, માનવીઓના કડકા કરી નાખનાર હેક્ટર માટે પ્રાયમે કરુણ રુદન કર્યું, અને અકિલીઝે પોતાના પિતા માટે વિલાપ કર્યો ને પછી પેટ્રોકલસ માટે પણ કર્યો. એ કુટિર એમના ક્રન્દનથી છલકાઈ ઊઠી. પરંતુ થોડા સમય પછી, નરશ્રેષ્ઠ અકિલીઝનું રુદન પૂરું થયું અને એ સ્વસ્થ થયો તેવો એ પોતાને આસનેમી કૂદ્યો અને વૃદ્ધ પ્રાયમનાં શ્વેત કેશ અને શ્વેત દાઢી માટે કરુણાથી પ્રેરાઈ એનો હાથ પકડી એને એણે ઊભો કર્યો. પછી એ પોતાના હૃદયમાંથી બોલ્યો : 'તમે ખરેખર દુ:ખી માણસ છો અને તમે ખૂબ ભોગવ્યું છે, જે માણસે તમારા વીર પુત્રોનો સંહાર કર્યો છે તેની સમીપ, અકીઅન બનેલાઓ પાસે આવતાં તમારી હિમ્મત કેમ ચાલી તમારું હૈયું વજ્રનું છે પરંતુ કૃપા કરી અહીં, આ આસને બેસો અને આપણી વ્યથાઓ અતિ કષ્ટદાયક હોવા છતાં, આપણાં હૈયાંઓમાં પૂરી રાખીએ કારણ કે રુદનથી આશ્વાસન સાંપડતું નથી અને એનાથી કશો લાભ થતો નથી. આપણે માનવીઓ કંગાલ છીએ અને જે દેવોને પોતાને જરાય ચિંતા નથી તેમણે આપણા જીવનની ભાત વ્યથાઓથી ભરી છે. તમે જાણો છો કે ગર્જનાના સ્વામી ઝ્યૂસે પોતાના મહેલમાં બે બરણીઓ રાખી છે જેમાં એણે પોતાની

ભેટો ભરી રાખી છે, એકમાં અનિષ્ટો ભર્યાં છે. અને બીજીમાં આશીર્વાદ ભર્યા છે. જે લોકોને બેઉ બરણીનું મિશ્રણ મળે છે તેમના જીવનમાં ચઢાવ-ઉતરાવ આવે છે. કોઈ દિવસ તેમના તો કોઈ દિવસ માઠા હોય છે પણ ઝ્યુસ કોઈને પાત્ર અનિષ્ટની બરણીની જ પ્રસાદી આપે છે ત્યારે ઝ્યુસ એને પરિપક્વ બનાવે છે. એ ધરતી પર ગમે ત્યાં જાય તો પણ નિરાશાની બગાઈ એનો કેડો મૂકતી નથી. દેવો તથા માનવોથી એક સરખા તિરસ્કારાયેલો એ પોતાનું જીવન પસાર કરે છે મારાં પિતા પેલ્યુઝનો દાખલો લો. એમના જન્મની પળથી જ દેવોએ એને ઉત્તમોત્તમ વસ્તુઓ ભેટ આપી, અતુલ સદ્ભાગ્ય અને મર્સાઈડનો પરનું રાજ્યાધિપત્ય અને એ માનવ હોવા છતાં પત્ની તરીકે દેવી છતાંય, આપણી સૌની માફક એને પણ દુ:ખ અનુભવવાનું આવ્યું. રાજવંશ ચાલુ રાખવા માટે એના મહેલમાં એક પણ પુત્ર નહીં, એક જ દીકરો ને તે પણ જુવાનીમાં જ મોતના લેખવાળો ને વધારામાં એ દિવસે દિવસે વૃદ્ધ થતા જાય છે ત્યારે, હું એમની કશી સેવાચાકરી કરી શકતો નથી કારણ, હું અહીં, મારા તમારા મુલકથી ખૂબ દુર મુલકમાં બેઠો છું અને તમારે તથા તમારાં બાળકો માટે જીવન ઝેર જેવું બનાવી ચૂક્યો છું. ને નામદાર તમે તમારી ઉપર પણ એક કાળે ભાગ્યદેવી પ્રસન્ન હતી તે હું જાણું છું. લોકો કહે છે કે તમારી આર્થિક અને પુત્ર સમૃદ્ધિની તોલે કોઈ ન હતું એવો યે સમય હતો. મેકાર રાજ્ય કરતો તે સમુદ્રમાંના લેસ્બોસથી માંડીને ઉપરવાસના ફિજિયા અને અસીમ હેલેસ્પોણ્ટ સુધીના પ્રદેશમાં કોઈ તમારી બરોબરીનું ન હતું. પરંતુ તમારા પડખામાં શૂળ થવા માટે દેવો મને અહીં લઈ આવ્યા છે ત્યારથી, તમારા પુરની આસપાસ યુદ્ધ અને કતલ સિવાય બીજુ કશું ચાલી રહ્યું નથી. તમારે બધું સહન કરવું જોઈએ અને ભગ્નહૃદય ન થવું ઘટે. તમારા પુત્ર માટેના વિલાપથી કશું જ નહીં સરે. તમે એને સજીવન કરી શકો તે પહેલાં તમે જ મૃત્યુને વશ થશો.'

મને બેસવા ન કહો, રાજન!', આદરણીય પ્રાયમે કહ્યું, 'આપની કુટિરમાં હેક્ટર ઉપેક્ષિત દશામાં પડ્યો છે ત્યાં સુધી હું શી રીતે બેસી શકું? એને તમે મને સુપ્રત કરો, જરાય ઢીલ વિના અને, મારાં નેણ મને એની ઉપર માંડવા દો. જે સુન્દર મુક્તિદંડ મેં આણ્યો છે તેનો સ્વીકાર કરો. હું તમારી સમક્ષ આવ્યો ને તમે મને જીવતો રાખ્યો એ માટે હું આશા રાખું છું કે આ તમને ગમશે અને તમે સહીસલામત ઘેર પાછા જશો.

'વડીલ, મને વધુ તંગ ન કરો', વેગવીર અકિલીઝ બોલ્યો. તમારા માગ્યા પહેલાંથી જ હૅક્ટર તમને સોંપવાનો નિર્ણય મેં કર્યો છે. સાગરના વૃદ્ધ પુરુષની પુત્રી, મારાં માતા ઝ્યુસ પાસેથી આ આજ્ઞા લાવી છે. વિશેષમાં, પ્રાયમ, મેં તમારી આરપાર જોઈ લીધું છે. કોઈ દેવ તમને અકીઅન બનેલાઓ પાસે લાવ્યા છે એ વાતને તમે છુપાવી શકશો નહીં. કોઈ પણ, કોઈ ઉત્તમ યુવાન પણ અમારા પડાવે આવવાની હિમ્મત ન કરી શકે. પહેલી વાત તો એ કે, ચોકીદારોની નજર ચૂકવીને એ પસાર થઈ શકે નહીં, ને એ રીતે કોઈ આવ્યું તો, અમારા ઝાંપા આડેની આડસરને એ ખેસવી શકે નહીં. તો મારા મન ઉપર ખૂબ ભાર છે ત્યારે મને વધારે પરેશાન ન કરો. નહીં તો, ઝ્યુસના નિયમોનો ભંગ કરીને, તમે યાચક છો પણ હેક્ટરના જેવા જ તમારા હાલ કરીશ.

આથી વૃદ્ધ ગભરાયો અને અકલીઝનાં કડવાં વેણ હૈયે ઉતાર્યાં. પેલ્યુઝપુત્ર પછી વનરાજની માફક ઊઠ્યો, પોતાના બે સ્કવાયરો ઓટોમિડોન અને એલ્સિપસ સાથે ઝાંપા બહાર ગયો, એ બેનું સ્થાન અકિલીઝના હૃદયમાં પેટ્રોક્લસ પછીને સ્થાને હતું. એમણે ઘોડાઓ અને ખચ્ચરોને છોડ્યાં અને પ્રાયમના

ચોપદારને અંદર બોલાવી, બાજોઠ ઉપર બેસાડ્યો. પછી, ચકચક્તિ ગાડીમાંથી, હેક્ટરના મુક્તિદંડ તરીકે આણેલી બધી જણસો એમણે ઉતારી, પણ એકાદ જોડ સફેદ પહોળા ઝભ્ભા અને એક કેડિયાને એમણે ત્યાં જ રહેવા દીધાં જેથી હેક્ટરના દેહને તેમાં વીંટી, પ્રાયમ એ લઈ જઈ શકે. પછી અકિલીઝે કેટલીક દાસીઓને બોલાવી અને હેક્ટરના દેહને સ્નાન કરાવવા તથા મર્દન કરાવવા કહ્યું, પણ તે પોતાના આવાસના બીજા ભાગમાં ગયો, જેથી પ્રાયમના પુત્રને જોઈ શકે નહીં. (પ્રાયમ એને જુએ તો, અસહ્ય શોકથી એ ભાંગી પડે અને અકિલીઝ પોતે ક્રોધે ભરાઈ એ દોસાની હત્યા કરે ને એમ ઝ્યુસનો પોતે અપરાધી બને તે ડર અકિલીઝને હતો.) દેહને સ્નાન કરાવી અને જૈતુન તેલનું મર્દન કરાવીને દાસીઓએ એને બારીક વસ્ત્રના ઢીલા ઝભ્ભામાં અને કેડિયામાં વીંટ્યો તે પછી, અકિલીઝે તેને પોતાને હાથેથી ઊંચકી એક જનાજા પર મૂક્યો અને એના સાથીઓની સહાયથી તેને ચકચક્તિ ગાડીમાં મૂક્યો. પછી એ નિઃશ્વાસ નાખી એણે પોતાના મિત્ર પેટ્રોક્લસને નામ લઈ બોલાવ્યો, પેટ્રોક્લસ, હેડીઝના આવાસમાં તને ખબર પડે કે, હેક્ટરના દેહને મેં એના પિતાને પાછો સોંપ્યો છે તો, મારી ઉપર નારાજ ન થતો. એ માટે એણે આપેલો મુક્તિદંડ પૂરતો છે અને એમાંથી તારો ભાગ તને મળે તે હું જોઈશ.'

પછી નરવરં અકિલીઝ પોતાની કુટિરે પાછો ગયો, પોતે જ્યાંથી ઊઠીને આવ્યો હતો તે જડિત ખુરશીએ બેઠો - બોરડાને આઘેને છેડે એ હતીને ત્યાંથી - એણે પ્રાયમને કહ્યું : 'મારા નામદાર, આપની ઈચ્છાઓ પરિપૂર્ણ કરવામાં આવી છે. આપના પુત્રને મુક્ત કર્યો છે. એનો દેહ જનાજા પર રાખ્યો છે અને સવાર થતાં તમે એને જશો ત્યારે જાતે જોઈ શકશો. પણ તે દરમિયાન આપણે વાળુનો વિચાર કરીએ. નાયોબી બાનુનાં છ દીકરાઓ અને છ દીકરીઓ મળી બારેબાર ફરજંદોને ઊગતી જુવાનીમાં જ પોતાના ઘરમાં મોતને ભેટતાં એણે ભાળ્યાં હતાં, છતાં એણે પોતાના આહારને વિસારે પાડ્યો ન હતો. ધનુર્ધારિણી આર્ટેમિસ નાયોબીની દીકરીઓને હણી હતી અને પોતાના રજત ધનુષ્ય વડે અપોલોએ એના પુત્રોને હણ્યા હતા કારણ એમને નાયોબી પર ક્રોધ વ્યાપ્યો હતો. પોતાની માતા લીટોના શુભ કાર્ય સાથે એ પોતાના કાર્યની તુલના કરતી હતી તે અપોલોના ક્રોધનું કારણ હતું. લીટોએ બે બાળકોને જન્મ આપ્યો હતો ત્યારે એ બારની જનેતા હતી તે તરફ પણ એ સૌનું ધ્યાન ખેંચતી હતી. છતાં બેની પેલી જોડીએ એનાં બારેયને હણી નાખ્યાં હતાં પૂરા નવ દહાડા સુધી એ બારેય લોહીના ખાબોચિયામાં પડ્યાં રહ્યાં હતાં કારણ, એમને દફન કરનાર કોઈ ન હતું. ક્રોધી ક્રોનોસપુત્રે લોકોને પથ્થર બનાવી દીધા હતા. સ્વર્ગના દેવોએ ઠેઠ નવમે દહાડે એમને દફનાવ્યા અને રડીરડીને થાકેલી નાયોબીએ અન્ન મોઢામાં મૂકવા મનને દૃઢ કર્યું. અને કોઈની પગલી નહીં પડેલી એવી ચાઇપિયસની ટેકરીઓ પરની કરોડોની વચ્ચે એ આજે ઊભી છે; લોક કહે છે કે, પરીઓ અચીસરાના કાંઠા પર નૃત્ય કર્યા પછી ત્યાં સૂવાને જાય છે. ત્યાં આરસમાં પરિવર્તિત નાયોબી દેવોએ એના પર જે વીતાવ્યું છે તેનું મનન કરે છે. તો ચાલો, રાજન, આપણે બે પણ આહારનો વિચાર કરીએ. પછી ફરી એક વાર તમે પુત્ર માટે રુદન કરી શકો છો. એની પાછળ લોકો ખૂબ શોક કરશે!

પછી અકિલીઝ ઊભો થયો અને એણે એક સફેદ ઘેટાંને હલાલ કર્યો, એના અનુચરોએ એની ચામડી ઉતરડી અને રોજની રીત પ્રમાણે તૈયારી કરી. એમણે કુશળતાપૂર્વક ટુકડા કાપ્યા, એ ટુકડાઓમાં સળિયા ખોસ્યા, કાળજીપૂર્વક એમને ભુંજ્યા અને પછી અગ્નિ પરથી એમને સરકાવી લીધા. ઓટા મિડોને હોટી

આણી અને, મેજ ઉપર આકર્ષક, ટોપલીઓમાં તે રાખી, અકિલીઝે માંસના ટુકડા કર્યા અને એ સૌ ભોજન આરોગવા મંડ્યા.

પોતાની ભૂખતરસ છીપાવ્યા પછી, ડાર્ડેનિયન પ્રાયમે પોતાની આંખ અકિલીઝ પર માંડી અને, સાક્ષાત્ દેવમૂર્તિ સમો અકિલીઝ કેટલો વિરાટ અને રૂપાળો છે તે એ આદરપૂર્વક નીરખી રહ્યો. અને ડાર્ડેનિયની પ્રાયમનો ઉમદા દેખાવ અને એનું મૃદુ સંભાષણ અકિલીઝે પણ આદરથી નોંધ્યાં આમ બંનેને એકબીજા તરફ જોવાનો આનંદ આવ્યો. પરંતુ તરત જ રાજા પ્રાયમ ઊભો થયો અને બોલ્યો : 'રાજન, હવે સૂવા જવા માટે હું આપની રજા માગું છું. મારા સાથીને અને મારે માટે હવે ઊંઘવા જવાનો સમય થઈ ગયો છે. આપને હાથે મારો પુત્ર હણાયો ત્યારથી મારી પાંપણો આંખો પર ઢળી નથી. તે ઘડીથી મારી અસંખ્ય પીડાઓના વિચારમાં મગ્ન રહેતો હું વિલપતો મારી ઘોડારમાં લાદમાં સબડતો પડ્યો રહું છું. આજે આખરે મેં થોડુંક ખાધું છે ને સુરાનો ઘૂંટડો ગળા નીચે ઉતાર્યો છે, પણ ત્યાં સુધી મારા મોઢામાં મેં કંઈ મૂક્યું ન હતું.

એટલે અકિલીઝે પોતાના ચાકરોને અને દાસીઓને, પ્રવેશદ્વાર પાસે ઢોલિયા ઢાળી તેમની ઉપર જાંબુડી ધાબળા અને તેમની ઉપર ઓછાડ પાથરવા તથા ઓઢવા માટે કામળાઓ મૂકવા આજ્ઞા કરી. હાથમાં મશાલ લઈને, દાસીઓ દીવાનખાનામાંથી બહાર ગઈ અને, ચીંધેલે કામે ચડી. બે ઢોલિયાઓ તૈયાર થઈ ગયા એટલે, મહાન દોડવીર અકિલીઝે તોછડાઈથી પ્રાયમને કહ્યું : 'મિત્ર', તમારે બહાર સૂવું પડશે કારણ, કદાચ કોઈ અકીઅન સરદાર મને મળવાને આવે. પોતાની યોજનાઓની ચર્ચા કરવા એ લોકો વારંવાર એમ આવતા હોય છે - એ અમારો રિવાજ છે. કોઈ તમને રાતના અંધારામાં અહીં સૂતેલા જુએ તો, એ તરત સરસેનાપતિ એગામેમ્નૉનને વાત કરે અને હેક્ટરના શબને પાછું મેળવવાનું તમારું કાર્ય ઢીલમાં આવી પડે. બીજી વાત, કુંવર હેક્ટરની અંત્યેષ્ઠિ ક્રિયા માટે તમે કેટલા દિવસ રાખવા માગો છો એ મને કહેશો? એટલે એટલો સમય હું અને સેના યુદ્ધથી અળગાં રહીશું.'

આદરણીય રાજાએ આના ઉત્તરમાં કહ્યું : 'કુંવર હેક્ટરની યોગ્ય અંતિમ ક્રિયા થાય એમ તમે ખરેખર ઇચ્છતા હો તો, અકિલીઝ, તમારા બોલ્યા મુજબ કરીને, મને ખૂબ ઉપકૃત કરશો. નગરમાં અમે કેવા તો ગોંધાઈ ગયા છીએ એ તમે જાણો છો, પહાડોમાં લાકડાં લેવા જવાની ખેપ પણ લાંબી છે અને, મારા માણસોને એ કરવા જતાં ડર લાગે છે. હેક્ટરના મૃત્યુ સંસ્કારની વાત કરું તો, નવ દિવસ અમે એને માટે ઘરમાં વિલાપ કરીશું. દસમે દહાડે અમે દફનવિધિ કરી પ્રેતભોજન રાખશું અને અગિયારમે દિવસે ઢોરો ઊભો કરશું. જરૂર હોય તો, બારમે દહાડે અમે યુદ્ધે ચડશું.'

'મારા પૂજનીય રાજવી, વેગવીર નરોત્તમ અકિલીઝ બોલ્યો, 'તમારી ઇચ્છા અનુસાર જ બધું થશે. તમે કહ્યા એટલા દહાડા હું યુદ્ધ થંભાવી દઈશ.'

આટલું કહી, એ જૈફના હૃદયમાંથી બધી શંકા કુશંકાઓને દૂર કરવાના ઇરાદાથી તેણે એના જમણા હાથનું કાંડું પકડ્યું. પછી પ્રાયમ અને એનો ચોપદાર, એ કુટિરના આગલા પ્રાંગણમાં સૂવા માટે ગયા. જોકે, એમનાં મનમાં તો ઘણી બધી ગડભાંજ ચાલી રહી હતી. પોતાની મજાની કુટિરમાં જઈ, સુન્દરી બ્રાઇસેઇસને પડખામાં લઈ અકિલીઝે રાત વીતાવી.

મનુષ્યો અને દેવો, દરેકે દરેક નિદ્રાને, મૃદુ અંકે રાત વીતાવી. પરંતુ, દરવાજા પરના વિશ્વાસુ ચોકીદારથી સલામત રીતે, વહાણોથી દૂર રાજા પ્રાયમને પાછો કેમ લાવવો એ વિશે, ભાગ્યના દેવ હર્મિસ વિચારવા લાગ્યા. એ નિદ્રાધીન ન થઈ શક્યા. આખરે એ પ્રાયમના પલંગ પાસે જઈ બોલ્યો :

'નામદાર, એમ લાગે છે કે, અકિલીઝે તમને જતા કર્યા તે પછી તમારા મનમાં કોઈ કુશંકા રહી નથી કારણ, શત્રુની છાવણીમાં તમે નિરાંતે ઘસઘસાટ ઊંઘી ગયા છો. મોટી કીમત ચૂકવીને એણે તમારા પુત્રનું શરીર તમને લેવા દીધું. રાજા એગામેમ્નૉન અને સમગ્ર સેનાને જાણ થઈ કે તમે અહીં છો તો, તમારા બચી ગયેલા પુત્રોને તમને છોડાવવા માટે ત્રણ ગણો દંડ નહીં ભરવો પડે?'

બુઢ્ઢાની બીક ફરી સળવળી ઊઠી અને એણે ચોપદારને જગાડ્યો. એમનાં ઘોડાં અને ખચ્ચરોને હર્મિસે જોતર્યાં અને છાવણીમાંથી એ જાતે શીઘ્રપણે હંકારી એમને લઈ ગયો. ઓળખાયા વિના એ પસાર થઈ ગયા, અને ધરતી ઉપર ઉપાએ પોતાનો કેસરિયો વાઘો પસાર્યો ત્યારે, જેના પિતા અમર ઝ્યુસ છે તે વમળોવાળા નદ ઝેન્થસના ઉતરાણ પાસે એ પહોંચી ગયા. ત્યાંથી રજા લઈને હિર્મિસ ઓલિમ્પસ જવા રવાના થયો અને આ બે આદમીઓ રોતા, રસળતા, ઘોડાઓને નગર તરફ લઈ જવા લાગ્યા, એમની પાછળ ખચ્ચરો હૅક્ટરનો દેહ લઈ આવતાં હતાં. ટ્રૉયનાં નરનારીઓમાંથી આ આવતા લોકોને ઓળખનાર સ્વર્ણમયી લાવણ્યથી કેસેણ્ડ્રા પ્રથમ હતી. એ પીગેમિસની ટોચ ઉપર ચડી હતી અને ત્યાંથી એણે પોતાના ઢંઢેરા પીટનાર સાથે રથમાં પિતાને ઊભેલા જોયા હતા. ખચ્ચરગાડીમાં જનાજામાં રખાયેલા હૅક્ટરને પણ તેણે પ્રીછી કાઢ્યો. એણે ચીસ નાખી અને આખું ગામ સાંભળે એમ રુદન કરવા લાગી : 'ટ્રોજનો અને ટ્રોયનારીઓ, યુદ્ધમાંથી સહીસલામત આવતા હૅક્ટરનું તમે સ્વાગત કરતા. નગરમાંના દરેક આત્માનો એ વહાલો હતો. બહાર આવીને આજે એને નીરખો.'

કેસેણ્ડ્રાના રોણાએ આખા પુરને શોકમાં ડુબાડી દીધું અને, નગરમાં એક નર કે નારી રહેવા ન પામ્યાં. નગરના દરવાજાની બહાર, નજીકમાં જ એ સૌ હૅક્ટરના દેહ સાથે આવતા પ્રાયમને મળ્યાં. હૅક્ટરની પ્રેમાળ પત્ની અને એની રાણીમા એ ગાડી પર ચડવામાં પહેલાં હતાં અને તેમ કર્યા પછી, પોતાના વાળ ખેંચવા તથા હૅક્ટરના મસ્તકે હાથ ફેરવવા એ લાગ્યાં. વિલાપ કરતું એક ટોળું એમને ઘેરી વળ્યું. જે વૃદ્ધ હજી રથારૂઢ હતો તેણે ખચ્ચરોને માર્ગ આપવા અને, પોતે હૅક્ટરના દેહને ઘરભેગો કરે પછી પેટ ભરીને ક્રન્દન કરવા ના કહ્યું હોત તો બધાં નગરજનો ત્યાં જ ખોડાઈ રહેત. આ ઠપકો સાંભળ્યા પછી લોકો માર્ગની બેઉ બાજુએ ખસી ગયાં અને ખચ્ચરગાડીને માટે માર્ગ કરી આપી હૅક્ટરનાં કુટુંબીજનોને હૅક્ટરના દેહને ઘરભેગો લઈ જવા દીધો. ત્યાં પહોંચ્યા પછી તેમણે એને એક લાકડાના ઢોલિયા પર તેને સુવાડ્યો અને સંગીતકારોને મરશિયા ગાવા તથા વિલાપ કરવા બોલાવ્યા, સ્ત્રીઓ ટોળે મળી આક્રન્દ કરવા લાગી. મનુષ્યોના વધ કરનાર હૅક્ટરનું માથું ઓળે રાખીને, શ્વેત હસ્તા એણ્ડ્રોમેડી મરશિયા ગવરાવવા લાગી.

'પતિદેવ, મૃત્યુ પામવા અને, ઘરમાં મને વિધવા તરીકે રાખી જવા માટે તમે ઘણા નાના હતા. આપણે બે અભાગી માતાપિતાએ જે પુત્રને જન્મ આપ્યો છે તે હજી નાનો બાળ છે ને એ મોટો મરદ થશે એવી મને કોઈ આશા નથી, એની પહેલાં તો ટ્રોય ગબડી પડ્યું હશે. કારણ, નગરીના રક્ષક એવા તમે મૃત્યુ પામ્યા છો, તમે એનું ધ્યાન રાખતા અને એ પુરની પતિવ્રતા નારીઓની અને એનાં બાળકોની ઢાલ હતા. એ સંઘાપને અને, એમની સાથે મને પણ, ખોખર વહાણોમાં પકડી લઈ જશે. ને તું, બેટા, મારી સાથે આવા કોઈ ક્રૂર ધણીના ગોલાપા કરીશ, અથવા તારું બાવડું પકડી કોઈ અકીઅન તને ગઢની રાંગ પરથી સીધો પોતાના મોંમાં ફગોળશે અને, એમ કરી, હૅક્ટરે મારેલા એના ભાઈ કે પિતા કે કાકાનો બદલો વાળશે.' હા, હૅક્ટરને ભેટીને અનેક અકીઅનો ધૂળ ફાકતા

થયા છે, રણભૂમિમાં તારા બાપ કંઈ દયાળુ માણસ ન હતા. એટલે જ તો ટ્રોય આખુંયે અત્યારે વલોપાત કરી રહ્યું છે, હાય, હેક્ટર, તમારાં માવતરને તમે પૂરાં એકલવાયાં બનાવી મૂક્યાં છે. પરંતુ, તમારે માટે મારી જેમ કોણ વિલપશે? તમે પથારીમાં ન મૂઆ અને, તમારા હાથ લાંબા કરી તમે મને બે મૃદુ વેણ કહ્યાં હોત તો રાત દહાડાના મારા રુદનમાં મને એમની સ્મૃતિ રહેત પણ, તમે એમેય ન કર્યું.

એણ્ડ્રોમેકીનો વિલાપ આવો હતો અને, સ્ત્રીઓએ એમાં સૂર પુરાવ્યો. પછી હેકાબીએ કરુણ આક્રન્દ માંડ્યું : 'મારા સૌથી વહાલા દીકરા હેક્ટર! તું આ ધરતી પર મારી પાસે હતો ત્યારે, દેવો તને ખૂબ ચાહતા, ને હવે વિધાતાએ ઘા માર્યો છે ત્યારે, દેવો તને વીસર્યા નથી. વેગવીર અકિલીઝે મારા બીજા દીકરાઓને પકડ્યા અને ઉજ્જડ સમદરની પાર સેમોસમાં, ઇમ્બ્રોસમાં કે, હિમાચ્છાદિત લેમ્નોસમાં એમને વેચાવા માટે મોકલ્યા, ને પોતાના લાંબી ધારવાળા ભાલા વડે એણે તારો જાન લીધો; પછી તેં હણેલા એના ભાઈબંધના ઢોરા ફરતો એણે તને અનેક વાર ઘુમાવ્યો - એથી કંઈ પેટ્રોક્લસને એ જીવતો ન કરી શક્યો - તે છતાં પ્રભાતની ઝાકળ જેવો તાજો તું મારી પાસે પાછો આવ્યો છો અને, રજત ધનુર્ધારી અપોલોએ આવીને પોતાનાં કોમળ તીર વડે જેને હણ્યો હોય એવા તને મહેલના પ્રાંગણમાં રાખ્યો છે.'

એના બોલોએ અને એના રુદને બધી સ્ત્રીઓનાં હૈયાંને હલાવી વશ ન કરી શકાય તેવી વેદનામાં મૂકી દીધી. પરંતુ પછી હેલન આવી અને એણે એમની પાસેથી બીજો મરસિયો ગવરાવ્યો. 'હેક્ટર, મારા બધા દિયરોમાં તમે મને સૌથી વધારે ગમતા. કુંવર પેરિસ મને અહીં લઈ આવ્યા અને મને પરણ્યા (એની પહેલાં હું મરી ગઈ હોત તો કેટલું સારું થાત), પણ જે ઓગણીસ વરસ, મારો દેશ છોડીને અહીં આવ્યા પછી તમારી તરફથી એક પણ કડવું કે તિરસ્કારયુક્ત વેણ મને સાંભળવા નથી મળ્યું. ઘરમાંનાં બીજાં બધાંએ જ - તમારા ભાઈઓ, તમારી ભગિનીઓ, તમારી ભોજાઈઓ, તમારી માતા સુધ્ધાંએ મને હડધૂત કરી છે, જો કે, મારા પોતાના જ પિતા હોય એમ, તમારા પિતા મારી પ્રત્યે મૃદુભાષી હતા. પરંતુ, તમે એમનો વિરોધ કરીને દર વખતે તેમને અટકાવતા તે તમારા હૈયાના માયાળુપણાને કારણે, તમારી પોતાની વિનયી રીતભાતને કારણે. એટલે આ વેદનાનાં આંસુ હું સારું છું તે તમારે માટે તેમ જ મારી દુખિયારી જાત માટે. આખા ટ્રોયના રાજ્યમાં હવે કોઈ એવું રહ્યું નથી જે મારી પ્રત્યે કુમાશથી વર્તે મારું સખીપણું કરે. હું પાસેથી પસાર થાઉં છું ત્યારે એ સૌ થરથરે છે. આંખમાં અશ્રુપાત સાથે હેલન આમ વલોપાત કરતી હતી, અને અગણિત લોકો એમાં સૂર પુરાવતાં હતાં.' ને હવે શું કરવાનું છે તે રાજા પ્રાયમે પોતાના લોકોને કહ્યું. 'ટ્રોયવાસીઓ, 'એણે કહ્યું, 'બાળવાનાં લાકડાં ગામમાં લઈ આવો. આગાંઈવો તમારી ઉપર છાપો મારશે તેવો ડર રાખતા ના. અકિલીઝે ખાતરી આપી છે કે, એનું જહાજ મેં છોડ્યું તે ઘડીથી બાર દહાડા સુધી, એ લોકો આપણી ઉપર હુમલો નહીં કરે.' પ્રાયમની આજ્ઞાથી એમણે ગાડાંઓને ખચ્ચરોને બળદો જોતર્યાં અને તરત ગામની બહાર પડ્યા મોટા પ્રમાણમાં જરૂરી લાકડાં ભેગાં કરતાં એમને નવ દિવસ વીત્યા પરંતુ દસમા દહાડાનું પ્રભાત થયું ત્યારે, પોતાના ગાલ પર આંસુ સાથે એ લોકોએ હેક્ટરના શરીરને કાંધ દીધી એને ચિતા ઉપર મૂક્યું અને અગ્નિદાહ દીધો.

બીજા દિવસનું અરુણું પ્રભાત થયું અને, લોકો હેક્ટરની ચિતા પાસે ભેગા થયા. બધા આવી ગયા પછી, ચમકતી સુરા વડે ચિતાને ચોમેર ઠારવા લાગ્યા.

(સં'

# એક સંવેદન : ત્રણ રચનાઓ

હરીશ પંડિત

સ્વાતંત્ર્યોત્તર યુગના કવિઓ સર્વશ્રી રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત અને પ્રહ્લાદ પારેખની, એક વિશિષ્ટ સંવેદનને વ્યક્ત કરતાં ત્રણ કાવ્યો છે.* સંવેદન અને શિલ્પ બન્ને દૃષ્ટિએ એમાં આજે પણ રસ પડે એવું ઘણું છે : ભ્રમણભાવ ખાસ (૧) રાજેન્દ્રની આ ફિલસૂફી જોઈએ- (તરત ટાગોરનું સ્મરણ થઈ આવશે)

'નિરુદ્દેશે

સંસારે મુજ મુગ્ધ ભ્રમણ પાંશુ મલિન વેશે'[1]

-અહીં 'મુગ્ધ ભ્રમણ'માં રહેલો પ્રયોગ મુગ્ધ સૌંદર્યાભિમુખ થયાની પ્રથમ ક્ષણનું ભાવુક દર્શન કરાવે છે : 'નિર્-ઉદ્દેશ' - છોગામાં!

(૨) નિરંજન ભગતની બેપરવાઈ ધ્યાનાકર્ષક છે : (ઉર્દૂનું ફકકડપન અહીં નથી)

'હું તો બસ ફરવા આવ્યો છું[2]

હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું?'

-અહીં 'કામ' = આધુનિક જીવનની સ્વાર્થી ગતિવિધિનો સંકેત વાંચી શકાય અને 'બસ ફરવા'માં justનો સહજ ભાવ ફરવા સાથે સ્વૈરવિહારને સાંકળી આપે છે.

(૩) પ્રહ્લાદ પારેખનો ઉપાડ ઑર અલ્લડ અને સાંસારિક ભાવપ્રદેશમાં લઈ જાય છે :

*'રખડવા નીકળ્યો છું.[3]*

*તરસ ને ભૂખ મારી તૃપ્ત કરવા કાજ*

*આજે આ ભટકવા નીકળ્યો છું.'*

'રખડવા' અને 'ભટકવા' જેવા બોલકા પ્રયોગો પાછળથી આવતાં નિસર્ગ અંશોને જાણે કે સાર્થક ઠેરવે છે. અહીં જરી અલ્લડ લાગે તો પણ નિરંજનની રચના કરતાં આકૃતિ એ રીતે જુદી પણ પડે છે - રોમેન્ટિક અભિનિવેશ તો ખરો જ. 'તરસ'ને 'ભૂખ' સાવ લૌકિક સંદર્ભમાં પણ નથી અને દિવ્ય પ્રદેશનાં એ વાહક પણ નથી - પ્રકૃતિ અને પ્રકૃતિજન્ય પરિવેશ મનમાં છે.

અર્થાત્ રાજેન્દ્ર-નિરંજન-પ્રહ્લાદમાં ફિલસૂફ સ્વૈરવિહારી રખડુપણાનાં અલગ અલગ મિજાજ અને માહોલ વરતાય છે. રાજેન્દ્ર ફરી તપાસીએ-

(૧) રાજ-ઇન્દ્રિના પ્રિય પ્રદેશો કયા છે? 'કુસુમ કેરી ગંધ', 'કોકિલ મધુર કંઠ' અને ત્રીજા ડગલે તો 'નિખિલના સહુ રંગ' નાક, કાન, અને તરત સમગ્ર દૃશ્યાવલિ : અપેક્ષા પ્રેમ લઈને જવાની. ટૂંકમાં, ત્રણ ડગલાં પ્રેમપથે ભરી લેવાની મિતાક્ષરી આ વાણી સઘન અને સભર કેટલી બધી છે?

(૨) નિરંજનને અંજન થયું છે સ્વપ્નનું જાણે કે. એ ઇન્દ્રિયસંકેતો સમેટી આબોહવાની તસવીર આલેખે છે : 'મધુર હવા' 'મધુવાતા ઋતાયને' સાંભરે રે, તથા 'ચહેરા નવા નવા' - નૂતનતાનું ખેંચાણ કવિને હોય જ. કુંતક કાનમાં કહે છે - चेतनचमत्कारिताम् आपद्यन्ते । (વક્રોક્તિજીવિત) = એ સહૃદયોના ચિત્તને ચમત્કૃતિનો આનંદ આપનાર બને છે. (અનુ. નગીનદાસ પારેખ) પરિણામ? રસ્તા પર જ રહેવું છે, બોલો. અગાઉ

---

(૧) 'નિરુદ્દેશે' શ્રી. રાજેન્દ્ર શાહ

(૨) 'હું તો બસ ફરવા આવ્યો છું' શ્રી નિરંજન ભગત

(૩) 'હું રખડવા નીકળ્યો છું' શ્રી પ્રહ્લાદ પારેખ

રાજેન્દ્ર 'પ્રેમ'ને વેશે, હવે નિરંજન 'ડગ સાત સુખે' મૈત્રીભર્યા સંબંધે અને તે વાસ્તવમાં (હા, ક્યાં એકે કામ?) નહિ, સ્વપ્નસુખની રીતે-ભાવે 'સ્વપ્ન મહી સરવા' એમ. પરંતુ મનોવિજ્ઞાન કહેશે કે સ્વપ્નનું વાસ્તવ પણ હોય તો? આ તો 'સરવા'નો પ્રદેશ, પાછું આવી શકાયને? રહેવાનું છે પૃથ્વી ઉપર જ (ઉમાશંકરની અસર પણ જરીક અમથી ખરી- અવનિતલ વાસો મુજ રહો!) પ્રહ્‌લાદનો આહ્‌લાદ ઈન્દ્રિયાનુભવોથી હર્યોભર્યો છે 'છે વાદળાં', 'મેદાન હરિયાળાં,' 'ગાય કોઈ ભાંભરે' ને 'કોઈ રંગીલું ગળું': વાયુ, રંગ, ધ્વનિ, ના પ્રદેશોમાં ખાસ ધ્યાનાર્હ છે આ પંક્તિઓ :

*'ક્યાંક છે તડકા તણું કો ચોસલું*
*તાજું અને થોડું ગરમ :*
*એકાદ-બે બટકાં લઉં એને ભરી'*

અર્થાત્ તડકાને 'ચોસલું' કહીને સ્પર્શક્ષમ અને સ્વાદક્ષમ બનાવી શિયાળાની આબોહવામાં 'બટકાં' ભરવાની ભૂખ સાથે વર્ણવ્યો! ભૂખ આ હતી તડકો માણવાની. (તડકો તાજો કડાકકોરો પહેરીને નીકળનાર કવિ પણ હશે જ.) અને હવે તરસનો અનુબન્ધ :

*'ને પછી તેની ઉપર*
*માટીતણી સોડમ ભરેલી આ હવા'*

-માટી તો કાલિદાસને ય ક્યાં ગમી નથી? અને 'ધન્ય ધરાર માટી, ધન્ય ધરાર પેતા' કહેનાર ટાગોર પણ! ભૂખ પછી તરસને તૃપ્ત કરવાનો જે મનોભાવ હતો તે અહીં 'ગટગટાવી' એકશ્વાસેથી જવાની પ્રક્રિયા સાથે પૂર્ણ થાય છે. કારણ? 'વર્ષા નથી'નો નથી ભાવ અને 'વાદળાં' જે ખામોશ છે તેનો અસ્તિભાવ તડકો શિશિરની પ્રસાદી પણ હોય. 'મધુર હવા' (નિરંજન ભગત) કરતાં 'આ સીમને માધુર્યથી વળગી પડ્યું'નો આત્મીયભાવ જરી જુદો પડે છે. નિરંજનના તટસ્થ અવલોકન ભાવથીસ્તો! વળી પ્રશિષ્ટ પંથના તો એ છે જ.

પ્રશિષ્ટતા નિરંજન ભગતને લઈ જાય છે ચાહવા માટે ને ગાવા માટે ફક્ત 'બેચાર ઘડી' અને 'બેચાર કડી' પૂરતા. એ પણ ચમત્કૃતિ છે કે આટલું 'કામ' અને તે ય ચમત્કારિક રીતે થઈ જાય તો ઇત્યલમ્. અહીં એક શએર યાદ કરું-

*'દુનિયાં જિસે કહતે હૈં,*
*જાદૂ કા ખિલૌના હૈ'*
*(નિદા ફાઝલી)*

અને એને મળી જવાનો ખોવાઈ જવાનો ભેદ-ભરમ નડે છે. કદાચ તેથી પ્રેમનું ગીત ગાવું ઉત્તમ કવિકર્મ છે : નિરંજનને મન-

*'તો ગીત પ્રેમનું આ પૃથ્વીના*
*કર્ણ પટે ધરવા આવ્યો છું.'*

અર્થાત્ હું કૃતાર્થ સહજભાવની આવી અભીપ્સા. નિરંજનસમગ્રનો ભાવવિશેષ પણ હોય. બોલાતો શબ્દ અને એવા શબ્દના નિરંજન ઉપાસક છે એમાં શંકા નથી. આ દૃષ્ટિએ રાજેન્દ્ર-પ્રહ્‌લાદ ખાસ્સા જુદા પડે છે.

રાજેન્દ્ર સ્વતંત્ર કેડી સ્વીકારી, તમામ બેડી નકારી (એની મેળે સરી જાય એ વધુ સારો ભાવ) અને વીણા ઉપર રાગ છેડી (નજી પ્રતીતિના માલિક બને છે-

*'એક આનન્દના સાગરને*
*જલ, જાય સરી મુજ બેડી,*
* * *
*હું જ રહું વિલસી સહુ*
*સંગ ને હું જ રહું અવશેષે'*

અધ્યાત્મ પ્રતિનો આ પૂર્ણભાવ ( પૂર્ણમિદઃ )

નો ઉપનિષદ કપિત અવશેષ ભાવ યાદ આવે છે) કાવ્યનું અંતરંગ છે ને કદાચ સૌંદર્યાભિમુખ ગુજરાતી કવિતાનું શિખર પણ છે. જ્યારે પ્રહ્‌લાદ પારેખ જાણે કે માલિકીભાવ અનુભવે છે. આ તેજવિશ્વ સમક્ષ-

*'શી છે કમી? જહાંગીર છું*
*-ને જહાંનું નૂર આ સામે ખડું!'*

બાદશાહતનો આ ભાવ, અગાઉની વૃત્તિઓ 'ભૂખ અને 'તરસ' અને તદ્દ્જન્ય 'બટકાં' અને 'ગટગટાવી' સાથે લેતાં, એટલો ગૌરવભર્યો નથી રહેતો, બલકે પ્રાકૃત આવેગની અભિવ્યક્તિમાત્ર બની જાય છે. પોતાની સામે જહાંનું નૂર (નૂરજહાં) ખડું છે એમ કહે એટલાંથી જ જહાંગીરપણું સિદ્ધ ન થાય.

સંવેદન એક હોય પરંતુ અલગ ભાવવિશ્વ ધરાવતા કવિઓ, જેમ કે રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત અને પ્રહ્‌લાદ પારેખ હોય તો સૌની પોતપોતાની વાગ્ અભિવ્યક્તિછટા અલગ રહેવાની. સૌષ્ઠવપ્રિય અને કૌતુકપ્રિય વલણો ધારીને તપાસ કરતાં મળી આવવાનાં. અને એ પ્રમાણે છંદોલય, પ્રાસાનુપ્રાસ, પંક્તિના ઉપાડ-અંત ને પ્રતીકકલ્પનોની પસંદગી પણ રહેવાની. સ્વાતંત્ર્યોત્તર કવિતા આમ સૌંદર્યાભિમુખતાને પોતપોતાની રુચિ શક્તિથી દર્શાવે એ રાજેન્દ્ર, નિરંજન યુગ-નો એક ધ્યાનાર્હ ઉન્મેષ પણ ખરો.□

## વસંતપંચમીનું મુહૂર્ત / *ઉશનસ્*

(ગીત)

વસંતપંચમીનું શુભ મહુરત છે,
વગડેવગડે વિવા!
એકમેકમાં સૌ ગૂંથાયું,
નસમ આદમ ને ઈવા...
મોટું ધરાણું મહિયર કેરું.
મંડપ મોટ વનનો,
જમાઈરાજ આવ્યા છે વરવા
મિલાપ ક્ષણ-શાશ્વતનો.
વનમંડપને શણગાર્યો છે... વસંત
ફૂલડે ફૂલડે દિવા! વસંત પંચમી...
પાંદડે પાંદડે પતંગિયાં, ને
ફૂલ ફૂલ ભમરાં ગુંજે,
જાનૈયાએ કરી જમાવટ
મધુવન કુંજે કુંજે,
ઘૂંટડે ઘૂંટડે, પોશેપોશે...વસંત
ચશચશ મહુડો પીવાં... વસંત પંચમી...

## પૂરી દીધો સળિયે! / *ભાનુપ્રસાદ પંડ્યા*

લિયો ષડ્જને પૂરી દીધો સળિયે!
ચલો, સીમની મુક્ત ગ્હેકને
સાંકળમાં સાંભળીએ!
ઉમંગ ઉરથી હોય વીખરતો
ખૂલતી એમ પીંછાળી ભાત!
આભ-ઊંચેરો ઇન્દ્રધનું પણ
એને જોતાં થાતાં મ્હાત!
હવે કેદ એ કલાપ કંઠની
સાવ સમીપ નીકળીએ!
'ઝિંગોરા' કરતું વૃન્દાવન
હાથ કર્યું લ્યો, મીરાં!
જેના કાજે તમે વહાવ્યાં
નિશદિન નયણે નીરાં!
અમે હવે રાધામાધવને
પંખીઘરમાં મળીએ!
ષડ્જને પૂરી દીધો સળિયે!

## પ્રતીક્ષા / *સ્નેહલ જોષી*

આવી શકાતું હોય તો આવો અગન પૂર્વે
નિશ્ચિત કશું હોતું નથી મારા કવન પૂર્વે.

તું આવ કે ના આવની ઈપ્સા વગરનો થઈ,
હું પૂર્ણ વિહ્વળ હોઉં છું તારા મનન પૂર્વે.

પ્રત્યેક શ્વાસો યાદનું લેખિત સ્વરૂપ છે,
એકાદ દૃષ્ટિ આ તરફ નાખો દમન પૂર્વે.

નિવૃત્ત છું ને તે છતા પ્રવૃત્તિશીલ છું
અટકળો છે માત્ર તારા આગમન પૂર્વે.

સંભાવનાઓ અંતમાં સાચીય પણ પડે
વરસી પડે છે વાદળા, સ્નેહલ પવન પૂર્વે.

# આ ભાષાના કલ્પિત વસ્ત્રથી / *ડૉ. યશવંત ત્રિવેદી*

તું આ ભાષાનું વસ્ત્ર પહેરવાની જિદ્દ ન કર, મીતાલી!

પરીકથામાં હોય એટલું પારર્શક વસ્ત્રવણું છું તો તું પહેરવાની 'ના' કહી દે છે!
અપારદર્શક વસ્ત્ર વણું છું તો એ તને 'ઇરિટેટ' કરે છે!
હજી તો તને કવિતા લખું કે પ્રેમપત્ર લખું તેની દ્વિધામાં છું
ત્યાં તો તું સંદેશો મોકલે છે કે હું તને અર્ધપારદર્શક પરબીડિયામાં મોકલું-

શું પ્રેમ કે પીડા પારદર્શક હોય છે?
નદીઓના લય અને પંખીઓના પ્રાસ અનિવાર્ય હોય છે?
બુઝાયેલા દીવા ઉપર પતંગિયાં ઊડ્યાં કરે એમ જખ્મો ઉપર શબ્દો ઘૂમરાયા કરે છે
વેદનાને ઢાંકવા આંસુઓ મોતી જેમ ચમક્યા કરે છે
'હા' અને 'ના' વચ્ચેના દ્વંદ્વયુદ્ધમાં એવી ભીતિ થઈ આવે છે
કે હું ભાષામાંથી દેશનિકાલ તો નહિ થઈ જાઉંને?

મીતાલી, સૂર્યકિરણ પણ પુષ્પોને ટીપેટીપે પીવે છે
એમ ભાષા પણ વેદનાને ટીપેટીપે પીવે છે
અને ભાષા સ્વરો અને વ્યંજનોથી ખરતી જાય છે જીવનવૃક્ષની છાલ જેમ
અને એય વિસ્મયની વાત છે કે ફૂલો આપણી વેદનાની ઈર્ષા કરે છે!

જખ્મો પર ઢાંકેલા ધુમ્મસને અને અવિશ્વાસના સીલ કરેલા પરબીડિયાને
કઈ ભાષા પ્રગટ કરી શકે છે મમતાનું વસ્ત્ર ફાટ્યા વગર ?
જુહુ પર જુલાઈના વરસતા વરસાદમાં શું તું મારા પ્રેમપત્રને
જસ્મીનનાં ફૂલો જેમ ભીંજાયા વગર વાંચી શકીશ?
ને શતાબ્દીઓના ફાટેલા વસ્ત્ર નીચેથી આક્રંદ કરતી પ્રજાઓને વાંચી શકીશ
કરુણ નવલકથાઓનાં પ્રકરણો સિવાય?
લોહીલથબથ નાટકોના સંવાદો સિવાય?
માણસના ચહેરા પરના જખ્મોને ચીતરતી કવિતા સિવાય?

એટલે તો કહું છું મીતાલી, કે ભાષાના ચમકતા વસ્ત્રને છોડી દે-
કેટલા બધા વ્યાસ-વાલ્મીકિ અને હોમર દાઝી ગયા છે ભાષાના કલ્પિત વસ્ત્રથી!

## અ-જ્ઞાન / રાજેન્દ્ર પટેલ

આંખમાં કોરી એકલતા
ખારું પાણી બની ચૂએ નહીં
તેની ચિંતામાં
બધા વચ્ચે ટોળું વળીને
કાળક્રમેથી ઊભો છું.

ઘર, ગુફા કે દર
બધામાં એક જ અંધકાર હોય છે
જાણી, દીવાદાંડી બનવાનું સ્વપ્ન
માંડી વાળું છું.

માતા, પિતા, પત્ની કે બાળકો
બધાના હાડપિંજરની રૂપરેખા
એક જ હોય છે.
જોઈ, સદીઓથી આ ક્ષણ સુધી ચૂપ છું.

સૂતા કે જાગતા
બગાસું ખાતા કે વ્હાલ કરતાં
ક્ષણેક હરખનો છાપો જ
સાચા સમયની જાળ
ભુલાવી દે છે.

જન્મ અને મરણ વચ્ચેનો
નિઃસહાય વિસ્તાર
પહેલા અને પછી પણ હોય છે જાણી
છેલ્લીવારનું સ્મિત
વેરણ છેરણ ચહેરા પર ફરકી જાય છે.

ગઈકાલને આવતીકાલ વચ્ચેની આજ
વાસ્તવમાં, એની એ જ વધુ એક પળ હોય છે
અનુભવી, વહેલા ઉઠવા
એલાર્મ મૂકવાનું
મુલતવી રાખું છું.

રાત્રિના ગાઢ અંધકારમાં
સતત આગિયો ખોળતાં ખોળતાં
જે પગથિયે આવીને ઊભો છું
તે અંતિમ છે કે પ્રથમ
ખબર નથી.

## ફ્રેમ/ મુકુન્દ પરીખ

અરીસે
એકલ
ખાલી 'ફ્રેમ'...
જન્મ
જાતિ
રૂપ
રંગ
ને નામ
સ્થળ
કાળ
ધર્મ
ને વ્યવસાય
માણસને મઢવાની 'ફ્રેમ'ના અસબાબ
માણસ
રોજ રોજ અરીસે જાય
ને નીરખે નિજના બિંબ
તો કોકવાર
બની તલ્લીન
નીરખે
ચહેરાએ ઊગેલાં સપનાંની ઝાંય
ને એમ પછી એક વાર
માણસ નામનો કાચ
તૂટી જાય
ફૂટી જાય
ભાંગીને ભૂકો થાય
કે પંચભૂતમાં પાછો જાય
એમાં 'ફ્રેમ' બિચારી...!
એ તો યાવચ્ચંદ્રદિવાકરૌ
એના અવકાશે
કોઈ પણ આવે
નમેલી ડાળ
ફરફરતું પર્ણ
ગહેકતું પંખી
તો કોક વાર
આખે આખું વૃક્ષ
ઊગી જાય
ટહુકો પણ આવે - બેસે - ગાય
તો કોક વાર
'પીસ ઑફ સ્કાઈ'
'વિસ્પર' કરતો પવન,
સ્વ-બિંબ ટોચતી ચલ્લી,
ઊગતા આથમતા 'ઑબજિક્ટસ'
ચઢતી ઉતરતી ખિસકોલી...
ઠાવકું રાખી મોં
'ફ્રેમ'
ભલે જોયા કરે લીલા...
પણ એને
લેશ માત્ર ગોઠે નહીં
અવર સંગે
અંધારે અજવાળે
ઝંખે છે એ
માણસ, માણસને માણસ...
'ફ્રેમ' છે ને
એટલે માણસ આવશે જરૂર
એવા દઢ વિશ્વાસે ઊભી
અરીસે
એકલ
ખાલી 'ફ્રેમ'

## ગઝલ / સતીન દેસાઈ 'પરવેઝ'

આ કલમને એ જ બસ અસવાર સાંપડતા હવે!
શબ્દને જાણે અગમનાં દ્વાર સાંપડતા હવે.

પાર ઓગળતા સનમ ટહુકાર સાંપડતા હવે.
પથ્થરોમાં ફૂલ જેવા વાર સાંપડતા હવે.

દ્વાર પર આવીને ઊભે એક સૈકા બાદ પણ,
શ્વાસને એ રાજવી દરબાર સાંપડતા હવે.

એક બસ એના વિના કોણે કહ્યું'તું એ ગઝલ,
ફૂલમાં માશૂકના દીદાર સાંપડતા હવે.

ભર બપોરે કાળ આંબીને ગયા તો ક્યાં ગયા!
એ સફરના ઠેક લગ સથવાર સાંપડતા હવે.

છે બીડેલી આંખમાં આજે ય એની સૂર્યતા,
સાત જન્મોના સહજ ઝબકાર સાંપડતા હવે.

વિસ્મયો આંજે હજીયે રંગ એના ફાગના, ,
ક્યાં સુગંધોની ધરી તલવાર સાંપડતા હવે!

પ્યાસ અટકી આવી ઊભે એક એવી સરહદે,
શ્વાસ વચ્ચે મા તણા પોકાર સાંપડતા હવે.

મૂળ સોતા મર્મ પામ્યો એ જ તો આરોહના,
હો તળે લાઠી અને ગિરનાર સાંપડતા હવે.

તે છતાં થંભ્યો નહીં કોઈ સલામી ઝીલવા,
આંખમાં દરિયા ભલે ચોધાર સાંપડતા હવે.

ઝળહળીને રાખ થઈ મકતામાં છો ઓઝલ થયો.
મત્લે-મત્લે દિવ્યતમ અણસાર સાંપડતા હવે.

સો જતનથી જાળવો 'પરવેઝ' આ મોંઘી જણસ,
છો ગઝલના ઘટ-ઘટે ભંડાર સાંપડતા હવે.

## ગઝલ / સતીન દેસાઈ 'પરવેઝ'

દરિયાની જેમ રેતમાં ના સોડ તાણિયે.
જળનું તિલક કરી હવે પર્વત પલાણિયે.

કાયમ અઢેલી દુર્ગને જે ધોરતો રહે,
એ સૂર્ય રાજવી નથી, કુળ એનું જાણિયે.

પગલાં ને પગ વચાળે જે અંતર રહે સદા,
એમાં ગયા જનમના મરમને પિછાણિયે.

એના સિવાય ખપમાં કશું લૈ શકાય ક્યાં
સમજી વિચારીને જ મૂક્યો જીવ ખાણિયે.

છાયા સમસ્ત બ્રહ્મનો યે ભાર વ્હી શકે.
ભીતર સમાધિ જેમ અંગર એને આણિયે.

તુલસીનું સૂકું પાન દીવો થાય પણ ખરું,
કેવળ ન ભીના મંત્રમાં એને પ્રમાણિયે.

કીડીના શબ સમેત પડે ભોંય ડાળખી,
દુર્લભ એ મોક્ષના કોઈ અવસરને માણિયે.

'પરવેઝ' એ શરત કરી મકતો ઉજાળશે.
ગઝલોમાં અંધકારની રમણાને જાણિયે.

## બે ગઝલ / *ગુલામ અબ્બાસ 'નાશાદ'*

(૧)

આંખમાં અશ્રુના ઝરણ થાક્યા,
સ્વપ્નની શોધમાં સ્મરણ થાક્યા.

પ્રાર્થના, અટકળો, ભરમ, ધરપત,
સત્યનાં સઘળા આચરણ થાક્યાં.

ઝાંઝવા તો હજી છે ત્યાં ને ત્યાં,
દોડી દોડીને બસ હરણ થાક્યા.

તન હવે તૂટતી ઈમારત છે,
શ્વાસના છેવટે શરણ થાક્યા.

દાન આપો મને કોઈ નીંદર,
જાગી જાગીને જાગરણ થાક્યા.

રોજનો છે દુઃખાવો છાતીમાં,
ને તબીબો કહે ચરણ થાક્યા.

નાવ ડુબી અગર તો શું ચિંતન,
તરતાં તરતાં ફક્ત તરણ થાક્યા.

સાથે 'નાશાદ' એ રહ્યા હંમેશ,
બસ હું થાક્યો પછી જ રણ થાક્યા.

(૨)

રાત વિત્યા પછીય છે રાતો,
સ્વપ્ન થઈ ગઈ ઉજાસની વાતો.

થાક્યા શ્વાસોની મહેરબાની છે,
ઘરમાં બેસી રહું છું શરમાતો.

કેમ ઈશ્વર સદાય ઇચ્છે છે,
માનવી કેડથી ઝૂકી જાતો.

જોઈ કોણે ભાગ્યની થપ્પડ,
ગાલ એમ જ નથી થયો રાતો.

હાસ્ય આજે ય એક સમસ્યા છે,
જામ આંસુનો રે છે છલકાતો.

દૂર જે છે એનું સ્મરણ સૌને,
સામે હું છું છતાં ય વિસરાતો.

ભીખ માંગે છે ખંડણી માફક,
ક્યાં મળે છે ફકીર પણ ગાતો.

રોજ 'નાશાદ' જઈને મસ્જીદથી,
પાછો આવો છે ધીમું મલકાતો.

### કવિઓ અને પ્રકાશકોને વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o. કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ : કવિલોક ટ્રસ્ટ

## સ્થિતપ્રજ્ઞ ખડક / *નલિન પંડ્યા*

અજવાળું... અજવાળું...
અજવાળું સઘળેથી મને ખડકને
અથડાય છે!
વાહ ઓગળવાના તમામ પ્રયત્નો
નિષ્ફળ જતા લાગે!
ખડક તૂટે નહીં અને અજવાળું
ખૂટે નહીં.
મારે તૂટવું કે ઓગળવું જ નથી.
સદીઓથી અંધારું અજવાળું
ઝીલતો ઝૂલાવતો આવ્યો છું
પરંતુ હું ઝૂલી શકતો
કે ખુલી શકતો નથી.
અજવાળું મને ભટકાઈને
પાછું વળી જતું નથી,
મારી આસપાસ થઈને
ચાલ્યું જાય છે, દોડી જાય છે.
મારે દોડવું છે છતાં...શું...?
મારે આકાશને આંબવું છે
પણ કેમ કરીને આંબું?
શોધું છું મારા કપાયેલા હાથ
અને પાતાળે ઉતરી ગયેલા પગ.
વર્ષોથી અંધારાની સ્થિત્રજ્ઞતાએ
મારામાં જડતા ધારણ કરી છે,
માટે જ અજવાળું
સરકી જાય મારી આસપાસથી
નતમસ્તક...!

## નાચે તાતા થઈયા! / *રમેશ ત્રિવેદી*

કોણે આ આકાશ ચીતર્યું
ચાંદો-સૂરજ-તારા,
કોણે વન વન બાગો સર્જ્યા
ફૂલના રંગ-ફુવારા?

કોણે સર્જ્યા ઝાકળ મોતી
કીડી કેરી આંખો,
કોણે સર્જ્યા ઝરણાં હરણાં
પતંગિયાની પાંખો?

ચીતર્યા કોણે મેઘધનુ ને
રંગબેરંગી મોર,
મધમીઠા આ સર્જ્યા કોણે
કોકિલના કલશોર?

છમ્મલીલી આ ધરતી
રંગરંગ વાદળીઓ,
કોણે ચીતર્યો જુઓ મોજથી
વહાલભર્યો આ દરિયો?

કોણે સર્જી માવડી-
ઘરઘર બાળ કનૈયો,
નેહભરેલાં નયણાં સામે
નાચે તાતા થૈયો.

# બે કાવ્યો / *ઉર્વીશ વસાવડા*

(૧)

દૃશ્ય બદલાતાં રહે પળપળ ભીતર
ગાઢ અંધારા પછી ઝળહળ ભીતર

ડાળ તૂટવાની પીડા છે વૃક્ષને
હું નિહાળી ને થતો બળબળ ભીતર

આભમાં એકાદ વાદળ આવતાં
એક ઝરણું થઈ જતું ખળખળ ભીતર

શબ્દનો વિસ્ફોટ થાવાનો હવે
ક્યાંક લાવા જેમ છે ફળફળ ભીતર

ગાઢ નિદ્રામાં સુતા હો આપણે
ને છતાં થાતું કશું સળવળ ભીતર

(૨)

ના સહજતાથી એ સીધી ઉકલે
કેમ આ પગલાંની લિપિ ઉકલે

મંત્ર બોલીને કરે તું ગર્વ કા
ક્યાં તને મંત્રોની વિધિ ઉકલે

પત્ર વર્ષો બાદ મેં વાંચ્યો ફરી
ને બધા અંર્થો ફરીથી ઉકેલે

કેન્દ્ર જો મળશે સમય વર્તુળનું
તો જ વર્તુળની પરિધિ ઉકલે

એક છેડાને અગર વળગી રહો
ગુંચ આસાનીથી બીજી ઉકલે

કંકુ થાપા તો જ સમજાશે તને
જો તને મીંઢળ ને પીઠી ઉકલે

## અનુભવ થતાં નથી / *ભરત વિંઝુડા*

સારા અને ખરાબ અનુભવ થતાં નથી
લૌકિક રીતે જાણે અમે જીવતાં નથી

ઊભાં રહી ગયાં છે હવે ચાલતાં નથી
થાકી જનાર ક્યાંય વધુ ઊભતા નથી.

સપના નિહાળવાનું હવે મન થતું નથી
બસ ઊંઘતા નથી કે હવે જાગતાં નથી.

વાતાવરણ બહાર ઊભાં હોય એ રીતે
મારી અનુભૂતિમાં હજી આવતાં નથી

ફૂલો મને ચૂંટીને ખીલે રોજ આંગણે
એવા પસંદગીના દિવસ પામતાં નથી

.તરમાં જે હતું તે બધું નીકળી ગયું
પગથી માથા સુધી હજી ખૂંટતા નથી.

## ગરમી / *મેહુલ ત્રિવેદી*

આજે અટકળવાજાં વ્હેતાં સારા ગામ શહેરે
જંગી સેના કે દાવાન આસપાસને ઘેરે?
એક અગોચર કારીગરથી
ધાર કઢાયો તડકો,
હણતો ખેતર, હણતો પ્રાણી
છોલે પાકી સડકો!

શણગોરલા સપનાં ડૂબે ઉરના જળની લ્હેરે
જંગી સેના કે દાવાનળ આસપાસને ઘેરે?
કંટાળીને ચાર દિશાને
આભ કહે છે આખું.
ધરતી આપે જરા જગા તો
નરકસોંસરી નાંખુ
જાત તીરની લાજશરમ શું એના હોય ચહેરે?
જંગી સેના કે દાવાનળ આસપાસને ઘેરે?

## ગઝલ / *તથાગત પટેલ*

તેં તો માથું ઢાળી દીધું
બંધન પળમાં કાપી દીધું?

સૌના રસ્તા ખોલ્યા કરતી
એનું પગલું ઠારી દીધું?

કલરવ, ટહુકા કાલે આપ્યા
આજે ખેતર ખાલી દીધું.

લીલી સૂકી જાણી નહોતી
સામે રણને રાખી દીધું.

આખર એણે એનું ભજવ્યું
છેવટે તાળું વાસી દીધું.

## 'ચાંદની' / *કૌશિક પટેલ*

ઝાંઝરી ઝીણી પહેરી નીસરે છે, ચાંદની,
ઓઢણી ઓઢી હવાઓની ફરે છે, ચાંદની.

ચોર પગલે, જળ ન જાણે એમ એ હળવે રહી,
પોયણીના ગાલ પર ચૂંટી ભરે છે, ચાંદની.

મોગરાની ગીચ ને માદક ઘટાની સોડમાં,
રાત આખી વાત જાણે શી કરે છે, ચાંદની.

એ ફૂંફાડો મારશે હોં! સાચવીને ચાલજો,
ઘાસમાં સાપણ સમી સરરર સરે છે, ચાંદની.

વાદળોની પાલખીમાં આટલો શણગાર સજી,
કોને મળવાને ધરા પર ઊતરે છે, ચાંદની.

## ગઝલ / *દિનેશ કાનાણી*

જિંદગીનો સાર આપી જાય છે
તું મને આધાર આપી જાય છે.

હું કહું છું આટલું પર્યાપ્ત છે
તો ય અનરાધા આપી જાય છે.

તું અને તું તું અને તું તું જતું
તું મનેં ધબકાર આપી જાય છે.

ફૂલ માગું છું અને આ જિંદગી
ડૂસકાં બે ચાર આપી જાય છે.

હું તરસ વરસોવરસની છું તરસ
તું તરસને ધાર આપી જાય છે.

પાનખર ને પાનખર ને પાનખર
કોઈ વારંવાર આપી જાય છે.

આ અજંપો ને વ્યથાઓ રોજની
શબ્દ પાણીદાર આપી જાય છે.

ધારણાઓ ધન્ય થાતી જાય છે
તું હસીને ગીત ગાતી જાય છે

એટલે ઊભો રહું વરસાદમાં
તરબતર પીડાઓ ન્હાતી જાય છે

છેક છેલ્લે વારતાના અંતમાં
લાગણીઓ ઓળખાતી જાય છે

થોડી થોડી હોય છે ઠંડક અને
આ પવનમાં લૂ ય વાતી જાય છે

આવતી ને આવતી જે હોય છે
એ જ પાછી દૂર થાતી જાય છે.

આજે
મરજીવા બની
ભોંયરું ખોલી જોવું છે.

અકળ અંધારું
જામેલી ધૂળ
ને ગોંધાયેલી હવા
ગૂંગળાવે આખું આયખું
છતાં ભેજની ભીની વાસ
ભોંયરું ખોલવા લલચાવે.

ધક્કો માર્યો,
દરવાજો ખૂલતાં
ઝાંખુંપાંખું અજવાળું અંદર કૂદી પડ્યું
સૂતેલાં સ્મરણો જાગી ઊઠ્યાં
અંદરનો સામાન
સ્વજનોની જેમ જોવા લાગ્યો.

જૂના ફોટા પર
હેતથી હાથ ફેરવ્યો
ને દાદી બોલી ઊઠ્યાં
'તારા દાદા લાવ્યા'તા બધું શોખથી.
એક એક કરતાં બધું
ભોંયરે ધરબાઈ ગયું હતું.

સ્હેજ પગ ખસેડ્યો,
ડબ્બાને અથડાયો,
પરાણે ખોલી હાથ નાંખી જોયો,
હથેળીમાં ફરવા લાગ્યાં
રંગબેરંગી ભમરડાઓ,
ને ધબકવા લાગ્યો ભાઈનો હૂંફાળો સ્પર્શ
મિત્રોના હૂંફાળા હાથ.

તળીયે મીઠો રણકો
લખોટી બની સરકવ લાગ્યો.
પાકવું, ઈંકવું, ઉડાવવું, જીતવું..
સરવા લાગ્યું.
લખોટી રમતી આંગળીઓએ
ક્યારે પેન પકડી લીધી ને
ક્યારે ફરવા લાગી
કૉમ્પ્યુટરના કી-બોર્ડ પર
ખબર જ ના રહી...

હાથ હલાવ્યો એટલે
આખે આખું ઘોડિયું હેતનોં હિલ્લોળો બની
હાલરડું થઈ થાવા લાગ્યું,
માનો સ્પર્શ,
શ્વાસોચ્છ્વાસમાં મહેંકી ઊઠ્યો.

પછી તો બધું ફેંદી ફેંદીને જોયું
દાદાની લાકડી, ભાગવતની ચોપડી
બાપુની કલમને કિત્તો
હીંચકાના સળીયા, ફાનસ..

નાના ઓરડાના સ્થિર અવકાશમાં
આકાશ વિસ્તરવા લાગ્યું
પતંગો ઊડવા લાગ્યા
અવાજો ઊઠવા લાગ્યા
પગરવ સ્પષ્ટ થવા લાગ્યા
પડછાયા ઘસાઈને જવા લાગ્યા
સમુદ્રની ભરતી જેમ
બધું પગે વળગી પડ્યું,
મને પલાળવા લાગ્યું,
હું ઓગળવા લાગી
ભંગાર વગરના ભોંયરા વચોવચ.

## ઘડિયાળ / *દક્ષા પટેલ*

ઘડિયાળને ત્રણ પગ
માણસને બે
એને બાર આંખો
માણસને બે.

ઘડિયાળ
ટક...ટક... કરતી
ટીપાયા કરે
તન પર, મન પર...
પગ લૂલા કરે
હાથ ઠૂંઠા કરે
કાન બહેરા કરે
આંખ અંધ કરે.

સમયના ઘસરકા પાડતી
દોડ્યા કરે એકીશ્વાસે
રેત ઘડીથી ડીજીટલ વૉચ સુધી.

ક્ષણેક્ષણ તોડેફોડે
કણકણ બનાવી સરકાવે.
ખડકાવી દે રેતીના ઢગ
માઈલો સુધી, યુગો લગી.

અમાપ સમય આ અવકાશમાં
ચારે દિશાઓ સંપીને
એક થાય,
ધ્રુવનો તારોય ઓળખાયં નહીં,
રણ ઓળંગાય નહીં,
જીવ રહેંસાય
વલોપાત કરે
છતાં, દોડે...દોડે...

વ્યથાના ઢુવા ખસે
આશાના મૃગજળ વહે
માણસ છેલ્લા શ્વાસ સુધી દોડે
તરફડે, કણસે
મરશીયા ગાતી
સમ્ સમ્ હવા વહે
ઘડિયાળ
રાહ જુએ છે રાતની.

તેના ડંકા સાથે ફરતો
કાંટા સાથે ભમતો માણસ
ભાગદોડથી દિવસ ભરી દે.
પોતાના અવાજોમાં
ઘડિયાળનો અવાજ ડૂબાડી દે.

છતાં
ઘડિયાળ રાહ જુએ રાતની
માણસના ઊંઘવાની.

રાતની શાંતિમાં
ઘડિયાળનું રાજ
મસ્તીથી બોલ્યે જાય
ટક...ટક...ટક...

દિવસભરની ઢસડાઢસડી પડી
સ્થિર થાય
ટેબલ ખુરશી
ખોલ-બંધથી અકળાઈને
શાંત બને પેન પુસ્તક.

પુસ્તકની વચ્ચે
બે હાથ ફેલાવી પડેલાં ચશ્મા

સૂઈ જાય.

દિવસનો ભાર વહન કરી
થાકેલાં બૂટ-ચંપલ
નિષ્પ્રાણ થાય.

બત્રીસ ઈંચનો મૂંગો ટી.વી. સ્ક્રીન
બોલતી ઘડિયાળને
અપલક તાક્યા કરે.

ચાંદની પણ
ઉઘાડી બારીની બારસાખ પર
ઊભી રહે. ખુશ ખુશાલ ઘડિયાળ
ટક...ટક... અવાજથી
ઘર ભરી દે.

પરોઢે પંખીનો કલરવ
છાપું ફેંકાવાનો છપૂ અવાજ
માણસને જીવતો કરે
ચંપલ ચાલવા લાગે
ચશ્મા વાંચવા માંડે
પેન લખવા મંડે
પુસ્તકના પાના ફરવા લાગે
ધીરે ધીરે બધું દોડવા લાગે...

રોડ ઉપરના ને ઘર અંદરના અવાજોમાં
ઘડિયાળનું ટક ટક... ડૂબવા લાગે છતાં

રાત પડવાની રાહમાં
ઘડિયાળ બોલે જાય.
સતત બોલે જાય...

### આજ સુધી / *પ્રફુલ્લ રાવલ*

પલ્લવી,
આ દેખાય સ્પષ્ટ દક્ષિણે ઊભેલું
પણ મારી નજીક આવતું નથી
દૂરથી ડુકલાયા કરે મને,
હવે હું મને ગમતો નથી
એટલે તો એને ઝંખું છું
પણ લાગે છે એને ય હું ગમતો નથી
એનેય મારો ડર છે
કદાચ હું એને પલોટી દઉં મારા ભેગું
એ જ તરસ વચ્ચે
એ જ તલપ વચ્ચે
અને એ મારાથી દૂર ખસતું જાય છે
વળી, ક્યારેક પાસે આવતું દેખાય છે
ક્યારેક જાય છે દૂર, ખૂબ દૂર તારી જેમ
અને આજે હું વસવસું છું
જેમ વલવલ્યો છું તારા વગર આજ સુધી

### હું ક્યાં છું / *પ્રફુલ્લ રાવલ*

આજે ક્યારેક ઊંડો શ્વાસ લઉં
ત્યારે મંદિર સુગંધ એ જ પમાય
એકાન્તમાં વિચારવંટોળ વચ્ચે સ્થિર બેસું
ત્યારે શબ્દ એ જ એક રણઝણે
હથેળીમાં એકમેકને સ્પર્શતી રેખાઓ જોઉં
ત્યારે સઘ આકાર એ જ તરવરે
અરીસામાં ઓશિયાળું પ્રતિબિંબ નિહાળું
ત્યારે ચહેરો પાછળ એ જ ઝળહળે
મૃદુ ટેરવાંને અચાનક સ્પર્શું
ત્યારે તર્જની પર કવિતા લય બદ્ધ એ જ સળવળે
હું મને મળું ક્યારેક એકાન્તે, ક્યારેક કોલાહલે
ત્યારે વચ્ચે એ જ ફરફરે
હવે હું મને પૂછું-
'હું ક્યાં છું?'

## આ સાંધ્ય-વેળ
*પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'*

આ સાંધ્ય-વેળ હળુધૂસર દોર સાથે
ને ટેકી ચરણ ભેખડ ઝાડ-ટોચે
રહે ઊતરી, શ્રમિક સૌ લઈ શ્વાસ ઊંડા,
હેતાળો સમય પાસ નિહાળી રાચ્યા!

આ પાદરે તરુવચે બજરંગ દેરી,
જાણે ઠર્યું મન ઠબ્યું મૂળ ઠાણ માંહીં.
ના વિપ્ર ઘંટરવ પૂજન ભાવિકોનાં,
અશ્વત્થ-ઓષ્ઠ પર કૂજન વે ઋચા!

કોઈ નમે, સ્તુતિ કરે, વર મૂક માગે,
સામાન્ય સૌ પણ પ્રભાવ વિશિષ્ટ લાગે!

લો, સાંઝ તો ઢળી, હે રજની પધારે
ધીમાશથી દ્રવ ઝમે, મૃદુ મીંડ બાજે
સંધુપ આ રુમઝુમે, રસરાસ-લીલા
ઊંડે ગયો, ઉપરિ સોહમ ઘાટ ખૂલ્યા!

## બાળે / *અશોક ચાવડા*

એ બળે કોઈ જો અગર બાળે
આમ દીવો કદી ન ઘર બાળે

કોઈ જોરુ-જમીન જર બાળે
એક બાળક અહીં ઉંદર બાળે

પૂછશું રોજ બાળનારાને
શું મળે છે ઉપર ઉપર બાળે

મારી અંદર ઊડી રહી છે રાખ
હું મને બાળતો વગર બાળે

આ નગર ગામનો ઉતાર જ છે
ખુદ નગરવાસીઓ નગર બાળે

## ઊંડે સુધી / *કિરીટ ગોસ્વામી*

આંસુ, ઇચ્છા, રાગ છે ઊંડે સુધી,
આગ છે બસ, આગ છે ઊંડે સુધી.

થાય દૃષ્ટિપાત ભીતર સ્હેજ તો-
એક અદ્‌ભુત બાગ છે ઊંડે સુધી.

આજ માં જીવું, ઘડી ગઈકાલમાં :
મન તણાં બે ભાગ છે ઊંડે સુધી.

છો કહે દુનિયા ગમે તે વારતા;
લાગણી બેદાગ છે ઊંડે સુધી.

સાંઈ! બીજું કૈં ન માગે દિલ હવે;
ફક્ત તારી માંગ છે ઊંડે સુધી.

## હોય છે / *રાકેશ બી. હાંસલિયા*

ક્યાં બધે દિલથી જવાતું હોય છે,
એટલે કાયમ થકાતું હોય છે!

સૌ ફરે છે આમ તો દેશાવરો,
તોય ઘરને ક્યાં વટાતું હોય છે.

કાયમી કોઈ દશા હોતી નથી,
બે-ઘડી ધુમ્મસ છવાતું હોય છે.

એક ખુલ્લી પાઠશાળા છે જીવન,
કંઈ ને કંઈ હરપળ ભણાતું હોય છે.

નામ ક્યાં આવે છે હોઠે કોઈનું,
તોય ભીતર કૈં રટાતું હોય છે!

તાપ ભાદરવાનો વરસે તીર થઈ,
ને ઝરણ ભોળું ઘવાતું હોય છે!

## કૃષ્ણ કાવ્ય / *ઈન્દ્ર શાહ*

શ્યામ જુવે રાધાની વાટ!

અણસાર મળે ના ક્યાંય અને છે સૂના સર્વે ઘાટ
અનેક ગોપિયું અંગે તોયે દિલમાં રહે ઉચાટ

બજાર, પાધર, આંબલિયામાં હડીયું કાઢતા આમ
વિહ્વળ વિહ્વળ દીઠા કદી કોઈએ શ્યામ
શ્યામનું હૈયં મૂકે દોટ ને શ્યામ જ રે'ના કેડે
મુરલી અટકી જાય અધરપે સૂર ન એકે છેડે
શીંકે આજ સલામત માખણ આ જ ન ફૂટ્યું બેડું
ના ચીરની ચોરી આજ થઈ ના થયું આજ કો ચેડું
આજ શ્યામની આંખ્યુમાં જઈ બેઠાં યમુના નીર
આજ શ્યામને રાધાનું હૈયું મળ્યું લગીર.

## ભજન / *ઈન્દ્ર શાહ*

મંદિર બાહર મીરાં ઝૂરે!
અંદર બેઠી મુરલીધારી છેડે રાગ બિહારી
નાચે મીરાં તનમનવારી છોડી દુનિયા સારી
વ્હાલમને વળગ્યા વિન રે'વું બીનપાની મીન જેવું
અંતરની આરતની જવાળા પીગળે નહિ પુજારી
પળપળમાં પીગળતી મીરાં રામથી દૂર કબીરા
બીન દેખી મૂરત પર જાતી આખું આયખું વારી
ગામગપાટા હાંકે ચૂકેના ધ્યાન કદી પનિહારી
એમ મગન મીરાં મતવાલી મરકતાં ગિરિધારી
એક મરદ મુકુટશિરધારી બાકી છે સૌ નારી
મૂર્તિ મહીં સમાઈ મીરાં સબ દેખત બલિહારી

## ગઝલ / *રવીન્દ્ર પારેખ*

હોય અંગત તેટલાથી તો ભરોસો થાય ના,
પોતીકી છાયાને માથું ટેકવી દેવાય ના.

માન કે ના માન અંતર આપણી વચ્ચે વધ્યું,
તોયના તો શબ્દ આ એમ કૈં પડઘાય ના.

બ્હારનો શ્રાવણ ભલે કોરો જતો હો તારે શું?
આંસુઓને એમ કૈં વ્હેતાં મૂકી દેવાય ના.

જો મારા ભાગનું આકાશ દીધું છે મને,
પછી એ કેમ મારી બારીએ ડોકાય ના.

મોરના ટહુકા તું મારા શહેમાં શોધ્યા ન કર,
મોર શું અહીં મોરની છું પણ હવે દેખાય ના.

ભાગ્યરેખા હાથમાંથી ભાગ્યમાં આવી નહીં,
ય મારી જિંદગી કૈં મોતમાં પલટાય ના.

## ઇતિહાસથી નાતો
### *જયમન વાળા 'જલન'*

જીવતા છો ત્યાં સુધી છે શ્વાસથી નાતો,
તૂટતા જોડાઈ જાશે લાશથી નાતો.

દીવડા માફક નથી પ્રગટાવવો પડતો,
સૂર્યને સીધો જ છે અજવાસથી નાતો.

અશ્રુઓને જીભથી ચાખી જુઓ મિત્રો,
હોય છે સહુ કોઈને ખારાશથી નાતો.

તથ્ય પંખી પિંજરાનું પૂછતું કાયમ,
છે અમારે ઝાડને આકાશથી નાતો.

આજ નહિ તો કાલ મારી નોંધ લેવાશે,
શબ્દથી જોડ્યો છે મેં ઇતિહાસથી નાતો.

## કાવ્ય / રાજેન્દ્ર પટેલ

સમયના બોગદામાં
ગૂંગળુંવાળીને પડી રહેલી સ્મૃતિઓ,
બાળપણનું પીડલું
પુસ્તકો, પસ્તી અને જિર્ણ પત્રો
ફરીફરીને ગોઠવતાં થાય-
હાશ ઉકલી ગયું કશુંક,
ત્યાં ફરીથી ગૂંચવાય
આવતી ક્ષણો,
ચાકનો કરંડિયો આમ ભરાતો જાય
અંદર બેઠેલો જીવ
ગૂંગળાતો રહે.

પછી
પુસ્તકના પીળા પડેલાં પાન સમદુઃખીયા લાગે
ચશ્માનો ઘસાયેલો કાચ
બદલવાનું મન ના થાય,
આંખ જાણે
બંધ ઘડિયાળ જેવી લાગે
અને
પગલાંય ઘસાતી જાત જેવાં ભાસે.

ત્યારે, વહેલી સવારે
દૂધ પી મૂંછ ચાટતી બિલાડી
દૂધ જોડે તડકોય ચાટતી જોઈ
કૂંવે કૂંવે થડીક કિરણ ફૂટે.
છેડો ઉકેલાતો લાગે.

અને
સમી સાંજના
આથમતા સૂર્યને પોતાના પાલવમાં
સંતાડતી વૃદ્ધ બા
પ્રકાશના હાલરડાં ગાય
બીજો છેડો ઉકાલેતો લાગે.

પણ
મીસકોલ, રીસીવ કોલ
અને ડાયલ કોલની ભરમારમાં
તે જીવતી ઘટનાઓ ભૂલી જવાય.

કશુંક પકડવાં દરરોજ પુસ્તક પકડું
વાંચતા-વાંચતા પુસ્તકનો
પાન નંબર ભૂલી જવાય
અને પ્રકરણ વાંચ્યા પછી ખબર પડે
ફરીફરીને વંચાય છે.
એનું એ જ પ્રકરણ.

વીતેલાં પચ્ચાસ વર્ષ
પ્રાગ ઐતિહાસિક સમયથી જાણે
ચાલ્યા આવે છે આમ,
અને મોબાઈલમાં રીસીવ્ડ થયેલાં છેલ્લાં
કોલની જેમ
હજુ મને સાંભળવા આતુર છે.

લખાયેલી વાર્તા, કવિતા અને ઘણુંબધું
એકાએક પૌરાણિક કથા જેવા ભાસે
ગૂંચ અને ગોઠવણમાં ગબડે જતાં
પ્રત્યેક દિવસ
છડી પોકારી
મને બોલાવે ત્યારે
વૃદ્ધ મા અને બિલાડીને
ગળે વળગાડું
સમયનું બોગદું ઝળહળતું લાગે.

## સમય / રાજેન્દ્ર પટેલ

સમયે સમયે
એક લક્કડખોદ કોચે છે
સડતું થડ
છતાં પડતું નથી દર
એના આવવા જવા વિષે
કોઈને કંઈ ખબર નથી.

સહુ પહેલાં એ આવેલું
પડછાયો થઈને
પછી ઊડતું રહ્યું
ઘોંઘાટના જંગલ રચતું.
ડાળ ડાળ પર ફરી ફરીને થાક્યું
તોય કોચી શકાય તેવી
જગ્યા મળી નહિ.

પછી તે બની ગયું
કુહાડી જેવું કઠોર
કુહાડી જે શબ્દ વાઢે
કુહાડી જે શ્વાસ વાઢે
કુહાડી જે ખોદયા જ કરે
ખખડતો બોદો અવકાશ-

તે ઊડી જાય તેની રાહ જોતું
અડધું સડેલું મૂળ
ઊંડે ને ઊંડે વિસ્તરતું રહ્યું.
દરેક પવનના સુસવાટા
તેનામાં પ્રાણ પૂરે.

દરેક વરસાદના ઝાપટાં
તેનામાં અવનવા દ્વાર ખોલે.

ખીલું ખીલું થતી કૂંપળ જોઈ
કોઈ લઈ લે હાથ અચાનક
તેમ લક્કડખોદ ઊડી જાય
ક્યાંક

પછી મૂળ માટી ખોદે
ડાળીઓ આકાશ ખૂંદે
ને ફળફૂલ
પવનનો જીવ બની ઊડે.
રેસેરેસામાં
કલરવતું જળ ફણગી ઊઠે.

ફરીને જ્યારે તે લક્કડખોદ પાછું
પોતાનું ઘર રચવા આવ્યું
વૃક્ષને લીલુંછમ જોઈ
ઊડી ગયું
ખોદયાં વગર.

વૃક્ષ, એ અદૃશ્ય થાય ત્યાં સુધી
પાંદડે પાંદડે જોયાં કરે
તેની પાછળ હિલ્લોળાતો પથ.

દરેક વૃક્ષ
રાહ જુએ છે
એક લક્કડખોદની
ફરી ફરીને ફૂટવા માટે.

## શંખ / *રાજેન્દ્ર પટેલ*

શાંત સાગરના સ્વપ્ન સાચવતો
અફળાતા મોજાનો ચિત્કાર સાંભળતો,
જળ વિનાના કાંઠે
શંખ પડ્યો રહ્યો છે.

ક્યારેક તે ફૂંકાયો હતો સાંગોપાંગ,
તે ધ્વનિનો કેફ
હજુ તેને જીવાડે છે.
પણ, શંખમાં દરિયો મૂંગો-મૂંગો
રાત દિવસ કણસે છે.

ડૂબતા દરિયાને બચાવવાં
હરેક પળે હવા જોડે
કહેણ મોકલે દૂર-સુદૂર...
અને ચૂપચાપ પડ્યો-પડ્યો
હોડીના સરવાના અવાજની રાહ જુએ,
હલેસાના હડસેલાઓને યાદ કરે.

છતાં
સંગ્રામની ક્ષણો આવતી નથી.
કે સંભળાતા નથી
હણહણતાં સફેદ ઘોડાના ડાબલાં.

બહુ બહુ તો
શંખ ફૂંકાય છે ક્યારેક
મંદિરના બંધિયાર અંધકારમાં ગૂંગળાતો.

શંખ, નાનકડાં છીપલાની જેમ
મોં વકાસી જોયાં કરે છે,
અંદર બહારનો મસમોટો ખાલીપો.
અવકાશને બાથ ભરી
સ્થળ પર સ્થિર પડ્યો રહ્યો છે
અને જળનો જીવ.
શંખ ફૂંકાતો નથી
શંખ ફૂંકાતો નથી
શંખ ફૂંકાતો નથી.

## ગઝલ / *રાકેશ હાંસલિયા*

છાતી ઠોકી બોલ મનવા,
સઘળું પોલંપોલ મનવા.

લ્હેર ભગવો પ્હેરી આવી,
ભીંત આખી ખોલ મનવા.

દીઠી કોણે આવતી કાલ?
આજ છે અણમોલ મનવા.

મૌન રહેવું છે વિકટ બહુ,
એટલું બસ બોલ મનવા.

રામ રાવણ સૌ અદ્વિતીય,
જાતને નાં તોલ મનવા.

## મૂળની વાત / *રાજેન્દ્ર પટેલ*

ફૂલ જેવી હથેળી
ઝાંખરા જેવો પંજો થાય
ત્યાં સુધી બસ
નખ જ કાપ્યા કર્યાં.

ટેરવામાં ઝાકળ બિંદુ ઝમે
તેની રાહમાં ને રાહમાં
મૂળ સડી ગયું.

હથેળીમાં ચાંગળું પાણી ભરી
તરસ છીપાવવા ધસ્યા પણ
તરસ છીપી નહીં.
ને પાણી ઊડી ગયું વાદળ રચ્યાં વગર.

પગ જેવા પગ પણ
પવન પાવડી થવાના સ્વપ્નમાં
પાષાણ થઈ ગયાં.

હવા વહે કે ન વહે
શ્વાસ એકધારો શ્વસે જાય
જેમ વાળ વધે જાય
દૃષ્ટિ ઝાંખી થાય
ને ધ્રુજતા હાથથી
સમયની લાકડી પકડી ચાલતા દાદરો
હાંફી જાય.

હાંફમાં ને હાંફમાં
હંસની પાંખોનો ફફડાટ
ફરી વળે બંધ વિશ્વમાં.
અજાણ્યાં સરોવરના
કિનારાની શોધમાં
સડેલાં મૂળ વધે જાય.

## થઈ જવાનો / *રાકેશ હાંસલિયા*

દશે દશ દિશાનું સ્મરણ થઈ જવાનો,
સકલ સૃષ્ટિમાં વિસ્મરણ થઈ જવાનો.

સ્વભાવે સહજને સરળ થઈ જવાનો,
કણે કણ મહીં હું ગ્રહણ થઈ જવાનો.

શબદ છું રજૂઆતનો પ્રાણ છું હું,
જબાને જબાને રટણ થઈ જવાનો.

ભલે સર્વ દુઃખો બહુ કારમા હો,
જરા હું વધારે કઠણ થઈ જવાનો.

રહું ખીલતો હું સતત જે જગામાં,
તહીં દૂઝતો એક વ્રણ થઈ જવાનો.

પહાડો મહીં ચાલવાને નિરંતર,
તરલતર વહેતું ઝરણ થઈ જવાનો.

## અડધે મારગ / *હરિશ્ચન્દ્ર જોશી*

સાથ ચાલતાં અરે! તમે તો ખૂટી ગયાં
અડધે મારગ સાવ અચાનક છૂટી ગયાં...

ધૂળધોયાને ઢગલો ધૂળમાં મળતો એક જ કણ
એવી રીતે તમે મળ્યાને જીવી જાણી ક્ષણ
રોજ મ્હેકતા શ્વાસોમાં, પગલાંઓમાં હું ફરતો
હોઠ જરી જ્યાં ખૂલે ત્યાં કલરવ હું એમાં ભરતો

પીંછા જેવી યાદ ખેરવી ઊડી ગયાં...

ફળિયું, ઉંબર, ભીંત, બારણું, ઘર આખ્ખું નંદવાણું
તમે ગયાં તે દિવસ અને આ થીજી ગયેલું વ્હાણું
પાંપણનાં હલ્લેસાં લઈ આંસુનો દરિયો તરતો
વિસ્તરતું પોલાણ ભીતરનું ખાલીપાથી ભરતો
રેતી પર ચીતરીને ફૂલો ભૂંસી ગયાં...

## ચાર ગઝલ / *ગુણવંત ઉપાધ્યાય*

(૧) ખૂબ અઘરું દોસ્ત, સુંદર ચીજનું દર્શન થવું,
છેક દુર્લભ એટલે અનિવાર્ય છે રક્ષણ થવું
ગીત ગાતા કાંઈ ઝરણાનું અચાનક થંભવું,
એટલે કે વન, વનેચર-વૃંદનું સદ્દગત થવું
કોઈના અપકાર સામે સહેજ પણ જોવું નહીં,
એ રીતે પણ સહેજ બળવત્તર અને શમરથી થવું
આંખ ભીની, કાન સરવા, જીભથી થોડી મીઠાશ,
ક્યાંયથી આવી મળે ને આપણું ગદગદ થવું
શ્વાસ લઈને મૂકવાની પેરવી પ્રત્યેક પળ,
નિત્ય નૂતન યુદ્ધ માટે કેટલું રાજધજ થવું.

(૨) ખૂબ અઘરું દશ્ય જોવું રૂબરૂ, ધાતરવડી,
જડ થયેલો, શી રીતે હું નિર્જરું, ધાતરવડી?
ઊનાં ઊનાં અશ્રુનાં શ્રાવણ ધરું, ધાતરવડી,
ક્ષીણ તારી કાય શેનાથી ભરું, ધાતરવડી?
આજ સઘળી આંખમાં તારી જ તડપન જોઈ છે,
લાગણીનાં જળ સકળ વહેતાં કરું, ધાતરવડી.
રક્તધારામાં સિંચેલું માટીમેલું મુજ વતન,
સાંભરે ક્ષણ-ક્ષણ અને તુજને સ્મરું, ધાતરવડી!
નેહડાની આહીરાણીનેય કામણ આપતાં
ખાલીખમ તારે કિનારે થરથરું, ધાતરવડી
જે ધરાએ વસ્ત્રહીણી જાતને પોપી સતત,
એ ધરાને ફ્લેટમાં ક્યાં નોતરું, ધાતરવડી?

(૩) રાનાપીલીવાનીજા
ખૂબ અઘરો લાગતો ઉત્તર, સવાલનો
પણ, સરળ વ્યવહાર ઉપાકાળ - સાંજનો
રંગ રાતોચોળ જ્યાં ખીલે સવારનો,
ઊભરે છે આંખમાં ઠસ્સો ગુલાબનો
રંગ નારંગી પછી છલકાય સૂર્યથી,
કેફ પણ ચઢતો રહે કેવો કમાલનો
રંગ પીળો સૂર્યમુખી અંગ પર મઢી,
અર્ઘ્ય સૂરજને ધરે ક્રિયાકલાપનો
રંગ લીલો આંખમાં રોપ્યો છે ત્યારથી
હાથ તડકાનો ધરે છાયો ઉજાસનો
વાદળી વરસી પડ્યો છે રંગ તો હજુ-
પગ ઉપર પ્રભાવ છે મૂળનાં સ્વભાવનો
નીલરંગી આંખ છે કે નીલમણિ છે એ?
કોઈ પત્તો આપશે એનાં મુકામનો?
જાંબલી રંગો મહીં રંગાઈ છે ગઝલ,
રાગ સંધ્યાનો કહો છો, એ છે રાતનો
એટલું પામી ગયા તો યાર પામશું,
પ્રશ્ન કોઈ મૂંઝવે જૂદી જ જાતનો!

(૪) ખૂબ અઘરું દશ્ય જોવું રૂબરૂં, ધાતરવડી,
જડ થયેલો, શી રીતે હું નિર્જરું, ધાતરવડી?
ઊનાં ઊનાં અશ્રુનાં શ્રાવણ ધરું, ધાતરવડી,
ક્ષીણ તારી કાય શેનાથી ભરું, ધાતરવડી?
આજ સઘળી આંખમાં તારી જ તડપન જોઈ છે,
લાગણીનાં જળ સકળ વહેતાં કરું, ધાતરવડી.
રક્તધારામાં સિંચેલું માટીમેલું મુજ વતન,
સાંભરે ક્ષણ-ક્ષણ અને તુજને સ્મરું, ધાતરવડી!
નેહડાની આહીરાણીનેય કામણ આપતાં
ખાલીખમ તારે કિનારે થરથરું, ધાતરવડી!
એ ધરાએ વસ્ત્રહીણી જાતને પોપી સતત,
એ ધરાને ફ્લેટમાં ક્યાં નોતરું, ધાતરવડી?

## સાંજ ઢળી જો / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

ચાલને જોવા જાઈએ રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી,
એનાં ગીતો ગાઈએ રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી.
વ્હેલો લાલઘૂમ ઊગ્યો રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી,
થાકેલો હવે બૂડ્યો રાજ! સાંજ ઢળી જો. સાંજ ઢળી.
ચણવું છોડીને ચકલાં રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી,
નીડે પંપાળે બકલાં રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી.
સીમથી ગોધણ વળીયું રાજ! સાંજ ઢળી જો.. સાંજ ઢળી,
આભે રજમાં ચડીયું રાજ! સાંજ ઢળી જો. સાંજ ઢળી.
કોમળ વા લ્હેરે વાતો રાજ! સાંજ ઢળી જો.. સાંજ ઢળી,
ખબરું પૂછતો જાતો રાજ! સાંજ ઢળી જો.. સાંજ ઢળી.
ઝાલર મંદિરને ખોલે રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી,
બમબમ સૌ ભોળા બોલે રાજ! સાંજ ઢળી જો સાંજ ઢળી.
ગગને મોતીડાં ચમકે રાજ! સાંજ ઢળી જો સાંજ ઢળી,
દેખાય ઠમઠમ ઠમકે રાજ! સાંજ ઢળી જો... સાંજ ઢળી.
દીવાઓ ઝાકમ ઝોળે રાજ! સાંજ ઢળી જો.. સાંજ ઢળી.
અંધારને ફંગોળે રાજ! સાંજ ઢળી જો સાંજ ઢળી,
નીંદર ઝૂલે જ ઝૂલતી રાજ! સાંજ ઢળી જો. સાંજ ઢળી.
સપનામાં જઈ ડૂલતી રાજ! સાંજ ઢળી જો.. સાંજ ઢળી.

## આવે છે/ *ભરત વિંઝુડા*

અહીંથી પાછા જવાનું આવે છે
કેમ મૃત્યુ થવાનું આવે છે?

જીવવા જેવું કંઈ નથી તો પણ
કેટલું જીવવાનું આવે છે!

સર્વ ઉત્તર છે ભીતરે મોજુદ
તે છતાં પૂછવાનું આવે છે

હોય તકદીરમાં તડપવાનું
સાથ તડપાવવાનું આવે છે

અન્ય કંઈ યાદ રાખવાનું છે
એથી કંઈ ભૂલવાનું આવે છે

ધીરે ધીરે બધું તજાય અને
ખુદને અપનાવવાનું આવે છે!

## નજીક ગયાં / *ભરત વિંઝુડા*

સ્વયમથી દૂર અને અન્યની નજીક ગયાં
વિચાર જાણે કે મંતવ્યની નજીક ગયાં.

નજીક કોઈ ગયા છે સુગંધની કેવળ
ને કોઈ ફૂલના લાવણ્યની નજીક ગયાં

હજી નિહાળી રહ્યાં છીએ રોજ સપનાઓ
બધીય બાજુએથી તથ્યની નજીક ગયાં.

અગાધ શૂન્યમાં તે ઓગળી ગયાં જાણે
ગયાં છે ક્યાં જે અહીં સત્યની નજીક ગયાં.

ગમે તે બાજુ વહી જાય તે નદી લઈને
ગયાં સમુદ્રમાં, સાતત્યની નજીક ગયાં.

## બંધ આંખે / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

(બાલગીત)

ફેર ફુદરડી ફરતાં રાજ! બંધ આંખે..
નવીન સપને તરતાં રાજ! બંધ આંખે...
વસંત આંબે મ્હોરે રાજ! બંધ આંખે...
કોકિલ કંઠે ફોરે રાજ! બંધ આંખે...
વર્ષા વાદળાં લાવે રાજ! બંધ આંખે...
ખેતર સઘળાં વાવે રાજ! બંધ આંખે..
શરદે દીવા થાતા રાજ! બંધ આંખે...
ફળિયે ફળિયે ગાતા રાજ! બંધ આંખે..
હેમંત સાફ ચળકે રાજ! બંધ આંખે.
કામે નિશ-દિન ઝળકે રાજ! બંધ આંખે..
શિશિરે પાકે બોરાં રાજ! બંધ આંખે..
થથરે ટાઢે છોરાં રાજ! બંધ આંખે..
ગ્રિષ્મ ગમગીન બાળે રાજ! બંધ આંખે..
છાંયડો ન કો' ટાળે રાજ! બંધ આંખે..
ચક્કર ખૂબ જ ચઢતાં રાજ! બંધ આંખે..
તૂટ્યાં સપનાં પડતાં રાજ! બંધ આંખે..

## ગુજરાતની ભૂમિથી / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

(બાલગીત)

હે...એવો અષાઢ વરસે છે આખા માસથી,
વરસે છે કંઈ ચારે બાજુ રોજ રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... એવાં હરખે પંખીને હરખે માનવો,
હરખે છે કંઈ વગડાનાં વનેર રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... એવાં સોહે છે ગગનમાં જતાં વાદળાં,
સોહે છે કંઈ નદી વ્હેતાં નીર રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... એવાં મલકે ખેતરને મલકે ખોરડાં,
મલકે છે કંઈ બાલુડાંનાં મન રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... એવા લ્હેરે નાવિકને લ્હેરે નાવડાં,
લ્હેરે છે કંઈ મોરલાના ટહુકાર રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... એવાં સરવર છલકાયાં ગામેગામનાં,
છલકાયાં છે કોઠીને કોઠાર રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.
હે... હવે આવતે વરસે વેલેરો આવજે,
બોલે છે કંઈ અબોલા સૌ જીવ રે!
ગુજરાતની ભૂમિ દુકાળ નાઠો છે દેખી વેગમાં.

અનુવાદ : મહેશ જાની

દૃષ્ટિ જતાં..
(ગુજરાતી રૂપાંતર)
જ્યારે વિચાર્યું ક્યાં ગઈ આ મારી દૃષ્ટિ સભર
અડધા થયા દિવસો મારા, અકળ કાળમીંઢ જગમાં
અને વળી જે એક કસબ મારો, છુપાવી શકે મરણમાં
રહેશે તે હવે નિરર્થક, પણ ઝંખી રહ્યો આતમ 'એને' સતત.
સેવા પ્રભુની કરવા જ સારુ, અર્પણ કળા કરી રહ્યો છું,
તેથી કરે ન પજવણી, વેળા આવે જ્યારે અંતિમ ક્ષણોની
કેમે કર્યું નહી ઉચિત અનુયોજન, મારી આ સોગાતની
લીન આત્મા આપે ઉત્તર શું? મૂર્ખ ! જાતને પૂછી રહ્યો છું,
પણ આતમે દીધો ઉત્તર બધાને - 'એને' શી જરૂર તારી વળી,
તારી, તારા કર્યા યા કલાપની,
એ તો નિરાકાર, નિ:શંક જુએ આ સકળ સૃષ્ટિ,
જરૂર એમને ફક્ત તારી શ્રદ્ધા-સબૂરીની,
અગ્રદૂત હજારો તત્પર, એક 'એની' હાક પર,
તરી જતા સાત સમંદર કામ કરવા ક્ષણેક્ષણ,
શાતા એમને શી વળી? કરવી જેમને તો ફરજ અદા,
એ જ એમનો અગ્રદૂત, જે બનતો સાધક પળેપળ.

**On His Blindness**
**Milton**
When I consider how my light is spent
Ere half my days, in this dark world and wide,
And that one Talent which is death to hide,
Lodg'd with me useless, though my soul more bent
To serve therewith my Maker, and present
My true account, lest he returning chide,
Doth God exact day - labour, light deny'd?
I fondly ask. But patience to prevent
That murmur, soon replies, God doth not need
Either man's work, or hs own gifts, who best
Bear his mild yoke, they serve him best, his state
Is kingly. Thousands at his bidding speed
And post o'er land and ocean without rest:
They also serve who only stand and waite.

## તિરસ્કૃત સૉનેટ શીર્ષક

(ગુજરાતી રૂપાંતર)

મા કરો તિરસ્કૃત સૉનેટને, વિવેચક!
નારાજ કેમ એનાથી વળી,
ભવ્ય ભૂતકાળ જેનો ભૂલી ગયો, જે ચાવી વડે,
શેક્સપીયરે હૃદયે જગાડ્યું અને મધુરપ વડે,
આ વીણા ઝંકૃત થઈ, આપી શાતા 'પેટ્રાક'ના દર્દ કેરી,
હજારો વાર એ મોરલી થઈ, 'ટાસો'નો અવાજ બની,
વ્યથા દેશનિકાલ કેરી સદી 'કેમન્સે' જેના થકી
એવું આ સૉનેટ ઝળકી ઉઠ્યું, નિત્ય લીલી ડાળી બની,
જેમ 'સાયપ્રસ'માં શિરે 'દાન્તે'એ ધારણ કરી
ચમકી રહ્યું એના કપાળે સદા, પ્રદીપ્ત દીપ જેમ એને
આનંદિત કર્યો, બોલાવીઓ પરી દેશથી 'સ્પેન્સરને',
સંઘર્ષના કાળપ્રદેશથી અને હતાશા ઘેરી જ્યારે,
'મિલ્ટન' ને સર્વત્રથી એના હાથમાં બન્યું ત્યારે,
આ સૉનેટ રણશિંગુ થઈ, ફકુયું તેને મિલ્ટને પણ,
થોડા અરેરે! પણ છતાંય ઊભા કરે સૉનેટ મડદાને પણ.

## Scorn not Sonnet

Wordswarth

Scorn not the sonnet, critic, you have frowned,
Mindless of its just honours, with this key
Shakespeare unlocked his heart, the melody
Of this small lute gave ease to petrarchs' wound,
A thousand times this pipe did Tasso sound,
With it camoens soothed an exil's grief
The sonnet glittered a gay myrtle leaf,
Amind the cypress with which Dante Crowned
His visionary brow : a glow worm lamp
It cheered mild spenser, called from faery land
To struggle throuh dark ways, and, when a damp
Fell round the path of milton in his hand
The thing became a trumpet; whence he blew
soul animating strains alas, too few !

# બંધ હાટડી કૉફિનનું પ્રતીક?

## રાધેશ્યામ શર્મા

### ખતવણી

સવાર પડતાં તમે નીકળતા દુકાને જવા,
સફાઈ કરી, ગોખલે અગરબત્તી દીવો, પૂજા,
પ્રણામ કરી દેવને પછી ઉઘાડતા હાટડી.
દલાલી, ઘણી લેણદેણ, વય આખી ધંધો કર્યો.
અનાજ બધું, સાથ શિંગ, તલ, તેલ, ઘી ગોળનો.
ફરે ન ચકલું, બપોર બળતે, તમે એ સમે
દુવાર અરધું કરી લગીર નીંદ ખેંચી લિયો,
ઘરે નીસરતા પતાવી બધું કામ રાતે પછી.
જમ્યા, નહિ જમ્યા જ, ઉભડક એમ વાળુ કરી,
કરો ખતવણી, હિસાબ ગણી રાત પૂરી કરો,
સવાર પડતાં વળી દિવસ એ જ એનો શરૂ
હમેશ ઘટમાળ આ ખબર ના પડી કોઈને
અચાનક જ એક દિન ઉઘડી નહીં હાટડી,
કરી ખતવણી તમે જીવનની ખરે આખરે.

અમેરિકા, અમેરિકા
સૉનેટ સંગ્રહ પૃ. ૧૦૯
નટવર ગાંધી

આઠ અને છ એમ કુલ બે ચરણ અને ચૌદ પંક્તિમાં નિબંધ એવું પેટાર્કન સૉનેટ, કવિ શ્રી નટવર ગાંધીના 'અમેરિકા, અમેરિકા' કાવ્યસંગ્રહમાં 'પિતૃતર્પણ' ગુચ્છની ત્રણ રચનાઓમાંની પ્રથમ 'ખતવણી' નામે પ્રસ્તુત થયું છે.

સૉનેટનું શીર્ષક 'ખતવણી' સીધું વેપારી કોમના રોજિંદા રોજમેળ વ્યવહાર તરફ ભાવકને દોરી જાય. દુકાનદાર પોતાના અંતરંગ સાથી ચોપડામાંની રકમને ખાતાવર નોંધતા હોય છે. કૃતિમાં 'ખતવણી'ની પ્રક્રિયાનો કેવો પ્રતીકાત્મક વિનિયોગ થયો છે તે છેલ્લી ચૌદમી પંક્તિ સુધી પ્રમાણવાનું અહીં નિમંત્રણ છે.

પ્રથમ પંક્તિમાં કર્તાએ નામ-ઓળખ વગર તમેના સંબોધનથી ઉપાડ કર્યો છે : સવાર ડતાં તમે નીકળતા દુકાને જવા. 'પિતૃતર્પણ' ગુચ્છનો, આરમ્ભે ઉલ્લેખ ના હોત તો આ 'તમે'નું સંબોધન કાવ્યનાયકનાં પિતાશ્રીને ઉલ્લેખે છે એની ખબર તરત ના પાડત.

દુકાને જઈ પિતા શું કરતા? એટલો હશે બહાર એની સફાઈ કરતા, ગોખલો હશે ત્યાં અગરબત્તી દીવો પજા કરી રહી દેવની છબીમૂર્તિને પ્રણામ કરી રોજ હાટડી ઉઘાડતા.

ગાંધિયાણું કરતા પ્રત્યેક વેપારીનો આ મૉર્નિંગ રિચ્યુઅલ કેટલી ઝીણવટથી તાદૃશ થયો છે! પછીની બે કડીઓ હરિયાણા વ્યાપારની ચીજવસ્તુઓ જેવી કે અનાજ, શિંગ, તલ, તેલ, ઘી, ગોળ, આ બધાના વેચાણ સાથે દલાલી, તદુપરાંત પૈસાની લેણાદેણીની સ્વાભાવિક યાદી આપે છે: પણ આવી યાદીની સાર્થકતા તો આ પદમાં જ ગૂંથાઈ છે, 'વય આખી ધંધો કર્યો.

સવાર આ રીતે પસાર થઈ. પછી બળતા બપોરનું વર્ણન 'ફરે ન ચકલું'માં સમાવિષ્ટ છે. 'ફરે નહિ પણ ફરકે ન ચકલું સમજવાનું એં ટાણે 'તમે એટલે કે પિતા અન્ય વેપારીઓની માફક જ 'દુવાર અરધું કરી લગીર નીંદ ખેંચી લેતા.

બારણું આડું કરી લગીર ઊંઘ તાણતા પિતાનું દશ્ય આ લખનારનું અંગત સાહચર્ય પિતૃભક્ત ડામા ઝવેરીના આ જ રીતે સૂઈ ગયેલા પિતાના પ્રસંગની સ્મૃતિ ઝંકૃત કરી ગયું. ડામા ઝવેરીએ જરજવાહરનો મોટો સોદો માત્ર બાપની ઊંઘ ન બગડે વાસ્તે જતો કરેલો. દુકાનમાં બાપા આડા પડેલા, હીરાઝવેત

કબાટમાંથી કાઢવા જતાં જૂનાપુરાણા કબાટનો કડકડાટ અવાજ પિતાની વામકુક્ષી નેમ-ને ના બગાડે માટે ડામાએ સોદાગરો સાથેનો સોદો જતો કરેલો. તે પણ જાતનું એક પિતૃતર્પણ જ હતુંને!

અહીં તો બપોરની લગીર ઊંઘ તાણી કામ પતાવી પિતા રાતવેળા ઘરે જાય છે.

અહીં સૉનેટની આઠ પંક્તિવાળું પહેલું ચરણ પૂરું થાય છે, ને તરત બીજા ચરણની છ પંક્તિમાં પૂર્વવિગતનું અનુસન્ધાન આરંભાય છે.

પિતા જમ્યા, પણ નહિ જમ્યા જેવું એ 'ઉભડક વાળુ' પ્રયોગમાં આબાદ શબ્દપ્રત્યક્ષ થયું છે. અહીં પુત્રનો તેમજ પિતા ઉભયનો ફરજભાવ સંમિલિત છે : કરો ખતવણી હિસાબ ગણી રાત પૂરી કરો. દા'ડેદીવે તો ખરું પણ રાતેય હિસાબી તાળા મેળવી ખતવણીનું કામ પૂરું કર્યા વિના ચેન નથી. રાત આમ વીતી અને? 'સવાર પડતાં વળી દિવસ એ જ એનો શરૂ' યાંત્રિક યંત્રણા રુટિનની, કેવી દિશા અને દશા ચીંધે તે આ સૂચક પંક્તિ કથે છે : હમેશ ઘટમાળ આ ખબર ના પડી કોઈને ઘટમાળના ચગડોળની માયાજાળ એવી કે જીવનના આરમ્ભ સાથે જ સંલગ્ન અન્તની કોઈને ખબર નથી પડતી.

સૉનેટ-કવિ નટવર ગાંધીએ સૉનેટની પરાકાષ્ઠની અંતિમ બે કડીમાં નાયકને લાગેલા કરુણ આઘાતની ઊર્મિ સચોટ જડી ત્યાં સ્તબ્ધતા પણ ઉપસ્થિત છે.

*અચાનક જ એક દિન ઉઘડી નહીં હાટડી,*
*કરી ખતવણી તમે જીવનની ખરે આખરે.'*

દેવને પ્રણમી જે હાથ રોજ હાટડી ઉઘાડતા એ પિતા હવે નથી. 'અચાનક જ' શબ્દમાં ઓચિંતા આવેલા અકાળ મૃત્યુનો હાથ સુજ્ઞ ભાવક જોઈ શકે. જીવનની ખતવણી પૂરી કરીને ગયેલા પિતાની 'બંધ હાટડી' દીર્ઘજીવી ચિ. પુત્ર માટે એક બન્ધ કૉફિન સમુદ્ર દૂરવર્તી પ્રતીક બની રહે!

ગાંધીની હાટડીનું 'દુવાર' અમેરિકન કવિ કાર્લ સેન્ડબર્ગના કાવ્યાનુભવ તરફ દોરી જાય.

'Poetry is the opening and closing of a door, leaving Those who look through to guess abont what is seen during a moment.'

❐

# કવિલોકનાં પ્રકાશનો

| | |
|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૨૯. હા...હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે.
ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

કવિલોક ટ્રસ્ટ
C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૨૨૧૪૩૭૪૫

The

# joy

of living

Life's precious moments bring us great joy. These are moments that lift our hearts, bring a smile to our face and when happiness gushes out like a spring. It's the joy of living that begins with good health. That is why our mission is to create healthier, happier communities, globally.

We provide total healthcare solutions in our core areas of competence – formulations, bulk drugs, biologicals, animal healthcare and cosmeceuticals.

We are also working in frontier research areas of drug discovery research, novel drug delivery systems and biotechnology.

One of India's leading healthcare companies, we support the hands that heal with innovative contributions in healthcare. With investments in specialised technology, we manufacture traditional and novel dosage forms such as Oral solids, Injectables, Metered dose inhalers, Dry powder inhalers, Transdermal patches, Suppositories and Oncology formulations.

We believe that every step of the way, we are creating life's most precious treasures: the joy of living and the joy of good health.

**Zydus**
dedicated to *life*

Cadila Healthcare Limited

Zydus Tower, Satellite Cross Roads, Ahmedabad - 380 015. India.
Phone : +91-79-268 68 100 (20 Lines) Fax : +91-79-2686 23 65/66 www.

કવિલોક :

# કરુણામય

હે કરુણામય સ્વામી, તારી જ ઇચ્છા પૂર્ણ થાઓ!

એટલું દે કે તારો પ્રેમ હું કદી ભૂલું નહિ, સદા તારા ચરણનો જ આશ્રય રાખું;

તું દુઃખ આપ, તાપ આપ, બધું જ હું સહન કરીશ.

પ્રેમરૂપી તારી આંખ કાયમ જાગતી છે એ હું જાણું છું, છતાં જાણતો નથી;

તારું એ મંગલ રૂપ ભૂલું છું તેથી જ હું શોક-સાગરમાં ડૂબકાં ખાઉં છું.

તારું વિશ્વ આનંદ છે, સૌંદર્ય અને સુખથી ભરેલું છે, પણ હું મારા જ દોષે દુઃખી થાઉં છું, કારણ હું વાસનાનો દાસ છું.

કઠોર આઘાત કરી મારું આ મોહબંધન તું તોડી નાખ,

મારાં અશ્રુજળથી શુદ્ધ થયેલા હૃદયમાં તું રાતદિવસ રહે!

('ક્ષણ સૂર્યોદય'માંથી) -રવીન્દ્રનાથ ટાગોર

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ



જુલાઈ-ઓગસ્ટ ૨૦૦
વર્ષ ૪૯ : અંક : ૪
સળંગ અંક : ૨૯૨

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી

**ધીરુ પરીખ**



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૯ : અંક ૪ સળંગ અંક ૨૯૨



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- છે તેની સહુએ નોંધ લેવી**


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા : વાર્ષિક $ 7. અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 6. આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

વર્ષા વિ.સં. ૨૦૬૨ જુલાઈ-ઑગ. ૨૦૦૬

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અંતરે






## કવિતા અને બોલચાલની ભાષાશૈલી

સામાન્ય રીતે એક એવો ખ્યાલ પ્રવર્તે છે કે આપણે બોલચાલના વ્યવહારમાં જે ભાષાશૈલી પ્રયોજીએ છીએ તે કાવ્યમાં પ્રયોજાતી ભાષાશૈલી કરતાં કંઈક જુદી તરેહની છે. આવા આમખયાલને પોષે તેવું આપણી અર્વાચીન કવિતાનું કાઠું પણ છે. દલપતરામ-નર્મદાશંકરથી શરૂ થયેલી આપણી કવિતામાં માત્રામેળ છંદો અને દેશીઓથી ચીલો ચાતરીને સંસ્કૃત ગણમેળ વૃત્તોનું પ્રચલન વધે છે. દલપતરામની પંક્તિઓ છે :

*'રૂડો જુઓ આ ઋતુરાજ આવ્યો*
*મુકામ તેણે વનમાં જમાવ્યો.'*

કે પછી નર્મદાશંકરની આ પંક્તિ લો-

*'ભૂરો ભાસ્યો જાણે દૂરથી ધૂમસે પ્હાડ સરીખો.'*

આ કાવ્યપંક્તિઓમાં જે બાની પ્રયોજાઈ છે તે આપણે રોજબરોજના વ્યવહારમાં જે રીતે ભાષા પ્રયોજીએ છીએ તે રીતે પ્રયોજાઈ નથી તે પામી શકાશે. વાક્યના સહજ બંધારણ કરતાં 'રૂડો જુઓ આ ઋતુરાજ આવ્યો' પંક્તિમાં પદવ્યુત્ક્રમો થયેલા જોઈ શકાય છે. આમ તો સહજ ગદ્યવાક્ય કે બોલચાલની લઢણ પ્રમાણે 'જુઓ, આ રૂડો ઋતુરાજ આવ્યો' એમ થાય. પરંતુ છંદને જાળવવા જતાં કવિને આ પ્રમાણે પદવ્યુત્ક્રમો કરવા પડતા હોય છે. નર્મદાશંકરની કાવ્યપંક્તિને પણ અન્યથા આમ મૂકી શકાય: 'જાણે દૂરથી ધૂમસે પ્હાડ સરીખો ભૂરો ભાસ્યો!' પરંતુ અહીં પણ છંદોવિવશતાને કારણે કવિને પદવ્યુત્ક્રમ કરવાની જરૂર પડી છે તે જોઈ શકાશે.

પછી તો મુખ્યત્વે ગણમેળ છંદોનું પ્રભુત્વ અને પ્રચલન વધતાં આપણી કાવ્યભાષા રોજિંદા વ્યભાષાલઢણ કરતાં જુદી પડવા લાગી. વ્યવહારની ભાષાથી એનું આ વ્યાવર્તકપણું કાવ્યભા

# શેખ ઈબ્રાહીમ 'ઝૌક' : જીવન અને કવન

હનીફ સાહિલ

શેખ ઈબ્રાહીમ 'ઝૌક' ઈ.સ. ૧૭૮૯માં દિલ્લીના એક ગરીબ સિપાઈ શેખ મુહમ્મદ રમઝાનના ઘરે જન્મ્યા હતા. શેખ રમઝાન નવાબ લુત્ફઅલીખાંને ત્યાં નોકર હતા અને કાબુલી દરવાજા પાસે રહેતા હતા. બાળપણમાં ઈબ્રાહીમ શેરીના એક અધ્યાપક હાફિઝ ગુલામ રસૂલ પાસે ભણવા જતા હતા. હાફિઝ સાહેબ શાયર હતા અને મદરસા (પાઠશાળા)માં પણ શે'રોશાયરીની ચર્ચા થતી હતી. એ જ કારણે શેખ ઈબ્રાહીમની રુચિ પણ શાયરીમાં જાગી. તેમના એક સહપાઠી મીર કાઝિમ હુસૈન 'બેકરાર' પણ કવિતા કરતા હતા અને તે સમયના વિખ્યાત કવિ શાહ નસીર પાસે સંશોધન કરાવતા હતા. તેથી શેખ ઈબ્રાહીમને પણ શોખ થયો અને તેઓ પણ શાહ નસીરના શિષ્ય બની ગયા.

શાહ નસીરે તેમની સાથે એવો વ્યવહાર કર્યો જેવો કોઈ ઉસ્તાદે તેના શિષ્ય સાથે ન કરવો જોઈએ. શેખ ઈબ્રાહીમની કાવ્ય-રચનાની પ્રતિભા ઈશ્વર દત્ત હતી તેથી શીઘ્ર મુશાયરાઓમાં તેમની ગઝલોની પ્રશંસા થવા લાગી. શાહ નસીરને ખયાલ આવી ગયો કે શિષ્ય ગુરુથી આગળ વધી જશે. તેથી તેમણે શેખ ઈબ્રાહીમની ન કેવળ ઉપેક્ષા કરી પરંતુ તેમને નિરુત્સાહિત પણ કર્યા. તેમની ગઝલોમાં ક્યારેક બેપરવાઈથી સંશોધન કર્યું તો ક્યારેક સંશોધન કર્યા વગર 'બેકાર છે' તેમ કહી પરત કરી દીધી. એટલું જ નહીં પણ તેમની અસ્વીકૃત ગઝલોના વિષયો શાહ નસીરના પુત્ર શાહ વજીરુદ્દીન 'મુનીર'ની ગઝલોમાં આવવા લાગ્યા. તેથી ઝૌક સાહેબને પ્રતીતિ થઈ ગઈ કે ઉસ્તાદ તેમના વિષયો પર ગઝલો લખીને તેમના પુત્રને આપે છે. આવા વ્યવહારથી ઝૌક અસંતુષ્ટ હતા અને મિત્રોએ પણ તેમને ઉસ્તાદની વિરુદ્ધ ભડકાવ્યા, તેથી તેમણે શાહ નસીરનું શિષ્યપદ ત્યાગી દીધું.

ઉસ્તાદથી મુક્ત થતાં તેમને વિચાર આવ્યો કે શહેરમાં મળેલી નામનાને આગળ વધારી શાહી દરબાર સુધી પહોંચવું. તે દિવસોમાં અકબર શાહ દ્વિતીય બાદશાહ હતા. બાદશાહને તો કવિતાથી લગાવ ન હતો પરંતુ યુવરાજ મિરઝા અબૂ ઝફર (જે પાછળથી બહાદુર શાહ દ્વિતીયના નામથી બાદશાહ થયા.) સ્વયં કવિ હતા અને દરબારમાં હંમેશાં કાવ્ય ગોષ્ઠીઓ અને મુશાયરા થતા હતા. જેમાં તે સમયના જૂના અને પ્રસિદ્ધ કવિઓ ભાગ લેતા હતા. એક ગરીબ સિપાહીના પુત્ર ઈબ્રાહીમ ઝૌક કોઈ અમીર-ઉમરાવની સિફારીશ વગર કઈ રીતે દરબારમાં પહોંચી શકે. ઘણાં પ્રયત્નો પછી મીર કાઝિમ હુસૈનની મધ્યસ્થીથી દરબારના મુશાયરાઓમાં શામેલ થયા.

એ દિવસોમાં શાહ નસીર યુવરાજના ઉસ્તાદ હતા. થોડા દિવસો પછી શાહ ચન્દુલાલના આમંત્રણથી શાહ નસીર હૈદરાબાદ ચાલ્યા ગયા. તેમના પછી મીર કાઝિમ હુસૈન યુવરાજની ગઝલોમાં સંશોધન કરવા લાગ્યા. પરંતુ તેઓ પણ થોડા સમય પછી મિ. જૉન એલફિન્સ્ટનના મુન્શી બનીને પશ્ચિમ ભારત ચાલ્યા ગયા. એવામાં એક દિવસ સંજોગવશાત યુવરાજે ઝૌકને પોતાની ગઝલ દેખાડી. ઝૌકનું સંશોધન યુવરાજને એટલું પસંદ આવ્યું કે તેમને ઉસ્તાદ બનાવી લીધા અને માસિક ચાર રૂપિયા પગાર નક્કી કરી દીધો. ઝૌકના પિતાએ આટલા ઓછા પગાર પર નોકરી કરવાની ના પાડી. પરંતુ

ઝૌકને યુવરાજ અબુઝફરનો સ્વભાવ એટલો બધો ગમી ગયો હતો કે કાંઈ પણ વિચાર કર્યા વગર નોકરી કરતા રહ્યા.

એ સમયે દિલ્લીના જૂના રઈશ અને મિરઝા ગાલિબના શ્વસુર નવાબ ઈલાહી બખ્શખાંએ ઝૌકને બોલાવ્યા અને અલ્પ આયુ ઝૌક પાસે પોતાની ગઝલોમાં સંશોધન કરાવવા લાગ્યા. પોતાના આ બન્ને શિષ્યો કરતાં ઉંમર અને હોદ્દામાં નાના હતા. સાથે સાથે ખાનદાને વધુ અભ્યાસ પણ કરવા દીધો ન હતો. તેથી પોતાનું ગુરુપદ કાયમ રાખવા માટે ઝૌક સ્વયં મન લગાવીને કવિતાના અભ્યાસમાં લાગી ગયા, અને પોતાની જન્મ-જાત પ્રતિભાના બળ પર એ કલામાં શીઘ્ર નિપુણ થઈ ગયા. ખાસ કરીને નવાબ સાહેબ કે જેઓ દરેક રંગમાં શેર કહેતા હતા, ઝૌકને પણ હર રંગના ઉસ્તાદ બનાવી દીધા.

ઝૌકની અસલી સહાયક તેમની જન્મજાત પ્રતિભા અને અધ્યયનશીલતા હતી. કવિતા અધ્યયનની એટલી બધી જિજ્ઞાસા હતી કે પૂર્વકાલીન ઉસ્તાદોના સાડા ત્રણસો કાવ્યગ્રંથો વાંચી તેનું સંક્ષિપ્ત સંસ્કરણ કર્યું. કવિતાની વાત આવતાં પોતાના દરેક તકેની પુષ્ટિમાં તરત ફારસી ઉસ્તાદોના શે'ર કહી દેતા હતા. ઈતિહાસમાં તેમની ઊંડી જાણકારી હતી. કુરાનની સમીક્ષામાં પારંગત હતા. રમલ અને જ્યોતિષ પણ સારુ જાણતા, અને તેમની ભવિષ્યવાણીઓ મોટે ભાગે સાચી ઠરતી હતી. સ્વપ્ન ફળ પણ એકદમ સાચું બતાવતા હતા. સૂફી દર્શનનું તેમનું અધ્યયન ગહન હતું. સંગીત અને ચિકિત્સાશાસ્ત્રના પણ જાણકાર હતા. ધાર્મિક તર્કશાસ્ત્ર અને ગણિતમાં નિપુણ હતા. તેમની આવી બહુમખી પ્રતિભાનો પરિચય તેમણે લખેલા કસીદાઓ (પ્રસંશાકાવ્યો)માંથી મળે છે. જેમાં તેઓ વિભિન્ન વિદ્યાઓના પારિભાષિક શબ્દોના એટલા હવાલા ટાંકતા કે કોઈ વિદ્વાન જ તેનો આનંદ ઉઠાવવા સમર્થ હોય.

ઉર્દૂ કવિઓમાં આટલી ઉચ્ચ કોટિના વિદ્વાન થોડાક જ છે. પરંતુ તેમની સંપૂર્ણ પ્રતિભા કાવ્યક્ષેત્રમાં જ જોવા મળે છે. ઓગણીસ વર્ષની આયુમાં તેમણે બાદશાહ અકબરશાહના દરબારમાં એક કસીદો સંભળાવ્યો. જેમાં ફારસી કાવ્યશાસ્ત્રમાં વર્ણિત સમસ્ત અલંકાર તો હતા જ, સાથે વિભિન્ન વિદ્યાઓની ઘણી જાણકારી દર્શાવી હતી. ઉપરાંત તેના એક જ છંદમાં વિવિધ ભાષાઓના અઢાર શેર શામેલ હતા. કસીદો સાંભળી બાદશાહે તેમને 'ખાકાની-એ-હિન્દ'નો ખિતાબ આપ્યો. ખાકાની ફારસી ભાષાના પ્રખ્યાત કસીદા કહેનાર કવિ હતા.

બહાદુરશાહ ઝફર બાદશાહ થયા અને તેમણે ઝૌકનો પગાર સો રૂપિયા માસિક કરી દીધો. જોકે આટલો પગાર પણ તેમની યોગ્યતાને જોતાં કાંઈ ન હતું. પગાર ઉપરાંત ઈદ, બકરી ઈદ પર ઈનામ પણ મળતાં. અંતિમ સમયમાં તેમણે બાદશાહની બીમારીમાંથી સ્વાસ્થ્ય લાભ માટે એક કસીદો કહ્યો. જેના બદલે તેમને ખાનબહાદુરનો ખિતાબ, કિંમતી વસ્ત્રો, એક હાથી, ચાંદીની અંબાડી અને એક ગામની જાગીર મળી. અંતમાં આ કમાલના ઉસ્તાદ કવિ ૧૮૫૪ માત્ર સત્તર દિવસની બીમારીમાં પરલોક સિધાવી ગયા. મૃત્યુના ત્રણ કલાક પહેલાં તેમણે આ શેર કહ્યો હતો.

'કહતે હૈ 'ઝૌક' આજ જહાંસે ગુજર ગયા
ક્યા ખૂબ આદમી થા, ખુદા મગફરત કરે*'

*ઝૌકનું કવન :*

ઓગણીસમી સદીના મધ્યમાં દિલ્લીના ત્રણે

★ મગફરત કરે = મોક્ષ

ઉસ્તાદ કવિઓ ઝૌક, ગાલિબ અને મોમિન પોતપોતાના રંગમાં એટલા બેજોડ હતા કે એકબીજાની તુલના કરવી વ્યર્થ વાત લાગતી હતી. ઝૌકની વિશેષતા એ છે કે તેઓ શબ્દોના ઉચિત પ્રયોગ, કવિતાની પ્રવાહિતા, કાવ્ય-નિયમોની પાબંદી અને ભાષાની સાદગી તથા ચુસ્તી પર વધુ ધ્યાન આપતા હતા, અને એ ક્ષેત્રમાં પોતાના સમયમાં તેઓ અદ્વિતીય હતા. તેમની એ પરમ્પરાને તેમના ખાસ શિષ્ય 'દાગ' દહેલવીએ ચરમ સીમા સુધી પહોંચાડી દીધી.

ઝૌક શબ્દ-વિન્યાસ અને વાક્ય-વિન્યાસ પર ખૂબ જ ધ્યાન આપતા હતા. તેમની ભાવ અભિવ્યક્તિ ગાલિબની જેમ ચમકદમકવાળી નથી પરંતુ અતિ ગંભીર છે. ભાષા-પક્ષમાં ઝૌક પર 'સૌદા'ની અસર જોવા મળે છે. તેઓ બન્ને કસીદા કહેવામાં ઉસ્તાદ હતા. જેનો પ્રભાવ તેમની ગઝલોમાં પણ જોવા મળે છે. સાથે સાથે ઝૌક પર થોડો ઘણો ખ્વાજા મીર 'દર્દ'ની સૂફીવાદી મસ્તીનો પણ પ્રભાવ જોવા મળે છે. ઝૌકની અભિવ્યક્તિનો ચમત્કારીક જાદૂ તેમના સૌંદર્ય-વર્ણનમાં વિશેષ જોવા મળે છે. આશ્ચર્યની વાત તો એ છે કે મુશ્કેલ-પસંદગીના સમયમાં તેમણે સાદગીનો રસ્તો અપનાવી વર્તમાન કવિતા માટે ભૂમિ તૈયાર કરી. તેમના દીવાનમાં મોટા ભાગના શે'રોમાં જોવા મળતી સાદગી હૃદયને મોહી લે છે-

માલૂમ જો હોતા હમેં અંજામે-મુહબ્બત
લેતે કભી ન ભૂલ કે હમ નામે - મુહબ્બત
અબ તો ઘબરા કે યે કહતે હૈ કિ મર જાએંગે
મર ગયે પર ન લગા જી તો કિધર જાએંગે

*યહ ઝૌક મય-પરસ્ત[1] હૈ યા હૈ સનમ-પરસ્ત[2]*
*કુછ હો બલા સે લેક[3] મુહબ્બત-પરસ્ત હૈ*

૧. સુરાનો પૂજારી ૨. મૂર્તિપૂજક ૩. લેકિન, પરંતુ

*એક દિન ભી હમકો જીના હિજ્રા[1] મેં થા નાગવાર*
*પર ઉમીદે-વસ્લ[2] મેં બરસોં ગુજારા હો ગયા.*

૧. વિરહ ૨. મિલન આશા

અકલ સે કહ દો કિ લાયે ન યહાં અપની કિતાબ
મૈં હું દીવાના અભી ઘર સે નિકલ જાઉંગા.

ન કરતા જબ્ત[1] મૈં નાલા[2] તો ફિર એસા ધુંવાં હોતા
કિ નીચે આસમાં કે ઔર નયા ઈક આસમાં હોતા

૧. સહન ૨. આર્તનાદ, ચીખ

*મજકૂર[1] તેરી બઝમમેં કિસકા નહીં આતા*
*પર ઝિક્ર[2] હમારા નહીં આતા નહીં આતા.*

૧-૨. ઉલ્લેખ

*કિસ્મત હી સે લાચાર હું અય ઝૌક વગરના*
*સબ ફન મેં હું મૈં તાક[1], મુઝે કયા નહીં આતા*

૧. નિપુણ, પહોંચેલો

*ઝાહિદ! શરાબ પીને સે કાફિર હુવા મૈં કયોં*
*કયા ડેઢ ચુલ્લુ પાનીમેં ઈમાન બહ ગયા.*
*આદમ દુબારા સૂએ-બહિશ્તે-બરીં[1] ગયા.*
*દેખો જહાં ખરાબ હુવા થા વહીં ગયા.*

૧. સ્વર્ગની તરફ

*કયા દેખતા હૈ, હાથ મેરા છોડ દે તબીબ*
*યાં જાન હી બદન મેં નહીં, નબ્ઝ કયા ચલે.*
*હોતા ન અગર દિલ તો મુહબ્બત ભી નહીં હોતી*
*હોતી ન મુહબ્બત તો યે આફત ભી નહીં હોતી,*

ઝૌક શીઘ્ર કાવ્ય રચના કરનાર કવિ હતા. એમણે જે કાંઈ લખ્યું તે જો બધું એકત્રિત થયું હોત તો કેટલાય સંગ્રહ થયા હોત. પરંતુ તેમણે જ કાંઈ લખ્યું તેનો અધિકતર ભાગ તો બાદશાહ બહાદુરશાહ ઝફરને ભેટ ધરી દીધું. બહાદુરશાહ ઝફરના ચાર દીવાનોમાં ઝૌકની કેટલી રચનાઓ છે તેનો અંદાજ લગાવવો મુશ્કેલ છે. મૌલાના મુહમ્મદ હુસેન આઝાદ લખે છે કે એ ઉપરાંત પણ તેમની રચનાઓનો ઘણો મોટો સંગ્રહ હતો. જે તેમના જીવનકાળમાં જ સંપાદિત થવા લાગ્યું હતું. પરંતુ તે પૂર્ણ થતું જોઈ શક્યા નહીં. તેમના મૃત્યુ બાદ ધીમે ધીમે એ કાર્ય ચાલતું રહ્યું. એ જો

સમયમાં બળવો થઈ ગયો અને અંગ્રેજ સિપાહીઓ તેમના ઘરમાં ઘૂસી આવ્યા. આઝાદ જલદી જલદી કેટલીક હસ્તપ્રતો ઉપાડી લાવ્યા. ઝૌકના એક અંધ શિષ્ય હાફિઝ વીરાને પોતાની અને કેટલાક મિત્રોની સ્મરણશક્તિમાં સંગ્રહાયેલી ગઝલોનો ઉમેરો કર્યો અને એ રીતે એક સંગ્રહ પ્રગટ થયો. આમ બળવામાં લૂંટાયેલા તેમના કાવ્યસંગ્રહનો બચેલો ભાગ આપણી સામે કેવળ એક પ્રતિ સ્વરૂપે છે. જેમાં ૧૬૭ ગઝલો, ૧૯૪ વિવિધ શેર, ૨૪ કસીદા, એક મસનવી (કથા-કાવ્ય), ૨૦ રુબાઈઓ અને પાંચ છ મુક્તકો, એક સેહરો અને અપૂર્ણ કસીદા છે. ઝૌકના કાવ્ય-મહાસાગરની આટલી જ બૂંદો પ્રાપ્ત છે. આઝાદ કહે છે કે એક ૫૦૦ શે'રની અપૂર્ણ મસનવી હતી જે બળવામાં નાશ પામી.

ઝૌકના સેંકડો શિષ્યો હતા જેમાં બહાદુર શાહ ઝફર, દાગ, મુહમ્મદ હુસેન આઝાદ, ઝહીર અને અનવર પ્રખ્યાત થયા. તેમનો એક માત્ર પુત્ર ખલીફા મુહબ્બદ ઈસ્માઈલ બળવામાં મૃત્યુ પામ્યો. તેમના વંશજોમાં હવે કોઈ પણ છે કે કેમ તેની જાણકારી નથી.

છેલ્લે તેમની અતિપ્રસિદ્ધ એક ગઝલ માણીએ :

*લાઈ હયાત[1] આયે, કઝા[2] લે ચલી, ચલે*
*અપની ખુશી ન આએ ન અપની ખુશી ચલે*

*બહતર તો હૈ યહી કિ ન દુનિયા સે દિલ લગે*
*પર ક્યા કરેં જો કામ ન બે દિલ્લગી ચલે*

*હો ઉમ્રે ખિજર[3] ભી તો કહેંગે બ-વક્તે મર્ગ[4]*
*હમ ક્યા રહે યહાં અભી આયે અભી ચલે*

*દુનિયાને કિસકા રાહે-ફના[5] મેં દિયા હૈ સાથ*
*તુમ ભી ચલે ચલો યું હી જબ તક ચલી ચલે*

*જાતે હવાએ શૌક[6] મેં હૈં ઈસ ચમન સે ઝૌક*
*અપની બલા સે બાદે-સબા[7] અબ કભી ચલે*

૧. જીવન ૨. મૃત્યુ ૩. ખિજર જેટલી આયું જે અમર છે ૪. મૃત્યુ સમયે ૫. બરબાદીના માર્ગે. ૬. પ્રેમની હવા ૭. સવારની ઠંડી હવા


સંદર્ભ ૧. કુલ્લિયાતે ઝૌક પ્રકાશક : કિતાબે દુનિયા દિલ્લી
૨. ઉર્દૂના લોકપ્રિય શાયરો : રાજપાલ એન્ડ સન્સ, દિલ્લી


□

## 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહક નંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહક નંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો. ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે. આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

## ધુમ્મસ જેવી વેદનામાં તું વધારે શોભે છે! / *યશવંત ત્રિવેદી*

મીતા! કયારેક થાય છે કે આશા અને શ્રદ્ધાનાં તને વસ્ત્રો પહેરાવું
પણ ના! વરસાદથી ઊઠતાં ધુમ્મસ જેવી વેદનામાં તું વધારે શોભે છે!
દર ક્ષણે નવી વેદનાના લેન્ડસ્કેપ્સ, નવાં બંદરોની અપ્રતિહત શોધ...

એટલે તો મેં અમરત્વને બદલે પ્રેમ અને વેદના માગી લીધાં હતાં-
કારણ કે વેદનાને લીધે પ્રેમ પ્રદીપ્ત અગ્નિ જેટલો સુંદર લાગે છે!
એટલે તો મેં તારી ફરતે આ પંખીવર્ષો વીંટાળી રાખ્યાં છે
જેથી માઈગ્રેટરી પંખીની આંખોમાં જોયા કરું-
દૂરના હરિતિમ વનોપવનો અને પરીકથાના દ્વીપોને
જ્યાં અપ્સરાઓ સુવર્ણ વસ્ત્ર પાથરતી હોય પર્વતો ઉપર-
એથેન્સમાં એક્રોપોલીસની પોપ્લર વૃક્ષોથી આચ્છાદિત પ્રભાતે
પ્રાચીન પવન ઉરાડતો હોય અપ્સરાઓની ફૂલોની પ્રિન્ટવાળી મીડીઓને
અને આશાઓ ઘઉંની લણણી કરતી ગીતો ગાતી હોય કૃષિકન્યાઓ સમી
ત્યારે તું કાગાનિંદરમાં સ્વપ્ન જોતી હોય કે તારા વક્ષઃસ્થલ ઉપર
ઇટલીની મધમાખી તને ચટકો ભરે છે મધુર વેદનાનો.

તારી પાંપણો ભીતર બંધ છે વેદનાનો લેન્ડસ્કેપ
ફરતું વીંટળાતું જાય છે ધુમ્મસ શતાબ્દીઓનું
ભાષાના લહેરાતા સોનેરી બીડોમાંથી એકાદ તૃણ તોડીને
ફેરવું તારી પાંપણ ઉપર?
નિયતિને ઉઠાડી દઉં સૂતેલી લાગણી પરથી
વરસાદનાં ટીપાં જેમ ટપકીને?
કે ચૂપચાપ બેસી રહું હોઠ સુધી આવેલી
અધૂરા પ્રેમગીતની પંક્તિ જેમ?

## માઈગ્રેટરી પંખી આ ટાપુના જખ્મોથી અજાણ છે! / *યશવંત ત્રિવેદી*

હું રોજ અતૂટ દિવસના કંઠે શા માટે વૈજયંત પુષ્પોની માલા
પહેરાવું છું, મીતા?

હું રોજ શા માટે સહસ્ર મધુમાસને ઉગાડ્યા કરું છું
એક અતૂટ દિવસના કયારામાં?

આ અનામ વૃક્ષની ડાળ ઉપર ઝળૂંબતી ગીતની પંક્તિઓ ઉપર
કોણ વિષાદનું તોરણ બાંધવા કરે છે?
જિંદગી જ્યારે ફૂલોનો ભાર પણ સહી ન શકતી હોય એવા શેષ પ્રહરે
પૃથ્વી જેવડો બોજ કોણ બાંધી રહ્યું છે આ સ્વપ્નના લેન્ડસ્કેપમાં?

એટલે જ મેં તને પ્રેમ કરવાની હા પાડી હતી આ ચૈત્રની મધુર પ્રભાતે
કારણ કે માઈગ્રેટરી પંખીનું હૃદય આ ટાપુના જખ્મોથી સાવ અજાણ છે!

અહીં નિયતિ કયારે ટ્રેજડીનું ચિહ્ન આંકી દે વસંતના દ્વાર ઉપર-
મેં તને એટલે જ નવવધૂની જેમ કુમકુમ પગલે આવવા કહ્યું હતું-

કારણ કે દર ક્ષણે કોઈ વિસ્મયના અવાજ પાછળ આપણે ચાલી નીકળીએ છીએ
કારણ કે તારું હૃદય ઝીલે છે એન્ટેનાની જેમ
સર્વ જમાનાના સંકેતોને એક નારી-પુષ્પની જેમ.

કારણ કે તારા પ્રેમમાં ઝાલરની કિનાર પર બધા જ તારાઓ
યુગોની જેમ ઝણઝણ્યા કરે છે
ને સિબિલની ભવિષ્યવાણી જેમ ઊડતાં આવતાં સુખનાં ટોળાં
સ્વર્ગનાં પંખીઓની જેમ ગોઠવાતાં જાય છે તારા કાવ્યસંગ્રહનાં પૃષ્ઠોમાં...

આ લે'રખીઓ કયા બોજને લીધે વધુ ને વધુ નીચે નમતી જાય છે?
શું તારા પ્રેમગીતની અંતિમ પંક્તિ ચીતરાતી આવે છે ઝંખનાની કોર ઉપર?

કવિલોક : જુલ

## અપૂર્ણના તટ ઉપર / *યશવંત ત્રિવેદી*

યુગોના બોજથી થાકી ગયેલાં તારાં નેત્રોમાં ઝળૂંબેલી વ્યથાને
આ ધુમ્મસથી છવાયેલી ધૂસરતામાં હું ઉકેલી નથી શકતો, મીતા!
વેદનાથી કંડારેલી આરસની પ્રતિમાના ઓષ્ઠ પરના
શબ્દોના અર્થને કેવી રીતે પ્રતિશબ્દું આ ધૂસર આચ્છાદનમાં?
વિષાદની લિપિમાં અનૂદિત થઈ રહેલા તારા દેહલાલિત્યને
નિઃસહાય થઈને પોર્ટિકોમાં ઝરતાં પુષ્પોના કલાઈડોસ્કોપમાં ગોઠવી રહ્યો છું-

ક્યારેક તું મને વસંતના બારણામાં કેદ કરી રાખવા ઇચ્છતી હતી
તારા એકાંતના સાતમા ઓરડામાં સંતાડી રાખવા ઇચ્છતી હતી સોનાના સિક્કાની જેમ
કયારેક તું મને સમયની બહાર ગીતની પંક્તિ જેમ સંતાડી રાખવા વિહ્વલ બની ઊઠતી હતી
ક્યારેક ફિડિયાસની વીનસ જેવું તારું રૂપ ઘડવા તું મને કહેતી હતી...

પણ મીતા! મેં સંઘરેલાં તારાં સર્વ રૂપો વચ્ચે આ તારું
વેદનાનું નવું પારદર્શક રૂપ ઊઘડી રહ્યું છે એ જોઈને દિગ થઈ જાઉં છું-
વસ્ત્રો અને અલંકારો વગરનું નિર્વસ્ત્ર વેદનારૂપ!
આંસુ ઉપર ઝીણી નકશી વિલાસના સ્મિત કટાક્ષોની
ને ઓષ્ઠ પર મધમાખીઓ જેમ ઊડ્યા કરતા શબ્દો
વારેવારે તાગ્યા કરે છે પૃથ્વીની વેદનાને-

હું તને વરસાદથી ભીની પૃથ્વી જેમ સ્પર્શ કરવા મથું છું
પણ અપૂર્ણ પ્રેમ જેમ સ્પર્શી રહું છું વિષાદના પત્રાંતરાલમાં ટપકતી ભીનાશને!
જેમ જેમ તારા નારીસ્વરૂપના પૂર્ણત્વને સ્પર્શવા મથું છું
ઉદાસ આંગળીઓ અટકી જાય છે અપૂર્ણના તટ ઉપર!
કદાચ આ અપૂર્ણનો તટ તીર્થપ્રયાગ નહિ હોય અતીત, વર્તમાન અને ભવિષ્યનો?
આપણા પ્રેમની એ જ પરાકાષ્ઠા નહિ હોય, મીતા?
કે આ અપૂર્ણના તટ પાસે અહીં નદીમાં તરતી
સહસ્ર કન્યાઓના ખિલખિલાટની સ્મૃતિઓ મુખરિત થતી હોય!
ને આકાશ પ્રતિશબ્દનું હોય સારસીઓની પાંખોના ઉડ્ડયનના પ્રતીક્ષા સંકેતોમાં
પવનમાં ઊડતા આવતા કોઈ અસ્પષ્ટ અનાગત પ્રેમગીતની પંક્તિઓને...!

**બીજમાં વૃક્ષ / હરેશ 'તથાગત'**

બીજમાં વૃક્ષ જેમ સૂતો છે,
પિયુ મારો ગજબ ફકીરો છે!

'રોમ' કે રોમરોમ છો સળગે-
બેફિકર ખૂબ આ જ 'નીરો' છે!

ગૂંથતાં ગૂંથતાં જ ઊતડતો,
મસ્ત મુજ જીવ શું કબીરો છે?

નામ મનનું જ તો ઉતાવળ છે,
એ અધૂરો છે, જે અધીરો છે!

શું ખરીદી શકાય-ક્યાં જાણે?
એમ તો સેંકડો અમીરો છે!

**અર્થ શું છે? / હરેશ 'તથાગત'**

આ બધું વેંઢારવાનો અર્થ શું છે?
નર્થને પંપાળવાનો અર્થ શું છે?

વૃત્તિઓનું વસ્ત્ર છો ફાટી ગયું છે-
સાંત્વનોથી સાંધવાનો અર્થ શું છે?

કૈંક જન્મોથી મને પૂછ્યા કરું હું:
'આયનો સંતાડવાનો અર્થ શું છે?'

જે કશું છે - તે નથી ગમતું - બરાબર
જે નથી તે ધારવાનો અર્થ શું છે?

પ્રાપ્તિ જો હોય કેવળ થાકવું તો
મિત્ર! આવા ચાલવાનો અર્થ શું છે?

## કલાગુર્જરી

(સ્થાપક સંસ્થા)ના ઉપક્રમે શ્રી દ્વિરેકભાઈ રાજ દ્વારા પુરસ્કૃત સ્વ. વિરેનભાઈ કલ્યાણજીભાઈ રાજપોપટની સ્મૃતિમાં 'ગિરા ગુર્જરી પારિતોષિક સ્પર્ધા ૨૦૦૬'નું આયોજન કરવામાં આવ્યું છે. ઈ.સ. ૨૦૦4 અને ૨૦૦૫માં પ્રકાશિત પુસ્તકો મોકલવાનાં રહેશે.

ગુજરાતી સાહિત્યમાં પદાર્પણ કરતા સર્જકોને પ્રોત્સાહન મળે તે હેતુથી તેમણે નવલકથા, નવલિકા, નિબંધ, કાવ્ય અને નાટક એવા પાંચ વિભાગ માટે મૌલિક પુસ્તકો મોકલવાનાં રહેશે. દરેક વિભાગમાં પ્રથમ પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૫૦૦૦/- અને દ્વિતીય પુરસ્કૃત કૃતિના સર્જકને રૂ. ૩૦૦૦/- રોકડ ઇનામ આપવામાં આવશે. સપ્ટેમ્બર ૨૦૦૬ના અંત પહેલાં કૃતિઓ કાર્યાલયને મોકલવા વિનંતી છે.

આ સ્પર્ધા માટેનાં પ્રવેશપત્રો રૂબરૂ અથવા ટપાલ દ્વારા અગાઉથી સંસ્થા કાર્યાલય પરથી મેળવી શકાશે. પ્રવેશપત્ર ભરવાની છેલ્લી તા. ૩૦-૯-૦૬.

વિશેષ માહિતી માટે સંસ્થા પ્રમુખ શ્રી અક્ષય મહેતા તથા સાહિત્ય સમિતિ અધ્યક્ષો : ડૉ. યશવંત ત્રિવેદી તથા (૨૬૧૨ ૩૪૪૩) શ્રી મિલન અજમેરા : ૨૬૨૦૯૯૬૯નો સંપર્ક સાધવા વિનંતી.

સંસ્થા કાર્યાલય : શ્રી દશરથલાલ જોષી પુસ્તકાલય બિલ્ડીંગ, ડી. જે. રોડ,
(સ્ટેશન રોડ) વિલેપાર્લે (પ.) મુંબઈ - ૪૦૦ ૦૫૬.ફોન :

## વણાતી હોય છે / *ફિલિપ કલાર્ક*

આપણાં વચ્ચે ચણાતી હોય છે,
ભીંતમાં બારી રખાતી હોય છે.

આપણે તો તાર તારે તૂટતાં,
ભીતરે ચાદર વણાતી હોય છે.

સાંજ પડતાં સૂર્ય તો ડૂબી જશે;
આપણી અમથી હયાતી હોય છે,

રાતભર દીવા બળે છે યાદના;
ને છબી ભીંતે જડાતી હોય છે.

એ ભલેને દોડતી દરિયા તરફ,
ક્યાં નદી પાછી વળાતી હોય છે!

ઢોલ કોના નભનાં ઢબકે સતત,
કંકોત્રી, કોની લખાતી હોય છે?

## અડચણ મહીં / *ફિલિપ કલાર્ક*

છે તમારું નામ કૈં રણઝણ મહીં;
આપનો પગરવ હશે રજકણ મહીં.

ફૂલદાની એમણે આપી મને;
ને ઉતારો આપી દીધો રણ મહીં.

કેમ ખુદા કોઈને મળતો નથી;
આમ તો એ છે વસ્યો કણકણ મહીં.

અર્થની વાડો કૂદીને ભાગતાં;
શબ્દ તોફાની હશે કૈં ધણ મહીં.

કોઈ છોડાવો મને મારા થકી;
હું ચણાતો જાઉં છું વળગણ મહીં.

એક પા કેવી સરળ સૃષ્ટિ રચી;
બીજી પા મૂકી દીધા અડચણ મહીં.

## એક રહસ્ય ગઝલ / *ફિલિપ કલાર્ક*

કૈંક રહસ્યો જે સદા ભીતર છુપાતાં હોય છે,
ને ઉદાસીઓ તણાં જાળાં ગૂંથાતાં હોય છે;

જિંદગીભર જે સતત તરસ્યાં રહેતાં લાગતાં
કંઠમાં એનાં સરોવર પણ સુકાતાં હોય છે.

ભૂલવા કે ભૂંસવા જે નામ સર્જાયાં અહીં,
સ્મરણોમાં રાત ને દિવસ ઘૂંટાતાં હોય છે.

નીકળે આ માણસો મિલનસાર કેવા આખરે,
વાડને બાંધ્યા પછી છીંડાં મુકાતાં હોય છે.

નીંદમાં તું હાથ તારો ફેરવે જ્યાં પ્રેમથી
ક્યાંક ઘાયલ કોકનાં હૈયાં રૂઝાતાં હોય છે.

## ટળવળતો હશે / *ફિલિપ કલાર્ક*

ગામમાં કે શહેરમાં પડતો હશે;
કોકને વરસાદ પણ નડતો હશે.

વીજ કૈં આ આટલી વળ ખાય ના;
વાદળીને વાયરો અડતો હશે.

એક ધારો આજ આ વરસાદ છે;
તાલ સાથે તાલ પણ મળતો હશે;

બારણાં છે બંધ તોયે ભીંજવે;
સાથ, એનો કેટલો ગમતો હશે!

ઓગળે અંધાર તમરાં બોલતાં;
કોક રહેશે ક્યાંક ટળવળતો હશે.

## લટકો / જગદીશ ધનેશ્વર ભટ્ટ

રે હો શ્રાવણનો શો લટકો!
મેઘધનુના રંગો ઓઢી સુંદર રાજે તડકો,
રે હો શ્રાવણનો શો લટકો!

ગગનઘોર ગરજત ઘન કાનન છલકાતી જય હેલી
શ્યામ સુહાગી સાળુ પહેરી વાદળીઓ મત્ત રેલી,
કો વરણાગી હૈયે શાને અગનઝાળ શો ભડકો!
રે હો શ્રાવણનો શો લટકો!

પળ પળ જળ જળ ઝંખે ઈલા, અજબગજબની માયા,
મૂશલધાર વરસે નભ આખું લથબથ ધરતી કાયા,
આકુળ વ્યાકુળ તો ય હૃદયમાં જાગે મીઠો સણકો,
રે હો શ્રાવણનો શો લટકો!

ડાળ ડાળ છલકે જળ લીલા, વીજ હિંચોળે નભને,
પવન પરિમલ માટીની લઈને અરઘાવે જળ થળને,
છલકાતો પ્રસરે વન ઉપવન મોરલિયાનો રણકો.
રે હો શ્રાવણનો શો લટકો!

## ગીત / અશોક ચાવડા

લાગી ગ્યો છે લૂણો,
પથ્થર જેવો પથ્થર અંતે તો નીકળતો કૂણો.

અંદરથી પડઘાતા શબ્દો બ્હાર શોધવા કેમ?
હોવું ના હોવું-ની માયા કેવળ મનનો વ્હેમ.

ખાલી થાશે ક્યારે ખદબદતી ઇચ્છાનો ખૂણો?
લાગી ગ્યો છે લૂણો.

જેમ જેમ તું પાસે આવે એમ જાય હું આઘો,
ધીમે ધીમે ભૂંસાતો રૂહે જનમજનમનો ડાઘો.

જળમાં જોતાં બિંબ મને લાગે હું મિથ્યા, ઊણો.
લાગી ગ્યો છે લૂણો.

## સાચું / રાજેશ વ્યાસ 'મિસ્કીન'

રાત દિવસ કૈં લાગે હરપળ એ પણ સાચું, આ પણ સાચું,
અંધારે આ કેવી ઝળહળ? એ પણ સાચું, આ પણ સાચું.

ભીતર શું ય ગયું દેખાઈ? ભણતર સઘળું ગયું ભૂલાઈ,
કહેતો ફરું છું સૌની આગળ એ પણ સાચું, આ પણ સાચું.

અપમાનિત કે સમ્માનિત હો બેઉ ખેલ છે બન્ને ખોટાં,
કાં તો સ્વીકારી લે હરપળ એ પણ સાચું, આ પણ સાચું.

સપનામાંથી જાગ્યો જ્યારે એ પળમાં મૂંઝાયો ભારે,
અંદર-બાહર, આગળ-પાછળ એ પણ સાચું, આ પણ સાચું.

કોઈ 'કાલ'માં શું બંધાવું? કેવળ ખળખળ વહેતા જાવું,
'મિસ્કીન' આનું નામ છે અંજળ.. એ પણ સાચું, આ પણ સાચું.

## પ્રીતમ/ રાજેશ વ્યાસ મિસ્કીન'

ઉપ્પર છલ્લું મળાય પ્રીતમ,
ભીતર ક્યાંથી ભળાય પ્રીતમ?

યાદ અચાનક શ્રાવણ આવે,
ઝરમર ઝરમર બળાય પ્રીતમ.

બધી જ રીતે અકળ છતાંયે,
કળ છૂટે ત્યાં કળાય પ્રીતમ.

આભ ઓઢીએ રજાઈ જેવું,
અને ઢોલિએ ઢળાય પ્રીતમ.

આવો-આગળ થઈ સમજાવો,
પાછા ક્યાંથી વળાય પ્રીતમ.

## દુનિયા / *રાજેશ વ્યાસ 'મિસ્કીન'*

કોઈ નથી રડવાનું પાછળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા,
જાણી લે જુઠ્ઠી છે ઝળહળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા

છોડ બધી કહેણી ને કરણી, માણી લે. 'હોવું' ફૂલઝરણી,
કર્યું કારવ્યું થાશે અટકળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા

તું જ અહીં કેવળ ત્હારો છે માણસ માતર નોધારો છે,
સઘળા સગપણ અંતે મૃગજળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા.

જેને જે લેવું - લેવા દે જેને જે કરવું કરવા દે,
વ્યર્થ બધા દરવાજા-સાંકળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા.

જાણ્યું, જોયું, જીવ્યા સાચું બાકીનું બધ્ધુંયે કાચું,
નામ-કામ સઘળું છે પોકળ આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા.

જબ તક સૂરજ ચાંદ રહેગા તબ તક 'મિસ્કીનું' નામ રહેગા,
ગમે બોલવું-સાંભળવું પણ... આપ મૂએ સબ ડુબ ગઈ દુનિયા.

## જાંચી હતી / *શિવજી રૂખડા*

વાત જે વાંચી હતી
સાવ એ સાચી હતી.

છે ગઝલ તારી અસર
દીકરી નાચી હતી.

ઘેલછા રમણે ચડી
ચોતરફ રાચી હતી.

ધન્ય પારાવાર છું
જાતને જાંચી હતી.

આખરે તૂટી જ ગઈ
દોર જે કાચી હતી.

થાય વિસર્જન બધું
એ જગા પ્રાચી હતી.

## એ જ મારી ભૂલ છે! / *શિવજી રૂખડા*

સાંઈ, રસ્તો ઓળખ્યો ના એ જ મારી ભૂલ છે!
તોય પણ પાછો વળ્યો ના એ જ મારી ભૂલ છે!

કુદરતની કેટલીએ દેન વરસે છે અહીં
પાઈ રાતી પણ રળ્યો ના એ જ મારી ભૂલ છે!

આ સમયના ચાકડે મેં જાતને જોડી નહીં
ઘાટ મારો મેં ઘડ્યો ના એ જ મારી ભૂલ છે!

રોજ પડછાયો બનીને એકલો ઊભો રહ્યો
સાંજ વેળાયે ઢળ્યો ના એ જ મારી ભૂલ છે!

ગામના ચોરા કને તો ઘર હતું મારું છતાં!
હું ટપાલીને જડ્યો ના એ જ મારી ભૂલ છે!

## ગઝલ / *અશોકપુરી ગોસ્વામી*

એને જ એણે જે બતાવ્યું તે બતાડને,
બ્રહ્માંડ જોવું છે ગઝલ મોઢું ઉઘાડને.

દરિયે જવું પડી મૂકી રણનાં વહી ગઈ,
એવી નદી જેવું મને ઘેલું લગાડીને.

એવું કહી કહી અને ક્ષમતા વધારજે,
બસ આટલો જરાક બોજ તું ઉપાડને.

સૂરમાં ન હોઉં તોય શું કસબી તું ક્યાંનથી?
શરણાઈ જેમ સૂરમાં મને પણ વગાડને.

સાબૂત પણ રહું-ને અહમ્ ચૂરચૂર થાય,
એવી જ કાળજીથી મને લે બગાડને.

## બે ગઝલ / *મહેશ જોશી*

૧

શબ્દ સીધા સળંગ આવે છે,
કોઈ ગેબી પ્રસંગ આવે છે.
ઘેરી વળતાં મને સ્વપ્નો એનાં
ઊંઘ થઈને પલંગ આવે છે.
આભ ઊંચેરું છે સગપણ તેથી
પત્ર રૂપે વિહંગ આવે છે.
એની સંગતમાં સર્વ આવે પણ
સર્વ સાથે અસંગ આવે છે.
લાખ મરજીવા તાગવા બેઠા
'નેતિ-નેતિ' અઠંગ આવે છે.
એનું અવતરવું ગઝલમાં જોઈ
સર્વ વાણીમાં રંગ આવે છે.
હું તો થઈ જાઉં છું પાણી પાણી
જ્યારે ગેબી તરંગ આવે છે.

૨

તરસવાની યા તો વ્યથા જોઈએ,
વરસવું સદા અન્યથા જોઈએ.
ધરી રાખશું છત્ર જલધારનું
હરિત રંગભીની પૃથા જોઈએ.
ઘટા ઘૂંટવી જોઈએ પાત્રમાં
નશાઘેરું મન સર્વથા જોઈએ.
ઉગાડી શકે જાત બોધીતરુ,
અમરતામાં એ આસ્થા જોઈએ.
મનોમન બનું શૃંગ કૈલાશનું
જનમજૂની ભગવી કથા જોઈએ.

## એક ઘટના થવાની બાકી છે
*કિશોર મોદી*

આયનાની ભીતર નિશાની છે,
કક્ષમાં હસતી ફૂલદાની છે.

સાવ મનની ધૂણી ધખાવીને,
જિંદગીની પલાંઠી મેં વાળી છે.

આ બધું એમ ચાલતું રહે છે,
આ સમયની અમર એ વાણી છે.

લ્યો કરુણા ફક્ત પ્રકટતી રહી
મેંય સાંઠી હવે વટાવી છે

માત્ર કિશોર એ પ્રતીક્ષા છે,
એક ઘટના થવાની બાકી છે.

## સળંગને / *કિશોર મોદી*

તેડી લે અબઘડી ઉમંગને,
આવકાર ખુદ દે અનંગને.

આ બધું સતત કાં થતું રહે?
સાંભળો સમયના તરંગને.

ધારણા કદી પુછાય ના વળી,
ઊડતા ગગનમાં પતંગને

રોજ તેજનું પીંછું ખરી જતું,
વેદના વસમી છે વિહંગને.

કાં કિશોર ટહુકો ભૂલી-શો?
ગોઠડી સરી રહી સળંગને.

## સહુને મળી લઉં

*ડૉ. કિશોર મોદી*

રિક્તતાતણી મુઠ્ઠી ભરી લઉં,
આમ આખું નભ આ ભરી લઉં.

આ હયાતીની છડી પુકારી લે,
લાગણીથી સહુને મળી લઉં.

ક્યાંય જાવું નથી તે છતાં હવે,
'આવજો' કરથકી કરી લઉં.

એક એક સ્મૃતિ ગોઠવી દઈ,
આ અતીત ખુદથી ફરી લઉં.

એકલો અહીં કિશોરનીકળી,
જિંદગીની નદીને તરી લઉં.

## ખંડને ક્યારેક પમાતું હોય છે

*ડૉ. કિશોર મોદી*

હાથપગ વિના જવાતું હોય છે,
મન વડે સૌને મળાતું હોય છે.

આમ તો સાન્નિધ્યને દેખાડવા,
ખાસ ચ્હેરા પર અવાતું હોય છે.

છેક ઊંડાણે જવાનું થાય તો-
ખંડને ક્યારેક પમાતું હોય છે.

રેશમી વાતાવરણમાં સાંજના
આ ગઝલ જેવું વણાતું હોય છે.

આભ-શા એકાંતને પામી કિશોર
યાદમાં બિન્દાસ ફરાતું હોય છે.

## ટાગોર તું / *મધુ કોઠારી*

ચંપાના ફૂલોના ઢગલા નીચેથી
શોધી કાઢ્યો તેં શબ્દ, સૂરજના બદલે
વધાર્યો નાનકડા દીપકનો મહિમા,
ખંખેરી તારી શ્વેત દાઢી
પ્રગટાવ્યાં અલક-મલકનાં નક્ષત્રો
ન લીધી હાથમાં તુલિકા પણ
ચીતર્યા ચહેરા અટપટા, દોરી
રેખાઓ રમતિયાળ અને વણ જોયાં
વૃક્ષોની ઘટા પ્રસરાવી,
તારામાં હતા શબ્દ અને રંગ,
અવનવા ઉત્સવના ઉમંગ,
કેમ કે તું હતો આદમી ઉત્સવનો
બેસી કોયલ, બુલબુલ ને મંજુલ
પંખીઓ મધ્યે,
તેં સેરવ્યા સૂર ઝીણા,
ઝણઝણાવી અનન્ય સંગીતની વીણા,
ટાગોર, તું આદમી મઝાનો,
શબ્દ નો પિયાનો!

## અશ્વ / મધુ કોઠારી

(મોનો-ઈમેજ)

(૧)

લાગણીઓના અશ્વને
નાથી નથી શકાતો
તેથી આપણામાં
હણહણ્યા કરે છે.
અને છેવટે આપણને
મજબૂર કરે છે સવારી કરવા.
પણ ત્યારે આપણે ઘોડેસ્વાર
રહેતા નથી,
બની જઈએ છીએ
કહ્યાગરા ગુલામ
તેથી જ બધા અશ્વોને પંપાળવા,
પણ લાગણીના અશ્વને
ન પંપાળવો.

(૨)

મનના રેસકોર્સમાં
દોડ્યા કરે છે
જુગારી સંબંધોના અશ્વ
કયો આગળ નીકળી જશે
કોને ખબર?
પણ મને ખબર છે
મેં જતનથી સાચવેલો
સંબંધનો અશ્વ
રહી જશે પાછળ,
હારી જઈશ હું બાજી
ને નસીબ નામનો પ્રેક્ષક
પાડશે તાળી, થશે રાજી!

(૩)

અશ્વ એટલે
હાંફતા સમયનો
પડછાયો!

---

ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા 'કુમાર' માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું : કવિલોક C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૧

---

## પડછાયો / *મધુ કોઠારી*

મને મારો પડછાયો
ગમે છે.
તેમાં મેં
મારા દુર્ગુણો
છુપાવ્યાં છે.
મને મારો પડછાયો
ગમે છે
કારણ કે મારા કરતાં
મોટો થઈ
વધારે છે મારું હોવાપણું,
મારો પડછાયો
કેવો વિચિત્ર છે
તે મને ગમે ત્યાંથી શોધી કાઢે છે!
ને કરે છે મારી મશ્કરી!
કદાચ મને પડછાયા સાથે
રહેવાની પડી ગઈ છે ટેવ
અને તેથી જ
ગમતું નથી મને પડછાયા વિના
હસવું તો ત્યારે
આવે છે કે જ્યારે
લોકો મને નહીં
મારા પડછાયાને
વધુ ઓળખે છે.

## પગદંડી / *કૌશિક પંચાલ*

આછા ઢોળાવવાળી,
ભૂખરી ટેકરીઓની હારમાળા વચ્ચેથી વહી નીકળે છે,
એકદમ પાતળી ધાર જેવી પગદંડી
આસપાસની વનરાજીમાંથી
તીવ્ર વળાંકો લઈ દોડી જાય છે, છેક તળેટી સુધી
સાવ નિર્જન પડી છે અત્યારે,
થોડો ઊંચો ચઢી ગયેલો સૂરજનો તડકોય,
સાવ લપસી પડે છે, એના કાંકરિયાળા ઢાળ પરથી
પવનના સૂસવાટે
આડેધડ હાથ હાથ ઊંચું ઊગી ગયેલું ઘાસ,
ઢળી પડી ઢાંકી દે છે,
એની સર્પાકાર ગતિને, થોડી ક્ષણો પૂરતું
આટલે દૂરથીયે,
મારી નજર ધમણની જેમ હાંફવા માંડી છે,
આછા ઢોળાવવાળો,
ભૂખરી ટેકરીઓની હારમાળા વચ્ચેથી વહી નીકળેલી
પગદંડી ચઢ-ઊતરથી
આ મધ્યાહ્ને પહોંચી ગયેલા ઊનાળાના આકરા દિવસે.

## ચૈતર / *કૌશિક પંચાલ*

ચૈતરનો,
બળબળતો દિવસ
ને ચોતરફ તડકાનું એક ચક્રી શાસન
નિઃસ્તબ્ધ બપોરનું ખાલીખમ આકાશ.
અટકી અટકીને લૂ વરસાવતો પવન.
રસ્તાઓ ઉપર કેવળ સૂનકારની અવરજવર
ઝાડના ખોબા જેવડા છાંયે
રેંકડી ઉપર નિદ્રાવશ મજૂર
સમય તો જાણે ઊકળતો ચરું.
એક એક ક્ષણ ભડકે બળે.
ઊંચે આકાશે ચઢવા મથતી પાતળી ધૂમ્રસેર
ફૂટપાથના છેડે ખાબોચિયામાં,
હાંફતા શ્વાનની લયબદ્ધ ગતિ
ઘૂઘવ્યા કરે સતત ઉકળાટનાં મોજાં
દઝાડ્યા કરે બપોરી એકલતાની ચેહરાયેલી ચીસ
સહેજ સ્પર્શીને
એકદમ ઉતાવળે સરકી જતી હવાની લહેરખી.
આળસુ સૂરજ,
ક્ષિતિજ સુધી ઠાંસી ઠાંસીને ભરેલી નિર્જનતા
ઘણી આઘે હજી સાંજની વેળા,
હમણાં તો,
ચૈતરનો બળબળતો દિવસ
ને ચોતરફ તડકાનું એકચક્રી શાસન.

## ગઝલ પાથરી દીધી તરસ / *હાર્દિક વ્યાસ*

બાણના ટંકારથી મેં પાથરી દીધી તરસ
ગંગજળની ધારથી મેં પાથરી દીધી તરસ

એક પીંછાની વ્યથા સમતોલ રાખીને પછી
પાંખનાં ચિત્કારથી મેં પાથરી દીધી તરસ

સાંજની દીવાસળીમાં સૂર્ય સળગાવ્યાં પછી
રેશમી અંધારથી મેં પાથરી દીધી તરસ

પિંજરામાં કેદ પંખીને બતાવી ડાળખી
વૃક્ષના આકારથી મેં પાથરી દીધી તરસ

એ કલિંગી યુદ્ધથી હું શૂન્યતામાં સંચરું
કારમી તલવારથી મેં પાથરી દીધી તરસ

## શક્યતા ખોટી ઠરી / *હાર્દિક વ્યાસ*

ચાંદ સાથે જાગવાની શક્યતા ખોટી ઠરી
તારલાને આંબવાની શક્યતા ખોટી ઠરી.

બાજરીની ચણ બની પલળી રહ્યું અસ્તિત્વ આ
પીંછ થઈને ઊડવાની શક્યતા ખોટી ઠરી.

પાર્થને ઓળંગવાની છે અહીં તો ચૈતરણી
માછલીને વીંધવાની શક્યતા ખોટી ઠરી

આ અભાગી ખેતરે પંખી ન એકે આવતાં
ગોફણોને વીંઝવાની શક્યતા ખોટી ઠરી.

વિશ્વવિજેતા નગરમાં ગીધડાં ટોળે વળે
વિજયધ્વજ ફરકાવવાની શક્યતા ખોટી ઠરી.

## સંબંધ / *કૌશિક પંચાલ*

હવે આપણે,
મળીએ કે ના મળીએ,
સંબંધને તું પૂર્ણવિરામના પાતાળમાં નહીં ધરબી શકે.
ભલે હવે તું,
આંખોમાં અપરિચિતતાનું આકાશ લઈને જીવે
તોય,
પરિચયના પે'લવે'લ્લારા ચંદ્રોદયને તું નહીં રોકી શકે.
સંભવ છે,
સંભારણાઓને તું ફૂલદાનીના વાસી ફૂલોની જેમ ફગાવી દે.
પણ શ્વાસમાં વણાઈ ગયેલી,
લીલીછમ્મ લાગણીઓને નહીં ઊતરડી શકે.
તારી કાજળ ઘેરી કીકીઓ,
હવે ખાલીખમ વાવનું ઉજ્જડ તળિયું,
તોયે મેઘલ રાતે સ્પર્શના રણકાર,
તારી પાંપણની બારસાખે કંકુના થાપા મારી જશે.
તારાં ચરણોના લયને,
ભલે હવે તેં આપ્યો આયખાનો વનવાસ.
તોય કોક ફૂલઝરેલા પંથની ભીની ગંધ,
તારી પાનીઓને સૂંઘતી ફરશે.
ભલે,
હવે આપણે,
મળીએ કે ના મળીએ,
સંબંધને તું પૂર્ણવિરામના પાતાળમાં નહીં ધરબી શકે.

## ગઝલ / *અનિલ ચાવડા*

જળ હતું, વાદળ હતું કે છળ હતું, પણ હતું
જીવવું મારું ય પળ બે પળ હતું, પણ હતું.
ચાલ, સાંધી આપણો ફાટી ગયેલો આ સમય
એક સપનું કેટલું નિષ્ફળ હતું, પણ હતું
આખરી તારા પ્રણયની કો નિશાની જેટલું
આંખમાં થીજી ગયેલું જળ હતું. પણ હતું.
સાવ ન્હોતું એમ બોલીને નકારી તું ન દે.
મારું આ પગલું જરા પાછળ હતું. પણ હતું.
આગ જેવું કૈંક છે અર્થાત્ છે તારું સ્મરણ
એક ધારું શ્વાસમાં ભળભળ હતું, પણ હતું.

## અંગાર રાખે છે / *જયમનવાળા જલન'*

જગતમાં જે વધારે ઘર મહીં ભંડાર રાખે છે,
બધાથી એ વધારે બંધ ઘરનાં દ્વાર રાખે છે.

ખરી ખોટી તમે એને સુણાવી ના શકો મિત્રો,
ઘણા એવાય છે જે જીભ પર અંગાર રાખે છે.

કહે છે કે નથી ડરતા ભલા એ કોઈ માણસથી,
કહું છું હું, ડરે છે એટલે તલવાર રાખે છે!

થયો છું પ્રેમમાં પાગલ ખબર છે ગામ આખાને,
મને તેથી જ ઘરવાળા ઘરેથી બ્હાર રાખે છે.

છતાંયે પણ 'જલન' મૂર્તિ સમક્ષ મસ્તક નમી જાતું.
ખબર છે કે, કદી ના મૂર્તિઓ ધબકાર રાખે છે.

## ચાર ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

(૧)

ફૂલની કેવી દશા થૈ અવતરણના ભારથી,
મ્હેંક જો બેવડ વળી ગૈ આવરણના ભારથી.

કોણ તારે પર્વતોને નિજ ચરણના ભારથી.
ક્યાં રહે બાકાત દરિયો પણ ઝરણના ભારથી.

મોક્ષ ક્યાં પામે હવાઓ અંત લગ એને વહી,
હચમચે છે મૂળિયાં પણ, જે પરણના ભારથી.

આંધળી દિશના વિહગને કોણ સમજાવે અહીં!
નભ સમેટાતું રહે છે વિસ્તરણના ભારથી.

ધૂમ્રનો દીવો કરી ફંફોસતો નિજ જાતને,
આંખ સૂરજ ખોઈ બેઠી જાગરણના ભારથી.

આંખમાં આવીને ઊભો પ્હાડ શો જાણે સમય,
સ્હેજ ક્યાં સરકી શકે છે સાંભરણના ભારથી.

એક એનો કાળને સંતાપ રહેશે ઉમ્રભર,
ઠેલતું વૃદ્ધત્વ ખુદને બાળપણના ભારથી.

એ અજંપો આંજીને થાકી ગઈ શ્રદ્ધા હવે,
વિશ્વ આખું યે નમે છે એક જણના ભારથી.

તારવા કાજે પ્રથમ તો તું જ શબ્દાતીત થા.
એ ગઝલ ધરબાય શાને શબ્દગણના ભારથી.

પ્રશ્ન કો' હોવા વિશેનો ક્યાં નડે 'પરવેઝ'ને
એ સ્વયં ભાગી છૂટે એકેક ક્ષણના ભારથી.

(૨)

એ જીવ જેમ રાતો વળગાડશે કહાં લગ,
પીળી રજાઈ શ્વાસો ઓઢાડશે કહાં લગ.

ક્યાં શંખનાદ ગુંજે ફૂલોની વીરતાના,
ને મર્શિયા સુગંધો ગવડાવશે કહાં લગ.

સૂરજથી કોઈ ક્યારે તૂટે કે દુર્ગ ખૂલે,
માથું ક્ષિતિજના દ્વારે અફળાવશે કહાં લગ.

ભીતર કદી ન પ્હોંચ્યા અંધાર પૂજનારા,
આંખો પ્રવાસ એનો અટકાવશે કહાં લગ.

ધુમ્મસ સમું ઉઘાડા આવી અડે છે શબ્દો,
સરિયામ એ ગઝલને અભડાવશે કહાં લગ.

આ બુદબુદો ભલેને દરિયામાં ધાડ પાડે,
ગજવું કરી હવાનું સંતાડશે કહાં લગ.

ચાલો ફરી ઋચાઓ બાળીને તાપ તપીએ,
પળ-પળની એ ઋચાઓ થીજાવશે કહાં લગ.

મૂકો અગર તો ચૂકો એકાદ માત્ર ડગલું,
એ સૂત્ર સાધનારા પ્હોંચાડશે કહાં લગ.

કે અવતરણના નામે લીધું હતું બગાસું,
'પરવેઝ'ના સહજ થૈ મમળાવશે કહાં લગ.

(૩)

ક્યાં લગ ઉછીના શ્વાસ અકારણ લઈ ફરો,
કોઈ અગમ્ય તત્ત્વનાં ભારણ લઈ ફરો.

વાળી ફરીથી જાતમાં ખુશબૂના વેગને,
ઘરમાં જનમ-જનમનાં નિવારણ લઈ ફરો.

ફરવાનું નિત્ય હોય છે કેવળ પલાંઠીમાં,
ફરવા વિશેનાં કેટલાં તારણ લઈ ફરો.

એના વિના ક્યાં સૂર્યની પૂરી થતી સફર,
સળગો છો આપ ક્યાં કે સદા રણ લઈ ફરો.

અસ્તિત્વ ઘુમરાય છો વળગણમાં પારનાં,
ભીતર તમે અપારનાં કારણ લઈ ફરો

ઝરમર ઝરાય એટલું જીવી જવું છે બસ,
દરિયાના શાને આંખમાં ધારણ લઈ ફરો.

વેરાયલા જ ચૂગજો મોતીને ચૉકમાં,
ક્યાં લગ પળો વિશે હજી ઝારણ લઈ ફરો.

'પરવેઝ' લીલું છમ્મ ખૂલે વ્રજ ગઝલ વિશે,
આજે અગર તમે ય એ ચારણ લઈ ફરો.

(૪)

ચરમનું લક્ષ્ય ધરી, ડગ ભરીને પાછો વળ,
તું ખુદને ઊંબરા-શું આંતરીને પાછો વળ.

જનમ-જનમની બધી અશ્વતા મળે તો પણ,
સમયને સ્હેજ તું આગળ કરીને પાછો વળ.

શબ્દની મૂળ એ નિર્લેપતામાં વ્હી જા તું,
કહું છું ક્યાં કે ગઝલ આવરીને પાછો વળ.

દિવસ તમામ તું વરસે છે કેમ કિરણોમાં,
તું ઓસ જેમ ક્ષણિક ઝરમરીને પાછો વળ.

વળાય એવી કોઈ શક્યતા નથી ક્યાંયે,
એ જાણતલને સદા વિસ્મરીને પાછો વળ.

જઈ વીરાનમાં બાગો-શું ઠાલવી દે મન,
સઘન વીરાનથી મુઠ્ઠી ભરીને પાછો વળ.

ફળે છે વેગ વિહોણું જ સૌ યથાસ્થાને,
ગહન સમાધિની ગતિમાં સરીને પાછો વળ.

રહે સજાગ ન એકે ચરણ ચૂકે 'પરવેઝ'
અનંત જેમ કશે વિસ્તરીને પાછો વળ.

## કવિઓ અને પ્રકાશકોને વિજ્ઞપ્તિ

પ્રતિવર્ષ પ્રગટ થતા કાવ્યસંગ્રહોની સંપૂર્ણ સૂચિ કાવ્યરસિકોને, અભ્યાસીઓને ઉપલબ્ધ થાય એ ઉદ્દેશથી એની ઉચિત નોંધ લેવાવાની સાથે વાર્ષિક સમીક્ષા અને ઉત્તમ છ સંગ્રહોનાં અવલોકનો કાવ્યસમીક્ષકો પાસે કરાવી પ્રગટ કરવાની યોજના કવિલોક ટ્રસ્ટે સન ૨૦૦૪થી અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આ માટે સર્વ કવિઓ અને પ્રકાશકોને સન ૨૦૦૪માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહની એક નકલ કવિલોક ટ્રસ્ટ (C/o કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ - ૩૮૦૦૦૧) પર મોકલી આપવાનો અનુરોધ છે. પ્રાપ્ત થયેલ કાવ્યસંગ્રહની સંક્ષિપ્ત માહિતી 'કવિલોક'માં 'સાભાર સ્વીકાર' અંતર્ગત પ્રગટ કરવામાં આવશે.

ટ્રસ્ટીઓ : કવિલોક ટ્રસ્ટ

## નદીને જળની ઘાત લખી છે/ *ગિરીશ ભટ્ટ*

નદીને જળની ઘાત લખી છે;
જન્મપત્રીમાં ચોખ્ખું લખ્યું 'જાતક થોડી જાતરખી છે!

રમતિયાળ, ચંચળ પણ સાથે જરા તરંગી છે આ કન્યા,
પહાડી, ગ્રામ્યા, છે નાગરિકાને, થોડી થોડી છે વન્યા.

ગતિ લખી, ના ગજ કે મૃગ શી, અદ્દલ ગણી લો, સર્પ સખી છે!
નદીને જળની ઘાત લખી છે.

આ જાતકને બધાં સ્થાનમાં સૂર્ય-ચન્દ્રની સીધી દૃષ્ટિ,
રાહુ-કેતુ-શા કાંઠા વચ્ચે સમાઈ જાશે સકળ સમષ્ટિ.

વાહનયોગ નથી પગપાળા, ના ડમણી, રથ કે પાલખી છે,
નદીને જળની ઘાત લખી છે.

લગ્ન યોગ લખ્યો કન્યાને, વર મળશે દરિયાવ હૃદયનો,
ના સ્હેજે પાંપણ ભીંજાશે, ઉત્સવ બનશે સ્વયમ્ વિલયનો.

ઉજાળશે એ બેય કુળોને, જન્મપત્રી દર્પણ સરખી છે,
નદીને જળની ઘાત લખી છે.

## ઘરવખરીમાં / *ગિરીશ ભટ્ટ*

પાંચ હાથનું સીંચણિયું અને હોઠે રમતું ગીત, એની ઘરવખરીમાં,
ઉતરડના પડછાયા ઝીલતી ઓકળિયાળી ભીંત, એની ઘરવખરીમાં.

ફળિયા વચ્ચે તુલસી કયારો અને પછીતે જૂઈ, એની ઘરવખરીમાં,
બે હાથોના હિલોળે થાતી હાલકડોલક કૂઈ, એની ઘરવખરીમાં.

અંગીઠી પર રાતાપીળા તાપે ખદબદ ધાન, એની ઘરવખરીમાં,
ને ઠામે પડતી ઝાંયે એનું હરફર થાતું ભાન; એની ઘરવખરીમાં.

તડકે તડકે છતથી આવ્યું આભલિયું નવટાંક, એની ઘર વખરીમાં;
અષાઢ રાતે અવતરતું જળ, ટપ-ટપ થૈ ચૂવાક, એની ઘરવખરીમાં.

એક વળગણી, બીજું અંગ પર, વસ્તર સરખું નામ, એની ઘરવખરીમાં,
રાતે દઈ દે સાંકળ ને પછી ભીતર ચારે ધામ, એની ઘરવખરીમાં.

## 'દર્દની અમર વેલ' / *આબિદ ભટ્ટ*

પાંપણ જરા નમેલ લાગે છે,
અર્થસૂચક પહેલ લાગે છે:

દૂર ક્યાંથી થવાનું અંધારું,
સૂર્ય તો ચીતરેલ લાગે છે.

મૂક થઈ ગઈ બધી જ દીવાલો,
શૂન્યતાનો ઉકેલ લાગે છે.

આવતી મ્હેંક કેમ અટકી ગઈ?
કો'ક પાછું વળેલ લાગે છે.

તું જ ભીતર અગર સળવળે તો,
શ્વસવું મને સહેલ લાગે છે.

પાંગરે છે ફરી ફરી એ તો,
દર્દની અમરવેલ લાગે છે!

## માણો / *આતિશ પાલનપુરી*

મળી જે જિંદગી એને ખુશીથી મન ભરી માણો
સરી એ જાય ક્યારે હાથમાંથી એટલું જાણો.

અહીંયાં હદ બધા સંબંધની આ શ્વાસના જેવી,
ન તૂટે એ જરા સમજી વિચારીને તમે તાણો

પરખ આવી નથી ખોટા ખરાની લેશ પણ જેણે
અહીં એવાયને પણ લોક સમજે છે ઘણો શાણો.

ભલેને ખાય એના ભાગ્યનું પંખી સદાય પણ
અરે! આ માનવી એના તરફ કાં ફેંકતા પાણો
રહ્યું જીવન અમારું ક્યાં લગી કોને ખબર 'આતિશ'
સતત ચારે તરફથી આજ તો વરસી રહ્યાં બાણો.

# ત્રણ ગઝલ/ *ત્રિલોક મહેતા*

## નિરંતરતનો પ્રવાસી

નથી મોહતાજ હોતો કોઈ દીવો સૂર્યના ઘરનો,
ચમકતા આગિયાંનું તેજ છે અજવાશ ભીતરનો.

સતત જોયા કરે છે સિલસિલો એ બહાર અંદરનો,
મને લેવો ગમે છે એટલે અવતાર ઉંબરનો.

પ્રગટ પળમાં થવું પડશે અગર એને કહીં દઉં તો,
ફક્ત પોકાર હોવો જોઈએ તારોયે અંતરનો.

બધા પ્રશ્નો શમે કેવળ હયાતી હોય એનાથી,
હવે ક્યાં બોલવાનો હોય છે અવકાશ અક્ષરનો?

સમેટી લઈ બધો વિસ્તાર બિંદુ થાય જ્યાં હસ્તી,
પછી પહેલું શરણ માંડે પ્રવાસી એ નિરંતરનો.

## મારી ભીતરમાં

બંધ દરવાજા કરી શોધું છું ઘરમાં,
કોણ રે' છે આખરે મારી ભીતરમાં?

શ્વાસ લેવાથી સતત ગળતો ગયો છે
ક્યાં હવા સારી મળે છે આ નગરમાં?

એમનો અહેસાસ છો પળનો હતો, પણ
એકસરખો છે હયાતી ને અસરમાં.

વ્યસ્ત છે સૌનાં હૃદય અહીંયાં વધારે,
લાગણીઓ પણ વહે છે માપસરમાં.

એ મળે કે ના મળે પરવા નથી કંઈ
હું મઝા માણી રહ્યો છું આ સફરમાં.

## મળે

રોજ તારી યાદનું બહાનુ મળે,
રેશમી કારણ હવે છાનું મળે.

હારવાની હોય છો અંતે રમત
એક હુકમનું મને પાનું મળે.

સ્વપ્ન ઘરમાં પણ મળે ધુમ્મસ બની,
નામ-સરનામુંય કંઈ છાનું મળે.

આવ-જા મોસમ કરે પાંપણ ઉપર
એમ વરસાદી ઝૂલણ શાનું મળે?

પાંખ-પંખી ભાગ્યવશ સાબૂત છે
આભ ઊડવાનું ભલે નાનું મળે.

## ગામડાંની સવારે / *પ્રવીણ સરવૈયા*

ઘમ્મર વલોણાંના ઘમકારે
મીઠાં દૂધડિયાંની ધારે...
ઘરરરર ઘંટી કેરી ચાલે
આળસ મરડી આખ્ખાં ગામે.

મંદિરની ઝાલરના ડંકા દૂર-દૂર પડઘાતાં,
ઘંટ-નગારે કાલાંઘેલાં શિશુટોળાં ઊભરાતાં,

ગાયોનાં ધણના ભાંભરડા
નભમાં ધૂળ ઊડાડે...
ઘરરરર ઘંટી કેરી ચાલે
આળસ મરડી આખ્ખાં ગામે.

ભાત શિરામણ સાથે બાંધી સંચરતી ભતવારી,
કૂવાની ગરગેડીએ ગાતી રહી રહી પનિહારી,

છાણાં વીણતી કોઈ ગોવાલણ
વહાલ કરે વગડાને...
ઘરરરર ઘંટી કેરી ચાલે
આળસ મરડી આખ્ખાં ગામે.
સૂરજનો સોનેરી તડકો પંખી પાંખે ફરકે,
ઝાકળભીનાં ઘાસની સળીઓ આછું આછું મરકે.

ભાતીગળ સપનાનાં ચીતર
ગામશેરીની ભીંતડીયું મલકાવે...
ઘરરરર ઘંટી કેરી ચાલે
આળસ મરડી આખ્ખાં ગામે.

## તડકો / *પ્રવીણ સરવૈયા*

તડકો, તડકો, તડકો નકરો તડકો...
તડકો, તડકો, તડકો ધોમ તડકો.

તડકો ઊંધા માથે પડતો,
તડકો સવાર થઈને ચડતો,
તડકો લૂમાં ભડભડ બળતો...
તડકો માથાં ફાડી નાખે,
તડકો અંગારે પગ રાખે...
તડકો મૃગજળ થઈને રડતો,
તડકો ડુંગરથી દડદડતો,
તડકો જીવમાત્રને નડતો,
તડકો જળ સાથે ઝઘડતો...
તડકો ઉનાળે વક્કરતો,
તડકો ઠેઠ સાંજે જઈ નમતો.
તડકો સાવ કોરો કડકો,
તડકો, તડકો, તડકો એકલો તડકો...
તડકો, તડકો, તડકો..
દોસ્ત! એ તો સાવ નકટો!

## તૃષા / પંકજ ત્રિવેદી

ઘરના ખૂણામાં ટેબલ પર
મૂકેલા એક્વેરિયમમાં તરતી
એક માછલીએ જોયું
ચકલીના માળા સામે

એક ચકલી
થોડી-થોડી વારે ઊડી આવતી
બહારથી

ખુલ્લા મોંએ માળામાં
ચકચક કરતાં બચ્ચાંના
કોરા ગળામાં
પાણીનું ટીપું ઠાલવતી

આસપાસ જોયું માછલીએ
જુદીજુદી જાતની, રંગની,
તરતી હતી જે માછલીઓ

તૃષા બનતી ગઈ
એની પીડા...!

## જાળ / પંકજ ત્રિવેદી

પપ્પાને મળવા આવેલી
દીકરી,
વૅકેશનમાં ગૂંથે છે પ્રશ્નોની જાળ...

પપ્પા,
અટવાય છે એમાં
મથે છે છૂટવા,
ગૂંચવાયા કરે સતત.

પપ્પા, મૂંઝાયેલા અહીં
મમ્મી, ત્યાં
દીકરી અહીં-તહીં
મમ્મી ભણાવે, કડક સ્વભાવે
વાર્તા સંભળાવે પપ્પા,
ફિલ્મ, ફન વર્લ્ડ ને મજા
હીલ સ્ટેશનની
માત્ર અઠ્યાવીસ દિવસનું ફરમાન

દીકરી પ્રશ્ન કરે મૌન પપ્પા,
ત્યાં ગુસ્સો મમ્મીનો
એક્વેરિયમમાં તરતી એ
પહોંચી જાય છે એક ખૂણામાં
એકલી, અટૂલી,
સજળ..!!

કવિલોકના મે-જૂન ના ૨૧મા પાના પરની
ગઝલ 'ચાંદની'ના કવિનું નામ કૌશિક પટેલ
છપાયું છે તે કૌશિક પંચાલ વાંચવું. -તંત્રી.

## જિંદગી / *યોગેશ પંડ્યા*

જિંદગી બેબસ અને લાચાર થઈ ઊભી રહી છે,
મેં ન તું ધાર્યું, તું સામે પાર થઈ ઊભી રહી છે.

મેં ન તું ધાર્યું તું ખુલ્લેઆમ થઈ ઊભી રહી છે.
હું અનાયુધ, તું તો બસ એક વાર થઈ ઊભી રહી છે.

મેં તો ધાર્યું'તું કે તારેતાર થઈ ઊભી રહી છે.
મેં ધાર્યું'તું : ફૂલ હું, તું ખાર થઈ ઊભી રહી છે.

આમ મઝધારે મને તો રાખવો નહોતો, ને તું?
બન્ને કાંઠા વચ્ચેની દિવાર થઈ ઊભી રહી છે!

પાંદડું છું, એક દિવસ હું એમ બસ ઊડી જઈશ,
પાનખરનો આજ તું આકાર થઈ ઊભી રહી છે.

## જોગિયા / *યોગેશ પંડ્યા*

ભગવો ઉડે છે શબ્દ સાથે રંગ જોગિયા,
કરીએ હવે ટોળે વળી સત્સંગ, જોગિયા.

ગઢિયા પવનની સાથમાં ધૂણી ધખાવીયેં,
ફૂંકો ચલમ છે તાપણાંનો સંગ જોગિયા.

હો ૐ નામ જાપ, જાપ ઓમ્ નમઃ શિવાય.
નખશિખ રોમ રોમ હવે છે તંગ જોગિયા.

પ્રત્યેક અંગ લીન થઈ ગયાં છે એકરૂપ-
પ્રત્યેક અંગમાં રમે ઉમંગ જોગિયા.

ઈડા ને પીંગલા સકળ છે ચેતના સભર,
નાડી-રુધિર-જીવ ના અભ્યંગ જોગિયા!

## વાત સીધી

*પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'*

વાત સીધી ને સરળ,
રચ નહીં, એમાં વમળ
આંખને ડપટાવ ના,
પંક ત્યાં ત્યાં ના કમળ
અજગરોની ભીંસ છે,
ક્યાં જવાનું ગામ-તળ?
વ્યર્થ પોકારો ગયા,
સામે તટ, જાતે જ ચલ.
છે પ્રતીક્ષામાં સતત,
માંહીં બેઠો, તું જ મળ.

## અંતરનો સાદ / *જયંત મહેતા*

આજ બારણે અરધી રાતે કોણ ટકોરા દે છે?
શમણું જાણી મન વાળું ત્યાં ફરી ટકોરા દે છે.

નભથી ઊતર્યા તારાગણ સહુ રમી રાતભર થાક્યા ત્યારે
એકલવાયા અંધારામાં, કોણ હવે સળવળતું?

સૂકા આ શમણામાં થઈને
રાત રઝળતી વહી ગઈ ત્યાં
ઉષા કિરણનું ઝરણ ક્યાંકથી ફૂટ્યું

'જરૂર આવશે' આશા એવી વાટ જોઈને હારી ગઈ (ત્યાં)
હળવે હળવે શ્રદ્ધા જેવું, કોણ હવે ધબકે છે?

આજ બારણે અણધાર્યું આ
કોણ ટકોરા દે છે?

## ગઝલ / અનિલ ચાવડા

જાત મારી ટેવવશ પડખું ફરી લે
ઘાવ ઓછા હોય તો પાછી છરી લે.
હા, અમે ઝાકળ હતા. છીએ રહીશું
સૂર્ય તું પણ થાય તારાથી કરી લે.
એ પછી મોકો નહી આપું ફરીથી
આજ ઈશ્વર તુંય અમને કરગરી લે.
આંસુ મારા આજ થંભી જાવ થોડું
પાંપણો મારી જરા આ થરથરી લે.

## રહેવું પડે છતાં / મૌન બલોલી

વૃક્ષો વગર વિસ્તાર છે, રહેવું પડે છતાં,
રેતી તણો ઊતાર છે, રહેવું પડે છતાં.
ઠંડી હવાની શોધમાં રખડે છે રેત પણ,
વંટોળની ઝણઝાર છે, રહેવું પડે છતાં.
દોડ્યા કરે જળનાં હરણ તરસ્યાની આંખમાં,
પણ અશ્વ ખુદ અસ્વાર છે, રહેવું પડે છતાં.
એંધાણ ના અંજવાશના, કિંતુ ભવિષ્યમાં
અગ્નિ તણો અણસાર છે, રહેવું પડે છતાં.
ખામોશનું જીવન રહ્યું નાવિક સમું તટે,
પણ વ્હાણમાં મઝધાર છે, રહેવું પડે છતાં.

## ત્રણ ગઝલ / સુરેશ ઝવેરી 'બેફિકર'

### (૧)

હાલના સંજોગ જોતા થાય છે
હસ્તરેખાઓ જ ગોથાં ખાય છે.

પ્રેમમાં થોડો વધારો થઈ ગયો
સાચવીને એ હવે શરમાય છે.

એમના પગલા થયા જ્યાં જ્યાં વધે
અત્તરોના ગામ ખાલી થાય છે.

ભાવ વાંચીને બધા આનંદના
માપસર લોકો એ હરખાય છે.

સ્વપ્ન છે સામુ પડે ના પણ પડે
જોઈ લો ને આપણું શું થાય છે.

### (૨)

રોજ હરિને મળવાનું શું
ઝીલું ઝાલું ટળવાનું શું.

માંડ મળ્યું છે એક જ ટીપું
ગરણી લઈને ગળવાનું શું.

એની આંખો એની મરજી
ઢાળ નથી ત્યાં ઢળવાનું શું.

પ્રેમ કરું છું કહેવા માટે
કેડેથી જઈ વળવાનું શું.

અંધારાએ ટપલી મારી
અંદરખાને બળવાનું શું.

### (૩)

રૂપરેખા પ્રેમની ખોટી પડી,
એમની ઈચ્છા જરા મોડી પડી.

આંખથી પૂછ્યું મને જ્યાં કેમ છો,
સૌ ગણતરી શબ્દની ભોઠી પડી.

એક ભમરો એ પછી છટકી ગયો,
ફૂલની પરવાનગી ઓછી પડી.

એમણે ટછી તરત માગી અને,
લાગણીને દૂધથી ધોવી પડી.

જોઈને ઠંડી પડી ગઈ વીજળી,
એટલે મારા ઘરે નોતી પડી.

## ચાલ રૂપેણમાં... / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

ચાલ ભેરુ ન્હાવા નદી આવેલા વ્હેણમાં,
સરું, આવળ, બાવળ ખૂંદશે રૂપેણમાં.
સસલાં ને હરણાં સાથે દોડીશું તટમાં,
સારસના ફોટા લેશું બેસીને વટમાં!
એ...! લેશન છોડીને ચાલ રજાનો દન છે...
ફૂલોની કોમળતામાં પંખીનાં વન છે.
બાને જણાવી ભેરુ પીંપળે તું આવજે,
કાગળ ને પેન કંઈ લખવા તું લાવજે!
પગલાં પાડીશું લીલી ઉગેલી શેણમાં.
ચાલ ભેરુ ન્હાવા નદી આવેલા વ્હેણમાં.
જાતાં ને વળતાં ગીત ગાશું રે! તાલમાં,
ઘડી બે ઘડી ચાલશું હંસોની ચાલમાં!
નાસ્તો લેશું પછી મંદિરના ચોકમાં,
હારને ચઢાવીશું ભગવાનની ડોકમાં
ઊઠ ભેરુ! જલદી ચાલ તડકો ચઢી જાય છે,
રજા હવે લઈલે ઘરે નદિયે સહુ જાય છે.
ગુલાબના છોડ પટમાં વાવીને આવશું,
કેટલું આવ્યું નીર માપીને લાવશું!
વળતાં ચન્દ્રને સાથે લાવીશું નેણમાં...
ચાલ ભેરુ ન્હાવા નદી આવેલા વ્હેણમાં.

## શરદ પૂનમની ચાંદની

*મંગળ રાવળ 'સ્નેહાતુર'*

ચાંદની નભે સરતી રાજ! શરદ પૂનમે
લાગે બાગે ફરતી રાજ! આસો માસે
નદિએ નાળે ન્હાતી રાજ! શરદ પૂનમે
સખિઓ સાથે ગાતી રાજ! આસો માસે
ખેતરને ખંખોળે રાજ! શરદ પૂનમે,
સૂતાંને ઢંઢોળે રાજ! આસો માસે
વાયુ થઈને જ વ્હેતી રાજ! શરદ પૂનમે
શુભ સંદેશા કહેતી રાજ! આસો માસે
ભાલમાં તિલક તાણી રાજ! શરદ પૂનમે,
દૂધ-પૌંઆ જ ખાતી રાજ! આસો માસે.
ઘુવડ દેખી ડોલે રાજ! શરદ પૂનમે
ડાળે બેસી બોલે રાજ! આસો માસે.
સૌનાં મનડાં મલકે રાજ! શરદ પૂનમે
જાણે સાગર છલકે રાજ! આસો માસે.
રાખે નાતો કેવો રાજ! શરદ પૂનમે
જાણે મીઠો મેવો રાજ! આસો માસે.
પરોઢ થાતાં વ્હેતી રાજ! શરદ પૂનમે
'પોર આવશું' કહેતી રાજ! આસો માસે.

## ગઝલમાં ય વેશ નરસિંહી / ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

*'પુકારો ગમે તે સ્વરે હું મળીશ જ,*
*સમયના કોઈ પણ ઘરે હું મળીશ જ*
*મને ગોતવામાં જ ખોવાયો છું આ,*
*પ્રત્યે પરકમ્મા આખરે હું મળીશ જ! (હું મળીશ જ)*

પરકમ્માનો મહિમા અનાદિકાળથી અવિરત ગવાતો જ આવ્યો છે. નિજ અસ્તિત્વની શોધમાં નીકળી પડેલ સૂફી સંતો અસ્તિત્વના અંતિમને પામી મંત્રમય રાસલીલામાં ઓગળી એકાકાર થઈ પરમની ચેતનામાં જ અનુભૂત થતાં આવ્યા છે. એક એવી જ ગિરનારી પરકમ્માના સાધક રાજેન્દ્ર શુક્લ નરસિંહ જેમ સમય અને સ્વરના અનુબંધને ફગાવીને આજે ગઝલ પરકમ્માના અનંત ફેરા સ્થગિત શ્વાસોના ઉપક્રમે સાધી રહ્યા છે. તેઓએ તેમનું સકળ ગઝલકર્મ 'ગઝલ સંહિતા'ના પાંચ પુષ્પમંડળમાં, જેવાં કે 'ઘિર આઇ ગિરનારી છાયા', 'મેઘધનુના ઢાળ પર', 'આ અમે નીકળ્યા' 'સભર સુરાહી', 'ઝળહળ પડાવ' ગુર્જરી ગઝલના ચરણે સમર્પિત કર્યું છે, ત્યારે ચારસોથી વધુ ગઝલોની સુગંધ આમ શબ્દસભર મુઠ્ઠીમાં સમોવી દૂર સુદૂર વ્હેંચવાનું કર્મ કરેલું વિકટતમ હોઈ શકે.

*'જળ, થળ અને આકાશ એકાકારની'*
*લો, પળ સ્વયં આવી અકળ અભિસારની.*

આ કવિ નિજત્વની શ્રદ્ધાને શ્રદ્ધેયમાં તદ્રુપ થવાનો સહજ અહોભાવ તેમના પ્રત્યેક શેરમાં કેળવે છે. તેથી જ ચરમ અભિસારની અકળતાને ય સુગંધવત્ પ્રસારી અદ્વૈતના આ આલાપમાં આમ ગુંજે છે-

*સ્થગિત શ્વાસે પ્રથમની મેઘ મેદૂર થાય પ્રસરે છે.*
*હું પ્રસરું છું અસલ જેવું, અવલ આલાપ પ્રસરે છે.*
*દસે દિશ દુર્ગ ખૂલીને ખિલે છે પુષ્પના લયમાં,*
*દસેદસ દ્વાર મઘમઘ મ્હેંકતો મેળાપ પ્રસરે છે.*

(તે તું છે)

ગિરનારની ગોદમાં જ ઇન્દ્રિયજાગૃતિ પ્રબળ વરદાન સાંપડતા આ કવિને ઇન્દ્રિયાતીત સંવેદનો સાકાર કરી, પર થતા લગીરે વાર ક્યાં લાગી છે! તેમની સર્જન પ્રક્રિયામાં ઇન્દ્રિય વ્યત્યયનો સજાગ, સમૃદ્ધ વિનિયોગ વિપુલપણે વ્હેતો જોવા જડે છે. આ કવિએ પંચેન્દ્રિયોના બાહુપાશથી મોક્ષત્વની અનુભૂતિ પણ નરસિંહ જેમ સંકીર્તન અંજલિ પીને જ કરી છે.

પાત્રે ઓગળ્યું પંચામૃતો શું મૌન મનનું.
શૂન્યે સંકીર્તન સરીખી અંજલિ જ્યાં અર્ધ પીધી.
(હાથ જ્યાં કરતાલ લીધી)

રાજેન્દ્રભાઈની ગઝલ અંજલી વિશે કવિ શ્રી સિતાંશુ યશશ્ચંદ્રનું વિધાન અહીં નોંધપાત્ર નીવડશે.

'રાજન-સાજન સાહ્યબા તેં તો ભજન-ગઝલને સાંકળ્યા.'

ઇન્દ્રિય વ્યત્યયનું આધિપત્ય આમે જવલ્લે જ સાંપડતું હોય છે. બહુધા ગઝલસાધક ઇન્દ્રિયજન્ય સ્વાનુભૂતિના કેન્દ્રમાં જ અટવાતો હોય છે. જ્યારે આ કવિ અકળ સકળના તત્ત્વસંવિધાનને નિજત્વમાં સમાવી લઈ સૃષ્ટિ સહજની ક્રીડાના ખેલૈયા બની જાય છે. જેથી કરીને તેમનું
આંતર બાહ્ય પરિભ્રમણ ભેદ

વગર ઇન્દ્રિયવ્યત્યયના અનુબોધને ધારણ કરે છે. તેથી જ તેઓ સાક્ષીભાવે જ અનુભૂતિના દરમિયાનમાં ઊભા રહી ક્રીડા લીલાની લ્હેરોને મ્હાણે છે. આનંદ આવા શેર રચે છે.

*'નીરખું અને નિચોવું નિતારું ઝુબાનમાં.'*
*(નીરખું અને નિચોવું)*

*આ દિમ નિનાદ સ્વાદ, સમંદર, નદી, નદી,*
*મોજાં મથે અપાર, મથન થૈ શકે નહીં.*
*(આદિમ નિનાદ-નાદ)*

ઉપર્યુક્ત શેરમાં નિનાદની સ્વાદયુક્ત પરિસ્થિતિ નિર્મિ કવિએ કમાલ કરી છે.

કવિનું કલાકર્મ નિસર્ગ જેમ અપારસ્પરિક અનુબંધમાં જ રચાતું આવ્યું છે. તેથી જ હોવાની વ્યાપતતામાં પણ નિજ સંકુલતાનું તત્ત્વ અકબંધ જાળવી શકે છે. કશાયે ભાર વિના રચાતી ક્રીડાઓના અનુગામી થવાની ત્રેવડ આ જ કવિ દાખવી શકે છે. જેથી એમના અશઆરમાં ભારરહિત પ્રજ્ઞાઓ લેલૂંબ કોળે છે. એમનું ગઝલ વૃક્ષત્વ અવકાશી મૂળો સીંચી મકરંદ ઝરે છે.

*અલૌકિક ગંધ જેવું કંઈ શ્વસનમાં,- (ગયું મન દૂર)*
*લહ્યું એવું પાછું મૂક્યું પવનમાં.*

*'ગાન ને ગાનારની વચ્ચેનું અધવચ ઓગળે,*
*શ્વાસ લંબાવી લગાવો રે સહજના સૂર લગ.'*
*(નેહનીતરે નૂર લગ)*

*'જે કૈં હો, તે બધું તારી જ લીલા હો ભલે,*
*મુજ શિરે મુકટનું લેશ પણ ભારણ નહો.' (જાગરણ)*
*'છલોછલ જે ભર્યું તું ને કરું ખાલી હવે,' (અચાનક)*
*તું લંબાવે હથેળી તો દઉં તાલી હવે.*

ભાર રહિત પ્રજ્ઞાઓ જ ઊર્ધ્વગામી સંચેતનાનું આહ્વાન કરી શકે છે. આમ આ કવિ સર્જન પ્રારંભની અજંપ વિસ્મય અવસ્થાઓને 'કીડી સમી ક્ષણોની આવજાવ શું છે!' અને 'તું હી તરન્નુમ તું હી તગ ઝઝુલ, તું હી તખય્યુલ, તું હી તસવ્વુફ, તું હી જ તેવર, તરજ, સરાપા, પ્રિયે ગઝલ આ મિજાજ શું છે? જેવી કેટલીક ગઝલોમાં પામી પાર ઊતરી ગયા છે. પ્રારંભની છિન્ન-વિચ્છિન્ન મનઃસ્થિતિને પ્રછન્નતાના દાવે લગાડી આખરે સ્થિતપ્રજ્ઞતાના ચેતન બિંદુ પર સ્થાયિત્વના પરિબળે જ ખોડી, સૃષ્ટિ સમસ્તની ક્રીડાના આનંદ સહોદર થઈ વિશિષ્ટ ગતિનિર્માણ કરે છે.'

*'સજનની શેહ છે આગે, વિષમનો વેહ છે આગે.*
*હજી આ તો ગગન ગુંજે, ગહનનું ગેહ છે આગે.*
*શબદની સલ્તનત છોડો, ગઝલનું તખ્ત પણ છોડો,*
*ન થંભો શ્વાસ ઓ મારા, ચલો ફતેહ છે આગે...'*
*(ચલો, ફત્તેહ છે આગે)*

'ઘૂંટે એક જ અને આંખ ઝૂકે જરા, સાત આકાશ ખૂલી જતાં સામટું,'

જોઉં તો ઝળહળે જામમાં એ સ્વયં, ચૌદ બ્રહ્માંડના ભેદ ભૂલાવતાં.' (આ અમે નીકળ્યા)

*હું ત્યાં જ છું હતો હું જ્યાં હું સ્હેજ પણ ખસ્યો નથી.*
*અને અનાદિકાળથી જ હું સતત પ્રવાસ છું.*
*(અશબ્દ ઉજાસ)*

નિરંતર નિર્વિઘ્ન ગતિનો આ પરિચાયક નાદજન્ય ગતિ સંગતિના ય વિભિન્ન સ્વરૂપ નિર્માણ કરે છે. ગિરનારી ગુંજ-ગર્જવ અને અહાલેકનું ધ્વનિવિશ્વ પણ સમયાંતરે મંદ-મંદ સ્વરોમાં રેલાઈ મૂળગત વાણીની અવસ્થાઓમાં પુનઃસ્થાપિત થતું હોય છે, ત્યારે નાદસમસ્તની તમામ અવસ્થાઓને નાભિ સોતું ઝીલનાર આ કવિ પણ નાદ વિસ્મયને અનેક શેરોમાં સુપેરે છતું કરે છે.

*'શબ્દનું મંડળ ચગાવી કોક આ ઊભું,*
*કોક ઊભું ઓગળે છે. રાસની વચ્ચે.' (દીપ-જેવું)*
*'મૂળ શબ્દ ઉપન્યો કે તણખો દીધો અફાળી*
*કંઈયે હતું નહીં, ત્યાં દીધું બધું ઉજાળી.'*
*(સૃષ્ટિ-અંગની ગઝલ)*
*'પડઘાઉં છું સતત અને ઝીલાઉં છું ક્વચિત,*
*શબ્દનો દૂર દૂરનો અશ્રાવ્ય ઘોષ છું.'*
(આશુતોષ છું)
*શબ્દના પીંડ પર અર્થ વલયો ય ન્હોતા હજી,*
*શુદ્ધ આરંભના નાદની એ અવસ્થા હતી. (એ અવસ્થા)*

સનાતન તત્ત્વ સત્ત્વને સંગોપી ગઝલમાં પ્હેલ-વ્હેલી વાર અધ્યાત્મદર્શન સન્મુખ થવાનું શ્રેય આ કવિને સાંપડે છે. જેમની દાર્શનિક અવસ્થાના જ બળે આજે ગુર્જરી ગઝલો 'ગાલિબ' 'ઈકબાલ' અને 'ફૈઝ' જેવા સૂફિયાના કલામકર્તાને પણ પડકારવાનું સામર્થ્ય દાખવે છે. ઉર્દૂ સંસ્કૃત અને ગુજરાતીના ત્રિવિધ અભ્યાસુએ આ ત્રણેય ભાષાકર્મને ગઝલિયત બક્ષવાનો જે સ્વરૂપે, પ્રયોજયા છે તે કાબિલે દાદ છે.

*'ચારે તરફથી એની રહેમતમાં તર થઈને,*
*નીકળો સુખન તો નીકળો, નીકળો શુકર થઈને.'*
*(જાગી શકો તો)*
*ઈલમ શલાકા અવલ ફિરાઈ રે જાદૂગર*
*સુધબુધ હમરી સબ બિખરાઈ રે જાદૂગર*
*બિન મેઘ-ઘટા, ઘટ અનહદની ધૂમ મચાઈ,*
*બિન અકાસ બિજરી લ્હેરાઈ રે જાદૂગર.*
*'જ્યોતિ પુરુષ છે જોવા જેવો, રોમરહિત તનુ નૈ પરસેવો*
*ગઝલ અંજલિ રમ્ય રચીલો, અચરજથી નિરખે છે દેવો!'*
(कश्चिदेनं आश्चर्यवत् पश्यति)

વળી ચારસોથી વધુ ગઝલના આ અવતારે બૃહદ ભાવવિશ્વનું સાફલ્ય માત્ર પ્રચલિત પ્રાસયુક્ત સંયોજનને વર્ણશંકરતાના અનુક્રમે નહીં પરંતુ અપ્રચલિત સંયુક્તિના બળે રચી ગઝલ નવનિર્માણમાં મોટો ફાળો આપ્યો છે.

'ખીજડે ટાંગિયાં છે મડાં શબ્દો.'
હોડ બસ ફડફડે પાંદડાં શબ્દો. (ઝંપલાવ્યું વેગથી)

જેમાં મડાં, પાંદડાં, વાછડાં, બોબડા, ત્રેવડા વિ. કાફિયાઓ પ્રયોજી નિર્જીવ શબ્દાનુભૂતિને પણ જીવંતતા બક્ષી, ગઝલસૃષ્ટિને નવપલ્લવિત કરી છે. વળી સમર્થ સર્જકોનેય કોઈ કાળે હાથ ન લાગે તેવા રદીફો જેવા કે, 'ખો દઈ દીધી, સૂડી વચ્ચે સોપારી, નળિયાં, તણખો થશે. વિ. નો સમર્થ વિનિયોગ કરી આ સર્જકે સ્થૂળ સંકુલતામાં અટવાતી ગુર્જરી ગઝલને નવા પરિમાણ બક્ષ્યા છે.'

સ્વજનના વિયોગે રચાતી પત્ર ગઝલો આ કવિની કલમે અલૌકિક શૈલીમાં પ્રગટાવી છે. આવી અગિયાર ગઝલોમાં 'જત જણાવાનું તને'ના પ્રારંભિક નિવેદન પશ્ચાત્ વિરહરોમાંચની અનુભૂતિમાંય રુહાન (અધ્યાત્મ) ચરમને ઝંકૃત કરી ચરમ તત્ત્વ સંવિધાનને ઉજાગર કર્યું છે. એ તેમની નિર્ભેળ સંચારિત મનઃસ્થિતિનો પૂરાવો આપે છે. તો ક્યાંક એમની મૂળગત નરસિંહી ચેતનાઓ, પ્રભાતી ગઝલોમાં ય ગૂંજે છે. તો ક્યાંક સાધુજન્ય હઠયોગીતા ગિરનારી સાધુ સંપ્રદાયની સંવાહક થઈ 'ચેત મછંદર' 'ગોરખ આયા' અને 'ઐસા ત્રાટક' જેવા પ્રચંડ નાદને અવધૂત ઝબાનમાં રેલાવી ગુર્જરી ગઝલોના અવકાશને પણ ખળભળાવે છે. હચમચાવી નાખે છે.

તેમ છતાં સનાતન પ્રતીક સંવેદન પર જન્મજાત ગઝલમય પ્રભુત્વ દાખવી આમ કહેતો કવિ.

*'પલમાં પલાણું શબ્દને, પલમાં કહું કે ઝૂક'*

*(પલમાં પલાળું)*

*સંભારતાં જ આંગણે આવી ચૂકે, અચૂક.*

ક્યાંક-ક્યાંક પ્રતીક કલ્પન સંવેદન અને વિશેષણની ગુણધાર્મિતા અભાનતામાં ચૂકી જઈ નિમ્ન શેર શૈથિલ્યનું નિર્માણ કરે ત્યારે સાચેક ભાવક વલોવાય છે.

*'એ વસ્તુથી ભરું છું હવે પાત્ર રાત દિન*
*જોવા મળે ન હાટ, બજારે, દુકાનમાં*
*પર્વતની આરપાર હવે શ્વાસ જૈ શકે.*
*પુરાઈ હું રહું છું છતાં આ મકાનમાં.'*
*(નિરખું અને નિચોવું)*

ઉપર્યુક્ત પ્રથમ શેરમાં હાટ, બજાર, દુકાન સમાનધર્મી શબ્દ પ્રતીક હોવાથી તેઓની પુનરુક્તિ કાવ્યકર્મને ઉપકારક નથી જ્યારે બીજા શેરમાં કાળવાચક 'હવે' વડે કાળ અબાધિત શ્વાસતા સંચાર વહનને વર્તમાન સંદર્ભે ગતિ આપવાનું કર્મ નિર્દેશ નિરર્થક છે. વળી પર્વતની સઘનતા સાથે શ્વાસ વિહારને કોઈ અવલંબન ક્યારેય હોતું જ નથી: કે એની આરપારનું લક્ષ્ય સંવિધાન સાધે ગઝલ સંહિતા ને મૂલવતા એ પણ જણાશે કે ગઝલની ભારરહિત ઋચાઓ પર ક્યાંક ક્યાંક ભરપૂર સંસ્કૃત પ્રચુર શબ્દ સંવેદનોનું પ્રાધાન્ય પણ દોષ નિર્મે છે. તેમ છતાં ગઝલ કરતાલની આ સ્વામી ગઝલ સમર્પણ કાજે દૂરનાં ડુંગરથી આવી. ક્ષણિકનું આવરણ હટાવી, ડેરા, ડેરા હટાવી, આલખના નૂરમાં ન્હાતો-ગાતો એમ જોવા યે મળે.

*વો બહાતા હી ચલા હૈ હમે નહાતે હી ચાલે હૈં,*
*પાક હોને કા તરીકા ઈસસે બહેતર તો નહીં હૈ!*
*(સંતીન દેસાઈ 'પરવેઝ')*

ત્યારે ખરે જે, અનંત એકાકાર અનવરતની ધારામાં પળનું યે પળની પાર ઊઘડી જવું સંભવે, અને શિખર-તળેટી, પંખી વાદળ બધુંય લુપ્ત થતાં, માત્ર હવાનું આછેરું હોવાપણું જ ફરકે ત્યારે અચાનક આ અંતિમ ગઝલ ગવાય અને ગિરનારની સમગ્ર ઋચાઓમાં મૌન માત્ર મૌન વ્યાપે અનંત ગઝલનું...

*'ગઝલ આખરી ગવાઈ રહી. આ અહો ખમોશી*
*છવાઈ રહી આ,*
*હું બંદગી યે કરું કહાં લગ, રહ્યો ન બંદાનવાઝ જુદો!'*
*(એકાકાર)*

જ્યારે ગિરનાર-ગિરનારી જેમ બંદગી બંદો અને બંદા નવાઝ એકાકાર થાય ત્યારે જ સમાધિમય અરવ ઉક્તિમાં આ ગઝલ અવતાર પણ લીન થાય!

અમે ઉતાર્યા ગઝલમાં ય વેશ નરસિંહી,
ફકીરી એક એ ઈતિહાસથી ય અદકી છે.

*(ગઝલ સંહિતા પાંચ મંડલ કવિ શ્રી રાજેન્દ્ર શુક્લ, સહૃદય પ્રકાશન, અમદાવાદ)* ◻

## લલ્લેશ્વરીનાં વાખ (પદ) : અનુ. નૂતન જાની

ગુરુજીએ કહી એક જ વાત
બહારથી તું ભીતર કેમ ન ગઈ?
હૃદયને સ્પર્શી ગઈ બસ વાત
ને હું ફરવા લાગી નિર્વસ્ત્ર

*

સીધા માર્ગે પ્રવેશી પાછી વળી શકી ન સીધા માર્ગે
સેતુની અધવચ જ ઢળી ગયો મારો દિન
નાવિકને દેવા એકેય કોડી નથી ગજવામાં
કઈ રીતે તરીશ હું આ પ્રલંબ પટ.

*

મરશે કોણ ને મારીશું કોને?
મારશે કોણ ને મારીશું કોને?
ભાઈ, હરે-હરે મૂકી જે ઘરે-ઘરે કહે
કેવળ એ જ મરશે, ને મારીશું એને.

*

જાણીને યે મૂઢ, દેખીનેયે અંધ
સાંભળીને યે મૂંગા, રહેવું એકદમ અજાણ
જેવું વદે જેહ, ગ્રહણ સર્વ કરવું
તત્ત્વવિદ્દનો બસ, આ જ છે અભ્યાસ.

*

## કૃતિલક્ષી આસ્વાદ-પરિચય

### રાજેન્દ્ર ઉપાધ્યાય

**મેહુલિયો**

મેહુલિયો વંન વંન વરસ્યો જાય
　　રૂવે રૂવે તે રંગલ્હેર્યું ચડે રે
એવી શોભે વસુંધરાની કાય.
પીળાં તે પાન કેરી ડમરી શમી ને
　　ભીની ધરતીની આવતી સુગંધ
નીરવ એકાન્ત કેરી કુંજ મહીં નાચંતો
　　ટહુકી રહેલ નીલકંઠ,
નવલાં સરવરજલ છલકાય.
નીડમાં ભીંજાય ભેળાં બેઠાં પારેવડાં
　　તે પાંખની મધુર હૂંફ માણે,
પાંપણ પલકે ને નર્યો નીતરંતો નેહ
　　એની વાતને વણાય કેમ વાણે?
રે ડોલતી ડાળીઓમાં વ્યોમ વીંટળાય
હું રે ભીંજુ છું મારા ખેતર મોઝાર,
　　મારો શામળો ભીંજાય મારી સાંતી,
ચાંચ માંહી કંજફૂલ લેઈને ઊડે તે
　　મારું હૈયું કે હંસની પાંતી!
ગોવાયો મોરલીમાં મનડું વાય.

રાજેન્દ્ર શાહ

ઈ.સ. ૨૦૦૧ના વર્ષનો ભારતીય જ્ઞાનપીઠનો એવૉર્ડ જેમને એનાયત થયો છે એ મૂર્ધન્ય કવિ-સાહિત્યકાર રાજેન્દ્ર શાહ અન્ય અનેક પારિતોષિકોથી વિભૂષિત થયેલા આપણા સૌન્દર્યમુગ્ધ અને સૌન્દર્યલુબ્ધ કવિ છે. તેમનાં ગીતકાવ્યોમાં પ્રકૃતિનું આગવું નિરૂપણ પ્રતીત થાય છે. પ્રાકૃતિક સૌંદર્યના આલેખનમાં પર્યાવરણની જુગલબંધી રચાય છે. 'મેહુલા'ને સંબોધીને રચાયેલા એક અન્ય ગીતમાં કવિ ગાય છે-

*'અલ્યા મેહુલા, મારા ખેતરની વાટમાં વગાડ નહીં પાવો*
*તારે કોઈના તે કાળજાનો રાગ નહિ ગાવો.'*

'મેહુલિયો' કાવ્ય-ગીતમાં પરોક્ષ કરીને ખેડુ પત્નીના કાળજાનો રાગ ગવાયો છે અને તેના મનના ભાવો આલેખાયા છે.

મેહુલાના આગમન પછીનું પ્રાકૃતિક સૌંદર્ય અને માનવમન તથા પંખીજગત પર મેહુલિયાનો પ્રભાવ -કાવ્યનો કવન વિષય છે. મેહુલાની અસરે સમસ્ત પ્રકૃતિ પર અને જીવસૃષ્ટિ પર- તેની ગતિવિધિ પર થતી હોય છે. પ્રકૃતિના અને જીવસૃષ્ટિના માનવસૃષ્ટિના રૂંવાડે રૂંવાડે રંગ લ્હેર ચડે છે, આનંદ અને મસ્તી છલકાય છે. ઉમંગ અને ઉલ્લાસની રંગોળી પુરાય છે. 'મેહુલિયો વન વન વરસ્યો જાય'માં 'વ' ઉપર અનુસ્વાર મૂકીને કવિ વનવનને રૂપ-સૌંદર્ય બક્ષે છે. 'વંનવંન'ની શાબ્દિક સુંદરતા મેહુલાને જ આભારી છે. મેહુલિયો છે તો વન છે. વનવન વરસતો મેહુલિયો પૃથ્વીની વસુંધરાની કાયા શોભાવે છે, તેના રૂપ સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરે છે. 'વસુ'નો એક અર્થ ધન-દોલત અથવા સોનું અને ધન-દોલતને ધારણ કરનાર તે વસુંધરા પૃથ્વી, ધરતી રૂંવે રૂંવે રંગ લ્હેર ફૂટે પછી ધરતીની કાયા ઓર દીપી ઊઠે. એ રૂડો પ્રતાપ મેહુલાને આભારી. સકલ યશનો એ અધિકારી.

શિશિર પાનખર જતાં પીળાં પાન ખરી ચૂક્યાં છે પીળાં પાન ખરવાની ડમરી ક્યારનીય શમી ગઈ છે. હવે તો નવપલ્લવિત થવાની ઋતુ આવી છે. પ્રકૃતિ

પાંગરી છે, ધરતીને નવયૌવન ફૂટ્યું છે. મેહુલાના આગમનથી પ્લાવિત ધરતીમાંથી મીઠી સોડમ આવે છે, ભીની માટીની સુગંધ મનને તરબતર કરી દે છે. એ ખુશ્બો જ અનેરી છે. અત્તરની સુગંધથી ય માદક એ નિરાળી સુગંધ છે નીરવ એકાંતમાં કુંજગલીમાં કુંજઘટામાં પર્ણછાયામાં વૃક્ષઘટા નીચે ટેંહુક ટેંહુક નાદે નીલકંઠ ગહેકી ઊઠે છે. 'નીલકંઠ' એટલે નીલાં કંઠવાળો મોર. કૂકડો જો વસંતનો વૈતાલિક અને સૂરજનો છડીદાર ગણાતો હોય તો 'મોર'ને 'વર્ષા-વૈતાલિક' કહેવાય ? તે પણ મેહુલાના આગમનની છડી પોકારે છે અને વધામણાં ગાય છે. એ નીલકંઠ કળા કરતાં કળાનૃત્ય કરે છે અને 'ટેંહુક'ના ટહુકાથી મેહુલિયાના સૂરમાં સૂર પુરાવે છે. મેહુલો ધરતી પર ઊતરે ભૂમિ પાદાર્પણ કરે તે સાથે સમગ્ર સૃષ્ટિનું સૌંદર્ય નિખરી ઊઠે. મેહુલાની અમીદૃષ્ટિથી અને અમીવર્ષાથી નદી-નાળાં અને સરોવર જળ છલકાય. 'નવલાં સરવરજલ છલકાય' એ સાથે વન મ્હોરી ઊઠે, મન કોળી ઊઠે ને તન ઝૂમી ઊઠે. માણસોનાં જ નહિ, પશુપક્ષીનાં પણ. પ્રકૃતિ, પ્રાકૃતિક સૌંદર્ય, વાતાવરણ અને પર્યાવરણના પ્રગાઢ પ્રભાવ નીચે મેહુલિયાના આગમનથી પુલકિત-

*'નીડમાં ભીંજાય ભેળાં બેઠાં પારેવડાં*
*તે પાંખની મધુર હૂંફ માણે.'*

પોતાના ઘરના માળામાં ગૃહનીડમાં માનવ પારેવડાં પણ પરસ્પરની હૂંફ સ્નેહ ઉષ્મા માણે. પારેવડાંની અને માનવયુગલની નેહભીની પાંપણ પલકે ને નર્યો નેહ નીતરે. 'પાંપણ પલકે ને નર્યા નીતરતો નેહ' એનો વાણો કેમ વણાય? કાપડ વણતાં તાણા-વાણા ઉભયની જરૂર પડે. ઊભો તાર તે તાણો અને સાળ પરનો આડો તાર તે વાણો. નીતરતા નેહને વણાય કેમ વાણે? મોર અને કબૂતરની પક્ષીસૃષ્ટિની વાત સાથે ખેડૂત અને ખેડૂત પત્નીની વાત વણાઈ છે. અહીં તાણો કદાચ ખેતીના કામમાં વ્યસ્ત છે એટલે ખેડુ પત્ની કહે છે-

'મારો શામળો ભીંજાય મારી આંતી' હળથી ખેતીકામ કરતો ખેડૂત પતિ પણ ભીંજાઈ રહ્યો છે અને ખેડૂત પત્ની તે કહે છે-

'હું રે ભીજું છું મારે ખેતર મોઝાર' ઊભય નેહથી ભીંજાય છે. પ્રકૃતિકની સાથોસાથ માનવમન ઉપર ખેડુ અને ખેડૂત પત્ની પર મેહુલાની પ્રભાવક ઉન્માદક અસર છે.

ચાંચમાં કંજફૂલ-કમળનું ફૂલ-લઈ ઊડતો હંસ હૈયાનું અને પરોક્ષ રીતે દિલના પ્રેમનું પ્રતીક બની રહે છે. હંસની હાર-માંની ચાંચમાં કમળનું ફૂલ લઈ ઊડે છે. તે કમળનું ફૂલ માત્ર છે કે મારું હૈયું પણ છે?

'ચાંચ મહીં કંજફૂલ લેઈને ઊડે તે
મારું હૈયું કે હંસની પાંતી?'

'ગોવાળિયો મોરલીમાં મનડું વાય (વહાવે, વગાડે) મોર, કબૂતર, હંસ, ગોવાળને મિષે ખેડૂત પત્નીના હૈયાની વાત અને મેહુલિયાની તેના પર થયેલી અસરને મેહુલાના પ્રભાવને કવિ કલાત્મક રીતે વર્ણવે છે. બધા જ મેહુલાના એકસરખા સમાન પ્રભાવ નીચે છે. પ્રકૃતિનો અને મેહુલાનો માનવજીવન પર, વિશેષત માનવ-મન પર પડતો પ્રભાવ સાધારણીકરણ અને સામાન્યીકરણમાં પરિણમે છે. પ્રકૃતિના સૌથી અગત્યના ઘટક અંગ મેહુલા વિશેનું આ ગીત કાવ્ય સુંદર પ્રકૃતિકાવ્ય છે. ખેડૂત પત્ની મનના નિજભાવો પંખીઓનાં દૃષ્ટાન્તો દ્વારા કુશળતાથી સુપેરે સંકેતાત્મક રીતે વર્ણવે છે. 'રેડોલતી ડાળીઓમાં વ્યોમ વીંટળાય' પંક્તિનું કવિકલ્પન મનમાં રમી રહે છે.

*રાજેન્દ્ર ઉપાધ્યાય*

# કવિલોકનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧. શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૧૭. સાવિત્રી - ચંચી. મહેતાનાં રેડિયો-રૂપકો | ૨૪-૦૦ |
| ૨. આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય | ૧૮. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૩. રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય | ૧૯. અંગપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૪. સાત મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૦. દિવ્ય આનંદ (Divine Comedy) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૫. પાંચ મહાકાવ્યો | અપ્રાપ્ય | ૨૧. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |
| ૬. જળની આંખે-યજ્ઞેશ દવે | અપ્રાપ્ય | ૨૨. નજીક - દેવેન્દ્ર દવે | ૧૨-૦૦ |
| ૭. પરન્તુ - વિનોદ જોશી | અપ્રાપ્ય | ૨૩. અક્ષરો નિત્ય તાજા - જશુભાઈ શાહ | અપ્રાપ્ય |
| ૮. ટી.એસ. એલિયટ | ૭૦.૦૦ | ૨૪. ગાથા એક વૃદ્ધ નાવિકની The Rime of the Ancient Marinerનો -અનુ.રાજેન્દ્ર શાહ | ૨૫-૦૦ |
| ૯. ગદ્યકાવ્ય | ૨૪-૦૦ | | |
| ૧૦. આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ | | |
| ૧૧. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યા | ૭-૦૦ | ૨૫. જળબિલ્લોરી - ઉષા ઉપાધ્યાય | ૨૫-૦૦ |
| ૧૨. પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ | ૨૬. ચાર ચતુર્વૃન્દગાન અનુ. ધીરુ પરીખ | ૩૦-૦૦ |
| ૧૩. અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ | ૨૭. ગોત્રયાન : અનુ. ભોળાભાઈ પટેલ | ૭૫ |
| ૧૪. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ૧૦-૦૦ | ૨૮. ઈશ્વરની યાતના - અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૬૦-૦૦ |
| ૧૫. પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય | ૨૯. હા... હું સાક્ષી છું - રાજેન્દ્ર શાહ | ૬૦-૦૦ |
| ૧૬. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ | ૩૦. કોષમાં સૂર્યોદય - રાજેન્દ્ર પટેલ | ૪૦-૦૦ |

'કવિલોક'ના ગ્રાહકોને કવિલોક ટ્રસ્ટનાં પ્રકાશનો ૨૦% કમિશનથી મળી શકશે. ટપાલખર્ચ મંગાવનારે ભોગવવાનો રહેશે. રકમ મનીઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડિમાન્ડડ્રાફ્ટથી મોકલવાની રહેશે.

બહારગામની બૅંક પરનો ચેક હોય તો બૅંક કમિશનના રૂ. ૩૦/- ઉમેરીને રકમ મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

**C/o. કુમાર ટ્રસ્ટ ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧**

**ફોન : ૨૨૧૪૩૭૪૫**

## પવન

વ્હાલના અતિરેકમાં વળગી પડે છે આ પવન.
સાવ નાની વાતમાં ઝઘડી પડે છે આ પવન.

સૂર્ય જ્યારે ક્રોધમાં થૈ કાળઝાળ, વિફરે;
એ બપોરે બાપડો ફસડી પડે છે આ પવન.

અર્ધખુલ્લી પાંપણો બિડાય પાછી કેફમાં,
સાંજના મદહોશ થૈ લથડી પડે છે આ પવન.

ક્યાંકથી ટપકે અશ્રુઓ, મૌન ઊભાં ઓરડે,
લો, અચાનક રાતના અટકી પડે છે આ પવન.

રાત આખી ગૂજરી છે આ વૃક્ષોની ખૌફમાં,
ત્યાં સવારે ડાળ પર વરસી પડે છે આ પવન.

('તત્ક્ષણ'માંથી) —નરેન્દ્ર વેગડા

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૬
વર્ષ ૪૯ : અંક : ૫
સળંગ અંક : ૨૯૩

...પક : રાજેન્દ્ર શાહ
શરદ

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તંત્રી
ધીરુ પરીખ






**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૬૨ : વર્ષ ૪૯ : અંક ૫ સળંગ અંક ૨૯૩



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- છે તેની સહુએ નોંધ લેવી**


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા : વાર્ષિક $ 7. અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 6, આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦. 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું : કુમારટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫

મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૯૩૫

કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.





## કવિતા અને દૃશ્યરૂપ

કવિતાનું જન્મસ્થાન કવિની મનોભૂમિ છે. આ આંતરરૂપા કવિતા ભાષાને સહારે બહિરરૂપા બને છે. ભાષા બોલાય છે અને લખાય છે. પરન્તુ કવિતાના સર્જનમાં ભાષા બોલાય છે તેમજ લખાય છે કે ાય છે તેમજ બોલાય છે તેવું હરહંમેશ બન્યું નથી. કવિ પોતાના ભાવ કે સંવેદનવિશ્વની જરૂરિયાત માણે પદસંયોજના કે પંક્તિયોજના કરતો હોય છે. આને કારણે છંદોલય, પ્રાસાનુપ્રાસ આદિ અસ્તિત્વમાં આવ્યા છે. આ પ્રયુક્તિ-કાવ્યને સ્મરણસ્થ કરવામાં સદીઓથી ખૂબ ખપ લાગી છે.

સદીઓ પૂર્વે આથી જ કવિતા કંઠોપકંઠ પ્રવાસ કરતી પેઢી-દર-પેઢી આગળ વધતી રહી છે. વિશ્વની હુ ભાષાઓની કવિતાની આરંભે આ જ ગતિવિધ રહી છે. આમ, વિશ્વસાહિત્યમાં કવિતા મૌખિક રંપરા દ્વારા યુગો સુધી પ્રસરતી રહી છે. આથી જ આરંભે કવિતામાં ગાનનો મહિમા હતો. આથી જ, ને કવિતા કંઠોપકંઠ અને કર્ણોપકર્ણ પ્રવાસ કરતી કરતી આ જ આપણા સુધી પહોંચી છે.

કવિતાના આ કંઠોપકંઠ અને કર્ણોપકર્ણ પ્રવાસમાં વચ્ચે એક પડાવ એવો આવ્યો કે લહિયાઓના ાધ્યમથી તે તાડપત્ર, ભૂર્જપત્ર અને છેવટે કાગળ પર અવતરી સ્થિર બની. કવિતા જે આમ અસલમાં ર્ણરૂપા છે તે ચક્ષુરૂપા બની. જ્યારે લહિયો તે પત્ર પર ઉતારતો ત્યારે એવું પણ બનતું કે કવિએ અસલમાં જે રીતે પંક્તિઓનું આયોજન કર્યું હોય તે રીતે લખવાને બદલે તે ગદ્યના પરિચ્છેદની જેમ તે

લેખન કરતો. ઉદાહરણ તરીકે અખાના એક છપ્પાને આ રીતે હસ્તપ્રતાંકિત થયેલો વાંચીએ.

*'તિલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં, તીરથ ફરી*
*ફરી થાક્યાં ચરણ, તોહે ન પહોંત્યો હરિને શરણ, કથા*
*સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોહે ના'વ્યું બ્રહ્મજ્ઞાન.'*

આ રીતે ઉપર જે છપ્પો લખ્યો છે તે તેનું દશ્યરૂપ - eye form - અવશ્ય છે. પરંતુ અખાને અભિપ્રેત ચોપાઈનાં છ ચરણમાં એનું અહીં સમવિભાજન નથી, બલકે વિષમ-વિભાજન છે. આથી વાંચતી વખતે આપણો આંતરકર્ણ ચોપાઈના છંદોલયને વફાદાર રહીને વાંચે તો તરત જ આ દૃષ્ટાંતમાં થયેલા ચોપાઈના આ વિષમ-વિભાજનની પ્રતીતિ થશે.

આંખ સામે રજૂ થયેલો આ છપ્પો એના લય અને પ્રાસાનુપ્રાસ - rhythm and rhyme -ને કારણે કર્ણગોચર પણ થાય છે. આથી કવિતાના દશ્યરૂપની સમ્યકતા શી છે તેમાં આ છંદોલય અને પ્રાસાનુપ્રાસની પ્રયુક્તિ ઉપકારક બની રહે છે. ક્યારેક એવું પણ બને કે કાવ્યકૃતિમાં છંદોલય બરાબર જળવાયો હોય, પરન્તુ કવિએ પ્રાસાનુપ્રાસની પ્રયુક્તિનો ઉપયોગ ના કર્યો હોય. આવી રચનામાં કેવળ છંદોલય જ એના સમ્યક દશ્યરૂપને નિશ્ચિત કરે છે અને તદનુસાર કવિના કથયિતવ્યને નિર્ધારિત કરે છે.

આ રીતે એક અર્થમાં કવિતાનું દશ્યરૂપ એના શ્રાવ્યરૂપ - ear form - ને યોગ્ય પરિમાણમાં મૂકી આપે છે. આથી કાવ્યરચનાનું દશ્યરૂપ શ્રાવ્યરૂપનું અનુવર્તી છે. એટલે કે કવિતા પ્રથમ સ્તરે આકારની નહીં, પરન્તુ અવાજની કલા છે. એનો દશ્ય આકાર તો માત્ર એના અવાજની યોજનાને અનુસરે છે. પરન્તુ આ હકીકત જ્યારે મુદ્રણકલા અસ્તિત્વમાં આવી અને એનો વિકાસ થયો ત્યારે સામાન્ય અને સ્વાભાવિક રીતે જ ઊલટાઈ ગઈ. મુદ્રણકલાના વિકાસ સાથે કવિતાના દશ્યરૂપની બોલબાલા વધી ગઈ. કવિતા કાગળના પૃષ્ઠ પરની પ્રથમ નજરે ચાક્ષુષ કલા બની ગઈ. પણ જો કાન બંધ કરીને માત્ર આંખો ખુલ્લી રાખી કાગળ પરના કવિતાના દશ્યરૂપને વાંચીએ તો તે નિષ્પ્રાણ દેહને વળગવા બરાબર છે. હા, એ હકીકત છે કે હવે કવિતા સૌપ્રથમ મુદ્રણકળાને કારણે ચક્ષુગત થાય છે. આથી તેના દશ્ય આકારને પણ તેનો સમુચિત શ્રાવ્ય આકાર પામવામાં ખપમાં લેવો જોઈએ.

હવે આ હકીકતના સ્વીકાર સાથે કેટલીક દશ્યરૂપગત સ્થાપનાઓ સમજી લેવી જોઈએ. છંદોબદ્ધ કવિતામાં લયાવર્તન, વિવિધ વિરામસ્થાનો, યમકસાંકળી, પ્રાસાનુપ્રાસ ઇત્યાદિનો સૂચક મહિમા છે. આ પ્રયુક્તિઓ દશ્યરૂપને શ્રાવ્યરૂપમાં પરિવર્તિત કરવામાં ચાવીરૂપ છે. પંક્તિ ક્યાં પૂરી થાય છે,

પંક્તિ-અંતર્ગત ક્યાં ક્યાં કેવાં કેવાં વિરામસ્થાનો વગેરે છે તે જો ધ્યાનમાં આવે તો જ કાવ્યની સમુચિત વાચના સિદ્ધ થાય, અને આમ થાય ત્યારે જ કવિતાનું દશ્યરૂપ યથાયોગ્ય પરિપ્રેક્ષમાં શ્રાવ્યરૂપ બની રહે. હવે જો વાચક આ વિવેક જાળવે નહીં તો કેવળ કવિતાના દશ્યરૂપથી તે કવિતાનો સર્વાંગ-વ્યાપક આત્મા પામી શકતો નથી. અને જ્યાં સુધી કવિતાનો આ આત્મા ના પમાય ત્યાં સુધી કાવ્યાભાવનપુરુષાર્થ વિફલ રહે છે.

આ રીતે આજના મુદ્રણકલાના યુગમાં કવિતા મુખ્યત્વે દશ્યરૂપા બની છે ત્યારે તે બાહ્ય આકારમાં નિહિત એવો કવિતાનો અવાજ, તેનું શ્રાવ્યરૂપ, પામવા માટે ભાવક પાસે, આગળ જણાવી ગયો તેવી છંદોલયગત અને પંક્તિસંયોજનાગત કવિતાના આવશ્યક વૈશિષ્ટ્યો ચિત્તગત હોવાની ક્ષમતા હોવી ઘટે. આથી જ કવિતાનું મદ્રિત રૂપ એટલે કે દશ્યરૂપ (અહીં હસ્તલિખિત કવિતા પણ સમાવિષ્ટ છે.) તેની સઘળી સુવિધા સાથે પણ આખરે તો તેના શ્રાવ્ય મહત્ત્વને સિદ્ધ કરવા માટે જ છે. આથી એ લિખિત આકારને તેનો શ્રાવ્ય આકાર પામવા માટે જ ખપમાં લેવાનો હોય છે. આ દૃષ્ટિએ આજના યુગમાં કવિતાના દશ્યરૂપનો સમુચિત મહિમા છે એ વાતને વિસારે પાડ્યા વગર તેના શ્રાવ્યરૂપમાં તેને યથાયોગ્ય રીતે પરિવર્તિત કરવાની સભાન ભાવકચેતનાની આવશ્યતા રહે છે.

કોઈને પ્રશ્ન થાય કે જો દશ્યરૂપા કવિતાની વાત કેવળ છંદોબદ્ધ કાવ્ય પૂરતી મર્યાદિત હોય તો ગદ્યકાવ્યમાં તેનો મહિમા શો. જવાબ પણ એ જ છે કે ગદ્યદેહે કાવ્ય હોય ત્યારે પણ એમાં ભાષક એવા કવિનો કોઈ બોલચાલની છટાઓ કે લયલઢણો પ્રત્યેનો સરવો કાન કામ કરી રહ્યો હોય છે. આથી જ ગદ્યકાવ્યના દશ્યરૂપમાં તેનો યથોચિત અવાજ એટલે કે તેનું યથોચિત શ્રાવ્યરૂપ પકડવું તે ભાવક પાસે વધુ સજ્જતા માગી લે છે. આથી ગદ્યકાવ્યમાં પણ એનું દશ્યરૂપ તેમાંના નિહિત શ્રાવ્યરૂપને જ અનુસરતું હોય છે તેની પરખ જો ભાવક પાસે ના હોય તો તે પોતાની આંખ સામેના ગદ્યકાવ્યને, તેમાંના ઉચિત અવાજ-પરિવેશને, પામી શકશે નહીં, અને એટલે અંશ તે ગદ્યકાવ્યનો રસાસ્વાદ પામી કે પમડાવી શકશે નહીં.

ઑક્ટોબર ૧૯, ૨૦૦૬ — ધીરુ પરીખ

# મીર તકી મીર: જીવન અને કવન

હનીફ સાહિલ

મીર તકી મીરે 'જિકરે મીર' નામે પોતાના જીવન-ચરિત્રનું એક ફારસી પુસ્તક લખ્યું છે. મીરના પૂર્વજો હિજાઝ (એક આરબ પ્રદેશ)થી હિન્દુસ્તાન આવ્યા હતા. પ્રથમ તેઓ હૈદરાબાદ, પછી અમદાવાદ અને છેલ્લે આગરા- જે તે સમયની તત્કાલીન રાજધાની હતી- આવી સ્થાયી થયા હતા. મીરના પિતામહ આગરામાં ફોજદાર હતા. તેમને બે પુત્રો હતા. મોટો પુત્ર માનસિક રીતે વિકલાંગ હતો, અને જવાનીમાં જ મૃત્યુ પામ્યો, જ્યારે નાનો પુત્ર મીર અલી મુત્તકી સૂફી ફકીર બની ગયા. મીર અલીને ત્રણ પુત્રો હતા. પ્રથમ પત્નીથી મોહમ્મદ હસન અને બીજી પત્નીથી મોહમ્મદ તકી અને મોહમ્મદ રઝી. આ વચેટ પુત્ર તકી પાછળથી ઉર્દૂ કાવ્યાકાશમાં સૂર્ય બનીને ઝળહળ્યો.

મીર તકી મીરના જન્મ વિશે નિશ્ચિત રૂપથી કંઈ જાણવા મળતું નથી કે તેઓ કઈ સાલમાં જન્મ્યા હતા. 'જિકરે-મીર'માં પણ તેનો ઉલ્લેખ નથી, પરંતુ અન્ય ઘટનાઓના સમયે તેમણે પોતાનું આયુ બતાવ્યું છે તે રીતે અનુમાન કરતાં તેમની જન્મ-સાલ ૧૭૨૪ ઈ.સ. હશે તેમ કહી શકાય. દસ કે અગિયાર વર્ષના આયુમાં તેમણે પિતાની છત્રછાયા ગુમાવી. ઓરમાન મોટા ભાઈ મોહમ્મદ હસને પિતાની સંપત્તિ પર અધિકાર કરી લીધો અને દેવું મીર તકીના માથે આવ્યું. પરંતુ મીર બાળપણથી સ્વાભિમાની હતા. તેમણે કોઈ પાસેથી મદદની યાચના ન કરી, પરંતુ એક દૈવી સહાયતા તેમને મળી ગઈ. તેમના પિતાના એક અંગત મિત્ર સૈયદ મુકમ્મલખાંએ તેમને ૫૦૦ રૂપિયાની હૂંડી મોકલી આપી, જેમાંથી ૩૦૦રૂપિયાનું દેવું ચૂકવી, નોકરીની શોધમાં દિલ્હી આવી ગયા. દિલ્હીના નવાબ સમસામુદદૌલા મીરના પિતાના પરિચિત હતા. મીરના પિતાના મૃત્યુના સમાચાર સાંભળી તેમણે દુઃખ વ્યક્ત કર્યુ અને મીરના નિર્વાહ માટે રોજનો એક રૂપિયો ઠરાવી દીધો. પરંતુ મીરના નસીબમાં શાંતિથી રહેવાનું લખાયું ન હતું. ચાર પાંચ વર્ષ પછી નાદિરશાહે દિલ્હી પર હૂમલો કર્યો, જેમાં નવાબ માર્યા ગયા. મીરનો એ આશરો ચાલ્યો જતાં પોતાના ઓરમાન ભાઈના મામા ખાન આરઝૂ સાથે રહેવા લાગ્યા. ખાન આરઝૂ તે સમયના પ્રથમ શ્રેણીના કવિઓમાંના એક હતા. તેમની પાસેથી થોડા દિવસ વિદ્યા પ્રાપ્ત કરી, પરંતુ ખાન આરઝૂ પણ તેમનાથી નારાજ થઈ ગયા. એમની નારાજગીના કારણમાં કેટલાક લોકો કહે છે કે મીર ખાન આરઝૂની પુત્રી સાથે પ્રેમ કરવા લાગ્યા હતા. આ પ્રેમ એટલી હદે વધી ગયો કે લોકો સાથે હળવા-મળવાનું છોડી મીર એક નાની કોટડીમાં પડ્યા રહેતા. એ જ દશામાં તેઓ પાગલ થઈ ગયા. મીરે પણ પોતાના ઉન્માદને માન્યતા આપી છે, પરંતુ તેનું કારણ તેઓ ખાન આરઝૂના પોતાના પ્રત્યેની દુર્વ્યવહારને ગણાવે છે. તેમની આવી દશા પર ફખરુદ્દીનમાં નામના એક સજ્જનને દયા આવી. તેમણે મોટા મોટા હકીમો દ્વારા ઈલાજ કરાવી મીરને તંદુરસ્ત બનાવી દીધા. એ સમયે તેમને પ્રથમ મીરજાફર અને પછી સૈયદ સઆદત અલી અમરોહીનો સહયોગ મળ્યો. બન્ને વિદ્વાનોએ મીરને શિક્ષણ આપ્યું. સૈયદ સઆદતઅલીએ જ મીરને કાવ્યરચના માટે પ્રેરણા આપી અને મીરે થોડાજ સમયમાં મુશાયરાઓમાં પોતાનો રંગ જમાવી દીધો.

આ પછીના સમયગાળામાં મીરે ઘણી ચડતી-પડતી જોઈ. કેટલાય રઈસો અને ઉમરાવોને ત્યાં રહ્યા. એ સમયે બંગાળના વકીલ રાજા જુગલ કિશોરે પોતાની કવિતાઓના સંશોધન માટે તેમને પોતાને ત્યાં રાખ્યા અને સિફારીશ કરીને રાજા નાગરમલના દરબારમાં પહોંચાડી દીધા. અહીંયાં મીરનું વેતન વધારે હતું તેથી તેઓ વધુ સમય અહીં રહ્યા. પરંતુ રાજકીય ઊથલપાથલ અને મારકાંટથી તંગ આવી મીર ફરી દિલ્હી આવી ગયા. આ અરસામાં તેઓ ખૂબ પ્રસિદ્ધ થઈ ગયા હતા. દિલ્હીમાં તેઓ તત્કાલીન બાદશાહ આલમગીર દ્વિતીયની સાથે રહ્યા. વરસો સુધી દિલ્હીમાં થતી લૂંટફાટ, તોફાનો અને બરબાદી જોઈને મીર ઘણા થાકી ગયા હતા. તેમનું મન દિલ્હીમાં લાગતું ન હતું અને અન્ય બીજે ક્યાંક જઈને શાંતિ અને ચેનથી જીવવા માગતા હતા.

મીર સાહેબની દિલ્હી છોડવાની ઈચ્છાના સમાચાર સાંભળી અવધના નવાબ આસિફ-ઉદ-દૌલાએ તેમને બોલાવી લીધા. મીર તરત જ લખનઊ પહોંચી ગયા અને નવાબના પાર્ષદોમાં શામેલ થઈ ગયા. મીરને તેમના સંઘર્ષમય જીવનથી છુટકારો મળ્યો અને આનંદથી તેમનું જીવન વીતવા લાગ્યું. નવાબ સાહેબ તેમને ઘણી વાર શિકાર પર લઈ જતા, તે ઉપરથી મીરે 'શિકારનામા' નામનાં ત્રણ પુસ્તકો લખ્યા. લખનઊમાં જ મીરે પોતાનું જીવન-ચરિત્ર 'જિકરે-મીર' લખ્યું. જેમાં તેમણે પોતાના અંગત જીવનની ઘટનાઓની સાથે સાથે તે સમયની રાજનૈતિક અરાજકતાનું પણ વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે.

'જિકરે-મીર' ના લેખન સમયે તેમણે જણાવ્યું હતું કે શક્તિના હ્રાસ તથા મસ્તિષ્ક અને હૃદયની દુર્બળતાથી એવું લાગે છે કે તેઓ વધુ જીવશે નહીં, અને સમય પણ રહેવા-યોગ્ય નથી, હવે માત્ર એક જ ઈચ્છા છે કે આરામથી અંત આવે. અંતે ૮૮ વર્ષના આયુમાં ૧૮૧૦માં તેઓ અવસાન પામ્યા.

*મીરનું કવનઃ*

*પઢતે ફિરેંગે ગલિયોં મેં ઈન રેખ્તોં કો લોગ*
*મુદ્દત રહેંગી યાદ યે બાતેં હમારિયાં*

૧. રેખ્તોંઃ કાવ્યો

મીરે તો કદાચ આ શે'ર કવિસુલભ આત્માભિમાનની દૃષ્ટિથી રચ્યો હશે; પરંતુ આ વાત સાચી ઠરી છે. મીરના યુગને ૨૦૦ વર્ષ ઉપરાંત જેટલો સમય થઈ ગયો. તે દરમિયાન ભાષા બદલાઈ ગઈ. અભિવ્યક્તિની શૈલી બદલાઈ ગઈ, કાવ્ય-રુચિ બદલાઈ ગઈ. તો પણ મીર કે જેઓ પોતાના સમયમાં જેવા લોકપ્રિય હતા તેવા જ આજે પણ છે. મીરના સમકાલીન અને તે પછીના કવિઓએ પણ તેમનાં કાવ્યો, અભિવ્યક્તિ અને શૈલીની મહાનતાને અનુલક્ષીને શે'ર સ્વરૂપે શ્રદ્ધાંજલીઓ અર્પી છે.

તેમના સમકાલીન અને પ્રતિદ્વંદ્વી કવિ 'સૌદા' કહે છે-

*'સૌદા' તું ઈસ જમીં મેં ગઝલ દર ગઝલ હી લીખ*
*હોના હૈ તુજકો 'મીર' સે ઉસ્તાદ કી તરહ*

ઉર્દૂ ભાષાને સજાવનાર અને શણગારનાર ઓગણીસમી સદીના પૂર્વાર્ધના લખનઊના ઉસ્તાદ કવિ 'નાસિખ'ના શે'રની પંક્તિ છે-

'આપ બે-બહરા હૈ જો મોઅત કદે મીર નહીં.'
એટલે કે મીરમાં શ્રદ્ધા ન હોય તો તું દુર્ભાગી છે.

મિરઝા ગાલિબ કહે છે-

રેખતે કે તુમ્હીં ઉસ્તાદ નહીં હો 'ગાલિબ'
કહતે હૈ અગલે જમાને મેં કોઈ 'મીર' ભી થા,

શેખ ઈબ્રાહીમ 'ઝૌક' કહે છે-

ન હુવા પર ન હુવા 'મીર' કા અંદાઝ નસીબ
'ઝૌક' યારોં ને બહુત જોર ગઝલ મેં મારા

અકબર ઈલાહાબાદી કહે છે-

'મૈં હૂં ક્યા ચીજ જો ઈસ તર્ઝ પે જાઉં 'અકબર'
નાસિખો-ઝૌક ભી જબ ચલન સકે 'મીર' કે સાથ,

વીસમી સદીના ગઝલ નાયક મૌલાના હસરત મોહાની લખે છે-

*'શે'ર મેરે ભી હૈં પુરદર્દ વલેકિન 'હસરત'*
*'મીર' કા શેવ-એ-ગુફ્તાર કહાં સે લાઉં*
*(શેવ-એ-ગુફ્તાર = વાતચીતનો ઢંગ)*

*અને મીર તકી મીર પોતે પોતાના માટે કહે છે-*

*'મુજકો શાયર ન કહો મીર કિ સાહબ મૈં ને*
*દરદો-ગમ જમ્આ કિયે કિતને તો દિવાન કિયા'*

હકીકતમાં 'મીર'ની સ્થાયી સફળતાનું રહસ્ય એ જ છે કે તેમણે પોતાની વ્યથાની સંવેદનાને એટલી બધી મુખરિત કરી દીધી હતી કે તેમના સીધા સરળ શબ્દો પણ દરેક સમયના કાવ્ય-મર્મજ્ઞોને પ્રભાવિત કરતાં રહ્યા. તેમના નસીબે તેમના વ્યક્તિગત જીવન અને તે સમયની સામાજિક પરિસ્થિતિઓને, સ્થિરતા અને સુખ-આરામથી એટલા અલગ કરી દીધા હતા કે મીરનું હૃદય એક જર્જરિત ખંડેર જેવું બની ગયું હતું અને તેમાંથી વ્યથા અને પીડાના એવા સૂર નીકળ્યા જેણે મીરને કવિતાના ક્ષેત્રમાં અમરત્વ પ્રદાન કર્યું.

ડૉ. એઝાઝ હુસૈન મીરની કાવ્ય-કલાની વ્યાખ્યા આ રીતે કરે છે, 'મીરની સૌથી મોટી ખાસિયત એ છે કે તેઓ સીધા-સરળ શબ્દોમાં પોતાના ભાવ વ્યક્ત કરે છે, જેથી તેમની કવિતા વધુ પ્રભાવશાળી બને છે. તે કરુણાના કવિ છે. કરુણાનો ભાવ ભારેખમ શબ્દો અને જટિલતાથી વ્યક્ત કરવા કરતાં સાફ અને સરળ શબ્દોથી વધુ પ્રભાવશાળી બને છે.'

સ્વ. ડૉ. અમરનાથ ઝા લખે છે, 'તેમની શૈલી એ મહાન કવિઓ જેવી છે, જેઓ અનાયાસે શાનદાર શૈલી અપનાવી લે છે. તેઓ પોતાની સરળતામાં અત્યુચ્ચ છે.'

ઉપરોક્ત બન્ને મહાન આલોચકોના કથન પછી મીરનાં કાવ્યોની વિશિષ્ટતા વિશે કશું કહેવાનું બાકી રહેતું નથી.

હકીકતમાં મીરની કવિતા વ્યાખ્યા કરવાની વસ્તુ નથી, અનુભૂતિની ચીજ છે. તેમના મુખ્ય વિષયો દુઃખ અને કરુણા છે. એવી કઈ વ્યક્તિ હશે જેને જીવનમાં તેની અનુભૂતિ ન થઈ હોય ! પરંતુ જે સફળતાથી મીરે આ ભાવોનું ચિત્રણ કર્યું છે તે બીજાઓથી થઈ શકે તેમ નથી. તેમના પ્રત્યેક શે'ર, શબ્દ અને શબ્દ વિન્યાસથી કરુણાના સૂર ઊઠે છે. તેમના કેટલાક ચોટદાર શે'રઃ

*'હમ મીર તેરા મરના કહાં ચાહતે થે લેકિન*
*રહતા હૈ હુબે બિન કબ જો કુછ કિ હુવા ચાહે'*
*અહદે-જવાની રો-રો કાટી, પીરી મેં લી આંખે મૂંદ*
*યાની રાત બહુત જાગે થે, સુબહ હુઈ આરામ કિયા.*

*યૂં ઊઠે આહ ઉસ ગલી સે હમ*
*જૈસે કોઈ જહાં સે ઊઠતા હય.*

*સિરહાને મીર કે આહિસ્તા બોલો*
*અભી ટુક રોતે રોતે સો ગયા હય*

*કહતા થા કિસૂ સે કુછ, તકતા થા કિસૂકા મૂંહ*
*કલ મીર ખડા થા યાં સચ હૈ કિ દિવાના થા.*

*આંખે પથરાઈ છાતી પત્થર હય*
*વહ હી જાને જો ઈન્તેઝાર કરે.*

*ખાક સે ક્યોં ન મીર યકૂસા હું*
*મુઝપે તો આસમાન ટૂટા હય.*

*ઊલ્ટી હો ગઈ સબ તદબીરેં કુછ ન દવા ને કામ કિયા*
*દેખા ઈસ બિમારી-એ દિલને આખિર કામ તમામ કિયા.*
*મુઝે કામ રોને સે અકસર હૈ નાસેહ*
*તું કબ તક મેરે મૂંહ કો ધોતા રહેગા.'*

*પત્તા-પત્તા બુટા-બુટા, હાલ હમારા જાને હય*
*જાને ન જાને ગુલ હી ન જાને, બાગ તો સારા જાને હય.*

મીરે ઉર્દૂના સ્થાનીયકરણના ભરચક પ્રયાસ કર્યા. તેમની મસનવીઓ (પ્રશંસા-કાવ્યો)અને ગઝલોમાં સ્થાનિક કથાઓ સ્થાનિક રંગમાં જ દેખાય છે.

*આતિશે-ઈશ્કને રાવન કો જલા કર મારા*
*ગરચે લંકા સા થા ઉસ દેવ કા ઘર પાની મેં*

*સુબ્હે-ચમન કા જલવા હિન્દી બુતોં મેં દેખા*
*સંદલ ભરી જબીં હય, હોટોં કી લાલિયાં હય*

મીર ઇચ્છતા હતા કે ભારતીય આધારભૂમિમાં ઈરાની રંગને અપનાવીને તો એક સ્વસ્થ સ્થાનીય સાહિત્યની રચના થાય.

તબિયત મેં ફારસી કે જો મૈં ને હિન્દી શેર કહે સારે
તુરુક બચ્ચે ઝાલિમ અબ પઢતે હય ઈરાન કે બીચ.

મીરની રચનાઓ :

(૧) છ મોટા સમૃદ્ધ ગઝલ-સંગ્રહો, જેમાં કુલ ૧૮૩૯ ગઝલો, ૮૩ શે'ર ઉપરાંત આઠ કસીદા, ૩૧ મસનવીઓ, ૧૦૩ રુબાઇઓ અને ત્રણ શિકારનામા શામેલ છે.

(૨) એક ફારસીમાં દીવાન છે જે દુર્ભાગ્યવશ હજી સુધી અપ્રકાશિત છે.

(૩) 'ફૈઝે-મીર' નામના સંગ્રહમાં હાસ્ય પ્રસંગો અને વાર્તાઓ છે.

(૪) ફારસીમાં ઊર્દૂ કવિઓનું પરિચય પુસ્તક 'નુકાતુશ-શોઅરા' છે. જેમાં પૂર્વકાલીન અને સમકાલીન કવિઓનો ઉલ્લેખ છે.

(૫) આત્મકથા 'જિકરે-મીર' ફારસીમાં છે. જેમાં અંગત જીવનની ઘટનાઓ, તત્કાલીન રાજકીય ઊથલપાથલ અને યુદ્ધોનો ઉલ્લેખ છે. આ પુસ્તક ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

ઉર્દૂના વિકાસે પાછળથી ૧૮મી સદીમાં જે જે ફારસીકરણની રાહ પકડી તેણે મીરના સતત પ્રયત્નોને લગભગ બેકાર બનાવી દીધા. પરંતુ આજની સ્થિતિમાં એ જોવું મુશ્કેલ નથી કે મીરનો રસ્તો જ સાચો રસ્તો હતો.

સંદર્ભ :

૧. ઉર્દૂ ઝબાન ઔર અદબ :- ડૉ. મસઉદ હુસેન. ૧૯૮૩
૨. શેરૂલ અજમઃ શિબ્લી નોમાની યુ.પી. ૧૯૫૭
૩. દીવાને-મીરઃ સંપાદન--પ્રકાશપંડિત
૪. ગઝલ ઔ ગઝલ કી તાલીમઃ અખ્તર અન્સારી ૧૯૮૯.



## આજથી હું મારું તેજ શ્રીમદ્ ભાગવતમાં મૂકી જાઉં છું! / *યશવંત ત્રિવેદી*

હે ઉદ્ધવ!
આજથી હું મારું તેજ શ્રીમદ્ ભાગવતમાં મૂકી જાઉં છું!
મને મળવાની ઈચ્છા થાય ત્યારે શ્રીમદ્ ભાગવતનું કોઈ પણ પ્રકરણ ઉઘાડજો!

હું તમને સદાકાળ માટે વૃંદાવનમાં, યમુના-કિનારે, વ્રજકુંજોમાં-
જ્યાં ગોપીઓનાં ઝાંઝરની ઘૂઘરીઓ સ્વપ્ન જેમ રણકતી હશે, બરુઓનાં રાનમાં

જ્યાં વેણુનાદને વહી આવતો પવન ખિસકોલી જેમ ગેલ કરતો હશે,
જ્યાં કદંબની ડાળને પર્ણે પર્ણે કવિતાના છંદનો રવ પતંગિયાં જેમ ગુંજરતો હશે,
જ્યાં જશોદા મા શિશુ કૃષ્ણનું માટીવાળું મુખ ખોલી ચૌદ બ્રહ્માંડનાં દર્શન કરતાં હશે,
પર્ણકુટિરોમાં ગોપીઓ બેઠીબેઠી જીવનની મંદારમાલા ગૂંથતી હશે -

ત્યાં હું અવશ્ય મળીશ!

જ્યાં તરુણ માતાઓ શિશુઓને શિખરિણી છંદ જેમ વાત્સલ્યમાં ઉછાળતી હશે,
જ્યાં માનવ-સેવા અને પ્રભુપ્રેમ પર્ણો અને પુષ્પો જેમ ફણગી ઊઠશે-
એમના હૃદયના ખૂણામાં પ્રેમના અંકુર રૂપે હું પ્રગટ થઈશ!
જીવનને નવપલ્લવિત અને પુષ્પિત કરે એવી કવિતાને પાને પાને હું પ્રગટ થઈશ!
જ્યાં કૌમાર્ય, પવિત્રતા અને પ્રેમ- લક્ષણા ભક્તિથી કન્યાઓ
મારી મૂર્તિ બનાવી વર માગતી હશે ત્યાં હું પ્રગટ થઈશ!

આકાશની મમતામયી છાયા આ પ્રભાતનાં ઝાકળભીનાં પુષ્પો પર વરસતી હોય,

અને ટહુકતાં પંખીઓઓએ અનંતનો રસ્તો ખૂલ્લો મૂક્યો હોય -

ત્યાં જે મારી પ્રતીક્ષા કરશે એને, હે ઉદ્દવ, હું ગોપીગીતની પંક્તિઓ જેમ જરૂર મળીશ!
પર્ણો અને પુષ્પોની તાજી ગંધ સાથે જેઓ મારા અખિલ મધુર વિશ્વને શ્વાસ દ્વારા પોતાની ભીતર આવવા દેશે,

એમને પ્રભાતનાં ખળખળતાં તૃણોની તાજી ભાષાથી કુક્કુટધ્વનિ જેમ
હું સામેથી સાદ પાડીને બોલાવી લઈશ શ્રીમદ ભાગવતની શાશ્વતીના શિખર ઉપર!

## મથુરાના લુપ્ત રસ્તાને ઘવાયેલી ખિસકોલી જેમ / *યશવંત ત્રિવેદી*

હે માધવ!
તું જ્યારથી મથુરા ગયો છે ત્યારથી સજલ નેત્રે રસ્તાને જોયાં કરું છું!
ક્યાં જાય છે આ રસ્તાઓ? શું ક્યાંય પહોંચે છે આ રસ્તાઓ?
કે કુંવારી નદી જેમ જિદ્દ કરી વચ્ચે જ લુપ્ત થઈ જાય છે આ રસ્તાઓ?
કોને ક્યાં જવું છે ભાગ્યરેખાને રસ્તે, સખે? ક્યાં અપરિચિત અભિરામ
રૂપ પાછળ ક્યાં ક્યાં બંદરો લગી સુદૂર જવું છે દ્વારિકાને સમુદ્રપથે?
એય ખબર નથી કે જીવનનો રસ્તો લાંબો છે કે ટૂંકો છે!
એય ખબર નથી કે વિરહનો રસ્તો વળી કેટલો દુષ્કર છે!
વળી એય ખબર નથી કે કેટલાક વેદનાના રસ્તા પાછા ફરશે કે નહિ મુકામ ભણી.!
પણ મથુરાનો રસ્તો તો નિર્દય મૃગજળનો રસ્તો છે, સખે!
ધારીધારીને જોઉં છું તો ન દિશા છે કે ન મંઝિલ છે!
ક્યારેક આ હઠીલી નદી જેમ રસ્તો ક્યાંય પહોંચતો નથી!
રસ્તા પછીના પ્રલંબ રસ્તે રસ્તો દોડ્યા કરે છે ઉદાસીથી!
નથી પ્રવાસી પાછો ફરતો કે નથી રસ્તો પાછો ફરતો વસંતનો...
બસ! માધવ! મથુરાના લુપ્ત રસ્તાને ઘવાયેલી ખિસકોલી જેમ
હથેળીમાં ઊંચકીને ચુપચાપ ઘેર પાછી ફરી જાઉં છું સાંધ્ય-ઉદાસીમાં!

## નગર / *ઈન્દ્ર શાહ*

પર્વત આગળ નગર,
પર્વત કોઈ દેખે નહિ.
ઈંટ, પથ્થરો, આરસપહાણો
ચિમનીનો કાળો ધૂમાડો
એક મ્યૂઝીઅમ
સરિતા પાસે થઈને વહે
સરિતા કોઈ દેખે નહિ.
નિશાળોના વાગે ઘંટ,
ચિમની પાડે ચીસ,
ઑફિસમાં ઘડિયાળો સામે આંખ,
સાંજ પડે,
સાંજે કોઈ દેખે નહિ

વિશ્વ અમે તો કાપ્યું
ગામ ગામને નગર નગરથી માપ્યું,
પર્વતસાંજ, સરિતાને ના જોતી આંખ્યું
અમે શાશ્વતને ખોયું,
તોડો સૌ દીવાલો,
ઈંટ ખસેડો પથ્થર ફોડો
મ્હેલાતોને મારો લાતો
ટ્રોય નગરનો નાશ કરીને
'હેલન'ને પાછી લઈ આવો.
ગ્રીક બનીને શસ્ત્ર સજો.
ટ્રોજન યુદ્ધ ફરી ખેલવા
સજ્જ બનો.

# અધૂરી શોધ / *મૌન બલોલી*

બીડી પીતાં પીતાં
ઘરની બારી કને બાળક રમાડે એમ રમું છું.
બીડીનો ધુમાડો પકડવા જતું બાળક
ધુમાડો વિખેરાઈ જતો જુએ છે
અને ધુમાડો પકડવા મથતું એનું મન કિકિયારી કરે છે,
તેવી જ કિકિયારી બારી બ્હાર કૂતરાને જોઈને કરે છે.
તે જ સમયે બાળકને આંટાની સ્હેલ ખવડાવનારા
એક પપ્પા એ દૃશ્યને કાપે છે.
પણ બારી બ્હાર રમતાં બાળકો,
તેને જોઈને બાળક કિકિયારી કરે છે.
બે બાળક બારી કને દોડી આવે છે,
બે ઘડી કિકિયારી અને ખિલખિલાટ.
બાળકો ફરી પાછાં એમની રમતમાં લીન થાય છે
અને મારું બાળક એમને રમતાં જોઈ
એ જ કિકિયારીથી માર્ગ ભરી દે છે.
એ વિસ્મયની વાવણી મને જાળવે છે ખરી
પણ વૃદ્ધોની બેઠક વચ્ચે બેઠેલો હું
મારી જ જેમ કોઈ પપ્પાને પોતાના બાળકને
ચોકલેટ અપાવતા જોઉં છું
કોઈ મમ્મીને મારી જ જેમ બિસ્કીટ અપાવતી જોઉં છું
બાળકની જીદ અને પપ્પા-મમ્મીની શાંતિ-
એ બે વચ્ચે કેટલું અને કેવું અંતર છે,
તે હું વૃદ્ધાવસ્થાના આરેથી શોધું છું.
બાળઉછેરની જીજ્ઞાસાનું વાવેતર
અને નીંદામણની ઋતુ અરસપરસ જોડાયેલી છે,
એની સાથે સાથે ચિંતાની મોસમ ચેતવે છે
કે બીડીની લત જીવનના શ્વાસ હણે છે
છતાં એ લત કેમ છૂટતી નથી?
જન્મ અને મરણ વચ્ચેનો ગાળો ઓછો થાય છે
છતાં જન્મસમયે જે પ્રવેશે છે
અને મૃત્યુસમયે જે અલવિદા કરે છે
એને શોધવાની જિજ્ઞાસા સતેજ થતી રહી છે.
આજ સુધી
આડેધડ વાવ્યું - આડેધડ નીંદ્યું - આડેધડ લણ્યું
આડેધડ હળ્યાંમળ્યાં - આડેધડ ખાધું
આડેધડ છૂટા પડ્યા - આડેધડ જીવ્યે ગયા
આ ભાન બાળકને સાચા અર્થમાં વૃદ્ધ કરી શકે છે.
પણ મેં મારાં માબાપની જેમ જ બાળકો પેદા કરેલાં છે,
ઉત્સર્ગ વધારેલો છે.
છતાં માબાપનો વારસો જાળવ્યાનો વટ વાવ્યા કરેલો છે.
વારસાગત કાગવાસ કર્યે જાઉં છું,
ભાદરવાનું શ્રાદ્ધ ઉજવ્યે જાઉં છું.
કોઈ ખેડૂતો તમાકુનું તેલ કાઢતાં શીખે,
ઘોંઘાટિયા વાહનોની હડફેટો
પશુ-વાહનોના ડચકારા વવરાવે,
માટી અને લાકડાના રમકડાંનો યુગ લવરાવે
એવી પ્રતીક્ષા ઘરઆંગણે શ્વાસ લેતી રહી છે.
વારસાના વેલાઓ માટે થોરિયાની વાડ બચશે કે કેમ
એ પ્રશ્ન હજીય ચૂપચાપ જીવે છે.
એની સાથે સાથે મૃત્યુ સમયે જે અલવિદા કરી જવાનું છે
તેને મરતાં પહેલાં સાક્ષાત્ કરી શકીશ કે કેમ
એ ચિંતા પ્રત્યેક પળે મારામાં ઉત્તર શોધે છે.

## વતનમાં દીર્ઘ કાળે જતાં / *બિપિન મેશિયા*

શેરી લાગે અરવ, ભરબપ્પોરનો છે સુમાર,
ખૂણેખૂણા પરિચિત વળાંકો વળોટી વળું હું
મારું જૂનું ઘર ઊલટ ઉલ્લાસથી એક વાર
જોવા થોભું, પડ ઊખતના ઊખળે, સાંભળું હું.

ઝાંખીપાંખી છવિ વિહરતી (થાય મુંને પ્રતીતિ)
ત્યાં મેડીએ અજબ ઝબકી સળવળંતી વ્યતીતી
સીડીથી સૈ ગણક પગલે ઊતરી બ્હાર આવી
બોલી : 'ના કો અવર જન આંહી, ગયા સૌ હટાણે,
જાવું કોને ઘર?' મન મહીં વંચના ઉપજાવી,
વાખી દ્વારે ઝરખ-ઝપટે જલ્પતી 'જો અટાણે...'

જોયું મેં ત્યાં - ભ્રમણ કરતો ધીખતા કૃત્સન રણે
વંટોળો લૈ ઉપર ભૂખરી ધૂળની ઉષ્ણતા -ને
ઊંચીનીચી થતી હલકતી પોઠ લૈ રાંઢિયાની[1]
ધારેધારે લફલફ કતારો જતી સાંઢિયાની!

૧.રાંઢિયાની= એ નામની એક પર્વતમાળા

## શબ્દ ખરવાના / *જિજ્ઞેશ વાળા*

ગઝલ લખવા નથી ડૂસકાં હૃદયને આજ ભરવાનાં;
અમારી આંગળીમાંથી અચાનક શબ્દ ખરવાના.

નથી પેટાવવો પડતો કદી પણ સૂર્યને કિન્તુ;
તમારે ઘર મહીં તો કાયમી દીવા જ ધરવાના.

ખરેખર એટલા માટે અમે દીવાનગી માગી;
અમે જાણ્યું ગમે ત્યારે ફના થઈ જાય પરવાના.

રુકાવટ કોઈ પણ આડી નહીં આવી શકે, મિત્રો,
મહોબ્બત હોય સામે તો અમે દરિયોય તરવાના.

અમારા મુખ ઉપર ઠંડું જળાશય લાગશે કિન્તુ,
સતત અંગાર છે ભીતર, કદી પણ એ ન ઠરવાના.

અગર જો ભાગ્યની અંદર લખેલું હોય મૃત્યુ તો,
અમોને તોપની સામે ન રાખો તોય મરવાના.

## કપોતો / *બિપિન મેશિયા*

રહે ના છાનાં, હૃદય ફડકતાં જંપતાં ના કપોતો,
વારેવારે હરકત કરે એકની એક જો તો!
ગૅલેરીએ ગુસપુસ કરે, ફેરવે આંખ રાતી
હીંડે, થોભે લઘુક નવરંગી ગળાને ફુલાવી,
વાખું દ્વારો પૂરવ દિશનાં તો ઘૂસે ઓતરાતી
બારીએથી લપક લપકી ધ્યાન મારું ચુકાવી.
એને તો બસ જયમ-ત્યમ કરી પેસવું માળિયામાં,
ત્યાં બેસીને 'ગુટુર ગુર' હુરે કરે છે ઉધામા.
ઊડે ત્યારે પ્રથિત પરથી મીઠડી મીંડ જાગે
રાખોડી શું પરિ-ભ્રમણતા મખ્ખની પિંડ લાગે,
વાણી લાવ્યા તૃણતણખલે ઇંતરાવે ગરૂર
સૌ પંખીમાં વધુ ગરમ છો શોણ એનું જરૂર!
લાગે તોયે ઉર-ઘર મહીં શાંતિનાં એ પ્રતીક,
માનું એને કુરબક સમા સ્નેહપૂંજો સટીક!

પ્રથિત = ફેલાયેલી પર = પાંખ મીંડ = ઘસીટ ઇંતરાવે = બતાવે દેખાડો કરે સટીક =બરાબર, લગાતાર, ખરા, ચોક્કસ, નિશ્ચે)

## વરસો વરસ/ *જિજ્ઞેશ વાળા*

સર્વને છોડી અને વરસોવરસ,
પ્રેમ આપે તું મને વરસોવરસ.

સાથ આપે છે બધાં તેને ભલા;
છે ભરોસો જેમને વરસોવરસ.

કોઈ વેળા આપણે જાવું પડે,
ફૂલ ના આવે કને વરસોવરસ.

એક પળ માટેય ભૂલી ના શકું;
યાદ રાખું આપને વરસોવરસ.

આંખની સામે સરોવર હોય પણ,
મૃગજળો લાગે તને વરસોવરસ.

## ગઝલ / કિરીટ ગોસ્વામી

વિશ્વમાં સૌ કોઈ લ્યો, પળવાર હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે,
લાખ બ્હાનાં જીવવાનાં યાર, હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે.

પોતપોતાના પ્રયત્નોથી બધાંની જિન્દગીની વારતા ચાલ્યા કરે,
નોખા-નોખા રોજ કૈં પડકાર; હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે.

ક્યાંક હસવું, ક્યાંક રડવું, ક્યાંક મળવું, ક્યાંક- પાછું થઈ જવું સૌથી અલગ,
અવનવા સંજોગ અપરંપાર; હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે.

એ પળે જો ઓળખી લે દિલ તમારું એમને તો ન્યાલ જીવન થાય બસ,
ક્યાંક સામે સાવ સર્જનહાર, હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે.
કોઈ 'કિરીટ'ની જેમ શબ્દોમાં અમર થઈ જાય છે, વાતો કરીને દર્દની,
આમ તો લાખો ગઝલ રચનાર, હાજર થાય છે ને એમ ચાલ્યા જાય છે.

## મજા / દેવેન્દ્ર દવે

વસંતતિલકા-સૉનેટ

હું વાંચતો ચયન લે કવિતાનું ભાસ્યાં
છંદો રહ્યાં છટકતાં, લયમાંય લીરા
ભાષા રહી ભભકતી-નહિ ક્યાંય હીરા!
શબ્દો નર્યા ખખડતા કરતાં પ્રયાસો,
ભાવો ચવાયલ બધાં, કવિતા ન ક્યાંય...
ઘાણી તણા બળદ-શો લહું થાક, થાક.

ભીનાશ કાજ ભટકું ઉથલાવું પૃષ્ઠો,
ધીમેકથી સરકતી હળવી હવા-શી
એ બોલકી ટચૂકડી પરી હોંશભેર
પાસે ખડી કર મહીં ગ્રહી બોલ નાનો,
કહેતી મને ઉમળકે - 'રમવા ચલોને
દાદા...' સુગંધ પ્રસરી મુજ ઓરડામાં!

ઊભો થયો સ્મિત કરી લઈને દડાને
ફેંક્યો જરાક, મળી ગૈ કવિતા! મજાયે...

## ગઝલ / કિરીટ ગોસ્વામી

એક-બે ઈચ્છા અધૂરી હોય છે,
જિન્દગી તો પણ મધુરી હોય છે.

ગૌણ છે વ્યવહાર આખા વિશ્વના,
પ્રેમ બસ, તારો જરૂરી હોય છે.

જીવમાં ઊંડે સુધી સૌ-કોઈએ
આગવી ઈચ્છા ઢબૂરી હોય છે.

પ્હોંચતાં એના સુધી કૈં ભવ થશે
આમ તો થોડીક દૂરી હોય છે.

એ ગઝલ કાયમ અમર થઈ જાય છે,
જે અચાનક, યાર, સ્ફૂરી હોય છે.

## કિનારે / કિરીટ ગોસ્વામી

કેટલાં અરમાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે,
ભીતરે તોફાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે!

રેત સાથે રેત, બસ, થઈ જાય છે એનાં બધાંયે સ્વપ્ન જાણે-
આંખમાં અભિમાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે!

સાવ નોખી જિન્દગી જીવી જવાનો ખ્યાલ મનમાં હોય શાયદ,
કેટલી કૈં શાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે!

દોસ્ત! સાતેસાત દરિયાના ગહન સઘળા અનુભવ એ જ જાણે
ખૂબ ઊંડું જ્ઞાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે!

આટલી આતુરતા કોનાં મિલન માટે હશે 'કિરીટ' પૂછો :
કેટલા અરમાન લઈને એક મોજું રોજ આવે છે કિનારે!

## છોડી દે હવે / બંકિમ રાવલ

શૂન્યનો દરબાર છોડી દે હવે
એક-બે-ત્રણ-ચાર છોડી દે હવે

છોડ આ નકશા, કશે નહીં જઈ શકે
સરહદોનો ભાર છોડી દે હવે

આયખું તો એક અફવા નીકળ્યું
શું જુએ અખબાર! છોડી દે હવે

તેં કશું પકડ્યું હતું એ યાદ છે?
છે? તો આ તકરાર છોડી દે હવે

મ્હેર થઈ કે મૌનને મોભો મળ્યો
ચૂપ થા! ચિત્કાર છોડી દે હવે

## અવસર આવ્યા ઓરડે... / દેવેન્દ્ર દવે

એક દિવસ એવું થયું - એણે ખાધો ભાવ
બોલ્યો મુઓ વાલમો, 'ટહુકા વીણી લાવ!'

અમથો અમથો નીતરે શ્રાવણ કેરો મેહ,
કુંજર ઝૂલે ડેલીએ મદભર વરસે નેહ!

મનમાં મલકે માંહ્યલો હોઠે ફરકે ગીત,
ગમતું ગ્હેકે આંખડી પાંગરતી'તી પ્રીત!

ઊભી ઝલમલ ઓસરી ઊગમણે દરબાર
વાત નીકળી વાતમાં 'ઠાર, અલ્યા! અંગાર.

જૂઈ કેરા માંડવે મઘમઘ મનડું થાય
અવળા-સવળા વેણમાં પારેવાં મલકાય!

કૂણું માખણ કાળજું આગ અડ્યે સમજાય
અવસર આવ્યાં ઓરડે હથેળિયું હરખાય!

## તને ચાહી શકું / કિરીટ ગોસ્વામી

ગમે તે ક્ષણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા,
વિના કારણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા.

પવન થઈ પ્રેમ બસ, કરતો રહે છે તું ત્રણેત્રણ કાળમાં મુજને,
સતત હું પણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા.

અધૂરો છું : અધૂરી જિન્દગી છે સાવ, તારા પ્રેમ વિણ મારીઃ
બની પૂરણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા.

બધીયે વાતનો પર્યાય તારી લાગણી છે ફક્ત મારે મન;
બધે સગપણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા.

જગતની ઝંઝટોમાં જીવ આ અટકી રહે ના ક્યાંય પણ સ્હેજે,
ત્યજી વળગણ તને ચાહી શકું એવી અવસ્થા પર મને લઈ જા.

### *રાહ જોવાનો / કિરીટ ગોસ્વામી*

વ્યથા મારી તને સમજાય એવી કોઈ પળની રાહ જોવાનો,
મને તું મારી માફક ચ્હાય એવી કોઈ પળની રાહ જોવાનો.

વરસતી બસ, રહે છે આંખમાંથી લાગણી તારા તરફ કાયમ,
કદી, ક્યારેક તું ભીંજાય એવી કોઈ પળની રાહ જોવાનો.

નહીંતર વાત તો સરખી જ બન્નેનાં હૃદયમાં પાંગર્યા કરતી
પ્રથમ તારા વડે કહેવાય એવી કોઈ પળની રાહ જોવાનો.

અલગ ક્યાં આપણા રસ્તા, જુદી ક્યાં આપણી મંજિલ જરા પણ છે,
હવે બસ, સ્વપ્ન સરખાં થાય એવી કોઈ પળની રાહ જોવાનો.

બધીયે સમજણો'ને શાન મૂકી, ફક્ત તારો પ્રેમ માગું છું,
છલોછલ પ્રેમમાં જિવાય એવી કોઈ પળની રાહ જોવાનો.

### મળી પરી/ *ભરત વિંઝુડા*

વનમાં કર્યો પ્રવેશ ને સામે મળી પરી
વીતી ગયેલાં કંઈક વરસમાં તે ઊતરી!

બાજુના દેશમાં ય હતું મારું ઘર અને
બાજુના ગામમાં જ હતી તારી હાજરી!

એકાદ નામ હો તો ફક્ત રામનામ હો
અહીંયાં તો એકસાથે ઘણી વ્યક્તિ સાંભરી!

પહેલાં અને પછીનું કશું યાદ ના રહે
એવી રહી છે એક મુલાકાત આખરી!

ઊંઘી રહ્યો છું સ્વપ્ન નિહાળી રહ્યો છું હું,
આંખો મીંચીને તારી હવે શોધ આદરી!

### આમ લાગે / *અનિલ ચાવડા*

ઊંઘમાંથી હું જરા જાગું ન જાગું ને અચાનક આગ લાગે,
ને અરીસો જોઉં તો હું હું ન લાગું ને અચાનક આગ લાગે.

એકદમ તરસ્યા હરણ માફક, ધનુષ્યથી છૂટતા આ તીર માફક,
પાંસળીઓ સર્વ તોડી ક્યાંક ભાગું ને અચાનક આગ લાગે.

પાંપણ વચ્ચે વહેતા આ પ્રવાહી ધોધના તળ કેટલે છે?
શોધવા હું આંખના ઊંડાણ તાગું ને અચાનક આગ લાગે.

આ હૃદયના એ તીણા તારને સજ્જડ કરી ચૂસ્ત બાંધી,
ને રૂદનમાં કોઈ વીણા જેમ વાગું ને અચાનક આગ લાગે.

હું મને સિદ્ધાર્થ માફક એકલો છોડી અને ચાલ્યો ગયો છું,
હું મને મારી જ ભીક્ષા જેમ માગું ને અચાનક આગ લાગે.

### નગર/ *ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'*

મૃગજળની જેમ દૃષ્ટિને છળતું રહ્યું નગર,
કે હું નથી, છતાં મને મળતું રહ્યું નગર.

શબ્દોની છોળ એટલે ઝરણું બની ગઈ,
અર્થોની જેમ આજ ઊછળતું રહ્યું નગર.

ન્હોતું થવું ને તોય હું નળિયું બની ગયો,
આંખેથી અશ્રુ જેમ નીતરતું રહ્યું નગર.

મેં ઢોચકીમાં ચ્હેરાઓ રેડી દીધા અને,
કૂવાનાં પાણી જેમ થરકતું રહ્યું નગર.

'માસૂમ' હજી છે આંખમાં વીતી ક્ષણોની યાદ,
કોને નગરના ચોકમાં મળતું રહ્યું નગર?

## લ્યો, થઈ ગઈ રેલમછેલ / *ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'*

લ્યો, થઈ ગઈ રેલમછેલ
પડી ગયો વરસાદ, વાદળાં કરતાં ઠેલમઠેલ,
રાજહંસના પીંછા પરથી દદડી દદડી આવે,
નથી પલળવું તોય મને એ ભીંજાવા બોલાવે,
હવા ઉપર વણથંભ રચી એ કરતો કેવા ખેલ!
લ્યો, થઈ ગઈ રેલમછેલ.
મેઘધનુનો છંદ શબ્દની માફક રંગ ઉરાડે,
ખીલ્યાના અવસરની ઋતુ પણ ફેલાઈ હાડે,
નવાં લૂગડાં પ્હેરી વૃક્ષો કરતાં કેવી ગેલ!
લ્યો, થઈ ગઈ રેલમછેલ.

તરંગ ઉપર ઘન ઊઘડતું, નવાણ થ્યું છે નીલું,
હવા પ્રેરતી સ્પંદ, છંદના રેલે સઘળું લીલું,
નીતર્યા-ના અવસરમાં બાંધી પાઘ નાચતો છેલ,
લ્યો, થઈ ગઈ રેલમછેલ.

તું હે મારા મન ઊઘડતું વીજળી જેવું ઝબકી,
મોરની માફક કર ટહુકારો, મંદ-મંદ તો મરકી.
જંગલ, ઝાડી, પ્હાડ, નદી સહુ થઈ ગયાં અમરતવેલ.
લ્યો, થઈ ગઈ રેલમછેલ.

## ગઝલ લખીએ/ *ભરત વિંઝુડા*

સર્વમાં ખૂટતી ગઝલ લખીએ,
ચાલ સૃષ્ટિ વતી ગઝલ લખીએ.

આયનો થઈ અને ઊભા રહીએ,
એનાં ચહેરા સમી ગઝલ લખીએ.

જેની આડે કોઈ છુપાય નહીં,
પારદર્શક નરી ગઝલ લખીએ.

હોય મા-બાપ સર્વ બાળકને,
ચાલ સાથે મળી ગઝલ લખીએ.

## મીઠી નજરો મળશે તો../ *દોસ્ત મેર*

થોડાં બાળક દેખી થોડાં ભીતર તાકો,
પાકી કિંમત ત્યાર પછી પોતાની આંકો.

બગડી જાશે અંદરનું આ ચોખ્ખું પાણી,
દિલની માથે કરુણાનું ગરણું તો ઢાંકો.

પગલે પગલે ભારે હૈયું હળવું થાશે,
મીઠી નજરો મળશે તો વાટે નહિ થાકો.

હોય ગઝલ કે તોરણ કે ઈંઢોણી યારો,
તળિયેથી કાઢીને એમાં મોતી ટાંકો.

'દોસ્ત' હવે જીવનના રથને જલદી હાંકો,
બાકી છે દિન થોડો ને મારગ છે વાંકો.

## એ મારગે લઈ જા મને/ *દોસ્ત મેર*

સ્મિતનાં ટોળાં મળે એ મારગે લઈ જા મને,
પ્રેમ ને કરુણા મળે એ મારગે લઈ જા મને.

અમને આરસના મહેલો યાર બહુ મોંઘા પડે,
પંખીનાં માળા મળે એ મારગે લઈ જા મને.

મારાં અંગેઅંગમાંથી ચાલી ગઈ છે ચેતના,
સ્પર્શ જ્યાં તારા મળે એ મારગે લઈ જા મને.

આ બધી જાહોજલાલી આપ બીજા કોઈને,
હેતના હિસ્સા મળે એ મારગે લઈ જા મને.

જેમની રાહે વિતાવી 'દોસ્ત' આખી જિંદગી
તે હવે સામા મળે એ મારગે લઈ જા મને.

## બે ગઝલ / *ગુણવંત ઉપાધ્યાય*

૧

ચોતરફ અફવા ધીરા, અફવા હવે,
છે જરૂરી ચાબખા લખવા હવે.

કઈ અવળવાણીથી અડવો કામ લે?
હાથ જેવા હાથ જ્યાં અડવા હવે.

હંસ જેવું જીવવું ક્યાંથી અખા,
સાચેસાચાં મોતી ક્યાં ચણવાં હવે?

બુદ્ધ, ગાંધી, વ્યાસ કે વાલ્મીક ને
તપ ભગત પીપા સમા તપવા હવે.

હાથ બે ઊંચા થશે, તાલી પડે,
આપ જો ઇચ્છા કરો મથવા હવે.

## રાત / *ઇન્દ્ર શાહ*

શ્વાન પ્રલાપે
ધાક પડી જાય એના કાને.
ધીમે ધીમે આકાશે
ઊપસે મહિષાકાર
સામેના ઘરમાં
થતો સ્થાયી અંધકાર.
વિરહની તીક્ષ્ણ થાતી ધા.
તારાના તણખા ઊંડે અપાર.
નીંદરને ઘરબહાર ધકેલી
સૂનમૂન બેઠી ઈંતઝાર
અંધારાનો બુરખો ઓઢી
નગરચર્યા કરે
ગાતાં ગાતાં ગીત વ્યથાનું
સાવ એકલી ફરે.
સવારે પૂર્વ દિશામાં
મડદું એનું જલે.

૨

વિકલાંગોની વસતીથી છૂટવાને ફાંફાં મારું છું,
ચરણો ખડતલ ધરતી પર મૂકવાને ફાંફાં મારું છું.

હાથકડીમાં જકડાયા છે હાથ અમારા હળવાફૂલ,
અક્ષર જેવું કાગળ પર લખવાને ફાંફાં મારું છું.

આંખ હજુ યે નફકરી શા કાજ જુએ એ છાપે છે?
પ્રશ્ન સળગતી આંખોએ પૂછવાને ફાંફાં મારું છું.

શહેર વસેલી જીભલડી સાંપ્રત ભાષા સમ તકલાદી,
સુખડ સમજી ઓરસિયે ઘસવાને ફાંફાં મારું છું.

નાક નજીવું સાચવવાં અજવાળાં જેવું પાથરવાં,
પરવાળાં શા શબ્દો લઈ મથવાને ફાંફાં મારું છું.

મુગ્ધ પ્રણયનાં અંકુરો હું કર્ણપટલ પર શોધું છું,
મંત્ર લીલોછમ ઘાસ સમો ફૂંકવાને ફાંફાં મારું છું.

માત્ર ભરોસો મસ્તક પર કરવાનું શીખ્યાં આપ અને
હું કમળ સમો એવા સમયે ખીલવાને ફાંફાં મારું છું.

## આવી ચઢે / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

યાદ મીઠી વાતની આગોતરી આવી ચઢે,
દાદ વીતી રાતની પાછોતરી આવી ચઢે.

આયનામાં આરઝૂના મોરલાને ચીતરું,
મ્હેંક એની આગવી મન જોતરી આવી ચઢે.

ઝેરના પ્યાલા કસુંબી વ્હાલથી પીધા અને
વેદનાના ઘાવ જૂના ખોતરી આવી ચઢે.

વૃક્ષ, ફૂલો, પ્હાડ, દરિયા ઓગળી ઓઝલ થયાં,
આંખ માંહે આરદાની ફાતરી આવી ચઢે.

જિંદગી ચોપાટમાં હારી ગયા, અફસોસ પણ
કો દિલાસો લીલકાતો આંતરી આવી ચઢે.

## કવિશ્રી ર.પા.ને શ્રદ્ધાંજલિ/ *કિશોર મોદી*

શબ્દ શબ્દે પડ્યો ઉઝરડો છે
છે દિલાસો દડ્યો ઉઝરડો છે.

કોઈને પણ ખયાલ ન આવ્યો,
ક્યાંથી આવી પડ્યો ઉઝરડો છે?

કોણ કોને વળી શું કહેવાના?
દિલમાં હરએક જડ્યો ઉઝરડો છે.

ગુર્જરી એટલે અવાચક છે,
આ સમયનો નડ્યો ઉઝરડો છે.

આજ પાછો 'કિશોર' શું બોલે?
કાં ર.પા.ને અડયો ઉંઝરડો છે.

## જોયા/ *કિશોર મોદી*

શબ્દને સાવ તાનમાં જોયા,
અર્થને કોઈ સાનમાં જોયા.

મૌન દીવાલનું ઝલકતું જાય,
ઘર ટહુકાનાં માનમાં જોયા.

પર્ણની છાંય મઘમઘી ઊઠે,
સર્વદા વૃક્ષ ગાનમાં જોયાં.

કોઈ સમજણ ખરલમાં ઘૂંટી રહે,
શ્વાસ સૌ નવ્ય ભાનમાં જોયા.

ખુદનું સરનામું એ જ છે
'કિશોર,'
ગાલગાગાના રાગમાં જોયા.

## અજાણ છું/ *કિશોર મોદી*

સ્થિતપ્રજ્ઞ પગથી અજાણ છું,
દિવ્યતાંની રગથી અજાણ છું

શ્વાસના નભ સુધી પૂગી જઉં
ભીતરી વિરહથી અજાણ છું.

ડાળ ત્યાં બટકતી ઘડીઘડી;
એક શુષ્ક જગથી અજાણ છું.

રોજ શિખર સમું રહેવું છે,
મૂળ વાત નગથી અજાણ છું.

આ ક્ષણો નીરખી જોઉં કિંતુ હું
હાથમાંની શગથી અજાણ છું.

ચિત્રમાં ખીલી જઈ હું શું કરું?
જ્યાં 'કિશોર' દગથી અજાણ
છું.

## અવ્યક્ત / *કિશોર વાઘેલા*

મૂળ ઉર્જા અવ્યક્ત હોવાની
તો જ અસરો સશક્ત હોવાની.

રંગ જે માણતો બધા સાથે,
શ્વેત પળ એની ભક્ત હોવાની.

આજમાં જે રહે સદા આજે,
હરઘડી એની મસ્ત હોવાની.

ડૂબવા દૂર ક્યાં જવું તારે,
અશ્વની દોડ અસ્ત હોવાની.

ફક્ત ઊકળી જવું જરામાં બસ,
આ નિશાની શું રક્ત હોવાની?

## અમથા વરસાદનું ગીત / *કૌશિક પંચાલ*

અમથા વરસાદે જે ઊગે અચાનક, એ ઘાસનું બોલ તું મૂળ હોય કેટલું?
મુઠ્ઠીમાં જળ માંય એટલું કે પછી, શ્રાવણી આભના ઉઘાડ જેટલું?
બે-ચાર છાંટા શું વરસ્યા અણધાર્યા,
સાત પાતાળ ફોડી વહે લાગણી.
બે પળનું સગપણ જળ સાથે છે ને
હથેળી કરે ઘેઘૂર ચોમાસું માગણી.
કુંવારી ભોમકાની ઝૂરતી તરસને માવઠાનું હેત પહોંચે કેટલું?
અમથા વરસાદે જે ઊગે અચાનક, એ ઘાસનું બોલ તું મૂળ હોય કેટલું?
તરબોળ થવાની છે મોસમ માથે,
ગાઈ લે હોઠ પર મહોરે એ ગાણું
ભીંજવી લે જાત ધોધમાર આજે
સુક્કાં જીવતરમાં કાલનું શું ઠેકાણું.
સાચુકલું આયખું તો આંગળીના વેઢાએ ગણ્યું ગણાય ભાઈ એટલું,
અમથા વરસાદે જે ઊગે અચાનક, એ ઘાસનું બોલ તું મૂળ હોય કેટલું!

## અબોલાનું ગીત / *કૌશિક પંચાલ*

આભ-ઊંચો તારા અબોલાનો સાજણ પથ્થરિયો ગઢ
શબ્દના લીલાછમ્મ મલકથી આઘે વસવાની તેં લીધી છે રઢ.
આપણી વચ્ચે મોં ફાડીને બેઠેલા ખાલીપા,
ગળી ગયા છે સદીઓ
આજ કોરી-ધાકોર વ્હેતી બેય કાંઠે છલકાતી,
વાતોની ધસમસ નદીઓ.
સાવ નોંધારા ઝૂરતા સામસામા કિનારે હોડી ને શઢ
આભ ઊંચો તારા અબોલાનો સાજણ પથ્થરિયો ગઢ.
ઝાડ જેવી જાતના સરનામે કોણે મોકલ્યાં,
પાનખરના કાળઝાળ જાસા.
નેજવું કરીને વાટ જોતી નજરયું પૂછે છે,
કેટલે આઘે મારાં ચોમાસાં?
આંખના વીરડામાં પાણી ફૂટે એવા કામણ કર, મંતર પઢ
આભ ઊંચો તારા અબોલાનો સાજણ, પથ્થરિયો ગઢ.

### અસ્ત છે! / *દિનેશ ડોંગરે 'નાદાન'*

પૂર્વથી પશ્ચિમ સુધીની ગસ્ત છે,
એ ઊગ્યો છે એનો નક્કી અસ્ત છે.

આજ પાછો કાંકરી-ચાળો થશે,
શ્હેરભરમાં ચૂસ્ત બંદોબસ્ત છે.

ચાલ, પ્રામાણિક થઈને શોધીએ,
કોણ કોનાથી વધારે વ્યસ્ત છે.

આ સ્થળે વસવાટ કરવો કંઈ રીતે?
જેને પણ હું જોઉં છું એ ત્રસ્ત છે.

આ ભયાનક ખેલનો નિષ્કર્ષ જો,
જ્યાં નજર નાખું બધું ઉધ્વસ્ત છે.

આપણો સમ્બંધ પણ પૂરો થયો,
હું હવે છું સ્વસ્થ એ પણ સ્વસ્થ છે.

અન્યથી 'નાદાન' નિસ્બત છે કોને?
પોતપોતામાં બધાયે મસ્ત છે.

### ક્યાં સુધી? / *દિનેશ ડોંગરે 'નાદાન'*

સાંજનો અજવાસ રહેશે ક્યાં સુધી?
ને ધબકતા શ્વાસ રહેશે ક્યાં સુધી?

સો વિખુટા પાડવાની જીદ ઉપર,
આપણો સહવાસ રહેશે ક્યાં સુધી?

ધૂનમાં નીકળી પડ્યા છે કાફલાં,
મંઝિલો ઉદાસ રહેશે ક્યાં સુધી?

કાચના ઘર પથ્થરો વચ્ચે મૂકી,
આખરે વિશ્વાસ રહેશે ક્યાં સુધી?

મન્દીરો ને મસ્જીદોને પૂછીએ,
શ્હેરમાં એખલાસ રહેશે ક્યાં સુધી?

થૈ જશે 'નાદાન' અન્તે જડ બધું,
દર્દનો અહેસાસ રહેશે ક્યાં સુધી?

### અનુસંધાન રાખું છું / *દિનેશ ડોંગરે 'નાદાન'*

ભલે હો દોસ્ત કે દુશ્મન હું સરખું ધ્યાન રાખું છું,
એ મારું માન રાખે છે, હું એનું માન રાખું છું.

'સ્વ'ની ઓળખ બહુ મુશ્કેલ લાગે છે હવે તેથી,
હું મારી જાતને પણ મારી દરમિયાન રાખું છું.

કરી સત્કાર શ્વાસોશ્વાસનો મહેમાનની માફક,
જીવનને મોતની વચ્ચે અનુસંધાન રાખું છું.

મને પણ કૃષ્ણની માફક સખા કોઈ મળી જાયે,
સુદામા જેમ હું પણ સ્નેહભર્યું ધાન રાખું છું.

ગઝલ-ઉદ્યાનને 'નાદાન' ઉછેરી જતનપૂર્વક
હું એનું નામ ખુશબોદાર ગઝલિસ્તાન રાખું છું.

## લજ્જાળુ! / પંકજ ત્રિવેદી

માછલી ઊંચા શ્વાસે હોય
એમ લાગી:
કદાચ, ગર્ભવતી હશે...
તમે કેમ માન્યું?
એ તો કાંઠે આવીને
ઊતાવળે પાછી વળીને
એટલે-
આજની
યુવા કન્યકાઓમાં આ બધું ક્યાં...?
બસ, એ જ વાત છે ને..!
કાંઠે આવેલી એ માછલીએ
દરિયાની રેતીમાં સૂર્યસ્નાન કરતી
અર્ધનગ્ન - આધુનિક
યુવતીને સ્પર્શ કરી
છેલ્લે બચેલી લજ્જા,
એની
શરમાળ પ્રકૃતિને પણ
છીનવી લીધી...
હવે,
આપણા સમાજમાં યુવતિઓ છે ફૉરવર્ડ, ફૅશનેબલ
ને
માછલીઓ હજુય
પુરાતન કાળની જેમ
લજ્જાળુ, શરમાળ, છટકી જાય તેવી લિસ્સી...
આકર્ષક,
ઝંખના થાય તેવી...
સ્વપ્નમાં આવતી પરી જેવી...!

## નમી લે / જયંત 'સંગીત'

પ્રથમ હાથ જોડી સ્વયંને નમી લે,
પછી મન કહે ત્યાં છલાંગો ભરી લે.

છલોછલ ભરેલી કટોરી ઉડાડું,
તને જે ગમે તે ક્ષણો તારવી લે.

સતત તૂટતી આ તરંગોની હોડી,
કિનારાની કેવી મજા આંચકી લે!

તને હોય ઈચ્છા ગગન ખૂંદવાની,
ચરણમાં હજી બે'ક પંખી ભરી લે.

ધરા મઘમઘે છે નવોઢા શી આજે,
ઉનાળા! હવે તું પવન પારખી લે.

## ગઝલ / જયંત 'સંગીત'

ક્ષણોની ધાણીઓને ભૂંજવામાં લીન છે તે જો,
બળેલા હાથ તોયે કેટલા સંગીન છે તે જો.

જરા-શી કોરમાં પણ પૂર્ણ રૂપે એ જ ખીલી છે,
અષાઢી ઓઢણીમાં ચાંદની શાલીન છે તે જો.

પુરોગામી અનુગામી કશુ વળગણ નથી હોતું,
બધા મંદિરયા પાષાણ સમકાલીન છે તે જો.

હવે આ વિશ્વ ઊંડળમાં લઈને ચાલવા કાજે,
હજારો હાથ દે, બે તો તને આધીન છે તે જો.

વિભાજન વર્ણપટ્ટનું આ તબક્કે કામ આવ્યું છે,
રગેરગ શ્વેત વસ્ત્રો કેટલાં રંગીન છે તે જો.

## પાણી

પથ્થરોનેય પણ પલાળે છે
પાણી, પાણીમાં સહુને ઢાળે છે.

પાણી-પાણી થઈ વહે સઘળું,
પાણી એવી રીતે ઓગાળે છે.

ઓટ લાવે છે પોતે પોતામાં,
પાણી દુર્ઘટનાઓને ભાળે છે.

જોઈ તમને મને એ થાયે કે,
પાણી પાણીને કેમ ટાળે છે?

પાણી ઝળહળતા તેજનો સંભવ,
પાણી પાણીને પણ ઉજાળે છે!

પાણી-પાણી 'પ્રણય' હું પાણી છું,
પાણી ક્યાં કોઈનેય બાળે છે!

## છે ય શું?

ભૂલવામાં આમ તો તકલીફ જેવું છે ય શું?
જીવીએ જીવાય એવું, બીક જેવું છે ય શું?

ધારીએ ત્યારે અને તે તે જગહ મળીએય પણ,
તારે-મારે દૂર કે નજદીક જેવું છે ય શું?

આપનારો એમ આપે, ઝીલનારો થાકતો!
ચાંગળું, ખોબો અને ચપટીક જેવું છે ય શું?

જીવ રાજી થાય છે એકાદ પણ અક્ષર લખી,
મારે માટે લખવું લમણાઝીક જેવું છે ય શું?

હોય જે કૈં, કાળ એને ક્યાં 'પ્રણય' ટકવા ય દે!
ઝીણું-જાડું અથવા અઢળક, બારીક જેવું છે ય શું?

## જોઉં છું

લોહીમાં ઊધઈને ફરતી જોઉં છું
સર્વ ઇચ્છાઓને મરતી જોઉં છું.

સંશયો થાયે મને કુદરત વિષે,
પાંદડીને જ્યારે ખરતી જોઉં છું.

લીલ બાઝી જાય જળ પર આખરે,
ચાંદનીને ક્યાં લહરતી જોઉં છું!

એક પણ દિશા સફર માટે નથી!
મંઝિલોને મૌન ધરતી જોઉં છું.

કોને-કોને હું 'પ્રણય' કહેતો ફરું?
ક્ષણ ભટકતી ને વિચરતી જોઉં છું.

## ગણગણવા બેઠા

રણ માંહે રણઝણવા બેઠા
આભ ફરીથી ચણવા બેઠા.

રાત વિરહની વીતી જાયે
ખરતા તારા ગણવા બેઠા!

રોજ ભણેલું ભૂલી-ભૂલી,
રોજ ફરીને ભણવા બેઠા.

એ જ કલમ ને કાગળ પાછાં,
સુખ-શાન્તિને હણવા બેઠા!

લીધી હાથ કલમને છેવટ,
મોસમ મનની લણવા બેઠા.

જય ગિરનારી - જય ગિરનારી!
એ જ ગઝલ ગણગણવા બેઠા.
ઇચ્છા થઈ તો આજ 'પ્રણય' પણ,
ચાદર જળની વણવા બેઠા.

## ચાર ગઝલ / દત્તાત્રય ભટ્ટ

(૧)

રહી મૌન શબ્દે નિવેદન કરું છું,
કિનારો થઈને સમંદર તરું છું.

કિરણ સૂર્યનું પે'લવે'લ્લું થઈને,
ચહેરે ઝમેલું હું ઝાકળ ચરું છું.

મને જાણ ગંતવ્યની ના જરાયે,
પવન-શો વહી ચોતરફ સંચરું છું.

કરી બંધ પાંપણ મને જાળવી લે,
નથી આંસુ તારું, એ હું ઝરઝરું છું.

અને વૃક્ષ પાછું ચહેકી ઊઠે છે,
સવારે હમેશાં હું ટહુકા ધરું છું.

(૨)

એ આવશે એવા અહીં ભણકાર થાય છે,
ભેગી મળે જો શક્યતા, ઝણકાર થાય છે.

પગલાં પડે ભૂલાં કદી યાદોના દેશમાં,
વિસ્મૃત થયેલી ઝંખનાને ધાર થાય છે.

કારણ વગર કાગળ ઉપર કૈં દોરતો રહું,
જોઈને એને સૌ કહે, આકાર થાય છે!

ત્યાગી બધાંયે શસ્ત્ર હું બેઠો છું એટલે,
યત્નો કરું છું જીતના તો હાર થાય છે.

છાનો અને છપનો અહીંથી નીકળી જઉં,
બીજે કશે બ્રહ્માંડમાં સંચાર થાય છે.

(૩)

તમારા સુધીની સફર જોઈએ છે,
મને બસ તમારી ડગર જોઈએ છે.

તમારા ચહેરાને હું પી ગયો છું,
ચહેરે તમારી અસર જોઈએ છે.

નિહાળું હું હરકણમાં સૌંદર્ય તારું,
મને એવી હરદમ નજર જોઈએ છે.

ઉછેર્યાં છે છાતીમાં સહરાનાં રણ મેં,
મળે જે મને એ પ્રખર જોઈએ છે.

ક્ષણેક્ષણમાં તું હો, કણેકણમાં તું હો,
જીવન મારું મારા વગર જોઈએ છે.

(૪)

નજદીક જંઈ શકું ના, ના દૂર થઈ શકું હું,
અંધાર ચોતરફ ને ના સૂર થઈ શકું હું.

એવી દશા છે મારી દરિયો મળે નદીને,
ખાલી તો ઠીક પણ ના ભરપૂર થઈ શકું હું.

પ્યાલા ચઢ્યા છે જીદ પર ખાલી થવા સુરામાં,
તરસ્યો રહી શકું ના ચકચૂર થઈ શકું હું.

વરસોથી ધૂળ ખાતી દરખાસ્ત સમ દશા આ,
બાતલ થઈ શકું ના મંજૂર થઈ શકું હું.

પિંજર તો ખોલી નાખ્યું પણ પાંખ કાપી નાખી,
આકાશ આંખમાં ને ના દૂર થઈ શકું હું.

### ફકીર છે / *હર્ષ બ્રહ્મભટ્ટ*

મારી કને તો માત્ર આ મારું શરીર છે,
મારા બધાયે શ્વાસ તો જાણે ફકીર છે.

ખાલી આ મારી બ્હારની હાલતને ના જુઓ,
મારી ભીતરનો આદમી કેવો અમીર છે!

એમાંય પણ દેખાય છે સૃષ્ટિ આખીય તે,
આખું ભલે ન હોય ફળ, એકાદ ચીર છે.

છે કોણ કે બેસી ગયું છે રોકી શ્વાસને?
દરિયા, નદી ને આ ઝરણ કેવાં તો સ્થિર છે!

એમાં જુઓ વણતો રહું છું રંગ સૃષ્ટિના,
મારી ગઝલના પોતમાં મારો કબીર છે.

કેવી મજાથી ઝબકી રહી વીજ આભમાં,
પોતે ખુદાના હાથની જાણે લકીર છે

### ત્રોફાઈ જાય છે / *આશિત હૈદરાબાદી*

કેવો ઉજાસ ચોતરફ ફેલાઈ જાય છે,
સ્મરણોમાં કોણ આવીને ડોકાઈ જાય છે!

નક્કી છે એનો વાસ આ દર્પણમાં કાયમી,
દેખાય છે, ઘડીકમાં સંતાઈ જાય છે!

પત્રો બધા હજીય મેં રાખ્યા છે સાચવી,
આવે એ યાદ તો ફરી વંચાઈ જાય છે!

એવું તો કોક નામ આ દુનિયામાં હોય છે,
હૈયામાં છૂંદણાં સમું ત્રોફાઈ જાય છે!

'આશિત'ના હાલ આમ તો જાણે છે હરકોઈ,
આદત મુજબ ખબર છતાં પુછાઈ જાય છે!

### ગઝલ / *રમણીક સોમેશ્વર*

મસ્તક ટેકી આગળ બેઠા
લઈ કલમ ને કાગળ બેઠા.

મનની ઈચ્છાઓનું એવું
આકાશે જઈ વાદળ બેઠાં.

આંખો એમ છલકશે ક્યાંથી
ઊંડે, બહુ ઊંડે જળ બેઠાં!

'પાછું જોતાં પથ્થર થાશો,'
એમ કહી એ પાછળ બેઠા.

શબ્દ સાચવ્યો એવી રીતે
જાણે લઈ મુક્તાફળ બેઠા.

### ક્યાં જશો? / *આશિત હૈદરાબાદી*

વણઉકેલ્યા કંઈ સવાલોથી ભરેલી જાત લઈને ક્યાં જશો?
પ્હો થવા દો, આમ અંતરિયાળ કાળી રાત લઈને ક્યાં જશો?

પીડશે હરદમ, કદાપિ જંપવા કે ઊંઘવા દેશે નહીં,
આમ હૈયા પર પડેલા કારમા આઘાત લઈને ક્યાં જશો?
આ નગર કે તે નગર, સૌ માણસો સરખા જ મળવાના બધે,
જિંદગીમાં કેટલી વહોરી હતી પંચાત લઈને ક્યાં જશો!

લાખ કરગરશો, નહિ કોઈ ઉઘાડે બંધ ઘરનાં બારણાં,
કોઈ સાંભળશે નહિ જો વણકથી સૌ વાત લઈને ક્યાં જશો?

એક પણ હમદર્દ ક્યાં છે? સૌ ઊભા છે હાથમાં લઈ પથ્થરો,
ઘાત જેવા આમ 'આશિત' રક્ત ઝરતાં ગાત લઈને ક્યાં જશો?

## ત્રણ ગઝલ/સુરેશ ઝવેરી 'બેફિકર'

(૧)

હાલના સંજોગ જોતા થાય છે
હસ્તરેખાઓ જ ગોથાં ખાય છે.

પ્રેમમાં થોડો વધારો થઈ ગયો
સાચવીને એ હવે શરમાય છે.

એમનાં પગલાં થયાં જ્યાં જ્યાં બધે
અત્તરોનાં ગામ ખાલી થાય છે.

ભાવ વાંચીને બધા આનંદના
માપસર લોકો જ એ હરખાય છે

સ્વપ્ન છે સાચું પડે ના પણ પડે
જોઈ લો ને આપણું શું જાય છે.

(૨)

રોજ હરિને મળવાનું શું,
ઝીણું ઝીણું દળવાનું શું?

માંડ મળ્યું છે એક જ ટીપું
ગરણી લઈને ગળવાનું શું?

એની આંખો એની મરજી
ઢાળ નથી ત્યાં ઢળવાનું શું?

પ્રેમ કરું છું કહેવા માટે
કેડેથી જઈ વળવાનું શું?

અંધારાએ ટપલી મારી
અંદરખાને બળવાનું શું?

(૩)

રૂપરેખા પ્રેમની ખોટી પડી
એમની ઈચ્છા જરા મોડી પડી.

આંખથી પૂછ્યું મને જ્યાં 'કેમ છો?'
સૌ ગણતરી શબ્દની ભોંઠી પડી.

એક ભમરો એ પછી છટકી ગયો
ફૂલની પરવાનગી ઓછી પડી.

એમણે પાછી તરત માગી, અને
લાગણીને દૂધથી ધોવી પડી.

જોઈને ઠંડી પડી ગઈ વીજળી
એટલે મારા ઘરે નો'તી પડી.

## ગઝલ-શિશુ / *આહમદ મકરાણી*

જેટલું જિવાયું એ સવાયું છે,
આ સમયનું વર્તન ઓરમાયું છે.

આમ જો ગણો તો ના બીજું કોઈ
આપણું જીવન ખુદ તો પરાયું છે.

કાળનું હવે ફાનસ પ્રજાળીએ,
ચોતરફ તમસ ઘેરું છવાયું છે.

આંગણું જીવનનું ચોખ્ખું રાખીએ-
વિશ્વ ચોખ્ખું ક્યાં કો'દિ રખાયું છે!

લાગતું : અરીસામાં નિહાળું તો-
કોણ મુજ ભીતર કાયમ છુપાયું છે!

પ્યાર ને મહોબ્બતથી ઉછેરીએ,
આ ગઝલ-શિશુ તો બહુ નમાયું છે.

## મીરાંને પાર / *ગિરીશ ભટ્ટ*

શું હશે મીરાંને પાર?
હશે સોરાતો એનો અભાવ
બધી આંખે ને હૈયે ચિક્કાર?

હશે મીરાંના ભણકારાં, ચોકે-ચૌટે ને બધી શેરીએ?
હશે મીરાંના અજવાળાં, ગોખે, ઝાંપે ને બધી દેરીએ?

અને રઝળતી વિષ-પ્યાલીમાં
હશે જનમોજનમના ધિક્કાર?
શું હશે મીરાંને પાર?

હશે પડઘા મંજીરાના અથડાતાં, ખૂણે અને ખાંચરે?
હશે કૈતી કો ઘેલી કે છે મીરાંના વાવડ? લે વાંચ રે!

નહીં હોય ચીબરી એકેય ત્યાં,
હશે મીરાં ખોયાના ચિત્કાર?
શું હશે મીરાંને પાર?

## વાત સીધી

*પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'*

વાત સીધી ને સરળ,
રચ નહી, એમાં વમળ.
આંખને ડપટાવ ના,
પંક ત્યાં ત્યાં ના કમળ.
અજગરોની ભીંસ છે,
ક્યાં જવાનું ગામ-તળ?
વ્યર્થ પોકારો ગયા,
સામે તટ, જાતે જ ચલ.
છે પ્રતીક્ષામાં સતત,
માંહીં બેઠો, તું જ, મળ.

## સુમિરન / *ગિરીશ ભટ્ટ*

સુમિરન એનું કરીએ;
બીજું શું કરીએ?

જે સુખો સુમિરનમાં મળતાં,
કેમ કરી વર્ણવવાં?
આઠે પ્હોર રટણમાં, ઝીણી
ઝાંઝરીએ રણઝણવાં!

ઈચ્છાવરને વરીએ,
બીજું શું કરીએ?

મેળાપાના અવધિ નક્કી,
સુમિરનને ક્યાં છેડો?
બાંધો આલીશાન આભને
આંબે એવો મેડો!

પળપળમાં સંભરીએ,
બીજું શું કરીએ?

એ છે અહીં કે ક્યાંક, એહનો
નથી પામવો તાગ,
એ આવે, ના આવે-એના
નથી રીસ કે રાગ!

નિશ્ચેમાં વિસ્તરીએ,
બીજું શું કરીએ?

## આવું હોય? / *ગિરીશ ભટ્ટ*

હરિવર, આવું હોય?
આટઆટલી કરી પ્રતીક્ષા, તમે ન આવો તોય?

લોકવાયકા કહે, હરિવર સાદ પડે ને આવો,
અંધકારની વચ્ચે ચપટીક અજવાળાને વાવો!

ઝીણું ભાળો, જેમ શોધી લો ગંજીમાંથી સોય!
હરિવર, આવું હોય?

છપ્પનભોગ ધર્યા ના, હરિવર નથી પૂજા-સામગરી,
કરવી છે બે વાત નિરાંતે, ખાલી કરવી ગગરી.

બહુ તો અરસપરસ બદલાશું, કશું ન દેશું ખોય!
હરિવર, આવું હોય?

## ઠામતો ઠામ છે / *ગિરીશ ભટ્ટ*

સાવ ખાલી છતાં જામ તો જામ છે
મોરપીંછું ન હો, શ્યામ તો શ્યામ છે!

સાદ પાડ્યો છતાં કોઈ ના નીકળ્યું,
છે મકાનો, ગલી ગામ તો ગામ છે!

છો હયાતી નથી, નેમ-પ્લેટે તરે,
હોઠ હૈયે જડે, નામ તો નામ છે!

શ્વાસ ચાલ્યા કરે જીવને ચાકડે,
પ્રેમ થૈ ઓગળો, કામ તો કામ છે!

નંદવાતા રહી શક્યતામાં સકળ,
આમ તૂટી જવું, ઠામ તો ઠામ છે!

## રહ્યા / *હનીફ સાહિલ*

સહવાસના એહસાસમાં કંઈ બેખબર રહ્યા
જાણે કે એના સાથમાં એના વગર રહ્યા.

દીવાનગીને ક્યારે નડે છે કશાની કેદ?
ક્યારેક ઘરની બહાર તો ઘરની ભીતર રહ્યા

જેને વીસારવામાં આ વીતી ગયો દિવસ
એનાં સ્મરણમાં જાગતા જ રાતભર રહ્યા

રુઠી જવાની ઋત ને રીઝવવાના અવસરો
કેવળ આ કામકાજ મારા ઉમ્રભર રહ્યાં.

જીવનનો અર્થ પામ્યા, સૌજન્યથી ફકીર!
જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં રહ્યા બસ બેફિકર રહ્યા.

એક એક કરી સાથ બધાનો છૂટી ગયો
મંઝિલ ન કોઈ રાહ, ન કો રાહબર રહ્યાં.

ચોંકી પડ્યા 'હનીફ' એ પગરવથી દરવખત
કંઈ એમ એની રાહમાં આઠેપ્રહર રહ્યા.

## સન્યાસ ખૂલી જાય છે / *સુલતાન લોખંડવાલા*

આંખ મીંચું તો સકળ અજવાશ ખૂલી જાય છે,
કોઈના અણસારનો વિશ્વાસ ખૂલી જાય છે.

ડૂસકાં સંઘરી દીધાં છે એટલે મેં કંઠમાં,
ડૂસકાં સાથે અહર્નિશ શ્વાસ ખૂલી જાય છે.

વેદના-સંવેદના, દુઃખ-દર્દ, ઠોકર, યાતના,
આ બધું પાછું વળે સન્યાસ ખૂલી જાય છે.

શબ્દ લઈને સાંકડી કેડી ઉપરથી ચાલતાં,
કોઈ જો સ્નેહી મળે તો પ્રાસ ખૂલી જાય છે.

સ્વપ્ન સાચાં ને હકીકત સ્વપ્ન જેવી લાગતી,
અંધારમાં અજવાશનો આભાસ ખૂલી જાય છે.

ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

કલમમાં ઘોરતી એ રાત સાચવી લીધી.
ગઝલ થઈ કે અકળ ઘાત સાચવી લીધી.

અસલમાં મનની ક્યાં મ્હેલાત સાચવી લીધી.
કે ભોંયભેળી થતી વાત સાચવી લીધી.

રહીને જાતથી બાકાત સાચવી લીધી.
અવાચ્ય બ્રહ્મની રળિયાત સાચવી લીધી.

ઠરે સુગંધની આમે અધૂરી ફાળવણી,
અમે ખરીને એ પંચાત સાચવી લીધી.

ડુબાડી મોજ, તરાવ્યા છે માત્ર પરપોટા,
સમંદરોની સકળ જાત સાચવી લીધી,

વલણ હતાં જ ખરેખર તો આત્મઘાતીના,
ઝરણની તોય મુલાકાત સાચવી લીધી.

શબ્દના મ્હેલ વિશે કાંગરામાં ખરવાની,
ધજા વિજયની ભલે સાત સાચવી લીધી.

અમારી મરજી મુજબ થંભતા ગયા શ્વાસો,
ચરણ-ચરણની રજૂઆત સાચવી લીધી.

રહી-રહીને તને એ જ પાછી દેવાને,
મળી તે સઘળી યે ખૈરાત સાચવી લીધી.

કર્યું ન કૈંજ ને રળિયાત થૈ ગયા 'પરવેઝ'
કશું ન હોવાની મીરાત સાચવી લીધી.

ગઝલ / *સતીન દેસાઈ 'પરવેઝ'*

ઠાલી સ્વયંવરોની ક્યાં આન-બાન કરીએ!
નખશીર્ષ જાત વાળી દુર્લભ કમાન કરીએ!

ખુશબૂ શું કેમ બોલી જુઠી જબાન કરીએ!
કાયમ હવાની માફક સરવા ન કાન કરીએ!

શાને ઉડાન શાહીની દરમિયાન કરીએ!
શબ્દોની પાંખ વચ્ચે ના આસમાન કરીએ!

બેઠાં છીએ નિરાંતે અમથાં જ દ્વાર વાસી,
શાને ખૂલીને ભીતર કૈં સજ્જ ધ્યાન કરીએ!

અંતે બુઝાવી નાખી સૌ મંત્ર, દીપ સાથે,
અંધારની સમીપે ચલ રમ્ય ગાન કરીએ.

અધવચ ખરી પડીને લટકી ગઈ દિશાઓ,
ચાલો ગઝલ, ક્ષિતિજને એનું ય ભાન કરીએ.

સાધે અજાણતાને હર તત્ત્વ ભેદનારા,
એ જાણતલને ભેદી કો'નું નિશાન કરીએ!

જે ઢોલમાં બજીને વિખરાય ભીડ ભેળું,
ક્યાં લગ અમે એ શ્વાસોનું આહ્‌વાન કરીએ!
રંગોમાં કોઈ એના ભગવાપણું જ છે ક્યાં!
બેધ્યાન રંગનારાને સાવધાન કરીએ.

અનહદ અપાર છલકે, ના લેશમાત્ર ઢળકે
એવી તરસ નથી કે એનું ય પાન કરીએ.

સરિયામ છો નીકળતા 'પરવેઝ' સૂર્ય ઓઢી,
અભિષેક એમનો પણ ઝાકળ સમાન કરીએ.

## ભવરણ હતાં પણ /શ્રોત્રિય એલ. મૌલિક

છે ચરણનું આ ગમન ને, એ તરફ કારણ હતાં પણ...
વેગનો પરિહાસ કરતાં મોક્ષનાં સગપણ હતાં પણ...

આ વિચારોના નગરમાં ક્યાં હતાં ધબકાર મારા,
શ્વાસને અડકી ગયો બસ, એય ક્યાં તારણ હતાં પણ...

જીદ લઈ બેઠાં હતાં કે વ્યંજનાને જીરવીશું
ભાવલયને તાગતા એ શબ્દ સાધારણ હતાં પણ...

જાતની સામે ભીંજાવું, હિમ સરીખું ઓગળીને,
બિંબને માંજેય ક્યાંથી, કાચનાં દર્પણ હતાં પણ...

ચિત્ર એકાકીય કંપે, ચૌતરફનું મૌન તૂટે,
શાંત ખૂણે દીપ જેવા એમનાં સગપણ હતાં પણ...

કંઈ અભાવોમાં ઝળકતો કાળ ફૂટે છે રગેરગ,
એ પછી જીવી ગયો હું અંતનાં વળગણ હતાં પણ.

શ્વાસશ્વાસે એ જ ટહુકા પણ ખરે છે પિચ્છ થઈને,
આંખમાં મોસમ વગર છલકી જતાં શ્રાવણ હતા પણ...

આવ-જાની ઘેલછાનો કો પ્રવાસી ક્યાં હતો હું?
આભથી જળમાં, પળેપળમાં બધાં ભવરણ હતાં પણ...

## ઠૂંઠું / અનિરુદ્ધસિંહ ગોહિલ

ત્યાં દૂર સામે દરિયા કિનારે
છે ડૂબવાના બસ છેક આરે
સૂનું બની સાવ ઉદાસ એવું
ઊભું હજીયે થડ, ઝાડ જેવું

કિલ્લોલતા લાટ બધાં હશે જે
પંખી ન કોઈ વસતાં અહીં એ
છોડી ગયાં ક્યાંક, હવે અટૂલું
લીલું ન, તેથી અવ લાગે લૂલું

ના ફૂલ, ના પાંદ ઊગે મજાનાં
વીતે છે જાણે દિવસો સજાના
મોજાં કદી પાસ વહી પલાળે
આવેલ આંસુ ક્ષણ એક ખાળે.

જેનું થયું છે ગત સાવ બૂઠું
ઊભું ભલે ઝાડ, પરંતુ ઠૂંઠું.

## ચાર ગઝલ / *સુધીર પટેલ*

(૧)

ખૂલે જ્યારે ભીતરની સૌ કંદરાઓ,
મળે બાળપણની હજી અપ્સરાઓ!

મહેસૂસ કરતો હતો સાહ્યબી તોય,
હતાં નહિ તોં ગજવે ફક્ત કાંકરાઓ!

પરસ્પર મહીં હોય જે લાગણીઓ,
ન કાઢી શકે આંક એ આંકડાઓ.

અડીખમ ઊભી આબરૂ જાળવી છે,
ખરી ગ્યાં ભલે ગઢનાં કૈં કાંગરાઓ!

નહીં ક્યાંય જોવા મળે રામ 'સુધીર'
ઘરેઘર મળે આજ પણ મંથરાઓ!

(૨)

બાહોશ પણ સંજોગવશ બેહોશ થૈ શકે,
ને હોશ ભૂલેલાં કદી બાહોશ થૈ શકે!

સાપેક્ષ છે સૌ માન્યતા સારા-ખરાબની
ગુણ હોય જે આજે, કદી એ દોષ થૈ શકે!

નહિ તો ન આવે ઊંઘ સો મણની તળાઈમાં,
ને ધાર તો આકાશ પણ આગોશ થૈ શકે.

પ્યાસ હો તો પર્યાપ્ત છે ઝાકળનું બુંદ પણ,
હરદમ તરોતાજા તલબનો તોષ થૈ શકે.

સાક્ષી બની લડતા રહો મેદાનમાં 'સુધીર',
રોજે સ્વયમ્‌નો શંખ ફૂંકી ઘોષ થૈ શકે!

(૩)

હો મુલાયમ સ્પર્શ પણ ભીતરથી બરછટ નીકળે,
આંખ ના સમજી શકે કૈં એવું તરકટ નીકળે!

આભ આખું વાદળોથી હોય ઘેરાયેલ પણ,
રાહ બહુ જોયા પછી બસ એક વાછટ નીકળે.

કૈં નથી ઊમેરતો ને કાઢતો પણ કૈં નથી,
લાગણીમાં તોય કાયમ થોડી વધઘટ નીકળે!

શોધમાં એની અમે પ્હોંચી ગયા એવી જગા,
એક બસ એના વિના ઈચ્છો તે નિકટ નીકળે.

હોડમાં હો આપણી કૈં જિંદગી આખી 'સુધીર',
-ને સમય બસ સાવ રમતિયાળ નટખટ નીકળે!

(૪)

અહીં જાત આખી બચાવી શકે તો બચાવી જ લેજે,
હવે વાત આખી બચાવી શકે તો બચાવી જ લેજે.

ખબર છે બધાને અહીં અંત નક્કી થશે એના પર,
શરુઆત આખી બચાવી શકે તો બચાવી જ લેજે!

અરે ભાગ્ય પણ થૈ ને મજબૂર કૈં લેખ બદલી નાખે,
રજૂઆત આખી બચાવી શકે તો બચાવી જ લેજે.

મળે લખચોરાશી મહીં એકવારે જ, માટે એની-
મુલાકાત આખી બચાવી શકે તો બચાવી લેજે!

કબીરે ધરી'તી ચદરિયા હતી એવી ને એવી એ
કરામત આખી બચાવી શકે તો બચાવી જ લેજે!

દિવસ તો ઢળી જાય ચપટી વગાડું અને પણ 'સુધીર'
પછી રાત આખી બચાવી શકે તો બચાવી જ લેજે!

## સમાધિ હોય ત્યારે.. / *દાન વાઘેલા*

સમાધિ હોય ત્યારે સૃષ્ટિ પણ સાત્ત્વિક દેખાશે,
સહજતા, શાંતિ ને સંકલ્પ સૌ આત્મિક દેખાશે!

અગમનું આંગણું કે ઓસરી-ઘરબાર મળશે નહિ,
વટેમાર્ગુ રહો તો શ્વાસ પણ વૈશ્વિક દેખાશે!

કરી છે મશ્કરી વૈરાગ્યની હરપળ વખોડી, પણ-
મરજી ખુદની પરમ થઈ જાય તો માર્મિક દેખાશે!

નજર પાછળ પડળના પોપડા વકરી ગયાં જેને,
ધરમના જાપ સાથે જાતની પણ બીક દેખાશે!

સરેઆમ, સૂક્ષ્મ રીતે રાજ ચાલે છે યુગોયુગથી,
ખરે ટાણે મળે જો 'દાન' તો દૈહિક દેખાશે!

## અહમ્ ત્યાગી જુઓ.. / *દાન વાઘેલા*

અહમ્ ત્યાગી જુઓ તો આંખનું દર્પણ ઘણું કહેશે!
વિકલ્પોમાં સજીરાખેલ સૌ વળગણ ઘણું કહેશે!

પ્રણયની વાત છેડી છે, કથાનો ક્યાં સમય પણ છે;
નદી યમુના, વૃંદાવન, વાંસળી ને ધણ ઘણું કહેશે!

હવે મીરાં અને મેવાડ અળગા થાય તોયે શું?
તૂટેલાં તાર, મંજીરા, ધધખતું રણ, ઘણું કહેશે!

અમે તો આજ કોલાહલ વચાળે મૌન થઈ બેઠાં,
અખંડાનંદ જેવા ધ્યાનનું સગપણ ઘણું કહેશે!

સભામાં શાંતિ પ્રસરી ગઈ,ચબરખી દાનની મળતાં,
અલૌકિક સૂર, શબ્દો, અર્થ ને રણઝણ ઘણું કહેશે!

## મૌન / *પ્રીતમ લખલાણી*

વૃક્ષ અને
પંખીને
જો પૂછીએ
કે
એવું કયું આકર્ષણ છે
તમારી વચ્ચેના કેન્દ્રમાં!
જેના થકી
તમે ડૂબી જાવ છો
એકમેકના પ્રેમમાં?
પ્રત્યુતરમાં મળશે
તેમના તરફથી
કેવળ મૌન!

## અસ્ત છે..! / *દિનેશ ડોંગરે 'નાદાન'*

પૂર્વથી પશ્ચિમ સુધીની ગસ્ત છે,
એ ઊગ્યો છે એનો નક્કી અસ્ત છે.

આજ પાછો કાંકરી-ચાળો થશે,
શ્હેરભરમાં ચુસ્ત બંદોબસ્ત છે.

ચાલ પ્રામાણિક થઈને શોધીએ,
કોણ કોનાથી વધારે વ્યસ્ત છે.

આ સ્થળે વસવાટ કરવો કઈ રીતે?
જેને પણ હું જોઉં છું એ ત્રસ્ત છે.

આ ભયાનક ખેલનો નિષ્કર્ષ જો,
જ્યાં નજર નાખું બધું ઉધ્વસ્ત છે.

આપણો સમ્બંધ છે પણ પૂરો થયો,
હું હવે છું સ્વસ્થ એ પણ સ્વસ્થ છે.

અન્યથી 'નાદાન' નિસ્બત છે કોને?
પોતપોતામાં બધાંયે મસ્ત છે.

## ઢીંગલીબેનનાં લગન / રમેશ ત્રિવેદી

ઢીંગલીબેનનાં લગન લીધાં હમચી લ્યો,
ભાવભીનાં નોતરાં દીધાં હમચી લ્યો.

જલેબીને લાવ્યાં ખાજાં હમચી લ્યો,
ટેપમાં વાગે બૅન્ડ-વાજાં હમચી લ્યો.

આસોપાલવ તોરણ બાંધો હમચી લ્યો,
સેવ-સુંવાળી લાપસી રાંધો હમચી લ્યો.

કેરીઓ કાજે આંબા વેડો હમચી લ્યો,
જાન પછી જમવા તેડો હમચી લ્યો.

કોકિલ તમે આવો આવો હમચી લ્યો
મધુર કંઠે ગાણાં ગાઓ હમચી લ્યો.

માંડવે ઊભો વર મૂછાળો હમચી લ્યો,
અંકલ, તમે મૂવી ઉતારો હમચી લ્યો.

ઢીંગલીબેનનાં લગન કીધાં હમચી લ્યો
સૌએ ઠંડાં પીણાં પીધાં હમચી લ્યો.

## પતંગિયું / રમેશ ત્રિવેદી

ઊડતું ઊડતું આભે પતંગિયું,
વહેલી પરોઢિયે જાગે રે લોલ.
ફૂલડાંને મળવા જાતું પતંગિયું,
રંગોની છોળમાં ન્હાતું રે લોલ.
ઘરમાં આવ્યું ગમતું પતંગિયું,
રંગમાં આવી રમતું રે લોલ.
મમ્મીની આંખમાં દીઠું પતંગિયું,
લાગે મધુરું મીઠું રે લોલ.
મોટીબેનને ચોટલે પતંગિયું,
બેઠું જઈને ઓટલે રે લોલ.
ગયું ઊડતું બાગે પતંગિયું,
ઘરમાં સૂનું લાગે રે લોલ.
બાગમાં રૂડું સોહે પતંગિયું
ભૂલકાંનાં મનને મોહે રે લોલ!

### 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહક નંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહક નંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો. ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે. આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ આજીવન ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

સળગતા અંગારા / પરવીન ફના સૈયદ . અનુ. હનીફ સાહિલ

હું જીવવા માગું છું, મા!
મને દીવાલમાં ન ચણજે
રીત-રીવાજોના પ્રેત
મારી ચારેબાજુ સળગતા અંગારા છે.
માં!
હું તો પવનની સાથે ગાતી
ઇન્દ્રધનુના રંગોથી રંગાતી
પતંગિયાની પાછળ દોડતી હતી
વરસાદની ઝીણી ઝરમરમાં મ્હોં ધોતી
મારી સખીઓ સાથે નાચતી હતી.
તેં
મને કેમ જંજીરોમાં જકડી?
નિદ્રાની કાળી દીવાલો પર
સ્વપ્નની અડધી ઊઘાડી બારીઓમાં
ફરફરતા
ગાઢ ધુમ્મસની પાછળથી ફરી
મને આહત તારકોએ સાદ આપ્યો.
હું બારીઓની દિશામાં આગળ વધ્યો
એકાએક
વ્યથાના ચંદ્રએ
નિદ્રાની કાળી દીવાલોને પાડી દીધી
સવારે
કાચી ઈંટોના કાટમાળ પાછળથી ફરી
આશાના પીળા સૂર્યે સાદ આપ્યો.
કોને સાદ આપ્યો?
કોને?

રાધેશ્યામ શર્મા

## પથવિહોણા પથની યાદ દેતી કૃતિ

એક તાઓ-ગઝલ

*માછલી માફક અનાયાસે તરું સ્વભાવમાં*
*જીવું સ્વભાવમાં અને હું મરું સ્વભાવમાં.*
*પવન લઈ જાય જ્યાં ત્યાં પર્ણ વહી જાતું*
*તું લઈ જાય ત્યાં જાઉં અને વિચરું સ્વભાવમાં.*
*વિચારો મને લઈ જાય છે ગતને અનાગતમાં*
*સ્થગિત થૈને અહીં ને આ ક્ષણે, ઠહેરું સ્વભાવમાં*
*અભિવ્યક્ત થાતું શબ્દમાં તે તો કદાપિ સત્ય ના*
*અતલ આ મૌનના ઊંડાણમાં ઊતરું સ્વભાવમાં.*
*અક્કડ હશે તૂટશે તે પણ અમે ઝૂકી જશું*
*જગત આખું ભલે જીતે હું હાર સ્વીકારું સ્વભાવમાં*

*–ઈન્દ્ર શાહ*

આ રચનાને 'તાઓ ગઝલ' કહી છે, મતલબ કે સહજ સ્વ-ભાવમાં રહી આલેખી છે. 'સ્વભાવમાં' એ રદીફને સાદ્યન્ત સાચવ્યા સિવાય છંદના શાસ્ત્ર સાથે સતત ચુસ્ત સંબંધ નથી. 'મરું,' 'વિચરું', 'ઠહેરું', 'ઊતરું' 'સ્વીકારું' કાફિયા સાચવવાનો ધારો પાળ્યો છે, જેને ગઝલ-પ્રકારની ગતિવિધિમાં જ અતિ રુચિ હોય તેવા માહિરોને સોંપી આગળ વધીએ તો 'તાઓ-તે-ચિંગ'વાળી લાઓ-ત્સેની દિશામાં તત્ત્વરસ પામી શકાશે.

મતલામાં કર્તાનો આત્મલક્ષી અભિગમ, માછલી સાથે જાતને જોડી જીવવા-મરવાના સંકલ્પમાં પ્રકટ્યો છે. પ્રથમ સંપૂર્ણ શેરમાં ત્રણ વાર આવતો શબ્દ 'સ્વભાવમાં' નોંધપાત્ર છે. માછલીની ઉપમા 'અનાયાસે' ઝબક્યા બાદ 'તરું' ક્રિયાપદ આવતાં, અનુગામી શબ્દ 'સ્વભાવમાં' સતત વહેતાં જીવનજળની યાદ આપે છે. તરવા સાથે જ 'સ્વભાવમાં' શબ્દ આવતાં એ અનાયાસે વહેતાં પાણીનો પર્યાય પણ બને છે. 'અનાયાસે' કી-વર્ડ છે. તાઓ પથની ચાવી છે. આયાસપૂર્વક વિ-ભાવમાં જીવવાનું યાંત્રિક છે, કૃત્રિમ છે, ટ્રેડિશનલાઉન્ડ છે. મનુષ્યજાતિનો મોટો ભાગ રુટિનગ્રસ્ત છે, ફરજિયાત પ્રયાસોના ચીલામાં તે નિરુપાયે ફસાયેલો છે! તુલનામાં માણસ કરતાં માછલી મુક્ત છે, કેમ કે એની મૌલિક સહજતામાં તે તરી શકે છે, જીવી શકે છે ને મરે છે. કાવ્ય-નાયકે કૃતિ પૂરતું મત્સ્ય સાથે સાધેલું તાદાત્મ્ય (આઇડેન્ટિફિકેશન) સહજ સરળ હોવાથી, કૃષ્ણમૂર્તિએ કહેલું તેમ 'ચોઇસલેસ અવેરનેસ'ની દિશારેખાનો અણસાર આપે છે.

મતલાનો મર્મ પામી જવાય તો પછી પૂરી ગઝલમાં અંકિત તાઓ-પથ ખૂલતો જાય.

લાઓ-ત્સે અને ઝેન માસ્ટર્સની જીવનચર્યા માટે કહેવાતું કે અહીંના અવધૂતોની જેમ, તેમનું કોઈ નામ-બામ કે ઠામ-ઠેકાણું નિશ્ચિત નહોતું. સુક્કા પાંદડાં, હવા જે દિશામાં દોરી જાય ત્યાં ઊડી જાય એવી સ્થિતિ-ગતિ એમનીય હતી. બીજા શેરમાં 'તું'નો ઉલ્લેખ જુઓ : તું લઈ જાય ત્યાં જાઉં. આ 'તું' કોણ હશે? અહીં 'તું' અર્થાત્ કોઈ પરમ તત્ત્વનો મહિમા સ્વીકાર્યો છે. વળી 'હું' નામશેષ થઈ રહ્યો હશે, નહીંતર 'તું' કે 'તે' લઈ જાય ત્યાં

જવા વિચરવાનો વારો જ ના આવત. કલ્પી શકાય કે 'તું' અને 'હું વચ્ચે ભેદભીંતો ભોંયભેગી થઈ હોવાથી 'તું' પણ સ્વભાવનું એક અદ્વૈત રૂપ છે.

વિચારોનું વહેણ જે વિ-ગત છે, વ્યતીત છે ભૂતકાલીન છે એ અનૂ-આગત, ભવિષ્ય તરફ તાણી જાય છે. વિચારોનોય સ્વભાવ છે, ભૂતને ભાવિમાં વહી જવાનો. વિચારવાયુ એવું પ્રેત છે જે એની અદૃશ્ય ત્વરિત ગતિથી ભૂતકાળનાં વ્યાધિ-ઉપાધિને અનાગતમાં સ્થાપી દે! આવી ગતિશીલતા અભદ્ર-અનિષ્ટ. એના કરતાં નાયક અભીષ્ટ સ્થિતિની સહેજાસ્હેજ વરણી કરે છે : સ્થગિત થૈને અહીં ને આ જ ક્ષણે ઠહેરું સ્વભાવમાં. વર્તમાનમાં જ ઠેરીને સ્વભાવમાં શ્વસવાનું 'હિયર ઍન્ડ નાઉ' તે પસંદ કરે છે. કર્તાએ 'સ્થગિત થૈને' લખ્યું તે અનુચિત છે. સ્થગિત એ જડતાનો, પદાર્થપણાનો ખયાલ આપે, જ્યારે સ્વભાવમાં સુસ્થિર હોવું એ ઊંઘ લેતા અતિ ગતિમાન ભમરડાની ટૉપ દશા છે. ભમરડો દેખાય સ્થગિત, પણ હોય છે એની નિજી તીવ્ર ગતિમાં. સ્થિતિ અને ગતિનું સમુચ્ચય દૃશ્ય. ચોથો શે'ર 'સ્ટેટમેન્ટ' રૂપે તત્ત્વટૂંપણા જેવો વિશેષ છે. શાબ્દિક અભિવ્યક્તિ ક્યારેક તો સત્ય નિકટની હોઈ શકે (આ તાઓ ગઝલ પણ શબ્દમાં જ અભિવ્યક્ત થઈ છેને!) એટલે 'કદાપિ સત્ય ના' નું ભાર કથન સત્ય નહીં પ્રતીત થાય-'અહીં ને આ ક્ષણે..!'

મક્તાનો શેર, 'તાઓ' જે 'પાથલેસ પાથ' 'પથવિહોણો પથ' છે એ તથ્યની વિખ્યાત કથા-ઉપમા-તુલનાનો વિનિયોગ સાધી શક્યો છે. નાયક અક્કડ ઝાડની જેમ નહીં, ઝૂકી જતા ઘાસછોડની પેઠે વાવંટોળ સામે ટકી ઊગરી જશે. જીતી જવાની 'રૅટરેસ' કે ઘોડદોડમાંથી એ 'આઉટ-સાઈડર' બની, સ્વભાવમાં હાર સ્વીકારવાનો તાઓ-માર્ગ તે સહજ સમાધિ લેખે અપનાવવાનો વિકલ્પ પસંદ કરે છે.

કવિશ્રી ઈન્દ્ર શાહે ગઝલને 'તાઓ' પંથમાં ઢાળી સુપેરે મીનાકારી કરી છે એમાં બે-મત નથી.

લાઓ-ત્સેના 'તાઓ-તે-ચિંગ'નું ૨૨ (બાવીસમું) પ્રકરણ પણ આમ પ્રવર્ત્યું છે.

*જે નમ્યું છે તે આખું થાય છે,*
*જે વાંકું છે તે સીધું થાય છે.*
*જે પોલું છે તે ભરાય છે.*
*જે જીર્ણ છે તે નવું થાય છે.*

# 'ઇન્ડિયા ઇન્ડિયા'માં શ્રી નટવર ગાંધીનાં મૃત્યુવિષયક સૉનેટ

રાજેન્દ્ર ઉપાધ્યાય

મૃત્યુ જીવનની નિશ્ચિત અને અનિવાર્ય ઘટના છે એટલે લગભગ બધા જ લબ્ધપ્રતિષ્ઠિત કવિઓએ મૃત્યુવિષયક કાવ્યો સર્જ્યાં છે. તાજેતરમાં માર્ચ ૨૦૦૬માં ઇમેજ પબ્લિકેન્સ દ્વારા પ્રગટ થયેલ શ્રી નટવર ગાંધી (જન્મ ૧૯૪૦)ના બીજા સૉનેટસંગ્રહ 'ઇન્ડિયા ઇન્ડિયા'માં કુલ ૫૧ સૉનેટ સામેલ છે જે પૈકી 'મોત ખખડાવતું બારણું' શીર્ષક નીચે સાત મૃત્યુ સંબંધી સૉનેટ પૃથ્વી છંદમાં રચાયેલાં સમાવિષ્ટ છે. આ અગાઉ શ્રી નટવર ગાંધીનો 'અમેરિકા અમેરિકા' સૉનેટ સંગ્રહ પ્રગટ થઈ ચૂક્યો છે. મૂળ સાવરકુંડલાના ભારતીય પણ વિદેશ વસવાટ કરતા અને ત્યાં સ્થિર-સ્થાયી થયેલા, ભારોભાર વતનપ્રેમ, દેશદાઝ અને જન્મભૂમિ પ્રત્યે અનુરાગ-આકર્ષણ ધરાવતા સર્જકકવિનાં ૧૩૫ની પૃષ્ટ સંખ્યા ધરાવતા રૂ. ૧૫૦/-ના મૂલ્યવાળા આ આકર્ષક, સુંદર અને સુઘડ સૉનેટ સંગ્રહમાંથી પસાર થતાં તેમની મૃત્યુ વિષયક સૉનેટ રચનાઓ ભાવકનું સ્હેજે ધ્યાન આકર્ષિક કરે છે.

મોત ક્યારે કોનું બારણું ખખડાવશે તેની કોને ખબર છે? મૃત્યુભયે અજંપામાં જીવતાં સૌને ગમે ત્યારે મૃત્યુના આગમનની પળેપળ દહેશત રહેજ છે. 'મોત ખખડાવતું બારણું' સાત સૉનેટોનું ગુચ્છ છે (૧) સ્મશાનગૃહે (૨) જિજીવિષા (૩) અસ્વીકાર (૪) ક્રોધ (૫) વિનિમય (૬) વિષાદ અને (૭) સ્વીકાર. ગમે તેટલી આનાકાની અને અનિચ્છા-નામરજી છતાં સૌએ એક દિવસ તો મૃત્યુનો સ્વીકાર કરી જગત છોડીને જવાનું જ છે. આ ઘટનાક્રમ આમ આરંભાય છે-

'જગાડી મધરાત મોત ખખડાવતું બારણું
ઉઠાડી ભરઊંઘથી બજતી હોમની ઘંટડી'

અને આમ વિરમે છે-

'વિલીન બસ થાય નામ, ન નિશાન કાંઈ રહો
'વિદાય લઉં હું સમસ્ત જગની હવે, 'અલ્વિદા'

અહીં, ઉપરોક્ત સાતેય સૉનેટ મૂલવવાનો ઉપક્રમ રાખ્યો છે.

છેલ્લું સૉનેટ 'સ્વીકાર' ભાવકોમાં આસ્વાદ અર્થે આખેઆખું મૂક્યું છે. હાલમાં વૉશિંગ્ટન ડી.સી. ખાતે વસતા શ્રી નટવર ગાંધી કૉલમ્બિયા ડિસ્ટ્રિક્ટના સરકાર નિયુક્ત ચીફ ફાઈનાન્શિયલ ઑફિસર છે.

*પ્રથમ સૉનેટ - 'સ્મશાનગૃહે'*

સહુ કોઈનું અંતિમ ગમન સ્થાન છે સ્શાનગૃહ. મોત ગમે ત્યારે અધરાત-મધરાતે આવી કોઈકનું બારણું ખખડાવે છે. ફોનની ઘંટડી વાગ્યે ભરઊંઘમાંથી જાગવું પડે - સ્મશાન જવાનો કૉલ-સંદેશ હોય. મૃતક વિશે ઔપચારિક રીતે બે-ચાર સારા શબ્દો બોલવા પડે. અસાર સંસારની ક્ષણિકતા અને જીવનની ક્ષણભંગુરતાના વિચારો આવે. ક્ષણિક સ્મશાનવૈરાગ્ય પણ ઊપજે, પણ પછી જીવનની રોજિંદી ઘટમાળમાં પરોવાઈ જવાનું કમાવા-ધમાવવામાં મન પરોવવાનું. બીજા દિવસના છાપામાં મૃતકની અવસાનનોંધ-મરણનોંધ વાંચવાની. મનમાં ત્યારે વિચાર ઝબકી

જાય...'કદીક મુજનોંધ છાપે હશે?' આ અશુભ વિચાર આગળ ચાલે છે...કોઈ મધરાતે કોઈકનો ફોન રણકશે લોકો, સ્વજન-સંબંધીઓ રિવાજ મુજબ મને 'રૂટિન' અંજલિ આપશે. કોઈ કહેશે : 'ભલા પરગજુ હતા, જગત ખારું છોડી ગયા...', તેઓ ઘડીક ખરખરો કરશે, ભજન ગાશે અને પછી જીવનની ચાલુ ઘરેડમાં પડી જશે. નામ તેનો નાશ છે, જન્મ્યું તે જવાનું છે, જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ :। એટલે પોતાની બાબતમાં પણ આમ જ બનવાનું એવું કવિ વિચારે છે પણ એ હમણાં નહિ.

'કદીક, હમણાં નહીં , હજી તો ઘણી વાર છે.'

*બીજું સૉનેટ 'જિજીવિષા':*

'જિજીવિષા' કોને નથી? અને તોય સવાર પડે ને મોત બારણું ખખડાવશે એ અંદેશો રહે જ છે. સવાર થતાં છાપાના મુખ્ય મુખ્ય સમાચારો અને હેડિંગ્સ પર નજર ફેરવતાં અવસાનનોંધ વાંચવાની કે કોણ કઈ વયે મર્યું? સ્વર્ગસ્થ સમવયસ્ક, પરિચિત કે સંબંધી તો નથી ને? રોગ, માંદગી, અકસ્માત-મૃત્યુનાં કારણ અને નિમિત્તના મનમાં વિચારો આવે. પોતાના વિશેય વિચારે ચડી જવાય 'હું કેટલું અને કેવું જીવીશ?' મનમાં થાય, મારે હજી કરવાનાં ઘણાં કામો બાકી છે, જીવનનાં વર્ષો તો વીતી ચાલ્યાં સમય ક્યાં કોઈની રાહ જુએ છે? મૃત્યુભયે, તરત તબીબ-દાક્તર પાસે લાંબું જીવવાની, શરીર સ્વાસ્થ્ય જાળવવાની, તબિયત સાચવવાની ટીપ્સ- tips - લેવા દોડી જવાય છે. નિયમિત કસરત, વ્યાયામ, આસનો, યોગ્ય ઉપચાર અને પરેજી પાળતા હોવાથી વધુ જીવવા માટે- 'મળે અગર દાયકા વધુ કદાચ એકાદ બે' એ આસાયેશ અને ધરપત જન્મે છે. ડૉક્ટરની સલાહ-સૂચના આયખાની દોરને જાણે લંબાવે છે! જીવ હાશકારો અને ટાઢપ અનુભવે છે.

*ત્રીજું સૉનેટ 'અસ્વીકાર'*

મૃત્યુ તો ગમે ત્યારે નોટિસ, પત્ર, ચિઠ્ઠી, ચેતવણી કે નિમંત્રણ વિના આવવાનું .પોતાનું દ્વાર એ ખખડાવે ત્યારે મનમાં થાયઃ જરૂર તેની ભૂલ થાય છે કે તેને સરનામું ખોટું મળ્યું છે. બીજા કેટલાય મરવાને વાંકે જીવે છે, કેટલાય રોગી, રાંક, પીડિત મૃત્યુની પ્રતીક્ષામાં જીવે છે, છૂટવા મથે છે અને મોતને બિછાને સૂતા છે જ્યારે મને તો નખમાંય રોગ નથી, નાડ અને કાયા નરવી છે, પંડ સાબૂત છે, શરીર તંદુરસ્ત છે, ધર્મ-પુણ્યનાં અનેક કામો હજી કરવાનાં બાકી છે. મન ટપારે, ચેતવે અને હૈયાધારણ-આશ્વાસન પણ આપે, 'મરણ' લલાટ સહુને લખ્યું વ્યરથ એની ચિંતા કશી?' બારણું ભલે ખખડતું રહ્યું - યમરાજને પોતાની ભૂલ સમજાશે કબૂલ પણ કરશે અને પાછા જશે.

*ચોથું સૉનેટ 'ક્રોધ'*

મોત બારણું ખખડાવે છે અને 'સમન્સ' બજાવે છેઃ આ જ ઘડીયે પળે ઘોડે ચડી ઈશ્વરને દરબાર પહોંચવા હુકમ સંભળાવે છે. પાપ-પુણ્યની ખતવણી, જીવનકાર્યનો હિસાબ બધુંય ચિત્રગુપ્તનો ચોપડો બોલશે. મનમાં થાય - એક દિવસ તો ચાલ્યા જવાનું ભલે 'જવું જરૂર કિન્તુ આમ નહિ.' મન તર્ક અને દલીલ કરેઃ અનેક હીન કર્મો કરનાર હજી જીવે છે, હું તો દિવસ-રાત કામમાં વ્યસ્ત રહું છું, ઝાઝાં ધર્મ-ધ્યાન કરું છું, બધી ફરજો નિભાવું છું ને તો ય આ બદલો! યમરાજ પ્રતિ ક્રોધ ભભૂકી ઊઠે છે અને પુણ્ય પ્રકોપ જાગી ઊઠે છે. જલ્લાદ કસાઈ, ક્રૂર જમડાને ક્રોધ રોષમાં કહી દેવાય છે નહીં આવું જા. તેને ધાક-ધમકી પણ દેવાઈ જાય છે-

*'દઉં ધમકી ધાક જો ખબરદાર આવ્યો જ તો'*

*પાંચમું સૉનેટ 'વિનિમય'*

બારણું ખખડાવતું મોત શુકન, તિથિ, ચોઘડિયું જોયા વિના, વિના-વિલંબે ચાલવા કહે છે. યમરાજના ઘોડા હણહણી રહ્યા છે, લગામ ખેંચાઈ ગઈ છે. લલાટે મરવાનું તો લખેલું જ છે. એક દિવસ તો ચાલી નીકળવાનું છે જ. અત્યારે તો-

'પરંતુ અરજી કરું દીન દયાળને આટલી...'

બે-ત્રણ વર્ષો વધુ જીવવા મેં તો સંતવાણી સાંભળીશ, આકરાં વ્રતો કરીશ, ધર્મ ધ્યાન-અનુષ્ઠાન કરીશ, બધાના ઘા રૂઝવીશ, બધાનું ઋણ ફેડીશ, પરાર્થે-પરમાર્થે જીવીશ પાપ અને ભૂલા બદલ પરિતાપ- પશ્ચાત્તાપ કરી પવિત્ર થઈશ. મોતનું ધામધૂમથી સ્વાગત કરીશ. તૈયાર છું કહી અંતિમ સફર માટે સંચરીશ. મોતનો કાફલો ઊપડશે.

*છઠ્ઠું સૉનેટ 'વિષાદ'*

મોત બારણું ખખડાવે છે. જિંદગીની રમતનો ખેલ ખતમ થવામાં છે. જીવનમાં ન મળી કાન્તિ, ન મળી શાંતિ મનની મુરાદો, ઉરના ઓરતા, અંતરની ઇચ્છાઓ નષ્ટ થવા પર છે. ન સુમંગલ શબ્દ સંભળાયો, ન આર્ષદર્શન લાધ્યું. મને ભવ્ય જીવન-કર્તવ્ય બજાવવાની અબળખા હતી અને અભરખો પણ, છતાંય બધાય ઉધામા, સ્વપ્ન સંસારની ઘટમાળમાં ભરખાઈ ગયાં. આજે, જીવનમાં કરેલી ભૂલો શૂળ બની ભોંકાય છે! મેં જે રહસ્યમય રમ્ય જીવનની કલ્પના કરી હતી તેની તો ઝાંખી ય ન થઈ. ભવ આખાનો થયો ભવાડો. શેષ રહ્યાં નિરાશા-હતાશા અને વિષાદ. હું લડ્યો, લથડ્યો, પડ્યો. અંતે સાંપડ્યું વૈફલ્ય.

*સાતમું સૉનેટ 'સ્વીકાર'*

છેવટે અવશ્યંભાવી મૃત્યુનો સ્વીકાર કરવો રહ્યો, તેને આવકારવું રહ્યું. હવે ગભરાટ-ભય, ફિકર-ચિંતા, દાદ-ફરિયાદ, વાદ-વિવાદ, અફસોસ કે નારાજી કશું નથી. અતીત, અનાગત કે સાંપ્રત કશું નથી. જીવનમાં જે મળ્યું અને ફળ્યું, તે માણ્યું. હવે મારી જાત હરિ-હાથમાં. શ્રી હરિને મારું જે કરવું હોય તે કરે. હવે તો અનંત નિદ્રા. યમરાજ, હવે હું તૈયાર છું ; ચલાવ તારો દિવ્ય રથ, મારી જીવન-સફર પૂરી થઈ. મારું નામનિશાન વિલીન થાય અને સૌને 'અલ્વિદા' પાઠવી આખરી વિદાય લઉં. જુઓ-

સ્વીકાર

'હવે ન ગભરાઉં મોત ખખડાવતું બારણું,
હવે ન પરવા કશી ફિકર ના કરું કાંઈ હું
હવે ન ફરિયાદ દાદ નવ વાદવિવાદ વા,
હવે ન અફસોસ, અંત સમયે અંતાક્ષરી,
સ્મરું ન ગત, ના અનાગતની કોઈ ચિંતા કરું,
હવે ન કરું વાત કો જીવનના જુદા જોગની,
મળ્યું જીવન જે, ફળ્યું ન ફળ્યું, ત્યાં જ તેમાં જ, હું
રહસ્ય લહું દુન્યવી, સકલ અર્ક અસ્તિત્વનો
હવે કરવું હોય તે હરિ કરી, હરિ હાથ હું.
ભલે મરણ આવતું, બસ અનંત નિદ્રા સરું,
થઈ સફર આજ પૂરી, યમરાજ, પૃથ્વી પટે.
ચલાવ રથ દિવ્ય દક્ષિણ પથે, છું તૈયાર હું
વિલીન બસ થાય નામ, ન નિશાન કાંઈ રહો
વિદાય લઉં હું સમસ્ત જગની હવે, 'અલ્વિદા'

*('ઇન્ડિયા ઇન્ડિયા' પૃષ્ઠ ૪૩)*

□

# કવિલોકનાં પ્રકાશનો

## ભાવગીત

રમતાં રમતાં લડી પડે ભૈ માણસ છે!
હસતાં હસતાં રડી પડે ભૈ માણસ છે!

પહાડથી યે કઠણ મક્કમ માણસ છે!
દડ દડ દડ દડી પડે ભૈ માણસ છે!

ચંદર ઉપર ચાલે ચપ ચપ માણસ છે!
ને બે ડગલે ખડી પડે ભૈ માણસ છે!

સૂર્યવંશીનો પ્રતાપ એનો માણસ છે!
ભર બપોરે ઢળી પડે ભૈ માણસ છે!

પૂજાવા ઝટ થયા પાળિયા માણસ છે!
ટાણે ખોટ્યું પડી – પડે ભૈ માણસ છે!

-જયન્ત પાઠક

સ્થાનસમર્પિત
'કવિલોક'ના એક ચાહક તરફથી

પક : રાજેન્દ્ર શાહ
હેમંત
વિ.સં.૨૦૬૩




# ધ્વનિ

નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૬
વર્ષ ૪૯ : અંક : ૬
સળંગ અંક : ૨૯૪

કવિતાનું ઋતુપત્ર

તંત્રી
ધીરુ પરીખ





**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમંત વિ.સં. ૨૦૬૩ : વર્ષ ૪૯ : અંક ૬ સળંગ અંક ૨૯૪



**જાન્યુઆરી ૨૦૦૬થી કવિલોકનું વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦/- છે તેની સહુએ નોંધ લેવી**


તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ : નિરંજન ભગત

આવરણ : કલાધર વૈષ્ણવ

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૧૦૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૫૦૦. અમેરિકા : વાર્ષિક $ 7, અથવા રૂ. ૩૫૦. આજીવન $ 150; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 6, આજીવન £ 100. આ અંકની છૂટક કિંમત રૂ.૨૦.
'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૨૧૪૩૬૩૫

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે.







## કવિતા અને દલિતચેતના

કોઈ પણ સમાજ કોઈ પણ કાળે કોઈ પણ દેશમાં એક જ સ્તરનો બનેલો જોવા મળ્યો નથી. જુદાજુદા દેશકાળે સમાજ વિભિન્ન સ્તરોમાં વહેંચાયેલો હોય છે અને આને કારણે જ વિવિધ સમયે સમાજમાં વિવિધ સંઘર્ષો જોવા મળે છે. કોઈ પણ સમાજ ક્યારેય કોઈ પણ ભેદભાવજન્ય સંઘર્ષથી મુક્ત જોવા મળ્યો નથી.

આપણા દેશમાં પણ ભિન્ન ભિન્ન કાળતબક્કે આપણો સમાજ વિભિન્ન વર્ગોમાં વહેંચાયેલો રહ્યો છે. આ વર્ગભેદ ક્યારેક જ્ઞાતિમૂલક, ક્યારેક આર્થિક પરિસ્થિતિમૂલક, ક્યારેક વ્યવસાયમૂલક, ક્યારેક કેળવણીમૂલક જોવા મળ્યો છે. પરિણામે આ ભેદનાબૂદીના પ્રયાસો વિવિધ તબક્કે સક્રિય બનેલા પણ જોવા મળ્યા છે. આપણે ત્યાં આવા સામાજિક ભેદભાવની નાબૂદી માટે અત્રતત્ર સામાન્યતઃ વ્યક્તિવિશેષો દ્વારા પ્રયાસો થયા પણ છે. પરન્તુ છેલ્લી એકાદ સદીથી આપણા સમાજમાં વિવિધલક્ષી વર્ગભેદની નાબૂદી માટે સામૂહિક ચેતના કાર્યરત બની છે. મુખ્યત્વે જ્ઞાતિમૂલક અને એને પરિણામે આર્થિક-શૈક્ષણિક અસમાનતાલક્ષી ભેદભાવો સમાજમાં પકડ જમાવતા ગયા. બહુજ વ્યાપક અર્થમાં બે વર્ગો અસ્તિત્વમાં આવ્યા : એક, વંચિતોનો અને બીજો સંચિતોનો. આમાંથી છએક દાયકા પહેલાં મહારાષ્ટ્રમાં દલિત ચળવળ શરૂ થઈ. દલિતોદ્ધાર બાબતે સામૂહિક સભાનતા અને સામૂહિક સક્રિયતાએ જોર પકડ્યું. સર્વક્ષેત્રીય સામાજિક સમાનતા પ્રાપ્ત કરવા માટેના પ્રયાસો તીવ્ર બનવા લાગ્યા. આ ચળવળના એક ભાગરૂપે સાહિત્ય-સર્જનમાં દલિતતરફી વિષય-સામગ્રી પ્રતિષ્ઠિત થવા લાગી. 'સાહિત્ય'

સંજ્ઞા અસ્તિત્વમાં આવી અને એ જ રાહે દલિત કવિતા. એના મૂળમાં છે દલિતચેતના.

અંગ્રેજી સાહિત્યમાં પણ ૧૯મી સદીમાં ચાર્લ્સ ડિકિન્સની નવલકથાઓમાં દલિતો-પીડિતોની માંડીને અને સહાનુભૂતિપૂર્વકની છણાવટ જોવા મળે છે; ટૉમસ હૂડનાં કાવ્યો 'ધ સૉંગ ઑફ ધ શર્ટ', 'મિસ કિલ્મૅનસેગ', 'ધ બ્રિજ ઑફ સાઇઝ' વગેરેમાં વંચિતોની વેદના વણાયેલી અને વર્ણવાયેલી છે. આપણે ત્યાં ગાંધીયુગમાં સુંદરમ્, ઉમાશંકર, મેઘાણી, માણેક આદિ કવિઓએ પણ, ઓછાવત્તા પ્રમાણમાં દલિતધર્મી કાવ્યરચનાઓ આપી છે. એમાં વર્ગભેદ-વર્ણભેદની સાથે આર્થિક અસમાનતાની વાત પણ વણાઈ ગયેલી છે; એટલે કે વંચિતો અને સંચિતો વચ્ચેની અસહ્ય અસમાનતા અને તેને કારણે વંચિતો પ્રત્યેની અનુકમ્પા અને સંચિતો પ્રત્યેનો આક્રોશ આગળ તરી આવે છે. આ બધું 'દલિત' કે 'દલિત ચેતના' જેવી પરિભાષાના વિનિયોગ વિના નિરૂપાયું છે. પરંતુ એથી એમાં તાત્ત્વિક સ્તરે કશો ફેર પડતો નથી.

ગુજરાતીમાં આ વાસ્તવિકતા વિશેની વૈચારિક અને આચારિક ચળવળ કવિતાક્ષેત્રે આજથી લગભગ ત્રણ દાયકા પૂર્વે શરૂ થાય છે અને ક્રમશઃ વેગવંત અને વીર્યવંત બનતી જાય છે. અગાઉ આ દલિત ચેતનાની કવિતા જેઓ દલિત નહોતાં તેવા કવિઓએ પણ રચી છે. પરન્તુ આજે તો દલિત કવિતા વિશેષતઃ દલિતો દ્વારા લખાયેલી કવિતા એવું પણ એક અર્થઘટન અસ્તિત્વમાં આવ્યું છે. આઝાદી બાદ શૈક્ષણિક પ્રસારને કારણે દલિત સર્જકોની ચેતના વિશેષ ભાવે સર્જનપ્રવૃત્ત થયેલી જોવા મળે છે. આનો એક લાભ એ પણ છે કે જે અનુભવમાંથી દલિત સર્જક સ્વયં પસાર થયો છે તેની વેદના-સંવેદના વધુ સચ્ચાઈપૂર્વક અને વધુ સચોટતાપૂર્વક વ્યક્ત થાય છે. એમાં મુખ્યત્વે બિન-દલિતો પ્રત્યેનો તીવ્ર આક્રોશ અભિવ્યક્ત થાય છે અને વરવી વાસ્તવિકતાનો તાદશ ચિતાર નિરૂપાયો હોય છે.

હવે પ્રશ્ન માત્ર એ છે કે આ દલિત ચેતનાએ છેવટે તો કવિતાકલા કેટલી સિદ્ધ કરી છે. જે આક્રોશ નિબંધના પ્રકારે ગદ્યરૂપે વ્યક્ત થયો હોય તે તો સામગ્રીનો યથાતથ ઉપયોગ છે. જેમ વિચારપ્રધાન કવિતામાં વિચારનો મહિમા હોવા છતાં પણ 'કવિતા' પદનો સવિશેષ મહિમા છે,તેમ દલિત કવિતામાં દલિતચેતનાનો મહિમા હોવા છતાં પણ 'કવિતા' પદનો સવિશેષ મહિમા છે, એટલે કે વાત ભલે દલિતચેતનાની થઈ હોય, એ ભલે દલિત કે બિનદલિત દ્વારા થઈ હોય, પરન્તુ આખરે સિદ્ધ તો કવિતા કરવાની છે. એટલે કે દલિતચેતનાનું કાવ્યકલામાં રૂપાન્તર એ ઇસ્થેટિક મુદ્દો છે. અલબત્ત, આ પ્રકારની કવિતાનું ઇસ્થેટિક્સ પણ અલગતાથી રચાતું હોય છે. એમાં ભાષાશૈલી કદાચ જે તે વર્ગવિશેષની હોય, વાતાવરણ અને કલ્પન સામગ્રી પણ જે તે સમાજની વિનિયોજાઈ હોય, પણ છેવટે એ બધી કાચી સામગ્રીનું પકવ કલારસાયણ નિષ્પન્ન થાય તો તે 'દલિત કવિતા'માંના ઉત્તર પદનો અધિકાર પામે. નામદેવ ઢસાળની

કવિતાનો જયા મહેતાએ કરેલો આ અનુવાદ તેમાંની દલિતચેતનાનો ઉગ્રઆક્રોશ સોળ આની રજૂ કરે છે, અને એ રીતે એનો વૈચારિક સ્તરે અતિ મહિમા પણ છે :

*'સૂર્ય તરફ પીઠ ફેરવી તેમણે સદીઓનો પ્રવાસ કર્યો*
*હવે અંધકાર-યાત્રિક થવાનું નકારવું જોઈએ.*
*આ આપણો બાપ અંધકાર ઊંચકી ઊંચકીને છેવટે ખૂંધો થયો.*
*હવે તેની પીઠ પરનો બોજ નીચે મૂકવો જ જોઈએ.*
*આ વૈભવી નગરી માટે આપણું જ લોહી રેડાયું*
*મને પથ્થરિયા ખાણનો ઈજારો મળ્યો*
*હવે ગગનચૂંબી હવેલીઓને સુરંગ ચાંપવી જ જોઈએ.*
*સૂરજમુખી હાથમાં મૂકનારો ફકીર હજારો વર્ષ પછી આવ્યો.*
*હવે સૂરજમુખીની જેમ સૂર્યોન્મુખ થવું જ જોઈએ.'*

અહીં સૂર્ય, અંધકાર, સૂરજમુખી જેવાં પ્રતીકોથી વાત કલાની પરિધિમાં પહોંચવા કરે છે. પરન્તુ એમાં જે તાર સ્વરનો આક્રોશ છે તે મુખર બનતો અટક્યો નથી. 'ફકીર' શબ્દથી બાબાસાહેબ આંબેડકરનો નિર્દેશ પણ અછતો રહેતો નથી. આ તો એક દૃષ્ટાંત લેખે જ અહીં રજૂ થયેલી વાત છે. આપણે ત્યાં ઉમાશંકરનું 'જઠરાગ્નિ' કાવ્ય આવી ચેતનાનું જાણીતું ઉદાહરણ છે. તેમાંની નીચેની બે પંક્તિઓ ઉપરના કાવ્યની સમાંતરે મુખર આક્રોશયુક્ત છે :

*'ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે*
*ખંડેરની ભસ્મકણી ન લાધશે.'*

આખરે ત એ આક્રોશનું કલા-આકૃતિમાં રૂપાંતર થાય તે 'કવિતા'ની પ્રથમ અને પરમ શરત છે.

આથી દલિતચેતનાની કવિતા અવશ્ય આવકાર્ય છે, એ એક વૈચારિક અને વસ્તુલક્ષી નવપ્રસ્થાન છે. છેલ્લા ત્રણ દાયકાથી રચાતી આવતી આ પ્રકારની કવિતામાં શનૈઃ શનૈઃ કલાપક્ષ પ્રત્યેની સભાનતા વસ્તુપક્ષ જેટલી જ મહત્ત્વની ગણાવા લાગી છે અને એ દિશામાં દલિતચેતનાની કવિતામાં આગેકૂચ થતી જાય છે તે સુચિહ્ન છે.

ડિસેમ્બર ૨૨, ૨૦૦૬

ધીરુ પરીખ

# વલી ગુજરાતી

હનીફ સાહિલ

વલીના નામ અંગે વિદ્વાનોમાં મતભેદ છે. કેટલાક લેખકોએ 'વલીયુલ્લાહ' કેટલાકે 'વલીમોહંમદ', 'મોહંમદ વલી' તો કેટલાકે 'શમ્સ વલીયુલ્લાહ' નામ આપ્યાં છે. પ્રો. વજીબ અશરફ નદવી પાસે હિ.સ. ૧૧૦૭નો દસ્તાવેજ છે, જેની ઉપર ખુદ વલી અને તેમના બે દીકરાઓએ સાક્ષી તરીકે સહી કરી છે. એ ઉપરથી લાગે છે કે એમનું નામ 'વલીયુલ્લાહ બિન શરીફ મોહંમદ અલવી' હતું.

વલીના જન્મ અંગે પણ વિવાદ છે. કેટલાક લેખકોના મતે વલી અગિયારમી હિજરીના પૂર્વાર્ધમાં અમદાવાદમાં જન્મેલા, તો કેટલાકના મતાનુસાર વલી ૧૦૭૯માં ઔરંગાબાદમાં જન્મેલા.

વલીએ અનેક પ્રવાસ ખેડ્યા. એમણે હિ.સ. ૧૧૧૨માં હજ કરી અને એ જ વરસે તેઓ આલમગીરના સમયમાં સૈયદ અબુલ મઆલી સાથે દિલ્હી પહોંચ્યા તથા શાહ સાદુલ્લાહના મુરીદ અને શિષ્ય બન્યા, જે 'ગુલશન' તખલ્લુસથી જાણીતા હતા. વલી થોડો સમય બુરહાનપુર અને થોડો સમય ઔરંગાબાદમાં રહ્યા. આ બન્ને સ્થળે એમનાં સગાંસંબંધીઓ વસતાં હતાં. વલીના સમકાલીન કવિઓમાં નાસિર અલી સરહિંદી, ફિરાકી, ફકીરુલ્લાહ આઝાદ અને અહમદ ગુજરાતી હતા. જ્યારે રઝી, અશરફ, સના, મોતબરખાન અને ફખરી વલીના શિષ્યો હતા.

વલી તે સમયે પ્રચલિત એવી ઘણી વિદ્યાઓ જાણતા હતા, જેનું એમની કવિતામાંના ઉલ્લેખો પરથી અનુમાન કરી શકાય છે. એમણે પ્રયોજેલા અરબી-ફારસી શબ્દો- ઉચ્ચારશુદ્ધિનો સંબંધ છે ત્યાં સુધી- શબ્દકોશને બદલે સામાન્ય પ્રજામાં પ્રચલિત ઉચ્ચારોને પ્રસંદગી આપી છે. પ્રચલિત ઉચ્ચારોને અનુસરીએ તો જ પંક્તિની માપબદ્ધતા જળવાઈ રહે છે. એક જ ગઝલના એક શેરમાં ક્યારેક એમણે 'ઝુલ્ફ' અને ક્યારેક 'ઝુલફ' ઉચ્ચાર થાય એ રીતે એ શબ્દને પ્રયોજ્યો છે :

*નહીં ખાલ તેરે મુખ પર યે દિલ હૈ ઉસકા સનમ*
*તેરી ઝુલફ કું દેખ કર જો દુશ્મને ઈમાં હુઆ આજ*

*કરું ક્યું સંગદિલ કે દિલ કું તસખીર*
*ઝબરદસ્તી મેં બીજાપર કા ગઢ હૈ*

ઉપરના શેરમાં પિંગળ કે પંક્તિની કોઈ અનિવાર્યતાને સંતોષવા 'બિજાપર' નથી કહ્યું, પરંતુ ગુજરાતીઓ એનો ઉચ્ચાર એમ જ કરતા હતા. ઉત્તર ગુજરાતનાં લોકો આજે પણ 'વીજાપર' ઉચ્ચારે છે.

વલીની કવિતામાં એમના યુગનું પ્રતિબિંબ પડે છે. એમણે પોતાની આસપાસની દરેક વસ્તુના નિરૂપણમાંથી અર્થ નિષ્પન્ન કરવા પ્રયાસ કર્યો છે. કવિને પોતાની વિદ્વત્તા પ્રદર્શિત કરવા કરતાં પોતાના અરૂઢ અભિગમની પ્રતીતિ કરાવવામાં વધારે રસ છે અને એ પણ શેર અકળ ન થઈ જાય અને છતાં એમાં નાવીન્યનાં તત્ત્વોની ચાસણી મિશ્રિત થઈ જાય. એ રીતે કદાચ વલીને સંગીતના જાણકાર પણ માનવા પડશે. નીચેના શેર જુઓ-

*એ ઝોહરા જી કૃષ્ણ તેરે 'મુખ કી કલી દેખ*
*ગાતા હું હરેક સુબ્હ કો ઉઠ રામકલી હું'*

*

*છુપા હું મેં સદાએ બાંસલીમેં*
*કે તા જાઉં પરી રુ કી ગલીમેં*

આકર્ષણને લીધે એમની પ્રચ્છન્ન શક્તિઓનો સાગર તોફાને ચઢે છે અને મોજાં રૂપી શેર જેમ જેમ સાગરકિનારાને વટાવી જાય છે તેમ તેમ એમાં ઊંડાણ અને વ્યાપકતાની પ્રતીતિ થાય છે. એ જ કારણ છે કે વલીનું કવન લાગણીપ્રધાન નહીં પણ ચિંતન પ્રધાન છે.

વલીના મૃત્યુના વર્ષ અંગે પણ વિવાદ છે. ફરહંગે આસિફિયા પ્રમાણે હિ.સ. ૧૧૦૧ છે. અરસન સાહેબના મંતવ્ય પ્રમાણે હિ.સ. ૧૧૫૫ છે. ડૉ. અબ્દુલ હક સાહેબે, મુફતી અહસન સાહેબના એક કત્આ પરથી નક્કી કર્યું છે કે વલી હિ.સ. ૧૧૧૯માં મરણ પામ્યા. મદની સાહેબ પણ એ જ મતના છે.

વલીને પોતાના કૌટુંબિક કબ્રસ્તાન 'નીલી ગુંબદ'માં દફન કરવામાં આવ્યા હતાં ત્યાં આજે કબ્રસ્તાન નથી. માત્ર વલીની કબર હતી જે રસ્તાની વચ્ચોવચ હતી અને શાહીબાગ અંડરગ્રાઉન્ડ બ્રિજના પોલીસ સ્ટેડિયમના માર્ગ પર આવેલી હતી. પરંતુ ગુજરાતનું દુર્ભાગ્ય એ છે કે ૨૦૦૨નાં રમખાણોમાં તેને ધ્વસ્ત કરી દેવામાં આવી. આમ, ઉર્દૂના પ્રથમ ગુજરાતી કવિની ગુજરાતમાં જ નિશાની ન રહી! □

# રસાત્મકમ્

## ગોપીગીતની પરાકાષ્ઠા જેમ! / યશવંત ત્રિવેદી

હે સખે!
એક કન્યા પ્રેમગીતના અક્ષરો હજી ગોઠવતી હતી
હરિત રહસ્યોનો અપરિચિત દેશ ભૂગોળના નકશામાં હજી શોધતી હતી
હજી તો અનામ પુષ્પોની ગંધલિપિથી ભાગ્યને આલેખતી હતી.

હજી તો તારા સ્પર્શમાં ગ્રીષ્મના તળાવની તૃષા શીખતી હતી
જમુનાજલમાં ન્હાવા માટે નિર્વસ્ત્રતાને કિનારે મૂકવાની કવિતા શીખતી હતી.

ત્યાં તો શબ્દોની ટોચ ઉપર કેટલી બધી પરીકથાઓ તેં આલેખી આપી તારી આંગળીઓથી
કેટલા યુગાંતરોની પ્રદક્ષિણા કરીને જંપેલાં મારાં પ્રેમગીતોને પાંખો ફૂટી ગઈ!

હું તારા કયા અજ્ઞાત આનંદના ઉત્સવ માટે નિઃશબ્દતાના જલમાં
જલપરી જેમ તરવા માંડી છું?
મારા વક્ષઃસ્થલના કુંવારા રક્તને કોણ વહી જાય છે પ્રેમગીતો ભણી?
નદીનાં જલની ગંધ જેવી ભાષા અને સમુદ્રવસ્ત્રની નિઃશબ્દતા વચ્ચે
તને ઘડીક જોઉં છું શબ્દતાની કન્યાઓ પાસે,
ઘડીક નિઃશબ્દતાની અપ્સરાઓ પાસે!
ને વિસ્મયથી સ્તબ્ધ થઈને ઊભી રહી જાઉં છું ગોપીગીતની પરાકાષ્ઠા જેમ!

## ત્રણ લઘુકાવ્યો / *ફિલિપ કલાર્ક*

(૧)

હસ્તરેખાની નદીઓ
બદલે વ્હેણ
ને મારા સુકાતા જતા
ભાગ્યના પ્રદેશમાં
આવે પ્રાણ
એની રાહ જોતો હું
બંધ મુઠ્ઠી રાખી
બેસી રહ્યો છું
શૂન્યતાની ભેખડે...

(૨)

આપઘાત કરી કરીને
અવગતિએ ગએલા
સપનાના સેંકડો જીવ
ભટક્યા કરે છે
મારી આંખોના
અરણ્યમાં...

(૩)

યુગોથી
લાગેલી તરસને
ઠારવા જતાં
મારા ગળામાં
સુકાઈ રહ્યાં છે
સેંકડો સરોવરો.

મેં મોરની પુરાણકથા સાંભળી છે ત્યારથી... / *યશવંત ત્રિવેદી*

અક્રૂરજીના રથમાં બેસીને વિદાય લો, હે ત્રિભુવનમનમોહન!
તમારાં યુગકાર્યોને પૂરાં કરો, હે સર્વસુંદર!
એ તો સખીઓની સંગાથે અમસ્તાં આંસુ ઝળૂંબી ગયાં'તાં નેત્રોમાં.
બાકી શું હું નથી સમજતી તમારા મોર સમા નિષ્કામ પ્રેમને, હે પિચ્છધર!

જ્યારથી મેં મોરની પુરાણકથા સાંભળી છે નિષ્કામ વિહ્વલતાની...
કે મોરમાં દેહની કોઈ કામ્ય અવસ્થા જ નથી ત્યારે વિસ્મયથી સ્તબ્ધ થઈ ગઈ હતી
મલ્હારની ઉત્કટ ક્ષણે મોરમાં પ્રેમની વિહ્વલતા પૂર જેમ ધસી આવે છે ત્યારે
એની આંખોમાં અશ્રુજલ છલકાઈ જાય છે!
ને ઢેલ આ આંસુને પોતાની ચાંચમાં ગ્રહી લે તો જનની સ્વરૂપ થઈ જાય છે.

બસ! એ ક્ષણે જ વ્રજકુંજમાં કદંબ અને શિરીષનાં ફૂલો મહેકી ઊઠ્યાં હતાં
દૈયડનાં ગીત અને કોકિલના પંચમ સૂરમાં કામ અને રતિ મોહિત હતાં
બસ! વસંતની એ પરાકાષ્ઠાની ક્ષણે મેં તમારા ત્રિભુવસુંદર નેત્રોમાંથી
પ્રેમની વિહ્વલતામાં અશ્રુજલને ટપકવાં દીધાં હતાં
મારાં યુગોથી તૃષાતુર મૃગલોચનમાં... ને પૃથ્વીના ઉત્ક્રાંતિપથે મેં
પ્રથમ વાર અનુભવ કર્યો કે તૃષાની નદી વહેવાનું બંધ કરીને ઊતરી ગઈ છે મારી ભીતરમાં
વ્રજનાં વૃક્ષોને, પુષ્પોને, ભ્રમરો અને પંખીગણને સ્તબ્ધ થઈને જોતી
આ નદી હવે પહોંચી ગઈ છે એના અજ્ઞાત શિખર ઉપર - કૃષ્ણથી કૃષ્ણ સુધી.

ક્યારેક એવું નથી લાગતું કે સ્વપ્નમાં ખૂબ ઊંડે ઊતરી ગયા હો અને પછી જાગીને
તમારા ઓરડામાં પાછા ફરો ત્યારે તમને કશું જ યાદ ન હોય-
હંસનાં ટોળાનાં ટપકાં જેમ તમારી સ્મૃતિમાં કશુંક ઘૂમરાતું લાગે, હે સખે!
પણ આકાશના રસ્તાને તમે ભૂલી ગયા હો...
પછી હરિત તૃણોનાં બીડો, વૃક્ષો, હરણાંનાં ટોળાં, પર્ણોમાં રમતો પવન
બધું જ જોયા કરું છું
પણ તારી વાંસળીના વિકલ સૂરથી
પ્રાણમાં મન્દાક્રાંતા છંદ જેવી વેદના જાગી ઊઠે છે!

હે સખે! હવે મને વિસ્મૃતિના સમદ્ર સિવાય કશુંયે યાદ નથી, તારી આનંદસમાધિમાં!

## આપ્યું છે મને / યોસેફ મેકવાન

આમ તો ભરપૂર આપ્યું છે મને,
એ નહિ કહું, શુંય આપ્યું છે મને.

શ્વાસ જે કૈં સુખથી મ્હેકી રહે
એવું તે ક્યાં ફૂલ આપ્યું છે મને?

એક વાવું બીજું ઊગી નીકળે
ક્યાં કશું અનુકૂળ આપ્યું છે મને?

હર પરીક્ષણ હોય છે એક હદ સુધી,
ભાવિ કાં નિષ્ઠુર આપ્યું છે મને?

## ગંગાસતીને ગઝલ / અશોકપુરી ગોસ્વામી

...અને ગંગા સતી, ચોંકું હું વીજ ઝબકારે,
ઘણું ભળતું જ બંધાઈ ગયું છે અંધારે.

...અને ગંગા સતી, તહેનાતમાં તોફાન સ્વયં,
કિનારે હોઉં કે હોઉં પછીથી મઝધારે.

...અને ગંગાસતી, પળપળ પરીક્ષા થાય અહીં,
ખરે, છૂટે કશું, તેને ય મન પણ શણગારે.

...અને ગંગા સતી, લાગ્યું કે સાવ બાધું છે,
વધાવી લેવાની વાતોને મન ન ગણકારે.

...અને ગંગાસતી, વિચારવાની પળ ન હતી,
પેંગડે પગ મૂકી મરજી પૂછી છે અસવારે.

## મીરાંએ લખાવેલી ગઝલ
*અશોકપુરી ગોસ્વામી*

સ્હામે તીરે જાવું તાગ્યું છે,
લંગર ભારેખમ નાખ્યું છે.

અધરું પડવાનું છે તો પણ,
નિશાણ તો ઊંચું તાક્યું છે.

બાદમાં ભેજ્યું રાણોજીએ,
કડવું વખ વહેલું ચાખ્યું છે.

થાપણ મોટા મહાજનને ત્યાં,
માગું કે તરત જ આપ્યું છે.

મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
મળવાનું ઘેલું લાગ્યું છે.

## આવ્યાં / ભરત વિંઝુડા

જો તમારા જ ધ્યાનમાં આવ્યાં
સાતમાં આસમાનમાં આવ્યાં.

એમ ઘરમાંથી બહાર નીકળવું
જાણે ખાલી જહાનમાં આવ્યાં.

હોય સામે તે હું નિહાળું છું
ત્યાં તમે ક્યાં નિશાનમાં આવ્યાં?

આંખથી ઊતરી ગયાં ભીતર
ભીતરેથી જબાનમાં આવ્યાં

શું ખબર, અહીંથી ક્યાં જવાનું છે?
થાકી હારી સ્મશાનમાં આવ્યાં.

## ગીત / *અનિલ ચાવડા*

નક્કી ગહન મરમથી,
પાંપણ વચ્ચે તીર ખૂંપતું એવું નરમ નરમથી,
નક્કી ગહન મરમથી.

લીલ વળેલા પથ્થર થઈને
રઝળ્યા સરવર ઘાટે
યુગોયુગોથી કોણ અમોને
ઔષધ માફક વાટે?
કોણ અમારી પાંસળીઓમાં સળગે ભેદભરમથી.
નક્કી ગહન મરમથી.

અંધારાની રગેરગોમાં
લાગ્યું કશુંક કપટી,
અજવાળું તો ઈશ્વર દ્વારા
વગડાયેલી ચપટી,
બેઉ વચાળે શેઢા જેવા ઊભા શ્વાસ શરમથી.
નક્કી ગહન મરમથી.

## ગઝલ / *ભારતી રાણે*

આ ક્ષણોની કામધેનૂ આંગણે ચરતી રહી,
વૃક્ષની છાયા ખરેલાં પાનમાં ઝરતી રહી.

આંખનો દરિયો ઘણો ખડકાળ, તોફાની હતો,
સ્વપ્ન-નૈયા છતાં મંઝધારમાં તરતી રહી.

શું બહારોને છલોછલ બાગમાં ગોઠ્યું નહીં?
ઘાસનાં ફૂલો મહીં ચૂપચાપ એ ખરતી રહી.

અશ્રુને મૃગજળ કહો, કે છીપનાં મોતી કહો,
આંખ જ્યાં વરસી પડી ત્યાં આગ તો ઠરતી રહી.

લ્યો! ગણી કાઢ્યા સિતારા જેટલા છે આભમાં,
તોય બાકી રાતની રેતી હજી સરતી રહી.

## સોફા / *રાજેન્દ્ર પટેલ*

ત્રણ ત્રણ પેઢીથી
તેણે સાચવ્યો છે વટ.

બાપુજી જ્યાં બેસતા એ ભાગ
હજુએ કોઈ અજ્ઞાન પ્રાર્થનામાં
રત લાગે છે.

હું જ્યાં બેસું છું
ત્યાંથી બારી બહારનાં વૃક્ષોને
એ જોઈ રહે આકાશની જેમ.

દીકરીની ઊછળકૂદથી ઉત્સાહિત થઈ
ક્યારેક તે મરકે છે
અને ઘણી વાર હચમચી જાય છે
પ્રેમથી.

ઘરના બધા સભ્યોથી જ્યારે
તે ભરેલો હોય છે
ત્યારે ઘણી વાર તે
છુક છુક ગાડી હોય તેવું લાગે છે.
બધાંની વાતોમાં સતત એ પ્રવાસ કરતો રહે છે.

એકવાર બાએ ભરતભરેલું કુશન મૂકેલું
ત્યારે થનગની ઊઠ્યો હતો.
તે રોફ આજેય તેને ખપ લાગે છે.

ટી.વી.ની જાહેરાતો અને બહાર-અંદરના શોરબકોર
કંટાળી,
ઘણી વાર તેની નીચે બેઠેલી બિલાડીને ગેલ કરે છે.

## ગયો છે / રાજેન્દ્ર પટેલ

તું ખોવાઈ ગયો છે
તેનો આધાર
પાંખનો ફફડાટ સાંભળી શકે છે કે નહીં
તેની પર છે.

તેં રોપેલો છોડ
પ્રકાશ પી પીને વૃક્ષ બને
અને પહેલી વાર કોઈ પંખી તેની પર માળો બાંધે
ત્યારે જ તારામાં ખીલી ઊઠશે
ના વિલાય તેવી વસંત.

અથવા તું
ધૂળ થઈ છવાઈ જાય પાંદડાં પર
પવન બની લૂછ તેના અંગ-અંગ
ભરવૈશાખે ગરમાળાનાં ફૂલની જેમ
સોનું થઈ વેરાઈ જાય ચોતરફ :

આ બધુંય
તું ચાલે છે કે સ્થિર રહે છે
તેની પર નિર્ભર છે.

સમજી લે
વૃક્ષનો છાંયો જ
મસમોટી આંધીનો સાચો સામનો કરે છે,
તેનો ઘેરાવો નહીં.

માત્ર, બસ,
આંબી જા તારા પડછાયાને
અને કહી દે,
તું જાગી ગયો છે
કે ખોવાઈ ગયો છે.

તું પછી હોઈશ
વૃક્ષ-ટોચની કૂંપળમાં
અને તારામાં ફણગી ઊઠશે
આખેઆખું વન.

## મારું જ નામ / રાજેન્દ્ર પટેલ

બારી ખોલવા હાથ લંબાવું
અને આખેઆખું આકાશ
બાળક થઈને વળગે.

પગ બારણા તરફ વળે
અને પૃથ્વી પાથરે
જાણે ખોળો.

પંખી પીછું થઈ
મનમાં સરવા માંડે,
ઝાડપાન
ઊગી ઊઠે અંગેઅંગ.
બંધિયાર શ્વાસમાં
લીલો ઉજાસ ફેલાઈ જાય.

ત્યાં ઓચિંતું
કોઈક બારણું ખટખટાવે
જાણે પાણીમાં પડ્યો પથરો.

ખોવાઈ ગયેલો ચહેરો
બધું એક વાર બની જાય
એનો એ નકશો.
પણ હાડમાં અંકૂરાતું રહે
અજવાળાનું કુંડાળું.

સાંજ પડે
બારી બંધ કરવા હાથ લંબાવું,
ત્યારે વળગેલું રહે
માત્ર શાંત એકાંત.
રાત આખી અજાણ્યાં સ્વપ્નોનું મેદાન બની જાય,
તેની ઉપર ઝળહળે અગણિત લાલલીલા તારા.
અને એકાદ ખરતા તારા પર બેસી
પ્હોંચું મારા સુધી
અને વિનવું, વધુ એક વાર,
મારું જ નામ ભૂલી જવા.

# પાપા પંગલી / *મૌન બલોલી*

*(૧) શિશુસહજ થવા મથું છું, પણ..*

ચિલ્ડ્રન હૉસ્પિટલથી વિદાય લઈને
ઘેર આવેલા નવજાતને પારણામાં જોઉં છું.
યોગીની જેમ ધ્યાનસ્થ
આંખો ખૂલે છે ને મીંચાય છે.
એની ભીતર એને રહેવું કેમ ગમતું હશે
તે હું આજે સમજી શકું છું.
પોતાની ભીતરનું સત્યમ્, શીવમ્ , સુંદરમ્,
વૃદ્ધાવસ્થાએ ખૂલે છે એ અનુભવ
મને શિશુ બનવા પ્રેરે છે.
એની ટગર ટગર ફરતી આંખો
સ્થિર થશે એ પહેલાં
એની ભીતર કેટલું બધું થશે!
એના રડવાનો અવાજ
એને જે થાય છે એનો અણસાર છે.
એ જેટલી વાર રડે છે
તેટલી વાર એને કશું ને કશું થાય છે
એ અણસારો ઝીલી શકીએ.
ભૂખ, ઊંઘ, ઉત્સર્જન, અવરોધ, વરાધ વગેરે
એને રડાવતાં હશે.
એ પ્રત્યે સજાગ રહ્યાં હશે
એ લોકો જ પોતાની ભીતર ભરેલું પામ્યાં હશે.
ચિકિત્સકની સારવાર લેતાં
પ્રશ્નનો ઉત્તર સરખી રીતે આપવા છતાં
ભીતરનું ઘણું અજાણ્યું રહી જાય છે.
ઊંઘ કેવી રીતે આવે છે, ભૂખ કેવી રીતે લાગે છે
એ જાણવાની વૃત્તિ વૃદ્ધાવસ્થાએ થવી,
એ ખરેખર અભ્યુદય છે.
જુદા જુદા સ્વાદના પાયા પર રચાયેલા
ઈચ્છાની ભૂતાવળોનાં ખંડેરો શિશુને હોતાં નથી;
પણ એ જેમ જેમ મોટો થતો જશે
તેમ તેમ એ વળગાડ પણ વધતો જશે;
છતાં એ મોટો થાય છે તેમ કેવી રીતે વધતો જાય છે
તે સમજવાની ઉંમર જેને આવે છે તે જ જાણે છે.
આજે હું સમજવા મથું છું,
હું તો માત્ર ખાઉં છું તો પછી કોણ મને વૃદ્ધ કરે છે?
હું જન્મ્યો હતો ત્યારે અને આજે છું
તે બે દૈહિક સ્વરૂપ વચ્ચે જે અંતર છે
તે કેમ યાદ આવ્યું નહીં હોય!
તે જાણવા મથું છું ત્યારે સાચા જીવનને અનુભવું છું.
સ્થિર થતી તેની આંખો
વિવિધ આકારોને રહસ્યમય રીતે નીરખે છે,
એની આંખોમાં આંખો પરોવાય છે
ત્યારે એ મરક મરક હસે છે.
મરક મરક હસતાં હસતાં ખિલખિલ હસે છે,
ત્યારે સરવા થતા એના કાન
અવાજનો અણસાર આપે છે.
એનું ખિલખિલ હસવું
એનામાં પાંગરતા અવાજનો સંકેત છે,
મોટો થવાનો સંકેત છે,
આમ જ હું મોટો- વૃદ્ધ - થયો હોઈશ.
વૃક્ષની જેમ જ
મને ડાળાં-પાંદડાં-છાંયો-ફળ જન્મ્યાં છે
એ કેટલીય વાર ખર્યાં હશે,
ફરી પાછાં કેટલીય વાર ઊગ્યાં હશે.
આજે લીલા ઠૂંઠા જેવો હું-
મને ભીતર પ્રવેશવા પ્રેરે છે.
તેને પારખવા મથે છે.
એના તાગનું તપ શિશુજીવનને મહાવિદ્યા ગણે છે.
એટલે જ શિશુસહજ થવા મથું છું, પણ..

મારાં ખરીદેલાં રમકડાં મને જ વાગે છે.
મારી સંગ્રહખોરી મને જેટલી નડી છે,
એટલી જ અન્યને પોતાની સંગ્રહખોરી નડતી હશે-
છતાં ઉંમર પ્રમાણે ખરીદેલાં રમકડાંનો મોહ
મને સૂરદાસ બનાવે
તે પહેલાં શિશુ દ્વારા ચેત્યો છું.
રમકડાંનો મોહ અને રમકડાંથી છૂટકારો
એ બે વચ્ચે જે જળકમળવત્ છે,
તેનો આધાર પણ ભીતર જ છે.
છતાં ઊંઘની જેમ એ કેવી રીતે ઝીલી શકાય,
એમાં વ્યતીત થતો જતો હું
હવે ઊંઘમાં દોડતો નથી,
પણ ધીમા પગે પા પા પગલી ભરું છું.

## (૨) અધૂરી શોધ

બીડી પીતાં પીતાં
ઘરની બારી કને બાળક રમાડે એમ રમું છું,
બીડીનો ધુમાડો પકડવા જતું બાળક
ધુમાડો વિખેરાય છે ત્યારે ઘડીક થંભે છે,
અને પછી એનું મન કિકિયારી કરે છે.
એવી જ કિકિયારી બારીબ્હાર કૂતરાને જોઈને કરે છે.
એ જ સમયે
બાળકને આંટાની સહેલ ખવડાવવા નીકળેલા
એક પપ્પા સ્કૂટરની લટારથી દૃશ્યને કાપે છે,
પણ બાળકને રુંવે રુંવે કિકિયારી જ કિકિયારી.
બારી બ્હાર રમતાં બાળકો-
તેને જોઈને પણ બાળક કિકિયારી કરે છે.
બે બાળક બારી કને દોડી આવે છે,
બે ઘડી કિકિયારી અને ખિલખિલાટ-
ફરી પાછાં બાળકો રમતમાં લીન,
એને જોઈ
ઘરનું બાળક કિકિયારીથી માર્ગ ભરી દે છે.
મને એ વિસ્મયની વાવણી ખીલવે છે ખરી,
પણ સોસાયટીના નાકે
વૃદ્ધો વચ્ચે બેઠેલા મને
મારી જ જેમ કોઈ પપ્પા
પોતાના બાળકને ચૉકલેટ આપતા દેખાય છે,
કોઈ મમ્મી બિસ્કીટ આપતી દેખાય છે.
બાળકની જીદ અને મોટેરાઓની રાહત
એ બે વચ્ચે કેવું અને કેટલું અંતર છે
તે હું વૃદ્ધાવસ્થાના આરેથી શોધું છું.
જીયાણાના ઝૂલણામાં
ફોઈ-માસીની ગોદમાં જીજ્ઞાસાનું વાવેતર શોધું છું
પણ સદરાનાં આવરણોથી
ગૂંગળાતી ઇન્દ્રિયો ભાંખોડિયાં ભરવા મથે છે,
'બાળઉછેરની જીજ્ઞાસાનું વાવેતર
અને નીંદામણની મોસમ અરસપરસ જોડાયેલી છે;
છતાં હું-
બીડીની લત શ્વાસ હણે છે
તે ચિંતામાં ગૂંચવાતો રહ્યો છું,
ને બાળક રમાડે તે રીતે રમતો રહ્યો છું.
જન્મ અને મરણ વચ્ચેનો ગાળો ઓછો થતો જાય છે,
છતાં જન્મસમયે જે પ્રવેશે છે,
માના ગર્ભમાં જે પાંગરે છે,
અને મૃત્યુસમયે જે અલવિદા કરે છે,
એને શોધવાની જીજ્ઞાસા સતેજ થતી રહી છે.
આજ લગી
આડેધડ વાવ્યું, આડેધડ નીંદ્યું આડેધડ લણ્યું,
આડેધડ હળ્યાંમળ્યાં આડેધડ ખાધું,
આડેધડ છૂટાં પડ્યાં, આડેધડ જીવ્યે ગયાં-
એ ભાન વૃદ્ધ કરી શકે છે,
પણ મેં મારાં માબાપની જેમ જ બાળકો પેદાં કરેલાં છે,
ઉત્સર્ગ વધારેલો છે.
માબાપનો વારસો જાળવ્યાનો વટ વાવ્યા કરેલો છે.
વારસાગત કાગવાસ કર્યે જાઉં છું,

ભાદરવાનું શ્રાદ્ધ ઊજવ્યે જાઉં છું.
કોઈ ખેડૂતો તમાકુનું તેલ કાઢતાં શીખે,
ઘોંઘાટિયાં વાહનોની હડફેટો
પશુવાદનોના ડચકારા વવરાવે
માટી અને લાકડાનાં રમકડાંનો યુગ લવરાવે,
એવી પ્રતીક્ષા ઘરઆંગણે શ્વાસ લઈ રહી છે.
વારસાના વેલાઓ માટે થોરિયાની વાડ બચશે કે કેમ,
એ પ્રશ્ન હજીય ચૂપચાપ જીવે છે.
મૃત્યુસમયે જે અલવિદા કરી જશે
એને મરતાં પહેલાં સાક્ષાત્ કરી શકાશે કે કેમ,
એ ચિંતા પ્રત્યેક પળે મારામાં ઉત્તર શોધે છે,
અને હું બાળક રમાડે તે રીતે રમ્યે જાઉં છું.

## સાંજે સાંજે / *દક્ષા વ્યાસ*

સાંજે સાંજે ચાલવા નીકળું છું
કિંતુ ક્યાંય જવાતું નથી.

ડગ ભરું છું
ને ગળે
ટિંગાઈ જાય છે આડિયું;
લીલો ચારો ચરવા છૂટેલી ગાય
રખેને ચરિયાણ છોડી
ક્યાંક દૂર ચાલી જાય!

પાછી ફરું છું
ઘરઆંગણે પ્રવેશું છું
આડિયું અટવાતું રહે છે
પગ વચાળે.

આમ તો બધુંય હોય છે હેમખેમ
તો ય
ક્યાંય જવાતું નથી, એમ કેમ?

## એ / *દક્ષા વ્યાસ*

એ
આવી ઊભે
સાવ અચાનક
આંખો સામે
કાજળકાળા વેશે
ધોળાં ફગ્ગં ફૂલેશે

વલય વલય
શ્યામ ધવલ
અવશ કંપન
રોમ રોમ

રૂપ એ ઈપ્સિત
કવિકલ્પિત
પોઢાડે પ્રાણને જે પળમાં
ચિર પ્રશાંતિમાં
ઝંખ્યું ક્ષણક્ષણ
તો ય
અવશ કંપન
રોમ રોમ

શનૈઃ શનૈઃ
ચંદ્રની અળપાતી કળા જેમ
તોડે એ એક એક દલ
અસ્તિત્વનો એક એક કોશ
ક્ષણે ક્ષણે બટકાતો હોશ
રમાડે હથેળીએ પલપલ

સરવાળે
હું તમે - તે - તેઓ
જલ-થલ
સઘળું એકાકાર અદ્દલ.

# ચારધામ હીમાલય યાત્રા સંદર્ભે ગઝલગુચ્છ / *ગુણવંત ઉપાધ્યાય*

(૧)

જ્યાં જરૂરી હોય ત્યાં ખસવાનું રાખ,
અન્ય કાજે જાતને ઘસવાનું રાખ.

આભને પણ આશરો લેવો ગમે,
એવું કોઈ ઘર ચણી વસવાનું રાખ.

મન ભલે સોને મઢેલી દ્વારિકા,
મન, કસોટી પથ્થરે કસવાનું રાખ.

સામેવાળા રાજી-રાજી થઈ જશે,
જાણી જોઈ ક્યાંક તો ફસવાનું રાખ.

પહાડ જેવા પહાડ ઓળંગી જઈશ,
સૌની સાથે મુક્ત મન હસવાનું રાખ.

(૨)

તારા સુધી પહોંચી અજબ મૌન થઈ ગયાં,
ઊકલી ગયા સવાલ સફળ મૌન થઈ ગયાં.

તું આટલી ઊંચાઈ ઉપર એકલો ભલે,
દૃષ્ટિ બહુ વિશાળ અફર મૌન થઈ ગયાં.

અમને વહાલી ભીડ એ તમને ત્વચા સહજ
સંવેદના સમાવી સજલ મૌન થઈ ગયાં.

વનરાજી, વહેતા પહાડ, ગગનમાં સર્યે જતાં,
રસ્તાને નમણે ઢાળ, સજન મૌન થઈ ગયાં.

શબ્દો યે વામણા અતિ અર્થો સરી પડ્યા,
લખવું રહ્યું છતાંય સહજ મૌન થઈ ગયાં.

(૩)

પહાડો પરથી ઝરણાં જેમ રસ્તાઓ સરે છે,
નજર લીલી બની ચોફેર વિસ્ફારિત ફરે છે.

ઊંચા વૃક્ષો ઉપરથી પંખી તડકાનું ઝરે છે,
સુનહરી ચાંચનાં ગીતો સનાતન વિસ્તરે છે.

અહીંનાં લોક જાણે દેવદૂતો હરતાં-ફરતાં,
સ્વજન ભૂલી જવાયે એમ મન સૌનાં હરે છે.

અલસ આ ખીણ, પર્વત, ખેતરો, પગથી, પ્રવાસી,
મળે જ્યાં એકબીજાંને તરત પૃચ્છા કરે છે.

અજબ છે શિવગુફા આટલી ઊંચાઈ ઉપર
પરમ પરિવારે સાથે મુક્ત મનડું ઊછરે છે.

(૪)

જેટલાં ભયથી પરિચિત એટલી શ્રદ્ધા બળૂકી,
કાંકરીચાળા વગર ક્યાં ફૂટવાની છે મટુકી?

લીલવરણી, ખળખળન્તી, યા બરફની ઓઢે ચાદર,
રૂપઘેલી છે પહાડી, અન્ય રૂપો નાખ થૂંકી.

પહાડ જેવા પહાડ રસ્તો આપતા રહે છે નદીને
ઝાડ જેવા ઝાડ જુએ દૃશ્ય મનહર સહેજ ઝૂકી.

વાંકીચૂંકી કેડીઓ, રસ્તા યે ચઢ-ઊતર કરે છે,
ક્યાંક ઝડપી, ક્યાંક ચાલે જાળવીને પગલું મૂકી.

બાથમાં લેવા પ્રવાસી આભ પણ ઝૂકી જતું ત્યાં
વીજળીના સ્વાંગમાં આ કોણ બોલે છે તડૂકી?

### માણસ હશે! / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

બંધ દ્વારે કોણ આવી સાદ દે, માણસ હશે,
પ્રાસકો પી આગવો અવસાદ દે, માણસ હશે!

ક્યાંક ઝાકમઝોળ જોતાં આંખ એની સળવળે,
જાતને ડંખ્યા પછી ફરિયાદ છે, માણસ હશે!

કેટલો ખામોશ હૈયે જાતને ધરબી ગયો,
ચૂપકીદી નોંતરીને દાદ દે, માણસ હશે!

કેટલાં રણ પી જવા એ આપથી વેરાન છે,
ઝાંઝવાંને કાં અકારણ શાપ દે, માણસ હશે!

નાચતાં ને ઊંઘતાં કૈં ધારણાઓ ફેરવે,
કૈંક અચરજ પામવાને જાન દે માણસ હશે!
પાતળી રેખા સલામત બારણે આંકી ગયો
તોય ભૂલી ભૂંસતો એ આણ દે, માણસ હશે!

### ટક...ટક..! / *મુકુન્દ પરીખ*

મન્વંતરથી
ગોખ વચાળે
કાળચક્રમાં
સતત સરકતા કાંટે
હોવાના અચરજનું પંખી
ઊડતું આવી બેસે રોજ
ધરે ધ્યાન
ને રાખે સરવા કાન
ઝંખે સ્વર અગોચર!
બિચારું
ભોળુંભટાક
એના કર્ણે આંદોલાતા
ધ્વનિ એ કના એક જ
ટક...ટક...
ટક...ટક...!

### અદૃશ્ય / *મુકુન્દ પરીખ*

એક
ને
એક
ને એમ અનેક
અંક અગણિત
ખીસ્સે મૂક્યા...
સકળ
કાલગ્રસ્ત
એકાંતરે
નષ્ટ...
ને પછી તો
શૂન્ય
પણ અદૃશ્ય!

### સ્મરણનો પ્રવાસી છું / *કિશોર મોદી*

વાણીમાં શબ્દનો પ્રવાસી છું,
એકલો ખુદ તણો પ્રવાસી છું.

સર્વથા ખુશી તણો ઉજાસ
સૂર્યશા સમયનો પ્રવાસી છું.

વાદળો ઉપર બેસી નીકળું,
સપ્તરંગી મનનો પ્રવાસી છું.

કાચી માટી તણું માટલું લઈ
હું લીલાની નદીનો પ્રવાસી છું.

સામને મૃગજળો મળે મને,
રિક્તતાથી રમતો પ્રવાસી છું.

સાંજના તિમિરનો પ્રકાશ છું
આમ હું સ્મરણનો પ્રવાસી છું.

## પંડના પાતાળે / *દેવેન્દ્ર દવે*

પંડના તે પાતાળે પોઢેલી પરી હું તો
શીદને ચડે છે તને ઝેર?
આયખું ના પામી હું ઊગી ના ભોર હજી
વાળવા બેઠી છું કિયું વેર? -પંડના૦

ગુન્હો તું આચરવા આજે તૈયાર જેની
ફાંસી નથી કે નથી કેદ,
બાળક તો ઈશ્વરનું દીધું વરદાન એમાં
કુંવર ને કુંવરીનો ભેદ!
વાંઝણીનું મેણું હું ભાંગીશ રે માવડી!
વરતાવે કેમ કાળો કેર? -પંડના૦

કાળજાનો કટકો જે કીધો'તો કવિઓએ
માનું હું આજે હવે ફોક,
જનનીની જોડ નહીં મળશે - કહીને એમ
ગાંડું થયું'તું બધું લોક!
'જાકારો' દીધો તો સાત સાત ભવમાં યે
ડોકાવું નહીં તારે ઘેર... -પંડના૦

## તડપ દોડી હતી/ *શૈલેષપંડ્યા 'ભીનાશ'*

હથેળીમાં સરોવર માપનું આપ્યું
મને તેં જીવવાનું કાચનું આપ્યું
કરું તો શું કરું હું બંધ જોવાનું,
સમયને સ્વપ્ન પાછું કાલનું આપ્યું.

વ્યથા, અફવા, સવાલો ક્યાં કદી છૂટ્યાં,
હજી પણ મૌન ક્યારે આપનું આપ્યું?

કહો તો હું ફરી ડોલી શકું દ્વારે
હૃદયને સ્હેજ રણઝણ નામનું આપ્યું.

તડપ દોડી હતી 'ભીનાશ' રણ વચ્ચે,
છતાં તેં કેમ કારણ પ્યાસનું આપ્યું?

## ઊછળે લખોટી / *જયંત પટેલ*

કોડીના બે-ચાર દાવમાં ઊછળે આમ લખોટી
ખબર નથી કે જીવતરની ચોપાટ કેટલી મોટી!

જરા મૂછનો દોરો ફૂટે અને જીભમાં ત્રીટી
મનની દીવાલોમાં ખોડે રંગબેરંગી ખીંટી.

અંદરથી ઉછાળા મારે કંચનવર્ણી ગોટી
કોડીના બે-ચાર દાવમાં ઊછળે આમ લખોટી.

સમજણનાં બે-ચાર કણગલાં માંડમાંડ જ્યાં ફોળે
અરધી પડધી ઉંમર ઊંડી ખાડીમાં જઈ ઢોળે

બેઉ હાથમાં રહી ગઈ છે ખાલે ખાલી લોટી
કોડીના બે-ચાર દાવમાં ઊછળે આમ લખોટી.

## સંકેતો / *ગિરીશ ભટ્ટ*

સંકેતો સાંપડે આગોતરા રે;
આવે આવે સોનલદેને આથેરી વાટના નોતરા રે.

ખખડે છે ડેલી ને વંચાતી પાથરી એ
અણજાણ્યા ઉંબરાની ઠેસ;
બારણાની આડશમાં દેખાતો આરપાર
પીળચટ્ટો રેશમિયો ખેસ.

સોળ સામટાં ચોમાસાંના ભીનેરાં ભાન અડે સોંસરા રે;
સંકેતો સાંપડે આગોતરા રે.

દૂરદૂરના દેશના વાયરાઓ લાવતા
રતાચટ્ટક કે ઉજાગરા,
ખેરવતા રોજ કોણ દાદાના ગઢ કેરા
પળેપળે સોનેરી કાંગરા?

સ્મરણોની મેડી વિખેરી, સોનલ કેમ ભરતી ઇસ્કોતરા રે?
સંકેતો સાંપડે આગોતરા રે.

# ચાર કાવ્યો / સુધીર પટેલ

## એ પણ કરમનું ફળ હશે

એ સ્વયમ્ રાજા હતા, એ પણ કરમનું ફળ હશે,
આજની આવી દશા, એ પણ કરમનું ફળ હશે.

સૌ કહે એની કથા એ પણ કરમનું ફળ હશે
અન્યને મૂંગી વ્યથા, એ પણ કરમનું ફળ હશે.

ના મળે એ શોધતા, એ પણ કરમનું ફળ હશે,
કોઈ પામે હર જગા એ પણ કરમનું ફળ હશે.

આંગણે આવી રહે ઊભું અચાનક કોઈને
કોઈ બસ લાગે જવા, એ પણ કરમનું ફળ હશે.

આ કરમથી છૂટવા ફાંફાં ભલે મારો 'સુધીર',
ને મળે કર્મો નવાં, એ પણ કરમનું ફળ હશે!

## પનો સ્હેજ ટૂંકો પડ્યો

તને આંબવામાં પનો સ્હેજ ટૂંકો પડ્યો,
સ્વને પામવામાં પનો સ્હેજ ટૂંકો પડ્યો.

કળણ જેમ ખૂંપી ગયો હું જગતની વચે,
ઉપર ઊઠવામાં પનો સહેજ ટૂંકો પડ્યો.

અને ઝોકું આવી ગયું પાછલી ખટઘડી,
ખરું જાગવામાં પનો સ્હેજ ટૂંકો પડ્યો!

ગઝલ માંડ ઉતારી છે મેં કોરે કાગળે,
ગઝલ જીવવામાં પનો સ્હેજ ટૂંકો પડ્યો,

અમે બસ પહોંચી શક્યા આંખ સુધી 'સુધીર',
હૃદય લગ જવામાં પનો સહેજ ટૂંકો પડ્યો!

## સાધો!

એક સાંધુ ત્યાં તેર તૂટે છે, સાધો!

અવળી દીઠી આખી અખિલાઈ
સવળી છે બસ એક જ કઠિનાઈ
હોવાપણું પણ ગયું અટવાઈ
પળપળ વધતી અંદર અધિરાઈ
તબડક તબ જન્મો ખૂટે છે સાધો!

વણકર નહિ તોયે વણતો રહેતો
વસ્તર જુઓ કેં રંગરંગીલા
ધોરી મારગ સૌ પડતાં મેલી
પાડવા જીવતરમાં નવતર ચીલા
પેટ દુઃખે ને શિર કૂટે છે, સાધો!
એક સાંધુ ત્યાં તેર તૂટે છે સાધો!

## પંખી અને ઝાડ

પંખી સાથે ઝાડ રહ્યું કૈં ટહુકી
ટહુકવાની આ ધન્ય ક્ષણોને બસ માણે એ મન મૂકી.

ટહુકે ટહુકે ફૂટે કૂંપળ કૂણી કૂણી
ફળ-ફૂલ દઈ સૌને કરતું રહેતું ઋણી
સમભાવે ઊજવી છે એણે હરેક મોસમ લીલીસૂકી!
પંખી સાથે ઝાડ રહ્યું કૈં ટહુકી.

બે હાથે ઝીલી ઊભું પંખીનો માળો,
વગર ભણ્યે કરતું સંબંધોનો સરવાળો!
જીવનભર સૌ ઉપર ઢોળે વાયુ અઢળક ઝૂકી ઝૂકી!
પંખી સાથે ઝાડ રહ્યું કૈં ટહુકી.

## ગીત / *અનિલ ચાવડા*

અમે તો સુક્કુ તળાવ તળિયું, તમે શોભતું ફળિયું
તમે મહેલની એક અગાસી અમે તો ખાલી નળિયું.

તમે ખીલેલી ફૂલ-પાંદડી
        તમે તો ઝરણાં ખળખળ,
અમે એક બાવળનું ઠૂંઠું.
        અમે આયખું ટળવળ,

તમે આંખનું કોમળ કાજળ અમે આંખ ઝળઝળિયું
તમે મહેલની એક અગાસી અમે તો ખાલી નળિયું.

તમે ઘૂમતા ગગન વચાળે
        અજવાળાઓ ઘેરી,
અમે તો છાના-છપના ફરીએ
        અંધારાઓ પ્હેરી,

તમે સનાતન સુંદર પુસ્તક અમે તો બસ કાગળિયું
તમે મહલની એક અગાસી અમે તો ખાલી નળિયું.

## સમયને માન / *કિરીટ ગોસ્વામી*

સમય-સમયને માન
પળ પ્હેલાંનો વિશ્વવિજેતા, પળભરમાં અંજાન!

આજ નફો તો કાલે પાછી ખમવી પડેય ખોટ
જીવન જાણે સાગર : પળમાં ભરતી, પળમાં ઓટ...

થાય સૂર્યનો ચ્હેરો પણ લ્યો, ગ્રહણ આવતાં મ્લાન!
        સમય-સમયને માન...

ભાઈ! આપણું ધાર્યું કાયમ બધુંય ક્યાંથી થાય-
ગુલામ માણસ-જાત આખરે સમય તણી કેહેવાય!

ઝાંખા એની પાસે ડ્હાપણ, ચતુરાઈ ને જ્ઞાન
        સમય-સમયને માન!

## અસ્તિત્વે અનંતગણું / *પીયૂષ પંડ્યા 'જ્યોતિ'*

હે સુનાસિકે! ફેલાવી ફોરમ
        આપણે ફૂલ સમા ઢળી જઈએ તો?
ને સમી સાંજે
        ભાદરકાંઠેથી ગાતાં આવતાં
        ભાવ-વિભોરે
        ભળી જઈએ તો?
પ્રાતઃકાળે પરોઢને પલકારે
        કલકરવતાં પંખીને
        નીરખી નીરખી
        કલરવ થૈ જઈએ તો?
ને ખળખળ વહેતાં
        સાતવડાના ઝરણા સંગાથે
બૌદ્ધ ગુફાના ગુંજરતા
        જપના આંદોલનમાં
        ઓતપ્રોત થઈ મટી જઈએ તો?
તો હરિયાળી આ ધરતી,
        વહેતી મંદ સમીર- લહેરી
ને શાંત વિશાળ વ્યોમના
        ચેતન-સાગરમાં
        વર્ષોનાં વર્ષો ને વર્ષો
અનંત કાળના હર્ષઉલ્લાસોનાં
        થૈ પરમાણું
રહીએ સકળ કાળ આનંદે,
        અસ્તિત્વે અનંતગણું.

## ગઝલ/ *દત્તાત્રેય ભટ્ટ*

ઝૂલતા વૃક્ષને નિષ્પલક આંખથી પી અને ઝૂમવામાં મજા છે.
આભ હો, પાંખ હો, ઊડવા આશ હો, તો ય હો પિંજરું એ સજા છે.

શબ્દ હો ચૂપ ને હોઠ પર હાસ્ય હો, પાંપણો આંસુથી હો ઝમેલી,
દૃશ્ય આ જોઈને, હે પથિક! માનવું, ભૂલ મોટી હશે કે રજા છે.

રોજ ટહુકા વડે સૂર્યને પોંખતાં, નાચતાં, ઝૂમતાં, ગીત ગાતાં
સાંભરી પંદરવો સે'જ ઝૂકી જતાં સાવ સૂનાં સૂનાં એ છજાં છે.

સાગરે હો છતાં ના નદી દૃષ્ટ છે, પ્રેમનું શ્રેષ્ઠતમ એ ફલન છે,
દૃશ્ય રૂપે ભલે હોય ના પ્રેમ પણ, શૂન્યટોચે ફરકતી ધજા છે.

એ તરફ છે ગતિ પળપળે, માનવી! જાણવા જેવું બસ આટલું છે,
શાશ્વતી ભેટવું એની સાથે થશે, રાહ જોતી ઊભી જે કજા છે.

## આવતી કાલની શોધમાં / *પ્રફુલ્લ રાવલ*

જળની શેવાળમાં ગૂંચવાઈને પડેલો સૂર્ય
અને મારી ગઈકાલ વાતે વળગ્યાં છે.
યાદ કરી કરીને પહોંચ્યાં છેક પાષાણયુગ સુધી,
મઝા આવે છે એમને વ્યતીત વાગોળવાની
વળી પાછાં વળે છે
ફંટાય છે એમની ગતિ
મિસરના પિરામિડ પાસે જઈને રડવા માંડે છે
ત્યાં પિરામિડમાં પડેલું મમી,
જાગી જઈને પૂછવા માંડે છે રડવાનું કારણ
ને લૂછવા માંડે છે એમનાં આંસુ;
પણ મારી ગઈકાલ ગૂંચળું વળીને ટોપલામાં પુરાઈ જાય છે
ગાલ ફુલાવી બીન વગાડતો મદારી
મારામાંથી છૂટો પડીને
ટોપલાને ઝોળીમાં નાખીને
નીકળી પડ્યો છે આવતી કાલની શોધમાં.

## છાયામાં / *પ્રફુલ્લ રાવલ*

દરમાંથી બહાર નીકળેલો ઉંદર
પાછો દરમાં જાય
તે દરમિયાન કેટકેટલું કાતરી લે છે!
પથ્ય-અપથ્ય, સાવ ચૂપચાપ
એ પારખે છે પ્રત્યેક ગંધ બરાબર
પછી તાસીરને માફક ન આવે તેવું
ઘણું બધું છોડી દે છે બીજાં માટે.
વળી એ વારંવાર દરમાં પાછો જાય છે
વારંવાર દરમાંથી બહાર નીકળે છે
પણ છોડતો નથી પોતાનું દર
એ સૂંઘે છે ઘણું
એમ જ સૂંઘીને તો એણે દર કર્યું છે
માણસની છાયામાં.

# ચાર ગઝલ / *'સાહિલ'*

(૧)

માણસ છતરાયો ટોળામાં,
માણસ સંતાયો ટોળામાં.

છાયામાંથી બારો નીકળી,
માણસ વેરાયો ટોળામાં.

એકલપંડે - ઓળખહીણો
માણસ પરખાયો ટોળામાં.

બાળકની પા પા પગલી સમ,
માણસ અટવાયો ટોળામાં.

એકાંતે પર્યાય સભાનો,
માણસ વિખરાયો ટોળામાં.

ખુદની ઓળખ માટે 'સાહિલ'
માણસ રઘવાયો ટોળામાં.

(૨)

ટપાલ મારા નામે આવી,
પણ તારા સરનામે આવી.

પાનખરોને લીલપ ફૂટી,
ટૂટી ડાળ સલામે આવી.

સોળ વરસની ભીની કેડી,
મળવાને સિગરામે આવી.

મનમાં જન્મી મોહક ઇચ્છા,
ગાય ગરીબના ગામે આવી.

જન્મારાના અચરજ છોડ્યાં,
આમ અચાનક સામે આવી.

મોલ કહો શું 'સાહિલ' કરિયે
ચપટી ધૂળ લિલામે આવી.

(૩)

શૂરાપૂરાને સમય દંડવત્ પ્રણામ કરે
બીકણ સ્વભાવનું જાહેરમાં લિલામ કરે.

તબીબને કહો કે સારવાર ના રોકે,
દરદ દરદ છે દરદ તો દરદનું કામ કરે.

ફરું છું એ નગરમાં આભ ઓઢી વરસાદી,
છલકતા જામ તરસનો જ્યાં ઇન્તેજામ કરે.

પતનમાં પણ હજી પહેલાં સમી છે ખુદ્દારી,
બુદબુદા સલામ કરે.

નીકળી ગયા 'સાહિલ'
જરાવાર તો મુકામ કરે.

(૪)

દીપ ક્યાં ક્યારેય મન આળું કરે છે
એ તો બસ નક્કોર અજવાળું કરે છે.

સાંભળ્યું છે કે ભીતરથી ભીના થઈને,
પથ્થરો કજિયાનું મોં કાળું કરે છે.

જ્યાં સ્મરણની પોઠની હરફર હતી,
એ જ ખૂણે ચૂપકીદી જાળું કરે છે.

છે સફર સીધી છતાં ક્યારેક ઈશ્વર,
બાળકો જેવું અટકચાળું કરે છે.

જો સમજતો હોય તો સમજાવ તું
આગિયામાં કોણ અજવાળું કરે છે.

જીવ લ્યો! છૂટ્યો ખુલાસા આપવાથી
કામ પણ ક્યારેક શું તાળું કરે છે!

એ જ અંધારે ખૂણે જીવું છું 'સાહિલ'
સૂર્ય જ્યાં નતમસ્તકે વાળુ કરે છે.

## પણ આ તડકો...? / *પ્રફુલ્લ રાવલ*

નથી ઓગળી શકાતું આ તડકામાં મીણની જેમ
નથી રહી શકાતું ઘણી વાર આ તડકામાં વૃક્ષની જેમ
સરકે છે તડકો સવારથી સાંજ સુધી વગર ઉતાવળે, વગર થાક્યે
હું સરકું છું તડકા સંગાથે
          ક્યારેક પાછળ તો પછી ક્યારેક આગળ
એના એક ટુકડાને રમાડતો રમાડતો
ઉલાળું છું એ ટુકડાને રમતિયાળ હવામાં
મથું છું એને ઝીલવા અતૃપ્ત હથેળીમાં
ક્યારેક ઝિલાય છે, ક્યારેક ચૂકી જવાય છે
વીંઝી રહું છું મારા હાથ એ હવામાં
તડકો જોયા કરે છે મને વગર બોલે
ને ચૂપચાપ સરકતો રહે છે નિજગતિમાં
પકડવાનું મન કરું છું એને પણ...
તગતગે છે તડકો ભીંત પર લટકતી ઘડિયાળના સોનેરી કાંટાની જેમ
ઘડિયાળ સતત બોલતી રહે છે ટક્...ટક્....ટક્...
પણ આ તડકો...?

## ગઝલ / *દિલીપ શ્રીમાળી*

એક ઠોકરમાં સફર સમજાઈ ગઈ
જિંદગીની ચઢઊતર સમજાઈ ગઈ

સૂર્યનાં જ્યાં કિરણો સીધાં પડ્યાં
ત્યાં જ તડકાની અસર સમજાઈ ગઈ

વાત પથ્થર પર લખી સમજાઈ ના
ફક્ત એના સ્મિત પર સમજાઈ ગઈ

ઘર નહીં, મારી કબર બંધાવશે
પથ્થરોની કરકસર સમજાઈ ગઈ.

## લેવા નથી દેવા છતાં

*ઈશ્વર સુથાર 'શિલ્પી'*

લેવા નથી દેવા છતાં એ રોજનું!
બોલે ફરી જાવા છતાં એ રોજનું!

આવ્યા-ગયા ખાલી કરી તખ્તા બધા
ચ્હેરા નવા હોવા છતાં એ રોજનું!

તું-કંઠનો લીલો ટહુકો પામવા
શમણાં કરે દાવા છતાં એ રોજનું!

સ્પર્શી લઈ કાયમ ભરું છું રિક્તતા
છે મીન સમ અફવા છતાં એ રોજનું!

કોણે લખ્યું, કેવું લખ્યું, છાપ્યાં કર્યું
બેશક હશે દુવા છતાં એ રોજનું!

આદિલ અશરફ સાથ ઇચ્છું તે ગમે
'શિલ્પી' ચહે જોવા છતાં એ રોજનું!

## એક કાવ્ય / *નલિન પંડ્યા*

આગળ ને આગળ
નવા નવા ખાડા પાડતો જાઉં છું,
અને પાછળના જૂના ખાડા
પૂરવાના પ્રયત્નો કરું છું;
છતાં કશું પુરાતું નથી કે એમાં પડાતું નથી.
બચી જવાય છે!
યાત્રા અવિરત ચાલ્યા કરે-
ક્યાં સુધી ચાલશે તેની ખબર નથી.
બરફની ફર્શ પર
થીજી જવાનો જાદુ ક્યાં આવડે છે?
બરફ-રસ્તે પડેલા ખાડા પુરાતા નથી
કે ઓગળતા પણ નથી.
ઊંડે ને ઊંડે ખોતરકામ થયા જ કરે છે,
પહોંચી જવાની કે નીકળી જવાની
કંઈ ઉતાવળ નથી.
બધું હઈશો...હઈશો... ચાલ્યા કરે
અંદર-બહાર સખળડખળ ચાલ્યા કરે
ખાડા ખોદવાનું અને પૂરવાનું કાર્ય
પુરઝડપે થયા કરે!
કોઈ વતંગડની વાત કરે
વાતમાં ને વાતમાં ગામગોકીરો થઈ જાય,
રસ્તામાં સરસ ફિલમ ઊતરી જાય.
પહોંચવાનું હોવા છતાં પહોંચી શકાયું નહીં.
જેની તેની સાથે નકામા સંવાદોની ઝાડીઓમાં
અથડાવું પડ્યું
હજી આગળ આગળ પુરજોશમાં
ખાડા ખોદવાનો અભિનય કર્યા કરું...!

## લાભ શો? / *પ્રણય જામનગરી*

ન્યાય-નીતિ ધરમને છાંડીને
લોક બેઠાં દુકાન માંડીને!

જિન્દગી છે ધુમાડો સ્વપ્નોનો,
આવ્યું ડહાપણ સહુને રાંડીને.

આગ બાબત ખરાબ છે, સમજાણ
હોત દીવાસળીની કાંડીને!

આવનારી પવિત્ર પળ અમને,
જાય છે ગાળ ભૂંડી ભાંડીને.

હાથ થાક્યા ને થાક્યું હૈયું યે,
આમ ને આમ દિવસો ખાંડીને.

સાંભળી ચાલતા થશે સહુયે,
લાભ શો વારતાઓ માંડીને?

સાવ નમશે 'પ્રણય' તુલા કેરી,
જે તરફ લઈ જવાના દાંડીને.

## મત્લાની ગઝલ / *કિશોર મોદી*

બ્રહ્મના કંઈ સ્વરો હું હોઉં છું,
મૌનની ધડકનો હું હોઉં છું.

સપ્તરંગી સૂરજો હું હોઉં છું,
તેજના યુગયુગો હું હોઉં છું.

આમ તો બુદબુદો હું હોઉં છું,
કે ગુપિત દરિયો હું હોઉં છું.

ચિત્રમાં છમલીલો હું હોઉં છું,
ભીંતના કલરવો હું હોઉં છું.

સ્પંદને રણકતો હું હોઉં છું,
યાદ જેવી જણસો હું હોઉં છું.

## ઊભા રહ્યા / *પ્રણય જામનગરી*

આમ તો અવતાર થઈ ઊભાં રહ્યાં!
ભીંત શા લાચાર થઈ ઊભાં રહ્યાં!

હોઠ પર સોય-અણી શી જગહ પર,
શબ્દ સહુ આભાર થઈ ઊભાં રહ્યાં!

આવતી-જાતી ક્ષણોના પ્રશ્ન પર,
આપણે અખબાર થઈ ઊભાં રહ્યાં!

એમણે હડધૂત કર્યા - હડસેલિયાં,
જેમની દરકાર થઈ ઊભાં રહ્યાં!

જો સમેટાયા તો એ રીતે અહીં,
કાળમીંઢ આકાર થઈ ઊભાં રહ્યાં!

મોહ કાંઠાનો નકામો છે 'પ્રણય'
જળ સ્વયમ્ મઝધાર થઈ ઊભાં રહ્યાં!

## સમજાય છે કંઈ સંકેતમાં / *રમેશ ત્રિવેદી*

દરિયા વચ્ચે ઊઠે લહેર ને જાય ભળી દરિયાની રેતમાં,
બોલ, સમજાય છે કંઈ સંકેતમાં!
હોવાના વળગણને કોરે મૂકીને પછી
પંખી તો ઝાડ લઈ ઊડે,
તરસાતી આંખોને પાંખોમાં છમ્મલીલો
શમણાનો પ્હાડ લઈ ઊડે.

પછી એવું ઊડે... કે જાય ખુલ્લા ગગનમાં ખોવાતું.
સૂરજને ચાંદાને આંબવાના વેતમાં!
મુઠ્ઠીભર આયખાની મો'લાત, તોય
કોતરીએ પથ્થર પર નામ!
ચાલ, વાદળનો પોલ થઈ હલવાફૂલ ઊડીએ
છાનગપતિયું જુએ છોને આ ગામ.
ધરતી પર ઊતરીને આખું ગગન આ, અંધારાં-અજવાળાં ગૂંથતું
કાજળને કુમકુમ હેતમાં!

## આજ માઝમ રાતના / *જગદીશ ધનેશ્વર ભટ્ટ*

આજ માઝમરાતના કો માવઠું વરસી ગયું,
પથ્થર બધા પીગળી ગયા કો આગવું તરસી ગયું,
આજ માઝમરાતના કો માવઠું વરસી ગયું.

સાવ અકારણ વ્હાલનો દરિયો બધે ઉભરાય રે,
છે બહું મુખર છતાં ના મુખથી કહેવાય રે,
લ્હેરખી શ્રાવણ બની કો શ્વાસને સ્પર્શી ગયું.
આજ માઝમરાતના કો માવઠું વરસી ગયું.

ફાંટમાં પીયળ ભરી ફોરાં બધે રેલાય રે,
ભીંજાય મેડી માળિયાં પણ કાળજે કાં લાય રે,
સાવ કૂણા કાળજે કો રાતના કણસી ગયું,
આજ માઝમરાતના કો માવઠું વરસી ગયું.

ભીતરે રણકયા કરે રે આરતી અહેસાસની,
નેજવાં લઈ હાથ દોડે નેણના અભિલાષની
શમણું હતું રોમાંચનું એ આખરે વણસી ગયું.
આજ માઝમ રાતના કો માવઠું વરસી ગયું.

## હું ઊગી શકું હજી
*બંકિમ રાવલ*

ઉત્કંઠ શ્વાસ-શ્વાસ
ઇપ્સાઓ ચાસ-ચાસ.

હિલચાલ ના કશી
બસ એ જ છે પ્રયાસ.

જ્યાં શૂન્ય ગઢ પડે
શાસન કરે ઉજાસ.

પથ્થરનું સ્વપ્ન વૃક્ષ
લીલો-પીળો પ્રવાસ.

ચિરાય ચોતરફ
જન્મોનો આ લિબાસ.

### અવઢવ / *બંકિમ રાવલ*

આ પા ઝીણી શગ સળગે છે, ઓ પા સૂર્ય છવાયો
અવઢવની આંધીમાં પંથી ચરણ ચરણ અટવાયો
તૃણથી લઈ તારક લગ જે આ
મેઘધનુષી પીંછી ફરતી,
ક્યા રંગની ઓછપ કે
અંધારા પાસે જઈ કરગરતી?
સમજણની બાજી તો થઈ ગઈ રમણ-ભમણ, સલવાયો
અવઢવની આંધીમાં પંથી ચરણ ચરણ અટવાયો.
ઉપરના અજવાળે ઊડવું,
તરવું, ડૂબવું સહેલું લાગે,
અંદરના પંખીને તોયે
ઊંડે જળનું ઘેલું લાગે;
અનંત ટહુકાનો મલયાનિલ અરણ-પરણ લહેરાયો
અંતરના અજવાળે પંથી કિરણ કિરણ છલકાયો.

### ગઝલ / *ભાવેશ ભટ્ટ 'મન'*

કશું તૂટવાના સમાચાર આંસુ
અમારા જીવનનું છે અખબાર આંસુ.

પ્રસંગો બધા હોય છે સાવ હલકા
છતાં નીકળે છે વજનદાર આંસુ.

વિચારોમાં તારા મને ઊંચકીને
હવે રોજ લઈ જાય છે ચાર આંસુ

મૂરખ હોય છે જે તમાશો બને છે
નહીં બહાર આવે સમજદાર આંસુ.

બની શ્વાસ, સપનાં, સંબંધ, ઉદાસી
ઘણા વેશ ભજવે અદાકાર આંસુ.

### ગઝલ / *દિલીપ શ્રીમાળી*

જળ વગરની વાદળી દરિયો ગળીગઈ
સાંભળી અફવા નદી પાછી વળી ગઈ.

આખરે એવું થયું જેનો હતો ડર
વાત મારી આ દીવાલો સાંભળી ગઈ.

જીવ બચાવી ના શક્યો હું રોશનીનો
મીણબત્તી આંખ સામે ઓગળી ગઈ

જિંદગીનો આખરી અવસર હતો એ
ઘર વધાવીને નનામી નીકળી ગઈ.

### બંધન / *મંગળ રાવળ 'સ્નેહાતુર'*

આઘું-પાછું થાતું બંધન,
પડવાથી પડવાતું બંધન!

રણની રોજે ખબરું લેવા,
મૃગજળને પાથરતું બંધન!

બંધ નયનનાં દ્વારે બેસી,
નીત નવું નીકળતું બંધન!

ભાવ ભરેલા સમદર વચ્ચે,
હાલક-ડોલક થાતું બંધન!

જળની કહેતી કોઈ નિશાની,
પગલાં સઘળાં પીતું બંધન!

ક્યાંક વિયોગી પ્રીતે હિમમાં,
હાડે-હાડે ગળતું બંધન!

આખા ઘરને ઘેરી લઈને
વાતોમાં વિસ્તરતું બંધન!

જાતું છોડી સૌ જન તો પણ,
પડછાયે પીગળતું બંધન!

ક્યાં છું હું?-ની સાત્ત્વિક શોધે,
'મંગળ'થી મઘમઘતું બંધન!

## હોવાનું / *ભરત વિંઝુડા*

નહીં સમાવી શકું હું કશુંય મારામાં
સ્વયમનું મૂકવું ક્યાં ખીચોખીચ હોવાનું!

ફરક પડે છે ફક્ત આ કે તે-નાં હોવાથી
સમસ્ત જેમ છે તેમ જ ગલીચ હોવાનું.

ખભા સુધી જ તું આવીને જેમ ભેટે છે
બધું જ એવી રીતે ઊંચ-નીચ હોવાનું.

હું બલ્બ જેમ બળું ને પ્રકાશ થાય બધે
મળ્યું છે માન તને એમાં સ્વીચ હોવાનું.

બધું જ ખાલી ખાલી હોય એમ લાગે છે
એ સ્થળને નકશામાં જુઓ તો ગીચ હોવાનું.

## અચાનક આગ લાગે / *અનિલ ચાવડા*

ઊંઘમાંથી હું જરા જાગું ન જાગું ને અચાનક આગ લાગે,
ને અરીસો જોઉં તો હું હું ન લાગું ને અચાનક આગ લાગે.

એકદમ તરસ્યા હરણ માફક, ધનુષ્યથી છૂટતા આ તીર માફક,
પાંસળીઓ સર્વ તોડી ક્યાંક ભાગું ને અચાનક આગ લાગે.

પાંપણો વચ્ચે વહેતા આ પ્રવાહી ધોધના તળ કેટલે છે?
શોધવા હું આંખના ઊંડાણ તાગું ને અચાનક આગ લાગે.

આ હૃદયના એક તીણા તારને સજ્જડ કરી ચૂસ્ત બાંધી,
ને રુદનમાં કોઈ વીણા જેમ વાગું ને અચાનક આગ લાગે.

હું મને સિદ્ધાર્થ માફક એકલો છોડી અને ચાલ્યો ગયો છું,
હું મને મારી જ ભિક્ષા જેમ માગું ને અચાનક આગ લાગે.

## બે ગઝલ / *ફિલિપ ક્લાર્ક*

(૧)

પથ્થરો પણ ઓગળે ક્યારેક તો;
ને હવા ભડકે બળે ક્યારેક તો.

આમ તો એ ક્યાંય દેખાતો નથી;
ઘર કનેથી નીકળે ક્યારેક તો.

એમના સ્વભાવની આ છે અસર;
રાત આખી ઝળહળે ક્યારેક તો.

શ્વાસમાં છે આવ-જા કોની હજી?
તળ ભીતરનું ખળભળે ક્યારેક તો.

એક ઇચ્છા રોજ ધક્કા મારતી;
લાગણી યે ધસમસે ક્યારેક તો.

(૨)

આવ જા, બસ, શ્વાસની ચાલ્યાં કરે;
લાગતું કે, લોક સૌ મ્હાલ્યાં કરે.

રાહ જોતું કોક તો બેસી રહે;
કોઈ દીવો રાતભર બાળ્યાં કરે.

એક પણ દિશા હવે સૂઝે નહીં;
વાયરા તારા તરફ વાળ્યાં કરે.

પાંખ જેવું મનને કૈં ફૂટ્યાં કરે;
ખ્યાલ કેવા ખુદને ખાળ્યાં કરે.

માંડ સૂતી વેદનાઓ ખળભળે.
એક ભૂલી યાદ કૈં આવ્યાં કરે.

## રાત પૂરી થઈ! / રમેશ ત્રિવેદી

ચાંદો ઊગ્યો રાત પડી,
તારાઓની ભાત પડી.

અજવાળાની થાળી મહીં,
ચાંદો હસતો તાળી દઈ.

બેઠો ઊંચે આભે જઈ,
સસ્સાભૈને ખોળે લઈ.

ભૂલકાં હસે-કૂદે રમે,
ચાંદાપોળી ખૂબ જમે.

ચાંદો ડુંગરટોચ ચડ્યો,
જળમાં કેવો ન્હાવા પડ્યો!

માછલી ચાંદો ગળી ગઈ,
યાં તો રાત પૂરી થઈ!

## વાનરટોળી / મંગળ રાવળ 'સ્નેહાતુર'

જંગલ જંગલ રખડે રાજ! વાનરટોળી,
પાને પાને ખખડે રાજ! વાનરટોળી.
ઘરનાં નળિયાં ફોડે રાજ! વાનરટોળી,
જાણે ઘરને રોળે રાજ! વાનરટોળી.
કરી પૂંછડું લાંબું રાજ! વાનરટોળી,
ખાતું મીઠું જાંબું રાજ! વાનરટોળી.
રમતાં છોરાં સાથે રાજ! વાનરટોળી,
પ્હેરી ટોપી માથે રાજ! વાનરટોળી.
નીર નદીનાં પીતું રાજ! વાનરટોળી,
અવળી એની રીતું રાજ! વાનરટોળી.
ઢોલ-તાલમાં ડોલે રાજ! વાનરટોળી,
અધરી ભાષા બોલે રાજ! વાનરટોળી.
જાણે આવી આંધી રાજ! વાનરટોળી,
સૌની નજરું બાંધી રાજ! વાનરટોળી.

### 'કવિલોક'ના વર્તમાન ગ્રાહકોને વિજ્ઞપ્તિ

સહુ વર્તમાન ગ્રાહકોનો ગ્રાહક નંબર કમ્પ્યૂટરની સરળતા ખાતર બદલવામાં આવ્યો છે. તેથી સહુ ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ રીન્યૂ કરાવવા તેમ જ ફરિયાદના ઝડપી નિકાલ માટે આપના નામના અંગ્રેજી પ્રથમાક્ષર સાથેનો આ નવો ગ્રાહક નંબર દરેક પત્રવ્યવહાર દરમિયાન લખવો. ગ્રાહકનંબરની સામે પ્રિન્ટ થયેલ મહિનો/વર્ષ આપના લવાજમની મુદત દર્શાવે છે. દા.ત. Dec/2005 હોય તો એનો અર્થ એમ થાય કે ડિસેમ્બર ૨૦૦૫ના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે. અંક ગેરવલ્લે ન જાય તે માટે આપના સરનામામાં પિનકોડ અવશ્ય લખો. સરનામું બદલાય તો તેની જાણ 'કવિલોક'ને જે તે માસની આખર તારીખ સુધીમાં પત્ર/ટેલિફોન દ્વારા આપના ગ્રાહકનંબર સાથે જાણ કરવાનો આગ્રહ રાખો, જેથી બાકીના અંકો આપને નિયમિત મળતા રહે. આજીવન ગ્રાહકોને મળતા અંકોના રેપર પર LM - ગ્રાહક નંબર Dec/2020 એ મુદત માત્ર કમ્પ્યૂટરની સરળતા માટે રાખી છે તેની સૌ આજીવન ગ્રાહકોએ નોંધ લેવી. તેઓએ આ મુદત પછી પણ લવાજમ ભરવાનું રહેતું નથી.

સળગતા અંગારા / પરવીન ફના સૈયદ . અનુ. હનીફ સાહિલ

હું જીવવા માગું છું, મા!
મને દીવાલમાં ન ચણજે
રીત-રીવાજોના પ્રેત
મારી ચારેબાજુ સળગતા અંગારા છે.
માં!
હું તો પવનની સાથે ગાતી
ઇન્દ્રધનુના રંગોથી રંગાતી
પતંગિયાની પાછળ દોડતી હતી
વરસાદની ઝીણી ઝરમરમાં મ્હોં ધોતી
મારી સખીઓ સાથે નાચતી હતી.
તેં
મને કેમ જંજીરોમાં જકડી?
નિદ્રાની કાળી દીવાલો પર
સ્વપ્નની અડધી ઊઘાડી બારીઓમાં
ફરફરતા
ગાઢ ધુમ્મસની પાછળથી ફરી
મને આહત તારકોએ સાદ આપ્યો.
હું બારીઓની દિશામાં આગળ વધ્યો
એકાએક
વ્યથાના ચંદ્રએ
નિદ્રાની કાળી દીવાલોને પાડી દીધી
સવારે
કાચી ઈંટોના કાટમાળ પાછળથી ફરી
આશાના પીળા સૂર્યે સાદ આપ્યો.
કોને સાદ આપ્યો?
કોને?

ડૉ. પુંડલિક સી. પવાર

ઘર બાંધતાં

*આ એક ભૂમિટુકડો : ધરતી શરીરે*
*નાનું અમસ્તું તલનું ટપકું, હું તેનો*
*માલિક, મૂકું હકથી પગ તે અહીં જ*
*ખોદું, ખણું, ચણું વળી ઘર મારું એમાં*

*માટી તણા કણકણે મુજ માલિકીની*
*હું જોઉં મ્હોર, લઈ ઢેફું જરાક ભાંગું*
*કેવું મુલાયમ, કશું ગળ્યું ગોળ જેવું!*
*સૂંઘું ભૂમિનિહિત આદિમ ભીની ગંધ*

*નીચે જરાક નીરખું વળગેલ મૂળ*
*ના તે તરુ અહીં, અહીં ઊગશે હવે તો*
*સિમેન્ટ ઈંટનું મકાન, ધરું હું કાન*
*ઊંડે ઊંડે ધરબિયાં બીજ ધીમું બોલે*

*વર્ષો પચાસ શતની કશી રે વિસાત!*
*ઊગી જશું ઘરશિરે બની ઘાસ ઘાસ*

*–જયંત પાઠક*

જયંતભાઈ હિંમતલાલ પાઠકનો જન્મ ઈ.સ. ૧૯૨૦ના ઑક્ટોબરની ૨૦મી તારીખે પંચમહાલના રાજગઢ (ગોઠ) મુકામે, શ્રીગૌડ બ્રાહ્મણ પરિવારમાં થયો હતો. વ્યવસાયે પ્રાધ્યાપક તરીકે એમ.ટી.બી. સુરત કૉલેજમાં અવિસ્મરણીય સેવા બજાવી છે. આ ઉપરાંત તેઓએ સાહિત્યની વિવિધ સંસ્થાઓમાં પણ પોતાનો મૂલ્યવાન ફાળો આપ્યો છે, જેની કદરરૂપે સાહિત્યિક સંસ્થાઓએ પણ ઉચ્ચ હોદ્દાઓ તેમને આપ્યા છે એટલું જ નહિ, સર્જકે પોતાના સેવાકર્મથી ઉચ્ચ હોદ્દાઓને દિપાવ્યા પણ છે. આ ઉપરાંત એમનું મોટું પ્રદાન ને સાહિત્ય-સર્જન છે. સાહિત્યક્ષેત્રે ૧૯૩૮-૩૯માં શ્રીગણેશ કરનાર સર્જકના હાથે જીવનની અંતિમ ક્ષણ સુધી, સાહિત્યનાં વિભિન્ન સ્વરૂપોની કૃતિઓની, ગુજરાતી સાહિત્યને ભેટ ધરી છે. કાવ્યક્ષેત્રે એમની પાસેથી ડઝન જેટલા કાવ્યસંગ્રહો પ્રાપ્ત થયા છે, જે ફક્ત સંખ્યાની દૃષ્ટિએ જ નહિ, બલ્કે ગુણવત્તાની દૃષ્ટિએ પણ એટલા જ ઊંચા છે તેની પ્રતીતિ કૃતિઓને કદરરૂપે મળેલ સિદ્ધિરૂપ અનેક પારિતોષિકો કરાવે છે. જયંત પાઠક અનુગાંધી યુગના સમર્થ કવિ અને માસિયાઈ ભાઈ એવા, ઉશનસ્‌ની સાથે સાહિત્યક્ષેત્રે ખભેખભો મિલાવી સર્જનકર્મ કરનારા, મોટા ગજાના કવિ તરીકે ચિરસ્મરણીય બન્યા છે.

પ્રસ્તુત કાવ્યનું શીર્ષક 'ઘર' શબ્દ ઉચ્ચારતાં કે કાને પડતા જ, ઘરમાં રહેતા માનવીય સામાજિક સંબંધોની હારમાળા સ્મૃતિ પટ પર ખડી થઈ જાય છે. આમેય ઘરનો વ્યંગ્યાર્થ સંસાર થાય છે. તો આ સંસાર-પરિવારનાં સભ્યોની સલામતી માટે પણ, ઘર એક અનિવાર્ય જરૂરિયાત બને છે. ભલે પછી, પશુ-પક્ષી હોય કે સામાજિક માનવી હોય, પશુની બખોલ (ગમાણ) કે પક્ષીનો માળો હોય કે કોઈ ગરીબ મજૂરની ઝૂંપડી હોય, પણ એ પેલા આલિશાન બંગલા જેવી જ, (ક્યારેક એના કરતાં પણ વધારે) શાંતિ-પ્રેમની હૂંફ આપવાનું અને દિવસ દરમ્યાનનો થાક ઉતારી, નવા દિવસના ઉદ્યમ માટે

જોમ પૂરું પાડવાનું કામ પણ ઘર જ કરે છે. તદુઉપરાંત લગભગ સૃષ્ટિના તમામ જીવોને, પ્રેમના તાંતણે બાંધી કુટુંબ-પરિવારથી, વિશ્વ-પરિવાર સુધી વિસ્તરવાનું પણ શીખવે છે. અને માનવ જીવનના ભૌતિક સુખવિકાસ માટે, પાયાની મૂળભૂત જરૂરિયાતની ગરજ પણ સારે છે. આમ દરેક જીવને ગમે ત્યાંથી, સાંજે પરત આવવા મજબૂર કરનાર લોહચુંબકીય આકર્ષણનું કારણ બનનાર પણ આ ઘર જ છે. આમ, સૃષ્ટિના તમામ જીવ માટે અને તેમાંય ખાસ કરીને મનુષ્ય માટે ઘરની કેટલી મહત્તા છે, તથા આ ઘર બાંધવા માટે કેવા આર્થિક-માનસિક સંઘર્ષોમાંથી પસાર થવું પડે છે તેની સાચી પ્રતીતિ આવા જીવન-પ્રસંગના અનુભવે મળી શકે છે.

કવિને પણ આ કાવ્યના સર્જન માટે, નિમિત્તરૂપ ઘર બાંધવાની પ્રક્રિયા જ કામે લાગી છે. કવિ (વનાંચલ-રાજગઢ) પ્રકૃતિના ખોળેથી, વ્યવસાય અર્થે, નગર સંસ્કૃતિ (સુરત)માં આવીને વસે છે. અને સુરતને જ પોતાની કર્મભૂમિ બનાવી, ત્યાં જ પોતાનું ઘર બાંધવા માટે, સમગ્ર નોકરી દરમ્યાન કરેલ આર્થિક બચતમાંથી, માંડ ધરતીનાં શરીર પરનાં તલનાં ટપકા જેટલી જમીન ખરીદી શકે છે. અને છતાં કવિ આનંદ અનુભવે છે કે, સુરત જેવા મહાનગરમાં અને કાળઝાળ મોંઘવારીમાંય, ભલે તલના ટપકા જેટલી જમીન પણ, પોતાની માલિકીની તો છે ને? ભાડાના ઘરમાં રહીને, જે દિવસની રાહ જોવામાં કવિએ વર્ષો વીતાવ્યાં છે તે કવિ પોતાના ઘર માટેના વર્ષોના ઝૂરાપાનો કાયમી અંત આણવા, ખરીદેલ જમીન ઉપર ખણી-ખોદીને નકશા પ્રમાણે ઘર બાંધે છે. વ્યવહારુ જગતમાં પણ કવિની જેમ, આ ઘર બાંધવાની ખર્ચાળ અને મહત્ત્વની (ક્ષણ) પ્રક્રિયામાંથી દરેક મનુષ્ય ક્યારેક તો પસાર થતો જ હોય છે. પણ આ બન્નેમાં ફરક એ છે કે, સામાન્ય મનુષ્ય ઘર બાંધે તો ઘર કહે : બાંધી જુઓ અને લગન કહે : ઉકેલી જુઓ.' ગુજરાતી કહેવતના અર્થાનુસાર, એ ફક્ત આર્થિક ખર્ચા-મુશ્કેલીઓનો જ અનુભવ રજૂ કરે છે. પણ જ્યારે, કવિજીવ ઘર બાંધે છે ત્યારે કોઈને સ્વપ્ને પણ નહોતો થયો એવો જુદા જ પ્રકારનો અનુભવ પ્રગટ કરે છે. કવિની એ જ ઘર બાંધવાની આનંદમિશ્રિત સંવેદનાની અનુભૂતિની ક્ષણ, કાવ્ય બીજ બની, અભિવ્યક્તિ દ્વારા કાવ્યકૃતિરૂપે અંકુરાઈને, નવસર્જનના ફલ સ્વરૂપે, 'ઘર બાંધતાં, નામે(૪+૪+૪+૨) સૉનેટ કાવ્યનું સ-રસ રૂપ ધારણ કરે છે.'

'ઘર બાંધતાં' સૉનેટ કાવ્યનો ઉપાડ, પ્રથમ ચાર પંક્તિ વસંતતિલકાથી થાય છે. કવિએ ધરતીનાં એ ટુકડા ઉપરના, પોતાના મિથ્યા માલિકીભાવને વ્યક્ત કર્યો છે. પૃથ્વીના વિશાળ પટ પર એ ભૂમિ ટુકડો તો, ધરતીના શરીર પરનું નાનું અમસ્તું તલનું ટપકું જ ગણાય. એવા ટુકડા ઉપર કવિ માલિકીપણાના ભાવથી પગ મૂકે છે. અહીં એને હકથી ખોદી ખણીને, જરૂર પડ્યે પોતાના મકાન બાંધવાના કાર્યમાં, વિઘ્નરૂપ (વૃક્ષ) પ્રકૃતિ આવે તો, તેનો પણ નાશ કરીને એના ઉપર પોતાનું ઘર બાંધવાનું છે. (વર્ષોથી માનવી પોતાના સ્વાર્થભર્યા માનવ સંસ્કૃતિનાં વિકાસ માટે, પ્રકૃતિનો નાશ કરીને પોતે પોતાનું ઘર બાંધતો જ આવ્યો છે ને?) જંગલમાં મંગલ કરી રહ્યો છે. એ માનવની સ્વાર્થવૃત્તિ પ્રવૃત્તિની પ્રતીતિની સાથે પર્યાવરણ વિષયક ચિંતન તરફ અંગુલિનિર્દેશ પણ કરી જાય છે.

પછીની ચાર પંક્તિઓમાં કવિ, પોતે ખરીદેલ માલિકીના મોહરસમાં, ભૂમિ ટુકડાને ખોદતા, એમાંથી નીકળે ઢેફાને નીરખે છે. અને હાથમાં ઉપાડે છે. સહજ ભાવે ભાંગે છે, વર્ષોની તપશ્ચર્યા પછી, મળેલ માલિકીહક અને તેના ભાવથી ઉપાડેલ ઢેફું, કવિને કેવી અનુભૂતિ કરાવે છે, તેને કવિના જ શબ્દોમાં માણીએઃ

*'કેવું મુલાયમ, કશું ગળ્યું ગોળ જેવું!*
*સૂંઘું ભૂમિનિહિત આદિમ ભીની ગંધ...'*

પ્રથમ તો કવિ, ઢેફાને માલિકીભાવથી હાથમાં લે છે, પણ પછીની ક્રિયાઓ સહજભાવે થાય છે- જેમ કે ઢેફાને ભાંગવાની, સુંઘવાની, ચાખવાની. એટલે જ તો, કવિને આ ઢેફું મુલાયમ ગોળ જેવું ગળ્યું લાગે છે. બાલવયે શ્રીકૃષ્ણ ભગવાનને પણ આ ઢેફા (માટી)નો આવો ગળ્યો સ્વાદ આવ્યો હતો ને! અને હા! આપણેય શૈશવકાળમાં આવા ઢેફાનો સ્વાદ ક્યાં નથી ચાખ્યો? ખરુ ને? આપણા કવિએ પણ, શૈશવકાળમાં પોતાના વતનમાં, ઢેફાનો ગળ્યો સ્વાદ માણ્યો છે. એટલે જ તો કવિ 'આદિમ ભીની ગંધ' શબ્દો દ્વારા, માટીના ઢેફાના માત્ર સ્પર્શ દ્વારા પોતાની ઘ્રાણેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય અને સ્વાદેન્દ્રિયની સક્રિયતાથી, મનોમન પોતાના વતનમાં પહોંચી જાય છે, અને સાથે આપણને પણ પોતપોતાના શૈશવકાળમાં પાછી પગલીએ ઘસડી જાય છે. આમ, આ બીજા ચતુષ્કમાં, કવિનો પ્રકૃતિવતન પ્રેમ સ્ફૂટ થયો છે તે કવિ શિશુચિત્તથી માણે છે, છતાં પ્રારંભે એ માણવાનું માલિકીના ભાવથી થયું છે.' અંતે આ બીજા ચતુષ્કનો મર્મ એ નીકળે છે કે, કવિ પોતે સુરત શહેર (ટીમલિયાવાડ)ને જ ભલે પોતાનું વતન બનાવે, છતાં પોતે (કોઈ પણ વ્યક્તિ) 'જન્મભૂમિ તો સ્વર્ગથી પણ પ્યારી છે' આ ઉક્તિ પ્રમાણે કવિ પણ વતનને ભૂલી નથી શકતા તેની પ્રતીતિ આદિમ ભીની ગંધની પંક્તિઓ કરાવી જાય છે.

કવિ સૉનેટના ત્રીજા ચતુષ્કમાં, માણસનો એ માલિકીનો અહંભાવ કેવો મિથ્યા નીવડે છે તેને પ્રગટ કરે છે. કવિએ જે માટીનું ઢેફું હાથમાં લીધું છે, એને બરાબર માલિકીભાવની સાથે પણ, કવિની સૂક્ષ્મ દષ્ટિથી નીરખે છે. તો પેલા માટીના ઢેફાની સાથે પ્રકૃતિ (વૃક્ષ)નું મૂળ વળગેલું દેખાય છે. અહીં મકાનનાં બાંધકામ પૂર્વે જે ઝાડ હતું, તે તો હવે રહ્યું નથી. અને હવે પછી રહેવાનું પણ નથી, પરંતુ ધૂળ, ઢેફાં સાથે એ વૃક્ષનું મૂળ વળગેલું છે. કવિ મનોમન વિચારે છે કે, આ મૂળ તો હવે નાશ પામવાનું છે, કારણ વૃક્ષ કપાયા પછી, હવે એ કપાયેલ મૂળ ફરીથી ધરતીમાં ફણગીને ઝાડ તો બનવાનું નથી. અહીં તો હવે, સિમેન્ટ ઈંટનું મજબુત પોતાનું મકાન બનવાનું છે. એમ કવિ મનોમન નીચેની પંક્તિઓ ઉચ્ચારે છે :

*'સિમેન્ટ ઈંટનું મકાન, ધરું હું કાન*
*ઊંડે ઊંડે ધરબિયાં બીજ ધીમું, બોલે...'*

પણ થોડી ક્ષણ પછી, કવિને કોઈ અવાજનો ભાસ થતાં, કવિ શાંતચિત્તે, કાન દઈને પેલા માટીના ઢેફામાં કશુંક સાંભળે છે. કદાચ કવિએ મનોમન ઉચ્ચારેલ, પેલા ઘરબાંધવાના, માનવ વિકાસના ને પ્રકતિના શબ્દો, જાણે, પ્રકૃતિએ સાંભળ્યા નહિ હોય? એમ પ્રત્યુત્તર રૂપે પ્રકૃતિ કવિ (માનવ)ને ચેલેન્જ રૂપે, ધરતીનાં ઊંડાણમાં ઊંડે ઊંડે ધરબાયેલાં બીજ જાણે કે, ધીમું ધીમું બોલી રહ્યાં છે.

(આમેય આજે કવિ સિવાય, પ્રકતિના અવાજને સાંભળવાની ને સમજવાની કોને ફુરસદ છે?)

*'વર્ષો પંચાસ શતની કશી રે વિસાત!*
*ઊગી જશું ઘર શિરે બની ઘાસ ઘાસ.'*

સૉનટના અંતની ઉપરોક્ત પંક્તિઓમાં, કવિ જે કશુંક સાંભળે છે, અને સમજે છે, એની અભિવ્યક્તિ સુંદર રીતે કરે છે. એમાંથી જ આપણને કાવ્યનો મર્મ સાંપડે છે. કવિ અહીં બંગલા માટેની જમીનને, માનવ સંસ્કૃતિના વિકાસના પ્રતીક તરીકે યોજે છે, તો સમૂળાં માટીનાં ઢેફાને, પ્રકૃતિના સનાતન સત્યના પ્રતીક તરીકે પ્રયોજે છે. મનુષ્ય સંસ્કૃતિ નાશવંત છે. મનુષ્ય સંસ્કૃતિ ગમે તેટલો, પ્રકૃતિ ઉપર વિજય મેળવે, છતાં આ બધા વિજય માલિકીપણાના ભાવ કેવાં મિથ્યા ને પોકળ નીવડે છે, એનો અહીં દૃષ્ટાંત ખ્યાલ સાંપડે છે. જેમ કે ધરતીનાં ઊંડાણમાં વર્ષો પહેલાં ધરબાયેલાં બીજ, પાંચસો વર્ષ પછી પણ, મનુષ્યે બનાવેલ મકાનની સિમેન્ટ-ઈંટની નક્કર દીવાલોને પણ ભેદીને, ઘાસ કે તરુ રુપે (કાચાં મકાનોના નળિયા ઉપર ઘાસ રૂપે કે પાકા મકાનોની દીવાલોમાં પીપળો ઇત્યાદિ વૃક્ષ રૂપે) એ ચોક્કસ ઊગી નીકળવાના દૃષ્ટાંતો આપણે જોઈ શકીએ છીએ. એ બંગલાના માલિકો તો, કાળના પ્રવાહમાં નાશ થતાં, એક પછી એક, બદલાતાં જ રહેવાના. એ આજે છે, અને કાલે નથી. પણ પેલાં ભૂમિમાં ધરબાયેલાં આદિમતાની ભીની ગંધ ધરાવતાં બીજ તો, હજારો વર્ષ પછીય, ગમે ત્યારે, ગમે ત્યાં ઊગી નીકળવાનાં એ ચોક્કસ છે. એટલે માનવ સંસ્કૃતિ ખરા અર્થમાં પ્રકૃતિને ક્યારેય પરાજિત કરી શકતી નથી કે કવાની નથી. આમ અહીં પ્રકૃતિની ચેલેન્જ ચિરકાળ પછીય, સનાતન સત્ય બનતી હોઈ, ખુદ કવિનો મિથ્યા માલિકીનો ભાવ પણ ઓગળી જાય છે. કવિને પણ એની અલગ સ્પષ્ટતા કરવાની જરૂર લાગતી નથી.

આમ, આ 'ઘર બાંધતાં' સૉનેટ કાવ્યમાં કવિએ, પોતાની ઘર બાંધવાની પ્રક્રિયા દરમ્યાન, પોતે માલિકીના ભાવથી માટીના ઢેફાનો સ્પર્શ કરતા, આપણને નગર સંસ્કૃતિમાંથી, વનસંસ્કૃતિ (અસલ)સુધીની, પરિક્રમ્મા કરાવી, આ બન્ને સંસ્કૃતિના દ્વંદ્વના અંતે માનવ (કૃત્રિમ) સંસ્કૃતિ ક્ષીણ છે. નાશવંત છે, જ્યારે વન સંસ્કૃતિ પ્રકૃતિ શાશ્વત છે, સદાય વિજયવંત છે, તેનો સુંદર કવિત્વમય શૈલીમાં ચિતાર આપે છે. કાવ્યોચિત છંદ-અલંકાર અને પ્રતીકયોજના પણ કાવ્યની ભાવાભિવ્યક્તિને ઉપકારક નીવડી છે. 'વગડાનો શ્વાસ' કાવ્યસંગ્રહના સંપાદક સુરેશ દલાલે, કવિ જયંત પાઠક માટે કરેલ વિધાન : 'કવિ શ્રી જયંત પાઠકની કાવ્યસૃષ્ટિમાં સૉનેટ સ્વમાનભેર જીવે છે.' આ વિધાનને સાર્થક કરનારાં સૉનેટોમાંનું આ 'ઘર બાંધતાં,એક ઉત્તમ સૉનેટ રચના છે, તેમાં કોઈ શંકા નથી. □

# અગ્નિકુંડનું ગુલાબ

ભારતી ભટ્ટ



વિશ્વ સાહિત્યમાં હૃદયને ચીરી નાખતાં તીક્ષ્ણ અને સૂક્ષ્મ કાવ્યો રચાયાં છે. મહાન કવિ લૉર્ડ ટેનિસને પોતાના મિત્ર આર્થર હેન્રિ હેલમના આકસ્મિક અવસાનના આઘાતને જીરવીને મહાન કાવ્ય 'In Memoriam' નું સર્જન કર્યું. ગુજરાતી સાહિત્યમાં કવિશ્રી નરસિંહરાવ દિવેટિયાએ પોતાના યુવાન પુત્રના મૃત્યુના શોકથી 'મંગલમંદિર' કાવ્યનું સર્જન કર્યું. મૃત્યુની ગહનતા વિશે કવિઓ અને લેખકોએ અનેક પ્રકારની ચર્ચા કરી છે. રવીન્દ્રનાથ ટાગોરે લખ્યું છે : **If I like life I like death as well.** પણ અહીંયાં તો સોળ વર્ષની મુગ્ધા ગીતાંજલિ મૃત્યુની સાથે વીરાંગનાની જેમ યુદ્ધ કરી રહી છે. તેની વ્યથા, કથા અને આંતરિક સંઘર્ષ ગદ્યપદ્ય સ્વરૂપે રજૂ કરે છે. કેન્સરના વ્યાધિથી તે પીડિત છે. તે કહે છે, **'It's an illnes, not a curse.'** આ કિશોરીનાં કાવ્યો આસ્વાદતાં અપૂર્વ અને અનન્ય અનુભૂતિ થાય છે. સોળ વર્ષની બાળા અદૃશ્ય થઈને તત્ત્વજ્ઞાન અને ધર્મને સમર્પિત સમજદાર કિશોરી આપણને નજરે પડે છે. પીડિત શરીર અને સતત જાગ્રત રહેવાનો અભિશાપ આ નાની બાળાને મળ્યો છે. આ અવસ્થામાં તે રચે છે મૃત્યુ વિષયક અવિસ્મરણીય કાવ્યો.

**(1) Death is also something of kindness,**
**a kind of a happy release**
(મૃત્યુ પણ એક પ્રકારની દયા છે,
આનંદજનક મુક્તિ છે.)

**(2) I smile and**
**Bid you goodbye**
**No, shed no tears**
**for I need them not**
**All I need is your smile.**
(હું સ્મિત કરું છું,
'આવજો' કહું છું
અશ્રુઓ વહાવો નહીં
કારણ મારે તેની જરૂર નથી
મારે તો તમારું સ્મિત જોઈએ છે.)

મૃત્યુ વિષયક આ વિચારો ફક્ત સોળ વર્ષની કવયિત્રીના છે, જે પળેપળે મૃત્યના સાન્નિધ્યમાં સરતી જાય છે, મૃત્યુને સ્મિત સાથે સ્વીકારીને તે આ સુંદર વિશ્વને વિદાય આપવા ઇચ્છે છે. તેનાં રચિત કાવ્યોમાં અલ્પવિરામ, અર્ધવિરામ કે ઉદ્‌ગારચિહ્ન ગેરહાજર છે, છતાં પણ શબ્દો એટલા તીક્ષ્ણ અને ધારદાર છે કે વાચકના હૃદયમાં શૂળની યાતના આપે છે. જે કળી પુષ્પ જ બની શકી નથી તેના આંતરહૃદયમાં જે વિચારોની આંધી છે તે આંધી શાંતિના સમુદ્રમાં કેવી રીતે ફેરવાય છે તેની અભિવ્યક્તિ તેનાં કાવ્યોમાં અનુભવાય છે. કહો તો કિશોરી કવયિત્રીનું આ લિખિત વસિયતનામું છે.

નોબેલ પુરસ્કૃત મહાન સર્જક રવીન્દ્રનાથ ટાગોર લિખિત પુસ્તક 'ગીતાંજલિ' પરથી પ્રેમપૂર્વક તેના કાવ્યસંગ્રહનું નામ પણ ગીતાંજલિ રાખવામાં આવ્યું છે. વિધિની વક્રતા તો જુઓ કે તે બાળકિશોરીએ તે નામને મત્યુ સુધી સાર્થક કર્યું.

ગીતાંજલિ સારી ચિત્રકાર પણ હતી. પથારીવશ થયેલી ગીતાએ ભારવહન કરતાં ઘોડાનું ચિત્ર આબેહૂબ દોર્યું, જે કાવ્યસંગ્રહના મુખપૃષ્ઠ પર આપવામાં આવ્યું છે. ઘોડો તેને માટે પ્રતીક હતો. તે માનતી હતી કે તે પોતે જ ઘોડો છે, જે પરાણે જીવનનો ભાર કસડતી હતી! તેનો જન્મ ૧૨ જૂન ૧૯૬૧ ના રોજ શિખ કુટુંબમાં, મિરુતમાં થયેલો. તેનું મૃત્યુ ૧૧ ઑગસ્ટ ૧૯૭૭માં થયું. એટલે કે ૧૬ વર્ષ ૨ મહિના તે જીવી, પણ તેણે અને તેની મમ્મીએ મોટાભાગનો સમય મુંબઈમાં જ વીતાવ્યો એટલે જ દરિયા સાથે તેને પાક્કી દોસ્તી થઈ ગઈ. તેના ટૂંકા જીવનમાં તેના પર પ્રભાવ પાડનારાં સ્વજનોમાં તેની માતા, તેના પિતા, તેનો ભાઈ વિન્કી, તેનો કૂતરો મિકી, વિપુલ આન્ટી, તેની શાળા ફૉર્ટ કૉન્વેન્ટ અને તેનો બીજો કૂતરો મોતી છે. કૉન્વેન્ટ સ્કૂલનું શિક્ષણ અને ઘરના સંસ્કારી વાતાવરણના સંયોજને તેનામાં ઈશ્વરશ્રદ્ધા વહે છે. તેની કેન્સરયાત્રામાં તેણે જે માનસિક યાતના અનુભવી છે. એ યાતના પછી ઈશ્વરના નિર્ણયનો બાળ ગીતાંજલિએ સ્વીકાર કર્યો છે, તે ખરેખર હૃદયદ્રાવક છે. તેના મનોકાશમાં સતત તેના પિતાશ્રીના મજબૂત બાહુઓ, પ્રેમાળ માનું અસ્તિત્વ, તેનો વહાલો ભાઈ વિન્કી, તેનો સાથીદાર કૂતરો મીકી અને જયુડી અને તેની વહાલી સ્કૂલ ફૉર્ટ કૉન્વેન્ટ ગુંથાયેલા છે.

માતાની જાણ પહેલાં હોશિયાર ગીતાંજલિને ખ્યાલ આવી જાય છે કે તે ધીમે ધીમે મક્કમ રીતે મૃત્યુ તરફ ધકેલાતી જાય છે. તે એકલી વેદના સહે છે. નિદ્રાદેવીએ તેની સાથે રિસામણાં લીધાં છે અને એકલતોની એ મજબૂત દીવાલો વચ્ચે તત્ત્વજ્ઞાનીઓ જ વિચારી શકે તેવા વિચારને કવિતાનું સ્વરૂપ આપ્યું છે. બધાં જ કાવ્યોમાં ગીતાંજલિ 'બિચારી' તરીકે ઊપસતી નથી, પણ બહાદુર કવયિત્રી તરીકે તે આત્મશોધ કરે છે. સતત પીડા અને દુ:ખ સહન કરતી ગીતાંજલિ છેલ્લે વિધાતાને અધીન થઈને પોતાના જ મૃત્યુની કલ્પના કરે છે અને રચે છે,

**Gitanjali is dead**
**Gitanjali is dead.**
**...**
**A horror of struck**
('ગીતાંજલિ મૃત્યુ પામી છે
ગીતાંજલિ મૃત્યુ પામી છે.')
ભયભીતતાનું ચુંબન)

પણ બીજી પંક્તિમાં તે આત્મનિવેદન આપે છે :

**Free of torture**
('ભયંકર યાતનામાંથી મુક્તિ')
**Free of Pain**
(વેદનામાંથી મુક્તિ)
**And free of guilt**
(દોષભાવનામાંથી મુક્તિ)
**That shook my faith**
જે તેની શ્રદ્ધાને હચમચાવી મૂકી હતી.

તે મુક્તિની ઝંખના ઇચ્છે છે. શારીરિક વેદનાના ઘૂંટ પી પીને તેની સોહામણી કાયા કૃષ બની ગઈ છે. તે હિન્દુ ધર્મના પુનર્જન્મના સિદ્ધાંતમાં માને છે અને તેથી તે કહે છે,

**I am now at the threshold**

of my life to start a-fresh

A new lease of my life...

તેને ખાતરી છે કે મૃત્યુ પછી તેને જરૂરથી જીવનનું વરદાન મળશે.

તેનો એક એક દિવસ, એક એક ક્ષણ જાણે ક્રાઈસ્ટના વધસ્તંભ જેટલો દુઃખદ છે. સૂર્યનાં કિરણોને આશ્લેષતા તેને એક દિવસ જીવનનું ઈશ્વરી વરદાન મળે છે તેથી તે ઈશ્વરનિયંતાનો આભાર માને છે.

તદુપરાંત તેણે તેનાં કાવ્યોમાં ઈશ્વરની હાજરી અને તેનો ન્યાય, સૂર્ય, દરિયો, રાત્રિના તારાઓ વગેરેને સ્થાન આપ્યું છે. ગીતાંજલિ હકારાત્મક વલણ ધરાવતી એક બહાદુર બાળકી છે. તે મૃત્યુને જોઈને વિવશ નથી થતી કે ઈશ્વરને દોષ નથી આપતી. તે પોતાની જાતને (destine child) વિધિનિર્મિત બાળક માને છે. ઈશ્વરમાં નિઃસીમ શ્રદ્ધા ધરાવતી આ કવયિત્રી પોતાના પર જ કૃપાળુ પ્રભુ કરુણા વર્ષાવે તેવું ઈચ્છતી નથી, પણ તેને ચાહનાર હરલોકને ઈશ્વરી કરુણા મળે તેવી તે પ્રાર્થના કરે છે.

તેને ખાતરી છે કે તેના મૃત્યુ પછી પણ તેનાં પ્રિય સ્વજનોના હૃદયમાં તે હંમેશાં ચિરંજીવ રહેવાની છે. આ અહેસાસ સત્ય છે, કારણ કે તેની માતા કહે છે, મને ગૌરવ છે કે મેં ગીતાંજલિ જેવા બાળકને જન્મ આપ્યો અને હું ઈશ્વરની આભારી છું કે તે ઈશ્વરે મને આવી વિશિષ્ટ બાળકીની માતા બનાવવાનું પસંદ કર્યું.

અચાનક ગીતાંજલિ મિત્રોને ક્રિસ્મસ કાર્ડ લખે છે. તેને અહેસાસ થાય છે કે તે કદાચ ક્રિસ્મસસુધી આ દુનિયામાં હશે જ નહીં, અને તેની ઈચ્છા પ્રમાણે તે દિવસ ઉજવાય છે; પણ તે ઉજવણી શોકાંતિકા બની જાય છે. તે બહાદુર અને સ્વમાની છે, તેથી તે ઈશ્વરને પોકારે છે :

Not that I am proud,
Not that I am a non-believer
But I long stopped begging
for mercy.'
Mercy I cry
Mercy God
Have mercy on me.'.

ગીતાંજલિ લાગણીના ઉદ્વેગમાં જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થાય છે. દરેક ક્ષણનો તે અલગ રીતે અહેસાસ કરે છે. મૃત્યુનો તેને સ્વીકાર છે, પણ તે મૃત્યુને ભેટ સ્વરૂપે શું આપી શકે તેમ છે તે વાંચો :

'Alas,
Thare are only tears to offer
In relief and
my wasted form.'

ક્ષીણ થયેલી કાયા અને સમુદ્રનાં ખારાં બિંદુઓ જેવાં અશ્રુઓ તે મૃત્યુદેવને ભેટ આપી શકે છે. પણ જીવવાની તેને પળે પળે ઈચ્છા છે તેથી તે કહે છે,

'I beg of you dear God
Please let me live.'

પણ ઈશ્વર પાસે આજીજી કરવાથી તેને જીવનનું વરદાન મળવાનું નથી તેથી તેની મૃત્યુપથારીએ ઈશ્વર તેની પાસે રહે તેવું તે આ પંક્તિઓમાં વ્યક્ત કરે છે.

'My dear God
To be by my side
And hold my hand
And take me
Where you want.'

પછી વેદનાથી ત્રસ્ત તે વદે છે.

'Life me out of this valley
of despain'

and set my soul free.'

તેના રોમેરોમમાં તેની માતાની સમર્પણ ગાથા છે. તેની મમ્મી તેને માટે ખડક સમાન છે. તેના હાસ્યમાં તે હસે છે તેના રુદનમાં તે રડે છે, તેના સુખદુઃખમાં તે સાથી છે. તે જ ગીતાંજલિ જ્યારે તેની મમ્મીને તેના મૃત્યુ માટે પ્રાર્થના કરવાનું કહે છે ત્યારે હતપ્રભ માં ઈશ્વરને પ્રાર્થના કરે છે, 'હે પ્રભુ, કોઈક ચમત્કાર કરીને મારી પુત્રીને, બચાવ અથવા તેને તું આ દારુણ વેદનામાંથી મુક્તિ આપ.' દીકરીની કારુણ્યગાથા સાથે માની પણ વેદનાગાથા છે. ગીતાંજલિ માતાના આ પ્રેમના ક્ષણેક્ષણ અહેસાસ કરે છે. જીવન અને મૃત્યુનાં બે ચક્રો વચ્ચે મૃત્યુચક્ર ગીતાંજલિથી નજીક છે. તે જીવનને અલવિદા કહે છે અને વચન માગે છે કે પુનર્જન્મમાં શું આપણે આપણો પ્રેમ ફરીથી નહીં દીપાવી શકીએ?

દરિયો તેને હૂંફ આપે છે. તે પોતે તૂટેલું એવું વહાણ છે; ક્યારે તે પાણીમાં ગરક થઈ જશે તેની તેને ખબર નથી. પોતાની માનસિક એકલયાત્રામાં તેને ઈશ્વર પરની શ્રદ્ધા સવિશેષ છે. તેને ખાતરી છે કે ઈશ્વર કદી પણ અન્યાયી હોઈ શકે નહીં. જીવન કર્મપર જ અધીન છે. તે ઈશ્વરને પ્રાર્થે છે કે ઈશ્વર તેને તેની હૂંફમાં લઈ લેવા માગતો હોય તો હે ઈશ્વર તું મને શક્તિ અને હિંમત આપ. તે ગરિમાપૂર્ણ મૃત્યુ ઇચ્છે છે. પોતાની સ્કૂલમાં જતાં તેના કિશોર મિત્રોની પ્રસન્નતા તે અનુભવી શકે છે. તેને જોઈને સ્તબ્ધતા છવાય છે તેનો તેને અહેસાસ છે.

'Illness too is a gift of God.' તેનાં કાવ્યોમાં લૉર્ડ ટેનિસનની ઊર્ધ્વદૃષ્ટિ દેખા દે છે. મૃત્યુ એ ઈશ્વરી વરદાન છે, તેમ તે માને છે. તે દરિયાકિનારાની છીપ, કાંકરી જેવી છે. દરિયાની ભરતી ક્યારે છીપ કાંકરાને પોતાની સાથે ઘસડી જાય તે તેમને ખબર નથી હોતી. ને દરિયાની ભરતી અને ઓટ છે. પોતાની વહાલી મમ્મીને પોતાની આખરી ઈચ્છા વ્યક્ત કરે છે :

'Let my ashes
Sift through your fingers
Until they join
Where from they came
And be called
The dust again'

માતા પોતાની રાખને તેની કોમળ આંગળીઓ વડે સ્પર્શે તેવી તે ઈચ્છા ધરાવે છે. ફક્ત સોળ વર્ષની કિશોરી પોતાની માના હૃદયમાં હંમેશાં રહેશે તેમ કહી તે તેને આશ્વાસન પણ આપે છે.

ગીતાંજલિ બુદ્ધિશાળી કવયિત્રી છે. તેથી જ જીવનને ઉદ્દેશીને તે કહે છે :

'Who will be unlucky
I, who will die
or you life
who will be denied
The fulness of life.'

અહીંયાં હૃદયદ્રાવક ભાવના વ્યક્ત થઈ છે. કોણ કમનસીબ છે મૃત્યુ કે પોતે? તેની જીવનયાત્રામાં તેણે અનેક મૃત્યુઓનો સામનો કર્યો છે. તે કહે છે,

'I don't know
How many more dearth
I have to die.'

સમગ્ર કાવ્યસંગ્રહમાં ચૂંટાઈ શકે તેવી કેટલીક ભાવનાત્મક પંક્તિઓ આસ્વાદીએ :

(1) The moonlight
That shines
In a little puddle
On the rocks

(2) Be silent

Oh please be silent
Let me hear
The whisper of God.

(3) Last nighty
The moon visited me
Throuh
The partly
Open window.

જીવન અને વિચારો વિશેનો સંઘર્ષ તેના કિશોર મનમાં છે. દરેક દિવસ તેને અંત લાગે છે. સુંદર અને પ્રશંસનીય પુષ્પો પોતાની જેમ જ મૃત્યુ પામવાનાં છે તેનો તેને અહેસાસ છે, છતાં પણ તે કહે છે, તેને માટે સૌથી અગત્યનું જીવન જ છે. મૃત્યુપથારીએ પોતાના પિતાની હાજરીની ઝંખના તેને છે. જિંદગીની હૃદયદ્રાવક ક્ષણોમાંથી પસાર થતી ગીતાંજલિ લખે છે :

'My life is
like a tide
One minute
The hope
Rises
The next minute
It's low.

આંતરિક શક્તિની વ્યાખ્યા આપતા તે કહે છે,

'Strenght is thus born
In deep silence of
Long suffering hearts.'

અવાચક મૌનની પળોમાં, લાંબી વેદનાયાત્રામાંથી પસાર થયાં પછી જ આંતરશક્તિ ઉત્પન્ન થાય છે. અને તે મનોબળ તેણે અસહ્ય દુ:ખમાંથી મેળવ્યું છે. મહાન કવિ ટેનિસન લિખિત મહાન ઊર્મિક Break, break, break ની જેમ આ કિશોરી કવયિત્રી હૃદયને ચીરતી કાવ્યપંક્તિ રચે છે,

'Break my heart
Break it, God
But please
Do be just

નજર સમક્ષ જ મૃત્યુ નિહાળતી ગીતાંજલિ પોતાની કૃષકાયા અગ્નિમાં વિલીન થતી જોઈ શકે છે. તેના અણુએ અણુમાં દુ:ખની જ્વાળાઓ છે. મૃત્યુએ તેને વેદનાના ઊંહકારા અને આક્રંદમાંથી મુક્તિ આપી તેના પ્રેમાળ બાહુમાં માતૃવત્સલતાથી આવરી લીધી. આ રીતે ગીતાંજલિ મહાકાવ્ય સમાપ્ત થાય છે. ગીતાંજલિ કાવ્યસંગ્રહનાં કાવ્યો હૃદયદ્રાવક છે. દરેક કાવ્યમાં એક સંતની પારદર્શકતા અને શ્રદ્ધા ટપકે છે. તેના સંપાદકે પૂર્ણવિરામ, અર્ધવિરામ, આશ્ચર્યચિહ્ન વગેરેનો કાવ્યોમાં પોતે ઉમેરો નથી કર્યો. તેઓ ગીતાંજલિ-રચિત કાવ્યોમાં સુધારાવધારા પણ કરવા ઇચ્છતા નથી. જેવી પરિસ્થિતિમાં, જેવી રીતે કાવ્યો રચાયાં છે તેવાં જ કાવ્યો તેમણે ભાવકવર્ગને સમર્પિત કર્યાં છે. દરેક કાવ્યમાં ઉન્નતમસ્તકે દૃષ્ટિ કરતી નિર્દોષ બાલિકા ગીતાંજલિ દેખાય છે.

આટલી નાની ઉંમરે જીવનનું નવું પરિમાણ આપવાની તેણે જે ક્ષમતા દર્શાવી છે તે જ બતાવે છે કે તેના સંસ્કારમાં ઉચ્ચ આધ્યાત્મિકતા અને સ્નેહનું ભાથું છે. ગીતાંજલિએ તો આ વિશ્વમાંથી વિદાય લીધી, પણ તેના જેવી અગણ્ય ગીતાંજલિઓને તેણે દૈવી પથ પણ બતાવ્યો. કાવ્યો વાંચતાં આંખમાં અનાયાસે અશ્રુનાં તોરણો બંધાય છે અને મૂકહૃદય ગીતાંજલિને સાચી શ્રદ્ધાંજલિ આપે છે.

[The Gitanjali Album : Ed. Parmanand R. Divakar, Publisher : Gujarat Sahitya Prakash, Post Box 70, Anand 388001 India, Paper back, P. 113, Rs. 7 □

## કેન્સરના દર્દી તરીકે ચાર વર્ષના દીકરાને સંબોધન

☐ જગદીશ વ્યાસ

મારી ઉપર એવો ઊઠ્યો છે કાળ, દીકરા!
મારા વિના જ જિંદગી તું ગાળ, દીકરા!

ઇચ્છું છું તોય તુજને રમાડી શકું છું ક્યાં?
રમ તું હવે 'બા' જ રમતિયાળ દીકરા!

મારાં દુઃખોમાં એક દુઃખ છે એય પણ મને,
તારી નહીં હું લઈ શકું સંભાળ, દીકરા!

વીતે છે દિવસો કેમ એની છે મને ખબર,
તું કેમ મોટો થઈશ નાનાબાળ દીકરા!

જીવન તમારાં સહુનાં સહજતાથી વીતજો,
થાશો નહીં એ કોઈ દી' ખર્ચાળ, દીકરા!

હું પ્રાર્થના કરું છું કે મારા ગયા પછી
મળજો તને મળનાર સહુ હેતાળ, દીકરાં!

('શબ્દસૃષ્ટિ' અંક :૨૭૯માંથી સાભાર)

